શ્રી ગુલાબવીર ગ્રંથમાળા રત્ન ૪ થું.

શ્રી મહાવીરાય નમઃ

# જૈનાગમશબ્દસંગ્રહ.

## અર્દ્ધમાગધી—ગુજરાતી કોષ.

સંપાદકઃ

પૂજ્યપાદશ્રી ગુલાબચંદ્રજી સ્વામીના

શિષ્ય—

શતાવધાની પં. મુનિ શ્રીરત્નચંદ્રજી મહારાજ.

( લીંબડી સંપ્રદાય. )

પ્રકાશકઃ

સંઘવી ગુલાબચંદ [illegible]

શ્રી લીંબડી.

(કાઠીયાવાડ)

ઈ. સન ૧૯૨૬. ] વિક્રમ સંવત ૧૯૮૩ [ વીર સંવત ૨૪૫૩.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

મૂલ્ય રૂ. [illegible]. પોસ્ટેજ જુદું.

# અર્પણપત્રિકા.

---

ગુરુવર્ય પૂજ્યપાદશ્રી ગુલાબચંદ્રજીસ્વામી તથા મહારાજશ્રી વીરજીસ્વામી !
આપ બન્ને સહોદરોએ ઘણા વર્ષથી આ સેવકને અભ્યાસ કાર્યમાં
અને લેખન કાર્યમાં ઘણી સાહાય્ય આપી ઉપકૃત કર્યો છે. એટલુંજ
નહીં પણ શાસનોપયોગી સાહિત્યપ્રચારના કાર્યમાં
આજસુધી સહાયતા આપતા રહો છે તેથી
આભારવશ આ સેવક ભાષાસા-
હિત્યના અંગરૂપ આ પુસ્તક
આપના કર કમલ-
માં અર્પણ
કરે
છે.

લિ० મુનિ રત્નચંદ્ર.

# પ્રસ્તાવના.

**કોષની જરૂરીઆત.**

કોષ, કોશ, નામમાળા, શબ્દસંચય, શબ્દસંગ્રહ, શબ્દાર્ણવ, શબ્દરત્નાકર, અભિધાન ચિંતામણિ, શબ્દકલ્પદ્રુમ, શબ્દરત્નાવલી, વગેરે અનેક શબ્દો લગભગ એક અર્થવાળા છે. એ બધા શબ્દો છુટી છુટી પડેલી વસ્તુને એકત્ર કરી સમૂહરૂપે ગોઠવવાનો અર્થ સૂચવે છે. ભંડાર અથવા ખજાનાને પણ આ કોષ શબ્દ લાગુ પડે છે. પૃથ્વીના જુદા જુદા ભાગમાં જુદાં જુદાં નિમિત્તોથી ઉત્પન્ન થતા દ્રવ્યમાંથી મ્હેસુલરૂપે કે જકાતરૂપે અમુક અમુક અંશ ગ્રહણ કરી, રાજાઓ રાજ્યના રક્ષણ માટે યા પ્રજાનું પાલન કરવા માટે રાજ્યનો ખજાનો ભરે છે અને તે ખજાનો રાજ્યની સમૃદ્ધિ ગણાય છે. તેમ જ ભાષાના જુદાં જુદાં પુસ્તકોમાં વપરાએલા શબ્દોના અર્થનો સંશોધનપૂર્વક સંગ્રહ કરી વિદ્વાનોએ કોષરૂપે શબ્દના ખજાના તૈયાર કર્યા છે. રાજ્યના રક્ષણ માટે ધનના ખજાનાની જેટલી જરૂર છે, તેના કરતાં પણ વધારે જરૂર તત્ત્વના રક્ષણ માટે અને ધર્મના પાલન માટે તે તે ભાષાના કોષરૂપે શબ્દના ખજાનાની જરૂરી છે. કોષ એ ભાષાની સમૃદ્ધિ છે, ભાષાનું બળ છે, સાહિત્યનું જીવન છે, તત્ત્વોને વિસ્તારવાનું મુખ્ય સાધન છે.

**આર્યાવર્તની પ્રાચીન ભાષાઓ.**

ભારતવર્ષના ધર્મસાહિત્યની મુખ્ય બે ભાષાઓ છે. સંસ્કૃત અને પ્રાકૃત. અનુયોગદ્વાર સૂત્રમાં આ બે ભાષાઓને પ્રશસ્ત ભાષા કહી છે. **यदुक्तं— " संक्कया पागया चेव पसत्था इसिभासिया "** અર્થાત્ સંસ્કૃત અને પ્રાકૃત એ બે ભાષા ઋષિભાષિત અને પ્રશસ્ત છે. કાલ પરત્વે સંસ્કૃતભાષામાં બે ભેદ પડ્યા છે. એક પ્રાચીન સંસ્કૃત અને બીજી અર્વાચીન સંસ્કૃત. વેદની સંસ્કૃતભાષા એ પ્રાચીનસંસ્કૃત અને મહાભારત આદિની સંસ્કૃત ભાષા તે અર્વાચીનસંસ્કૃત છે. ખરીરીતે તો પાણિનીય આદિ વ્યાકરણકર્તાઓએ સંસ્કાર પમાડ્યા પછીજ સંસ્કૃત નામ પ્રસિદ્ધિમાં આવ્યું હોય તે સંભવિત છે. ગમે તે હો વૈદિકધર્મનું સાહિત્ય ઘણે ભાગે સંસ્કૃત ભાષામાં લખાયેલું છે. તેમાં વેદો વૈદિકસંસ્કૃતમાં અને મનુસ્મૃતિ આદિ ધર્મગ્રંથો નવીન સંસ્કૃતમાં રચાયા છે. બીજી ભાષા છે પ્રાકૃત. તે સાધારણ જનોની બોલાતી ભાષા હતી. સંસ્કૃત ભાષા વ્યાકરણના નિયમથી બંધાયેલી હોવાથી આજ સુધી અવિભક્ત રહી, પણ પ્રાકૃતભાષા તો લોકભાષા હોઇને દેશભેદ અને કાળભેદથી બદલાવા લાગી એટલે તેના અનેક ભેદ પડ્યા. માગધી, શૌરસેની, પૈશાચી, અપભ્રંશ વગેરે અનેક નામો ધારણ કરતી પ્રાકૃતભાષા આખા ભારતવર્ષમા પ્રસરી. આમાં અર્વાચીન પ્રાકૃતભાષાને હમણાં બાજુએ મુકી પ્રાચીન પ્રાકૃતભાષાનો વિચાર કરીએ કેમકે તેમાં આર્યાવર્તના મુખ્ય બે ધર્મોનું-બૌદ્ધધર્મ અને જૈનધર્મનું સાહિત્ય ઉતરેલું છે. પ્રાચીન પ્રાકૃત ભાષાના મુખ્ય બે ભેદ થયા, પાલી અને અર્દ્ધમાગધી. તેમાં બૌદ્ધ

સાહિત્ય પાલીભાષામાં લખાયું અને જૈન આગમસાહિત્ય અર્દ્ધમાગધીભાષામાં રચાયું. મગધદેશનો અર્દ્ધ ભાગ અને શૂરસેન દેશનો અર્ધ્ધ ભાગ એમ બંને દેશની સરહદ ઉપર પ્રાચીન સમયમાં બોલાતી ભાષાનું નામ અર્દ્ધમાગધી પડયું હોય એમ સભવિત લાગે છે. આવી રીતે આર્યાવર્તના મુખ્ય ત્રણ ધર્મોના પ્રાચીન સાહિત્યની જુદી જુદી ત્રણ ભાષા થઇ.

**વૈદિક સાહિત્ય.**

દરેક ધર્મસાહિત્યનો આત્મા તે તે ધર્મના તત્ત્વો છે અને ભાષા એ તેનું શરીર છે. વ્યાકરણ, છંદ, કોષ, વગેરે તેના અવયવો છે. જે સાહિત્યના આ બધાં અંગો પૂર્ણ હોય તે સાહિત્યનો અભ્યાસ કરવાની વધારે સરલતા થાય અને લોકોમા તેનો વધારે પ્રચાર થાય તે સ્વાભાવિક છે. વૈદિક સાહિત્યનાં વ્યાકરણ, કોષ, આદિ અંગો ઘણા પ્રાચીન સમયથી રચાયાં. નવીન સસ્કૃતભાષાના તો વ્યાકરણ, કોષ આદિ ગ્રંથો કેટલાએ રચાઇ ગયા છે. અમરકોષ, મેદિનીકોષ, અભિધાન-ચિંતામણિ, શબ્દકલ્પદ્રુમ, વાચસ્પત્યભિધાન આદિ બાવનથી વધારે કોષો આજે પણ વિદ્યમાન છે.

**બૌદ્ધ સાહિત્ય.**

વૈદિકસાહિત્યની માફક બૌદ્ધસાહિત્યનાં અંગો પણ વ્યાકરણ, કોષ આદિરૂપે ઘણાં તૈયાર થયાં છે. તેને લીધે બૌદ્ધધર્મના દુનિયાના મોટા ભાગ ઉપર પ્રચાર થએલ જોવામા આવે છે.

**જૈન સાહિત્ય**

જૈનધર્મના તત્ત્વોનો ઉપદેશ તીર્થંકર મહારાજે અર્દ્ધમાગધી ભાષામાં કર્યો છે એવો ઉલ્લેખ શાસ્ત્રમાં અનેક સ્થળે છે. જે ભાષામાં તીર્થંકરે અર્થરૂપે તત્ત્વો પ્રકાશ્યા તે ભાષામાં ગણધરોએ સૂત્રો રચ્યાં; અર્થાત્ જૈન-ધર્મનું આગમસાહિત્ય અર્દ્ધમાગધી ભાષામાં રચાયું. શાસ્ત્રો રચાયા પછી લગભગ એક હજાર વર્ષ સુધી તે શાસ્ત્રો પુસ્તકારૂઢ ન થતા પાઠકોની જીભને ટેરવે રહ્યાં. ગુરૂઓ પોતાના શિષ્યોને મોઢેથી શીખવતા અને શિષ્યો મૂળપાઠ કંઠસ્થ કરી અર્થની ધારણા કરતા. ધારણ કરેલ અર્થ અને કંઠે કરેલાં સૂત્ર શિષ્યો પુન. પોતાના નવા શિષ્યોને શીખવતા. તેમાં કેટલાક સંક્ષેપ સૂત્રોને સ્પષ્ટ વિસ્તારથી સમજાવવાને ભદ્રબાહુ સ્વામી વગેરેએ તેને તે ભાષામાં નિર્યુક્તિઓ રચી અને ત્યાર પછી કેટલેક વર્ષે કેટલાંક સૂત્રો ઉપર ભાષ્યો રચાયાં તે પણ પ્રાકૃત ભાષામાં. મહાવીરપ્રભુના નિર્વાણ પછી ૯૮૦ વર્ષે ૨૭ મે પાટે દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ આચાર્ય થયા. એમણે બીજા આઠ આચાર્યોની મદદ લઇ વલ્લભીપુર શહેરમાં ગુરૂશિષ્યપરંપરાથી શ્રવણગોચર થયેલ સૂત્રોને પુસ્તકારૂઢ કર્યાં. વખત જતા સૂત્રની ભાષા અને જમાનાની ચાલુ ભાષા વચ્ચે અંતર પડયે જતુ હતુ. અર્વાચીન ભાષા પ્રાચીન ભાષાથી. જુદી પડી જુદું જુદુ નામ ધારણ કરતી હતી. પ્રાકૃત ભાષાના દેશ અને કાળ પરત્વે અનેક પ્રકારો પડી ચુકયા હતા. આ વખતે સસ્કૃત અને પાલી ભાષાની માફક અર્દ્ધમાગધીભાષાને પણ વ્યાકરણ આદિથી નિયમબદ્ધ કરવાની આવશ્યકતા હતી. કદાચ જૈનાચાર્યોએ તે રચ્યાં હોય ને પાછળથી અંધાધુંધીના કાળમાં તે નષ્ટ થયાં હોય તો તે બનવાજોગ છે. ગમે તેમ હો પણ આજે

તે ઉપલબ્ધ નથી. અર્વાચીનપ્રાકૃતનાં વ્યાકરણો જૈન અને જૈનેતર વિદ્વાનોએ રચ્યાં પણ પ્રાચીન પ્રાકૃતભાષા ઉપર જોઇએ તેવું લક્ષ્ય ન અપાયું. અલબત ત્યાર પછી સૂત્રો ઉપર વ્યાખ્યાઓ–ટીકાઓ રચાઈ. પ્રથમ ચૂર્ણિના રૂપમાં અને પછી વિસ્તારથી વૃત્તિના રૂપમાં શીલાંગસૂરિ, અભયદેવસૂરિ વગેરેએ ટીકાઓ લખી પણ તે સંસ્કૃતભાષામાં, મૂળ ભાષામાં નહીં. બૌદ્ધધર્મનાં મૂળ પુસ્તકો પાલીમાં અને તેની ટીકાઓ પણ પાલીભાષામાં લખાઇ, તેથી પાલી ભાષા આજસુધી એકરૂપે જળવાઈ રહી, તેમ જૈન આગમોની ટીકાઓ આગમની ભાષામાંજ રચાઇ હોત તો આગમની ભાષાનો આજે બહોળો વિસ્તાર થયો હોત. પણ એમ લાગે છે કે આ વખતે જમાનાનુ વલણ સસ્કૃતભાષા તરફ વળેલું હોવું જોઇએ. પ્રાકૃતભાષા કરતાં સસ્કૃતભાષાનો આદર વધારે થયેલ હોય એમ માનવાને કારણ મળે છે. તે વખતના રચાયેલ નાટકોમાં ઉત્તમ પાત્રોની સસ્કૃત ભાષા અને હલકા પાત્રોની પ્રાકૃત ભાષા યોજાયેલી જોવામાં આવે છે. બ્રાહ્મણ વિદ્વાનોની આ અસર જૈન વિદ્વાનો ઉપર થઈ હોય તો તે અસંભવિત જેવુ નથી. અસ્તુ. '**समयएव करोति बलाबलम्**' સમયની બલિહારી છે. ટીકારચનાકાળ પછી જૈનાચાર્યોએ હજારો ગ્રંથો રચ્યા. પણ તેમાં નેવુ ટકા સંસ્કૃત ભાષાના અને દશ ટકા પ્રાકૃત ભાષાના આવી પરિસ્થિતિ આજસુધી રહી પણ થોડા વર્ષો થયાં કઇક વલણ બદલાયું છે. પુરાતત્ત્વોની જેમ જેમ શોધ થવા માંડી છે તેમ તેમ પુરાતન ભાષા તરફ લોકોનું લક્ષ્ય ખેંચાયું છે. પુરાતન તત્ત્વોને ધારણ કરનારી બે ભાષાઓ–પાલી અને અર્દ્ધમાગધી શોધકોના વિશ્વાસને પાત્ર બનવા લાગી છે. પાલીભાષા, વ્યાકરણ કોષ આદિ અંગોથી પૂર્ણાંગી બનેલી છે. પણ અર્દ્ધમાગધી ભાષાનાં અંગોની ખામી જણાઇ. ન મળે તેનું વ્યાકરણ કે ન મળે કોષ. હેમચંદ્રસૂરિએ એક વ્યાકરણ અને એક કોષ રચ્યો પણ વ્યાકરણ સંસ્કૃત અને પ્રાકૃત ભાષાનું અને કોષ દેશ્ય શબ્દોનો. આર્ષ પ્રયોગોનું પોતાના વ્યાકરણમાં તેમણે સૂચન કર્યું પણ વિકલ્પબહુલતા જાણી તેની ઉપેક્ષા કરી. વિક્રમના ૧૧ મા સૈકામા મહાકવિ ધનપાલે પોતાની બ્હેન સુંદરીના શિક્ષણ માટે **પાઇઅલચ્છીનામમાળા** નામનો એક ન્હાનો કોષ રચ્યો. જે હાલ થોડા વખત પહેલાં છપાઇ બ્હાર પડ્યો છે તે પણ પ્રમાણમાં બહુ ન્હાનો છે, વળી પ્રાકૃત ભાષાનોજ તે કોષ કહી શકાય. બસ, પ્રાકૃત ભાષાના કહોએ તો આ બેજ કોષ ઉપલબ્ધ છે તેમા પણ એક દેશ્યભાષાનો અને એક પ્રાકૃતભાષાનો. અર્દ્ધમાગધીભાષાનો તો એકે નહી.

**અભિધાન રાજેંદ્રની ઉત્પત્તિ.**

આગમની ભાષાના આ મુખ્ય અંગની ખામી દૂર કરવાનો પ્રથમ પ્રયાસ આજથી લગભગ પાંત્રીસ વર્ષ પહેલાં શ્રીયુત રાજેંદ્રસૂરિએ આરંભ્યો. તેમણે વૃદ્ધાવસ્થામાં પણ આગમો, ભાષ્યો, નિર્યુક્તિઓ વગેરે પ્રાચીન અને અર્વાચીન પ્રાકૃત ગ્રંથોનું દોહન કરી શબ્દ સગ્રહ કર્યો. અ-કારાદિ અનુક્રમે શબ્દાવલિ ગોઠવી. દરેક પ્રાકૃત શબ્દની આગળ સસ્કૃત પર્યાય ગોઠવ્યો. અર્થ લોકભાષામાં આપવાને બદલે સંસ્કૃત ભાષામાં આપ્યો; તે પણ સંક્ષેપથી નહીં પણ મ્હોટા વિસ્તારથી, દાખલા તરીકે અનાથી શબ્દનો અર્થ આપવાનો હોય ત્યાં અનાથીમુનિનું આખુ અ-ધ્યયન, તેના ઉપરની ટીકાના પાઠોના પાઠો તેમાં ગોઠવવામાં આવ્યા તેથી તેનો વિસ્તાર અત્યત

વધી એક એક શબ્દની પાછળ પ્રકરણનાં પ્રકરણો યોજ્યાં તેથી તે શબ્દ કોષને બદલે પ્રકરણ કોષ બન્યો સાઈક્લોપીડીયાની માફક અતિ વિસ્તૃત મહાન કોષ થયો. તેનું પ્રકાશન કાર્ય તેમના પરલોક નિવાસ પછી થયું તેથી લેખકો કે શોધકોના પ્રમાદથી રેફરન્સના આંકડાઓમાં ઘણે ઠેકાણે ભૂલો રહી જવા પામી છે. તે પુસ્તક મોટા મોટા સાત ભાગમાં રતલામ મુકામે અભિધાનરાજેંદ્રકાર્યાલય તરફથી લગભગ ૨૫૦ રૂપિયાની કિંમતે છપાઈ બહાર પડ્યું છે. તે પુસ્તક આગમના ખજાનારૂપે ગણી શકાય પણ સંસ્કૃત ન જાણનાર સામાન્ય જનતાને ઉપયોગી ન થઈ શકે એટલે સામાન્ય વર્ગ માટે એક વ્યાપક આગમકોષની જરૂરીઆત ઉભીને ઉભી રહી.

**અર્દ્ધમાગધી કોષનો જન્મ.**

ઈંદોર નિવાસી શ્રીયુત ભંડારી કેશરીચંદજીના મનમાં ઉપર કહેલ જરૂરીઆત પુરી પાડવાની ધગશ ઉત્પન્ન થઈ. પોતે વ્યાપારી વર્ગના માણસ હોવા છતાં અંગ્રેજી કેળવણીની સાથે સાધારણ સંસ્કૃતજ્ઞાન મેળવેલ હોવાથી આગમકોષનાં થોડાં સાધનો એકઠાં કરી શબ્દસંગ્રહ કરવાની શરૂઆત કરી. કેટલાએક આગમો અંગ્રેજ વિદ્વાનો તરફથી અંગ્રેજી, જર્મની વગેરે ભાષામાં તે તે સૂત્રના શબ્દકોષ સાથે છપાયા છે. તેમાંથી શબ્દો ચુંટવાનો આરંભ કરી દશબાર હજાર શબ્દો એકઠા કર્યા. દરમ્યાન જર્મન નિવાસી ડો. સ્વાલીએ શ્વેતાંબર કોન્ફરન્સની પ્રેરણાથી અને હર્મન જેકોબીની સલાહથી એક પ્રાકૃતકોષ તૈયાર કરવાનો આરંભ કરી દીધો. વિક્રમ સંવત ૧૯૬૮ ની સાલમાં શ્રીયુત ભંડારી કેશરીચંદજીએ પોતાનો શબ્દસંગ્રહ ડો. સ્વાલી ઉપર મોકલી આપ્યો. એટલામાં યુરોપીય મહાયુદ્ધ ઉપસ્થિત થયું અને ડો. સ્વાલીની યોજના પડી ભાંગી. મોકલેલા શબ્દો પાછા ઈંદોર આવ્યા. ભંડારીએ તે કામ જૈ. સ્થા. કોન્ફરન્સની આગળ રજુ કર્યું. કોન્ફરન્સે તે સ્વીકાર્યું પણ તેની સઘળી વ્યવસ્થા ભંડારીએજ કરવી એમ ઠર્યું. સંવત ૧૯૭૨ ની સાલમાં શ્રીયુત ભંડારી કેશરીચંદજીએ ઘણા આગ્રહપુર્વક તે કામ આ લેખકને સોંપ્યું. તે વખતે અમે–ગુરૂમહારાજ શ્રી ગુલાબચંદજી સ્વામી તથા મહારાજ શ્રી વીરજી સ્વામી વગેરે ઠાણા ચાર મુંબઈ ઘાટકોપરમાં ચોમાસું હતા. ત્યાંથી કામ શરૂ કર્યું. ભંડારીએ કરેલ શબ્દસંગ્રહ જોયો પણ તે ઉપયોગમાં આવે તેમ ન હતો. તેથી નવેસરથી સૂત્રોમાંથી મૂળ શબ્દો સંસ્કૃત પર્યાય અને ગુજરાતી અર્થ સાથે ચુંટવાનું કામ આરંભ્યું. શબ્દસંગ્રહના કામમાં લીંબડી સંપ્રદાયના પંડિત મહારાજ શ્રી ઉત્તમચંદજી સ્વામી, પંજાબી ઉપાધ્યાયજી શ્રી આત્મારામજી મહારાજ તથા પૂજ્ય શ્રી ધર્મદાસજી મહારાજના સંપ્રદાયના પૂજ્ય શ્રી માધવમુનિ મહારાજ તથા કચ્છી આઠ કોટી મોટી પક્ષના પં. મુનિ શ્રી દેવચંદજી તરફથી કેટલીએક મદદ મળી. સંવત ૧૯૭૬ ની સાલમાં શબ્દ સંગ્રહ પુરો થયા પછી વર્ણાનુક્રમે શબ્દાવલિ ગોઠવવાનું અને સંશોધનનું કામ ચાલ્યું. એકંદર ૭ વર્ષે સંવત ૧૯૭૮ ની સાલમાં તે કોષનું સંપાદન કામ પુરૂં થયું. બીજી બાજુએ તે કોષને સર્વત્ર વ્યાપક બનાવવા હિંદી અને અંગ્રેજી ભાષામાં અનુવાદ કરાવવાનું ચાલુ કરી, સ્થા. કોન્ફરન્સ તરફથી અજમેર મુકામે પોતાના પ્રેસમાં છાપવાનું કામ પણ શરૂ થયું. સંવત ૧૯૭૯ ની સાલમા તે કોષનો એક ભાગ બહાર પડ્યો. જેમાં માત્ર અકારના શબ્દો પુરા થયા.

**પ્રાકૃત-હિંદી કોષ.**

બીજી તરફ કલકત્તામાં પંડિત હરગોવિંદદાસે એક પ્રાકૃત કોષ તૈયાર કરવા માંડયો. તે માત્ર હિંદી ભાષામાં જુદા જુદા ભાગમાં યોજી તેમણે કલકત્તામાં બ્હાર પાડયો. આજસુધી તેના ત્રણ ભાગ બ્હાર પડયા છે. ઘ અક્ષર સુધીના શબ્દો તેમાં આવ્યા છે. સ્થા. કો. ના કોષમાં પ્રાચીન અને અર્વાચીન પ્રાકૃત ભાષાઓનો ભેદ દર્શાવવાને માત્ર પ્રાચીન પુસ્તકોનાજ શબ્દો લેવામાં આવ્યા છે. ત્યારે પં. હરગોવિંદદાસના કોષમાં પ્રાચીન અર્વાચીન બન્ને જાતના શબ્દો લેવામાં આવ્યા છે. તે ઉપરાંત દેશ્ય ભાષાના પણ ઘણાખરા શબ્દો તેમાં ઉમેરવામાં આવ્યા છે એટલે તેને પ્રાકૃત કોષ કહીએ તો કહી શકાય જ્યારે સ્થા. કો. ના કોષને ઘણે ભાગે આગમનાજ શબ્દો હોવાથી અર્દ્ધમાગધી કહી શકાય. અર્દ્ધમાગધી કોષનો એક ભાગ બ્હાર પડયો. દરમ્યાન ભંડારી કેશરીચંદજીની તબીયત બગડી. છાપવાનું કામ અજમેરમાં અને વ્યવસ્થા કરનાર ઇંદોરમાં; તેમાં વળી તબીયત નરમ જેથી બીજો ભાગ છાપવાનું કાર્ય વિલંબમાં પડયું.

**અર્દ્ધમાગધી વ્યાકરણ.**

સદરહુ કોષનો પ્રારંભ કર્યા પહેલાં લગભગ વિક્રમ સંવત ૧૯૬૭ ની સાલથી પ્રાકૃત ભાષાનો વિશેષ અભ્યાસ કરી, તેના સાહિત્યની ઉણપ દૂર કરવાનો વિચાર વારંવાર મારા મનમાં થયા કરતો હતો. શ્રીયુત હેમચંદ્રાચાર્યના વ્યાકરણને અનુસાર એક માર્ગોપદેશિકા બનાવવાનો પ્રયત્ન કર્યો પણ તેથી મનને પુરો સંતોષ ન થયો કારણ કે આગમના ઘણા પ્રયોગો—આર્ષપ્રયોગો પ્રાકૃત વ્યાકરણના નિયમથી સાધી શકાતા નથી; તેથી આગમભાષાનું સ્વતંત્ર વ્યાકરણ બને તો ઠીક; એવી ઇચ્છા થયા કરતી હતી પણ આગમ પ્રયોગોના બહોળા અભ્યાસ વિના અને આગમના શબ્દસંગ્રહ વિના તે કાર્ય પ્રાયે અશકય હતું. પરંતુ અર્દ્ધમાગધી કોષ તૈયાર થઇ રહ્યા પછી તે કામ શકય થવાથી ઇચ્છાને બળ મળ્યું એટલે તરતજ અર્દ્ધમાગધી વ્યાકરણ બનાવવાનું કામ હાથમાં લેવામાં આવ્યું. પણ કોષનું મેટર બધું ઇંદોર મોકલી દેવામાં આવ્યું હતું અને પહેલો ભાગ બ્હાર પડયા પછી બીજો ભાગ છાપવાનું કામ ખોળંભે પડયું હતુ. ભંડારીજીની તબીયત નાદુરસ્ત હોવાને લીધે વ્યાકરણ માટે જોઇતો શબ્દસંગ્રહ મેળવવામાં મુશ્કેલી પડવા લાગી. બીકાનેરના શેઠ અગરચંદજી ભેરોદાનજી શેઠીઆ તરફથી એક માણસ ખાસ ઇંદોર શબ્દસંશોધન માટે મોકલવામાં આવ્યો પણ તેનીએ તબીયત બગડતાં તે કામ પુરૂં ન થયું એટલે શબ્દોના જુના બ્લોકો અને નવા બ્લોકો ઈંદોરથી મંગાવવાની જરૂર પડી. વ્યાકરણ રચનાનું કામ પુરૂં થયું પણ કોષનું મેટર નાની નાની સ્લીપો ઉપર લખાયેલ હોઇને તે સ્લીપો આઘી પાછી થવાનો સંભવ હોવાને લીધે વ્યવસ્થિત રૂપમાં એક નકલ કરાવી લીધો હોય તો તે સુરક્ષિત રહી શકે, તેમજ વ્યાકરણના સંશોધન કાર્યમાં પણ કામે લાગી શકે, એટલુંજ નહી પણ વ્યાકરણ દષ્ટિથી તેમાં કંઇ સુધારો વધારો પણ થઇ શકે, આવા ઇરાદાથી અર્દ્ધમાગધી કોષની નકલ કરાવવાનો નિશ્ચય કર્યો.

**અર્દ્ધમાગધી ગુજરાતી કોષની માગણી.**

સંવત્ ૧૯૮૧ ના ચૈત્ર માસમાં બીકાનેરનિવાસી શેઠ અગરચંદજી ભેરોદાનજી શેઠીઆ તથા પોરબંદરનિવાસી શેઠ ત્રિભોવનદાસ જેઠાલાલભાઇની સહાનુભૂતિથી લેખકોદ્વારા નકલ કરાવવાનું કામ શરૂ કર્યું. દરમ્યાન કેટલાએક વિદ્યાર્થીઓ અને જીજ્ઞાસુઓ તરફથી એવી માગણી થઇ કે પં. હરગોવિંદદાસે હીંદી ભાષા જાણનારાઓ માટે એકલી હીંદી ભાષામાં કોષ બ્હાર પાડયો છે. તેમ ગુજરાતી ભાષા જાણનારાઓ માટે એકલી ગુજરાતી ભાષામા એક કોષ બ્હાર પડે તો અમારા જેવા સાધારણ માણસો તેનો લાભ વધારે પ્રમાણમાં લઇ શકે. વળી સાધુ સાધ્વીઓ મ્હોટા કદનું પુસ્તક સાથે રાખી ન શકે પણ એક ભાગમાં ન્હાના કદનું પુસ્તક હોય તો સાથે રાખી શકે. આ માગણી કંઇક વ્યાજબી જણાતાં નકલ કરાવવામાં બીજો હેતુ ઉમેરવામાં આવ્યો અને નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો. અર્દ્ધમાગધી ત્રિભાષિક કોષમાં અને પ. હરગોવિંદદાસના કોષમા સમાસવાળા શબ્દો એક મુખ્ય શબ્દના પેટામાં ગોઠવવામાં આવ્યા છે. સાધારણ વર્ગના[illegible]કોને તેમાંથી અમુક શબ્દ શોધવામાં મુશ્કેલી પડવાનો સંભવ છે. તેથી આ નકલમાં સમાસવાળા શબ્દોને આખા રૂપમાં ગોઠવી પેટામા ન રાખતાં મૂળશબ્દોની પક્તિમાં વર્ણાનુક્રમ પ્રમાણે ગોઠવવામા આવ્યા. જે સમાસને છુટો પાડવાથી બન્ને શબ્દોના અલગ અલગ અર્થ થઇ શકે તેવા કેટલાએક સમસ્ત શબ્દોને કમી કરવામાં આવ્યા. ધાતુ અને ધાતુનાં રૂપો પહેલા કોષમા દાખલ કરવાનો હેતુ ખાસ કરીને વ્યાકરણ રચના માટે હતો. વ્યાકરણ રચના થઇ ગઇ તેમા ધાતુપાઠ દર્શાવવાની સાથે ધાતુનાં રૂપો સાધવામાં આવ્યા એટલે નવા કોષમાં તેની જરૂરીઆત ઓછી થઇ વળી આ કોષનું કામ જેમ બને તેમ સક્ષેપમા કરવાનુ હોવાથી ધાતુઓ અને તેનાં રૂપાખ્યાનો પણ બાદ કર્યા. ભાષા એક ગુજરાતીજ રાખવામાં આવી. રેફરન્સો–પ્રમાણનિર્દેશો ખાસ વિદ્વાનો અને શોધકોને ઉપયોગી હોઇ મોટા કોષમા આવી ગયેલ હોવાથી નવા કોષમાં તે પણ કમી કરવામાં આવ્યા. અર્થમા પણ કેટલેક ઠેકાણે સક્ષેપથી લખાણ કર્યુ છે તે પણ સાધારણ વર્ગ સહેલાઇથી ન સમજી શકે તેટલો સક્ષેપ નથી કર્યો. આ બધી કરકસરથી મ્હોટા કોષ કરતાં આ કોષનુ પ્રમાણ ઘણુ ઓછુ થયુ. મ્હોટો કોષ લગભગ ચારસો ફર્મામાં પૂર્ણ થવાનો ત્યારે આ કોષ એક સો એ ફર્મામા પૂર્ણ થાય છે.

**કોષનું બંધારણ.**

ઉપર બતાવેલ ફેરફાર શિવાય બંધારણ બન્ને કોષનું એકસરખું છે. પ્રથમ અર્દ્ધમાગધી ભાષાના મૂળ શબ્દ પછી જાતિ અથવા લિંગનો સકેત ત્યારપછી કોંસમા તે શબ્દનો સંસ્કૃત પર્યાય. સસ્કૃત પર્યાય આપવામાં ઘણે ભાગે આગમની ટીકાઓનું અનુસરણ કર્યુ છે. કેટલાએક સંસ્કૃત પર્યાયો સંસ્કૃત કોષોમાં નહી મળી શકે તેવા પણ અત્રે આપવામા આવ્યા છે. કેટલાએક વનસ્પતિ કે પ્રાણીઓના વિશેષ નામો સંસ્કૃત સાહિત્યમા ક્યાંય ન મળે તેવા હોવા છતાં તેને થોડો ઘણો સંસ્કૃત સંસ્કાર પમાડી તેનેતે રૂપમા કોંસમા મુકવામાં આવ્યા છે. દેશ્ય શબ્દોના સંસ્કૃત પર્યાય ન હોય જેથી તેવા શબ્દોની સંસ્કૃત છાયા ન બનાવતાં તેવા શબ્દોમાં સંસ્કૃત પર્યાયની જગ્યા ખાલી રાખવામાં આવી છે. ત્યારપછી ગુજરાતી ભાષામાં સંક્ષિપ્ત અર્થ બતાવવામાં આવ્યો છે.

બન્ને કોષમાં વર્ણાનુક્રમ પણ એક સરખો છે. પ્રથમ અ થી ઓ મુધી સ્વર, પછી અનુસ્વાર, ત્યારપછી ક થી હ સુધીના વ્યંજનો; જેમકે ક ના શબ્દો લઇએ તો પ્રથમ

**વર્ણાનુક્રમ.**

**कअ, कआ, कइ, कई, कउ, कऊ, कए, कओ, कंक, कंटक, कंपण, कंस, कक, कह** ઇત્યાદી. ઓ સુધીના સ્વરો પુરા થયા પછી જોડાક્ષરનું સ્થાન રાખવામાં આવ્યું છે; ઉદાહરણ તરીકે ક અક્ષર લઇએ તો, **कक्का, कक्कि, कक्की, कक्कु, कक्कू, कक्के, कक्को, कक्क, कक्ख.** ઇત્યાદિ. **ऋ, ऌ, ऐ, औ,** એ સ્વરો આ ભાષામાં આવતાજ નથી. વ્યંજનમાં **ङ, ञ,** સ્વતંત્ર આવતા નથી. અનુસ્વારને પરસવર્ણ થાય ત્યા સંયુક્તરૂપે ક્યાંક આવે છે. તાલવ્ય શ અને મૂર્ધન્ય ષ ને બદલે આ ભાષામાં કેવળ દંત્ય સકારજ આવે છે. એટલે એકંદર આઠ સ્વર અને ૨૯ અથવા ઙ, ઞ ને સાથે લઇએ તો ૩૧ વ્યંજનો છે. એકંદર ૩૭ અક્ષરોના શબ્દો આ કોષની અંદર ગોઠવવામાં આવ્યા છે. તેમાં સૌથી વધારે શબ્દો સ્વરમાં 'અ' ના અને વ્યંજનમાં 'સ' ના છે. સૌથી થોડા શબ્દો ખ, ઘ, ઝ, ટ, ઠ, ડ, ઢ, ધ, ફ, ના છે. આ ભાષામા વિજાતીય વ્યંજનોમાં ફક્ત હની સાથે ન, મ અને લ નો સયોગ થાય છે તે સિવાયના વિજાતીય વ્યંજનોનો પરસ્પર સંયોગ થતો નથી. સજાતીય વ્યંજનોમાં વર્ગમાંના પહેલા અક્ષરનો બીજા અક્ષર સાથે અને ત્રીજા અક્ષરનો ચોથા સાથે સંયોગ થાય છે. તે ઉપરાંત અનુનાસિક વર્ણોનો પોતાના વર્ગ સાથે સયોગ થાય છે. શિવાય બીજા વર્ણ સાથે સયોગ થતો નથી એટલે સયુક્તાક્ષર સસ્કૃત ભાષા કરતાં ઘણા થોડા છે. ઘણા શબ્દો તો વર્ણવિકાર અને વર્ણ લોપથી વધ્યા છે. દાખલા તરીકે સંસ્કૃતના અધિકરણ શબ્દના અર્દ્ધમાગધી ભાષામાં, અધિકરણ, અધિગરણ, અહિકરણ, અહિગરણ, એમ ચાર વિકલ્પો થયા છે એટલે ચાર ઠેકાણે તે શબ્દ યોજવામાં આવ્યો છે. એમ કોઇના બે રૂપો, કોઇનાં ત્રણ રૂપો, કોઈનાં ચાર રૂપો કે તેથી પણ વધારે રૂપો થયાં છે. એથી એકંદર મ્હોટા કોષમાં ૪૦ થી ૪૫ હજાર શબ્દો અને ન્હાના કોષમા આશરે ૨૫ થી ૩૦ હજાર શબ્દોનો સમાવેશ કરવામા આવ્યો છે. જૈન આગમના પ્રાયે બધા શબ્દો પ્રાકૃત કોષમાં આવી ગયા છે.

મ્હોટા કોષ અને ન્હાના કોષના પ્રકાશક ભિન્ન ભિન્ન હોવાને લીધે વ્યવહારમાં સંકીર્ણતા ન થઇ જાય એટલા માટે આ લઘુકોષનું નામ "જૈનાગમશબ્દ સગ્રહ' યા 'અર્દ્ધમાગધી–ગુજરાતી કોષ' એવું રાખવામાં આવ્યું છે.

**નામ ભેદ.**

જૈનસિધ્ધાંતકૌમુદી નામનું અર્ધ્ધમાગધી વ્યાકરણ અને જૈનાગમશબ્દસંગ્રહ નામનો અર્દ્ધમાગધી–ગુજરાતી કોષ, આ બંને પુસ્તકો ભંડારી કેશરીચંદજી અને સ્થા. કોન્ફરન્સના પ્રયત્નથી તૈયાર કરવામાં આવેલ અર્ધ્ધ-માગધી ત્રિભાષિક કોષના પરિણામ–ફળરૂપ છે એમ કહીએ તો

**મ્હોટા કોષનું પરિણામ.**

કંઇ ખોટું નથી. કેમકે તે કોષની હાજરીથીજ ઉપર કહેલ બે પુસ્તકોનું નિર્માણ થોડા વખતમાં થોડી મહેનતથી થઇ શક્યું છે; એટલે મજકુર બને પુસ્તકો મ્હોટા કોષનેજ આભારી

છે. વાચકો જાણીને ખુશી થશે કે મલકાપુરની કોન્ફરન્સમાં અર્દ્ધમાગધી કોષ તરત છપાવવાનો ઠરાવ થયા પછી ઇદોરમાં ભંડારી સરદારમલજીની દેખરેખ નીચે બીજો ભાગ છપાવવાનું ગઇ સાલથી શરૂ થઇ ગયું છે અને થોડા વખતમાં બહાર પડવા સંભવ છે. ત્યાર પછી ત્રીજો અને ચોથો ભાગ પણ એક બે વરસમાં બહાર પડી સાહિત્યપ્રેમીઓને લાભ આપશે. ત્યાંસુધી આ લઘુકોષ ગુજરાતી ભાઇઓને માટે મ્હોટા કોષની થોડે ઘણે અંશે ગરજ પુરી પાડશે. તત્ત્વજિજ્ઞાસુઓ અર્ધ્ધમાગધી ભાષાના વ્યાકરણ અને કોષની મદદથી આગમોનો અભ્યાસ કરી, માનસિક જીવન અને આધ્યાત્મિક જીવનની ઉચ્ચભૂમિકાએ ચડવાનો પ્રયત્ન કરતાં વીરધર્મનો વિજયવાવટો ફરકાવશે તો આ મારો પ્રયત્ન સફળ થયો માનીશ **सुज्ञेषु किं बहुना** ! ॐ શાંતિઃ ! શાંતિઃ !! શાંતિઃ !!!

સ્થળ વાંકાનેર.<br>સં. ૧૯૮૩ માગશર<br>શુકલ પૂર્ણિમા.

મુનિ રત્નચંદ્ર.

# પ્રકાશક તરફથી બે બોલ.

**જૈનાગમ શબ્દ સંગ્રહ**—અર્ધમાગધી-ગુજરાતી કોષનું પુસ્તક છપાવી વાચક વર્ગની સમક્ષ જાહેરમાં મુકતાં મ્હને અત્યંત આનંદ થાય છે. શ્રી શ્વેતામ્બર સ્થાનકવાસી કોન્ફરન્સ તરફથી ભંડારી કેશરીચંદજીની પ્રેરણાથી પંડિતમહારાજશ્રી **રત્નચંદ્રજીસ્વામીએ** અર્ધ-માગધી ભાષાનો એક મોટો કોષ જુદી જુદી ત્રણ ભાષામાં તૈયાર કર્યા પછી ગુજરાતી ભાષા જાણનારવિદ્યાર્થીઓ અને જીજ્ઞાસુઓના લાભના માટે કેવળ ગુજરાતી ભાષામા એક ન્હાનો કોષ તૈયાર કર્યો. ગયા ફાગણ માસમાં પંડિતમહારાજશ્રી **રત્નચંદ્રજીસ્વામી** પોતાના ગુરૂવર્ય પૂજ્ય મહારાજશ્રી **ગુલાબચંદ્રજીસ્વામીની** સાથે અત્રે પધાર્યા ત્યારે અર્ધમાગધી-ગુજરાતીકોષની કોપી અમારા જોવામાં આવી. જુદા જુદા ચાર ભાગમાં છપાતા મ્હોટા કોષ કરતાં આ ન્હાનો કોષ એકજ ભાગમાં પુરો થઇ શકે અને તે સાધુ, સાધ્વીઓ તેમજ અન્ય જીજ્ઞાસુ લોકોને વધારે ઉપયોગી થઇ શકે એમ ધારી મહારાજ શ્રી પાસેથી તે કોપીની માગણી કરતાં મહારાજશ્રીએ તે માગણી સ્વીકારી. તે ખાતે તેમનો તથા મ્હોટા કોષના વ્યવસ્થાપકોનો ઉપકાર માનીએ છીએ.

આ કોષ છપાવવાનો અમારો હેતુ માત્ર સાહિત્ય પ્રચારનો જ છે. નફો મેળવવાનો નથી. આ કોષની જે પડતર કિંમત રાખેલી છે તેમાંથી વસુલ થવાની કીમત પણ આગમ સંબંધી બીજાં નવાં નવાં પુસ્તકો છપાવવામાં ખરચવામાં આવશે.

મહારાજશ્રીએ ઘણો પરિશ્રમ લઇ આ પુસ્તક તૈયાર કર્યું છે તો આશા છે કે વાચકવર્ગ મહારાજશ્રીની મ્હેનતની કદર કરી બનતી રીતે આ પુસ્તકનો લાભ લેશે અને બરાબર રીતે તેનું રક્ષણ કરશે.

આ કોષના પ્રુફ સુધારવામાં વાંકાનેરનિવાસી શેઠ જેઠાલાલ કીરચંદ તથા શેઠ ખીમચંદ જેઠાલાલે નિઃસ્વાર્થ ભાવે મદદ કરી છે તે ખાતે તે બંને ભાઇઓનો ઉપકાર માનીએ છીએ.

પુસ્તક સંશોધનકાર્યમાં મહારાજશ્રીની ઘણીજ ખંત હોવાની સાથે પ્રેસ મેનેજરે પણ કાળજી રાખી છે તથાપિ સંસ્કૃત ટાઇપની ખામીને લીધે કેટલાએક અનુસ્વાર, રેફ અને બીજા અક્ષરો ઉડી જવા પામ્યા છે તેથી શુદ્ધિપત્રક લાંબું થયું છે તે બીના અમારા અંતઃ-કરણને ડંખે છે પણ બીજો ઉપાય ન રહેવાથી લાચાર થઇ વાચકવર્ગ પાસેથી ક્ષમા માગીએ છીએ.

આશા રાખીએ છીએ કે શુદ્ધિપત્રક ઉપરથી વાચકવર્ગ ભૂલો સુધારી લેશે. અમે ધાર્યું હતું તેટલા સમયમાં આ પુસ્તક પ્રેસ મેનેજરે તૈયાર કરી આપ્યું તેથી તે બાબત સંતોષ જાહેર કરીએ છીએ.

સં. ૧૯૮૩ પોષ સુદી ૧૫. સ્થળ લીંબડી.

વાર સોમ. લી. સંઘવી ગુલાબચંદ જશરાજ.

# કોષાન્તર્ગત સંકેતોનો ખુલાસો.

પું० પુલ્લિંગ.

સ્ત્રી० સ્ત્રીલિંગ.

ન० નપુંસકલિંગ.

પુ० ન० પુલ્લિંગ અને નપુંસકલિંગ.

પુ० સ્ત્રી० પુલ્લિંગ અને સ્ત્રીલિંગ.

ત્રિ० પુલ્લિંગ, સ્ત્રીલિંગ અને નપુંસકલિંગ.

ક્રિ. વિ. ક્રિયાવિશેષણ.

અ० અવ્યય.

## જે જૈનાગમો અને ગ્રંથોમાંથી શબ્દો લેવામાં આવ્યા છે તેનું સૂચીપત્ર.

# ॥ श्रीजैनागमशब्दसंग्रह. ॥

मङ्गलाचरणम्—

सुरिंदविंदाच्चियपायपोम्मं
कम्माइदुद्दंसियभावहोमं
जिणेसरं तं सिरिवद्धमाणं
णमामि णिच्चं मणसाऽसमाणं ॥ १ ॥

संखेवेण सुत्तेहिन्तो
काऊण सद्दसंगहं
संखेवरुइबोहाए
कोसो इमो रइज्जइ ॥ २ ॥



**अ.** अ० (च) અને; વળી. (૨) પાદપૂરણાર્થે વપરાતો અવ્યય.

**अअगर.** પું० (अजगर) મોટો સાપ, અજગર

**अइ.** अ० (अति) અતિશય; ઘણું.

**अइआर.** પું० (अतिचार) વ્રત, કે પ્રતિજ્ઞા ભાંગવાની તૈયારી કરવી, વ્રત વિરાધવાની કોશિશ.

**अइइ.** સ્ત્રી० (अदिति) પુનર્વસુ નક્ષત્રનો અધિષ્ઠાતા દેવતા.

**अइउक्कस.** ત્રિ० (अत्युत्कर्ष) અભિમાન રહિત.

**अइकाय.** પું० (अतिकाय) દક્ષિણ દિશામાં રહેનાર મહોરગ જાતિના વ્યંતર દેવતાનો ઈંદ્ર. (૨) ત્રિ० મોટા શરીરવાળું.

**अइक्कंत.** ત્રિ० (अतिक्रान्त) ઉલ્લંઘન કરેલું. (૨) જે વખત મુકરર કરેલ હોય તેને ઉલ્લંઘીને કરેલું તપ અથવા પચ્ચખાણ.

**अइक्कंतचारि.** ત્રિ० (अतिक्रान्तचारिन्) મર્યાદાનું ઉલ્લંઘન કરી વિચરનાર.

**अइक्कम.** પું० (अतिक्रम) લીધેલ વ્રત–પચ્ચખાણ અથવા પ્રતિજ્ઞા ભાંગવાનો સંકલ્પ કે ઇચ્છા કરવી તે. (૨) ઉલ્લંઘન કરવું; અતિક્રમણ કરવું.

**अइक्कमणिज्ज.** ત્રિ० (अतिक्रमणीय) ઉલ્લંઘન કરવા યોગ્ય.

**अइगअ.** ત્રિ० (अतिगत) એકવાર મરી ફરી તેમાંજ ઉત્પન્ન થયેલ; વારંવાર ઉપજેલ.

**अइगमण.** न० ( अतिगमन ) જવા આવવાનો માર્ગ.

**अइगुण.** पुं० ( अतिगुण ) અતિશય પ્રભાવવાળા ગુણ.

**अइच्छिय.** त्रि० ( अतिक्रान्त ) અતિક્રમણ કરેલ; અન્યત્ર ગમન કરેલ. (૨) ઉલ્લંઘન કરેલ.

**अइजाअ.** पु० ( अतिजात ) જાતિ અથવા પિતા કરતાં વધારે સંપત્તિ અને કીર્તિ મેળવનાર પરાક્રમી પુત્ર. (૨) વિજાતીય; ભિન્નજાતીય.

**अइण.** न० ( अजिन ) ચામડું; ચર્મ.

**अइणिद्धमहुरत्त.** न० ( अतिस्निग्धमधुरत्व ) જે વચનમાં અત્યન્ત સ્નિગ્ધતા અને મધુરતા ઘી ગોળની માફક રહેલ છે એવા તીર્થંકરના વચનનો અતિશય; તીર્થંકરની વાણીનો ૧૯ મો અતિશય.

**अइतेया.** स्त्री० ( अतितेजा ) ચતુર્દશી; ચૌદશની રાત્રિનુ નામ.

**अइत्था.** स्त्री० ( अदित्सा ) ભિક્ષા ન આપવાની ઇચ્છા.

**अइत्थावणा.** स्त्री० ( अतिस्थापना ) ઉલ્લંઘન કરવા યોગ્ય કર્મસ્થિતિ. અબાધાકાલ ઉપરાંતની કર્મસ્થિતિ.

**अइत्थिय.** त्रि० (अतिस्थित) ઉલ્લંઘન કરી રહેલ.

**अइदंपज्ज.** न० ( ऐदम्पर्य ) તાત્પર્ય; ભાવાર્થ ગર્ભિત તત્ત્વ.

**अइदूसमा.** स्त्री० ( अतिदुष्षमा ) દુષ્ષમદુષ્ષમ નામે અવસર્પિણી કાલનો છટ્ઠો અને ઉત્સર્પિણીનો પહેલો આરો.

**अइधाडिय.** त्रि० ( अतिघ्राडित ) ભમાવેલું.

**अइपंडुकंबलसिला.** स्त्री० ( अतिपाण्डुकम्बलशिला ) મેરૂ પર્વત ઉપરની દક્ષિણદિશા તરફની અભિષેક શિલા.

**अइपडागा.** स्त्री० ( अतिपताका ) પતાકા ઉપર પતાકા; ધ્વજા ઉપર ધજા.

**अइपरिणाम.** पुं० ( अतिपरिणाम ) શાસ્ત્રમાં બતાવેલ અપવાદ કરતાં પણ વધારે અપવાદનો આશ્રય કરનાર; ઉત્સૂત્રમતિવાળો.

**अइपास.** पुं० ( अतिपार्श्व ) ભરતક્ષેત્રના કુંથુનાથ સ્વામીના સમકાલીન ઐરવત ક્ષેત્રના તીર્થંકરનું નામ.

**अइप्पसंग.** पुं० ( अतिप्रसङ्ग ) અતિ પરિચય કરવો તે. (૨) અતિવ્યાપ્તિ; લક્ષ્યને મુકી લક્ષ્યથી બહાર લક્ષણનું જવું તે.

**अइबल.** पु० ( अतिबल ) આવતી ચોવીસીના પાંચમા વાસુદેવનું નામ. (૨) ભરત ચક્રીનો પૌત્ર મહાયશાનો પુત્ર. (૩) त्रि. અતિ બલવાન્; ઘણી શક્તિવાળું.

**अइभार.** पुं० ( अतिभार ) હદ ઉપરાંતનો ભાર. (૨) પહેલા અણુવ્રતનો ચોથો અતિચાર.

**अइभाररोवण.** न० ( अतिभाररोपण ) અતિભાર ભરવો તે; શ્રાવકના પહેલા વ્રતનો ચોથો અતિચાર.

**अइभूमि.** स्त्री० ( अतिभूमि ) જે જગ્યા ઉપર સાધુઓને જવા માટે ગૃહસ્થની મના છે તે જગ્યા.

**अइमंच.** पु० ( अतिमञ्च ) માચા ઉપરનો માંચો.

**अइमट्टिया.** स्त्री० ( अतिमृत्तिका ) માટીની ગાર; કાદવ.

**अइमत्त.** } त्रि० ( अतिमात्र ) માત્રા-પરિમાણ
**अइमाय.** } ઉપરાંતનુ.

**अइमाया.** स्त्री० ( अतिमात्रा ) અધિક પ્રમાણ.

**अइमुत्त.** पुं० ( अतिमुक्त ) અંતગડસૂત્રના છઠા વર્ગના ૧૫ મા અધ્યયનનું નામ. (૨) પોલાસપુરના વિજયરાજાનો પુત્ર; 'અઇમુત્ત કુમાર સમણ' નામના બાળ સાધુ, કે જેને માટે ભગવતીમાં સ્થવિર સાધુઓએ સિદ્ધિવિષયક પ્રશ્ન પૂછ્યો હતો. (૩) માધવીલતા. (૪) તિન્દુકનું ઝાડ. (૫) તાડનું ઝાડ.

**अइमुत्तग.** पुं० ( अतिमुक्तक ) માધવી વેલ. (૨) પૂર્ણ રીતે મુક્ત થયેલો; અતિ છુટો થયેલો.

**अइमुत्तगचंद.** पुं० ( अतिमुक्तकचन्द्र ) રાહુથી મુક્ત થયેલો ચન્દ્રમા. (૨) લુહારની ધમણ.

**अइमुत्तया.** स्त्री० ( अतिमुक्तिका ) માધવી વેલ; વાસંતી.

**अइमुत्तलया.** स्त्री० ( अतिमुक्तलता ) માધવી–મોગરાની વેલ.

**अइयाण.** न० ( अतियान ) નગરમાં પ્રવેશ કરવો તે.

**अइयाणइड्ढि.** स्त्री० ( अतियानर्द्धि ) રાજા નગરમાં પ્રવેશ કરે તે વખતે બજાર–હાટ પંક્તિ વગેરે શણગારવામાં આવે તે.

**अइयाणगिह.** न० ( अतियानगृह ) નગરમાં પ્રવેશ કરતાં દરવાજા પાસે જે ઘર હોય તે.

**अइयाय.** त्रि० (अतियात) રચના થઇ ગયેલ.

**अइयायरक्ख.** त्रि० ( अत्यात्मरक्ष ) પાપ કર્મથી આત્માને સંસારમાં રખડાવનાર.

**अइयार.** पु० ( अतिचार ) (૧) જે દોષથી વ્રત મલીન થાય, કે ભાંગે તેવો દોષ. (૨) અતિક્રમ તથા વ્યતિક્રમ પછી અને અણાચાર પહેલાની જે દોષની સ્થિતિ તે; અપરાધ કે દોષનું ત્રીજું પગથીઉં. (૩) શ્રાવક વ્રતના ૯૯ અતિચારમાંનો એક.

**अइयारचरण.** न० ( अतिचारचरण ) દોષવાળું ચારિત્ર.

**अइर.** त्रि० (अतिरोहित) નહીં છુપાવેલુ; પ્રગટ.

**अइर.** पु० ( सागर ) સમુદ્ર.

**अइर.** न० ( अजिर ) આંગણું; ચોક.

**अइरत्त.** पुं० ( अतिरात्र ) અધિક તિથિ; દિવસની વૃદ્ધિ.

**अइरत्तकंबला.** स्त्री० ( अतिरक्तकम्बला ) મેરૂના શિખર ઉપરની એક શિલા.

**अइरा.** अ० ( अचिरात् ) તત્કાલ; એકદમ.

**अइरा.** } **अइराणी.** } स्त्री० ( अचिरा ) ૧૬ મા તીર્થંકર અથવા ૫ મા ચક્રવર્તી શાંતિનાથની માતા.

**अइरित्त.** त्रि० ( अतिरिक्त ) ભિન્ન; જૂદું. (૨) અધિક; વધારે.

**अइरूव.** पुं० (अतिरूप) ભૂત દેવતાની એક જાત.

**अइरेक** } **अइरेग** } **अइरेय** } पुं० ( अतिरेक ) વધારો; વિશેષતા.

**अइव.** अ० ( अतीव ) બહુ; વધારે.

**अइवत्तण.** न० ( अतिवर्तन ) ઉલ્લંઘન કરવું.

**अइवत्तिय.** त्रि० ( अनिवृत्तिक ) નિર્દોષ; દોષરહિત (૨) ઉલ્લંઘન કરનાર.

**अइवाइ.** त्रि० ( अतिपातिन् ) હિંસા કરનાર; ઘાતકી.

**अइवाइत्तार.** त्रि० ( अतिपातयितृ ) અતિપાત–હિંસા કરનાર; નાશ કરનાર.

**अइवाय.** पुं० ( अतिपात ) હિંસા; નાશ.

**अइवासा.** स्त्री० ( अतिवर्षा ) જોરનો વરસાદ; ધોધમાર વૃષ્ટિ.

**अइविगिट्ठ.** न० ( अतिविकृष्ट ) ત્રણ, ચાર, કે તેથી વધારે ઉપવાસ ભેગા કરવા તે; આકરૂં તપ.

**अइविज्ज.** त्रि० ( अतिविद्य ) આગમના સદ્ભાવને જાણનાર.

**अइवुट्ठि.** स्त्री० ( अतिवृष्टि ) અતિવૃષ્ટિ; હદથી વધારે વરસાદ

**अइवेलं.** अ० (अतिवेलम्) વેળા–કાળ ઉલ્લંઘીને.

**अइवेला.** स्त्री० ( अतिवेला ) સાધુના આચારની મર્યાદા.

**अइसंपओग.** पुं० ( अतिसम्प्रयोग ) એક દ્રવ્યની સાથે બીજા દ્રવ્યનો અતિશય યોગ કરવો તે.

**अइसय.** पुं० ( अतिशय ) અતિશય; ઘણું. (૨) પ્રભાવ.

**अइसयणाणि.** पुं० ( अतिशयज्ञानिन् ) અવધિ આદિ પ્રત્યક્ષ જ્ઞાનયુક્ત.

**अइसाइ.** त्रि० ( अतिशायिन् ) કેવલ, મનઃ પર્યવ અને અવધિજ્ઞાનવાળા; પ્રભાવક પુરૂષ.

**अइसेस.** पु० (अतिशेष) અસાધારણ પ્રભાવ, તીર્થંકર અને તેમની વાણીનો અદ્દભુત પ્રભાવ. (૨) અવશિષ્ટ, બાકી રહેલું.

**अइसेसि.** त्रि० ( अतिशेषिन् ) અતિશયથી યુક્ત; પ્રભાવશાળી.

**अइसेसिय.** त्रि० ( अतिशेषित ) મહિમાવંત, સમૃદ્ધ.

**अइहि** पु० ( अतिथि ) અભ્યાગત, અતિથિ.

**अईय** त्रि० ( अतीत ) પસાર થયેલ; ઉલ્લંઘી ગયેલ. (૨) કંઇ કારણસર પર્યુષણાદિ પર્વમાં કરવાનુ તપ કે પચ્ચખાણ પર્વ વીત્યા પછી કરવુ તે; દશ પ્રકારના પચ્ચખાણમાનુ બીજું પચ્ચખાણ.

**अईयकाल.** पु० ( अतीतकाल ) ગયેલો કાલ, ભૂતકાલ.

**अईयपच्चक्खाण.** न० ( अतीतप्रत्याख्यान ) ભૂતકાળમાં કરવા યોગ્ય પચ્ચખાણ; પચ્ચખાણના દશ પ્રકારમાંનો એક પ્રકાર.

**अईव.** अ० ( अतीव ) અત્યત, ઘણુજ.

**अईसार.** पु० ( अतीसार ) સગ્રહણી નામનો રોગ, (૨) એક રાજાનુ નામ

**अउज्झ** त्रि० ( अयोध्य ) પરસૈન્યથી જેમા પ્રવેશ ન કરી શકાય તેવા નગર, કિલ્લા વગેરે, યુદ્ધમાં જેની બરોબરી બીજો કોઇ કરી શકે નહિ તે.

**अउज्झा.** स्त्री० ( अयोध्या ) ગન્ધિલાવતી વિજયની મુખ્ય રાજધાની. (૨) વિનીતાડપર નામક અયોધ્યા નગરી.

**अउण.** त्रि० ( अगुण ) વિંશતિ આદિ દશકાની પૂર્વે મૂકાતો શબ્દ, જેનો અર્થ એક ઓછો થાય છે

**अउणट्ठि.** स्त्री० ( अगुणषष्टि ) ઓગણસાઠની સંખ્યા; ૫૯.

**अउणसत्तरि.** स्त्री० ( अगुणसप्तति ) ઓગણસીત્તેર; ૬૯.

**अउणत्तीस.** स्त्री० ( अगुणत्रिंशत् ) ઓગણત્રીસ; ૨૯ ની સંખ્યા.

**अउणपण्ण.** स्त्री० ( अगुणपञ्चाशत् ) ઓગણપચાસની સંખ્યા; ૪૯.

**अउणपन्नास.** स्त्री० ( अगुणपञ्चाशत् ) ઓગણપચાસ; ૪૯ ની સંખ્યા.

**अउणपण्ण.** स्त्री० ( अगुणपञ्चाशत् ) ઓગણપચાસ; ૪૯.

**अउणवीस.** स्त्री० (अउणविंशति) ઓગણીસ; ૧૯ ની સંખ્યા.

**अउणसत्तरि.** स्त्री० (अगुणसप्तति) ઓગણોતેર, ૬૯ ની સંખ્યા.

**अउणासीति** स्त्री० ( अगुणाशीति ) ઓગણાએંસી; ૭૯ ની સંખ્યા.

**अउमाण** न० ( अवमान ) અપમાન, અનાદર.

**अउय.** पु० न० ( अयुत ) ૮૪ લાખ અઉઅગ પ્રમાણે કાલ વિભાગ.

**अउयंग** पु० न० ( अयुताङ्ग ) ૮૪ લાખ અર્થનિપૂર પ્રમાણે કાલ વિભાગ.

**अउल** त्रि० ( अतुल ) જેની તુલના થઇ શકે નહિ તેવું, અસાધારણ કે અદ્વિતીય.

**अउव्व.** त्रि० ( अपूर्व ) પૂર્વે ન જોએલું.

**अओ.** अ० ( अत. ) અહીંથી. (૨) એટલા માટે, એ કારણથી

**अओ.** न० ( अयस् ) લોઢું.

**अओघण** पु० ( अयोघन ) લોઢાનો હથોડો.

**अओज्झ.** त्रि० ( अयोध्य ) યુદ્ધ યોગ્ય નહિ.

**अओपरं.** अ० ( अतःपरम् ) એ પછી.

**अओमुह.** पु० ( अयोमुख ) આ નામનો એક અન્તર્દ્વીપ (૨) ત્રિ. તેમાં રહેનાર.

**अंक.** पु० ( अङ्क ) એક જાતનો સફેદ મણિ. (૨) એક જાતનું રત્ન; સચિત્ત પૃથ્વીનું એક પરિણામ. (૩) ખોળો; ગોદ. (૪) ચિન્હ, લાંછન. (૫) એકથી નવ સુધીના

આંકડા. (૬) આંકડાની લિપિ; ૧૮ લિપિમાંની એક. (૭) મનુષ્યના પ્રશસ્ત ૩૨ લક્ષણોમાંનો એક.

**अंककंड.** પું० ( अङ्ककाण्ड ) રત્નપ્રભા પૃથ્વીના ખરકાંડનો એક ભાગ.

**अंककरेलुग.** પું० ( अङ्ककरेलुक ) પાણીમાંની એક જાતની વનસ્પતિ.

**अंकट्ठिइ.** સ્ત્રી० ( अङ्कस्थिति ) આંકડા તથા રેખાને વિચિત્ર રીતે સ્થાપવા તે. (૨) ૭૨ કળામાંની ૪૩ મી કળા.

**अंकण.** न० ( अङ्कन ) તપાવેલ સળીયાથી વાછરડા વગેરેને આંકવા–શિયાળના પગ વગેરેને આકારે ચિન્હ કરવું તે. (૨) આંકનાર અને ગણતરી મેળવનાર.

**अंकणा** સ્ત્રી० ( अङ्कना ) ચિન્હ કરનારી

**अंकधर.** પું० ( अङ्कधर ) ચન્દ્ર.

**अंकधाई.** સ્ત્રી० ( अङ्कधात्री ) ખોળામાં બેસાડી બાળકને રમાડનાર ધાવ માતા; પાંચ પ્રકારની ધાવ માતામાંની એક.

**अंकमुह.** न० ( अङ्कमुख ) પદ્માસનનો અગ્ર ભાગ.

**अंकलिपि.** સ્ત્રી० ( अङ्कलिपि ) અંક લિપિ; અઢાર લિપિમાંની એક.

**अंकवडंसय.** પું० ( अङ्कावतंसक ) ઇશાન ઇન્દ્રના મુખ્ય વિમાનનું નામ.

**अंकवणिय.** પું० ( अङ्कवणिज् ) અંક રત્નના વ્યાપારી.

**अंकहर.** પું० ( अङ्कधर ) ચન્દ્રમા.

**अंकावई.** સ્ત્રી० ( अङ्कावती ) મહાવિદેહની સીતોદા નદીને જમણે કાંઠે આવેલી રમ્ય વિજયની રાજધાની. (૨) પશ્ચિમ મહાવિદેહના દક્ષિણ ખાંડવાની પહેલી વિજયની સરહદ ઉપરનો વખારાપર્વત.

**अंकिल्ल.** પું० (          ) નટ; નાચનાર.

**अंकिय.** त्रि० ( अङ्कित ) અંકિત થયેલ; ચિન્હ સહિત.

**अंकुडग.** પું० ( अङ्कुटक ) નાગના દાંતના આકાર જેવી ખૂંટી.

**अंकुर.** પું० ( अङ्कुर ) પાંદડાનો પ્રથમ નીકળેલ ફણગો; પાંદડાની શરૂઆતની લાલ ટીશી

**अंकुरिय.** त्रि० ( अङ्कुरित ) અંકુરયુક્ત; જેમાં અંકુર ઉત્પન્ન થયેલો હોય તે.

**अंकुस.** न० ( अङ्कुश ) હાથીના માથામાં મારવાનું હથિયાર; લોઢાનો એક પાસથી વાળેલ આંકડો. (૨) અંકુશને આકારે હાથ પગની રેખા. (૩) વૃક્ષના પલ્લવ છેદવાનું સન્યાસીનું એક ઉપકરણ. (૪) માળા લટકાવવાનો ચંદરવામાંનો અંકુશાકાર આંકડો. (૫) મહાશુક્રદેવલોકના એક વિમાનનું નામ. (૬) વંદનાનો છઠ્ઠો દોષ. (૭) ૮૮ ગ્રહોમાંનો એક.

**अंकुसा.** સ્ત્રી० ( अङ्कुशा ) ચૌદમા શ્રી અનંતનાથ તીર્થંકરની શાસન દેવીનું નામ.

**अंकेल्लण.** न० (अङ्केलन) ઘોડાને મારવાનો ચાબુક.

**अंकेसाइणी.** સ્ત્રી० ( अङ्केशायिनी ) ખોળામાં સુવાવાળી પુત્રી જેવી.

**अंकोल्ल.** પું० ( अङ्कोल ) અંકોલનું ઝાડ.

**अंग.** न० ( आङ्ग ) અંગ ફરકવાના શુભાશુભ ફલ બતાવનાર નિમિત્ત શાસ્ત્ર; ૨૯ પાપ સૂત્રમાંનું એક. (૨) ત્રિ० શરીરનો વિકાર; શરીરસંબંધી; શારીરિક.

**अंग.** न० ( अङ्ग ) શરીરના અવયવ; મસ્તક વગેરે શરીરનાં આઠ અંગ. (૨) મુખ્ય અવયવ; પ્રધાન અંગ. (૩) પુ. દેશ વિશેષ; જેને હાલ બિહાર કહે છે. (૪) અંગસૂત્ર; આચારાંગાદિ ૧૧ અંગ. (૫) અ० વાક્યાલંકારમાં ' કિમંગ ' એ રૂપે આવે છે. (૬) કારણ (૭) મિત્રતાનું આમંત્રણ–સંબોધન.

**अंगइ.** પું० ( अङ्गजित् ) ભગવાન્ પાર્શ્વનાથ સ્વામી પાસે દિક્ષા અંગીકાર કરનાર એક ગૃહસ્થનુ નામ.

**अंगंगीभाव.** पुं० ( अङ्गाङ्गीभाव ) અભેદભાવ; અભિન્નતા-ભિન્નતા રહિત ભાવ.

**अंगचूलिया.** स्त्री० ( अंगचूलिका ) આચારાદિ અંગની ચૂલિકા; કાલિક સૂત્રવિશેષ.

**अंगच्छहिय.** त्रि० ( अङ्गच्छिन्न ) છેદાયેલું અંગ.

**अंगजणवय.** न० ( अंगजनपद ) અંગ દેશ.

**अंगण.** पुं० न० ( अङ्गण ) આંગણું; ફળિયું.

**अंगणा.** स्त्री० ( अङ्गना ) અંગના; સ્ત્રી

**अंगपडियारिया.** स्त्री० ( अंगप्रतिचारिका ) શરીરની સેવા કરનારી દાસી. અંદરનું કામ કરનાર દાસી.

**अंगपविट्ठ.** त्रि० ( अङ्गप्रविष्ट ) અંગસૂત્રા-ન્તર્ગત શ્રુત વિભાગ; આચારાંગ આદિ બાર અંગ.

**अंगप्फुरण** स्त्री० ( अङ्गस्फुरण ) અંગનુ ફરકવુ.

**अंगबाहिर.** त्रि० ( अङ्गबाह्य ) શ્રુતનો એક વિભાગ, ઉત્તરાધ્યયનાદિ અંગ બહારનાં સૂત્રો.

**अंगभंजण.** न० ( अङ्गभञ्जन ) આળસ મરડવી, શરીરના અવયવોને મોડવા.

**अंगमंग.** न० ( अङ्गाङ्ग ) અંગઉપાંગ; અવયવના અવયવ.

**अंगमंदिर.** न० ( अङ्गमन्दिर ) ચંપાનગરીની બહારનું એક ઉદ્યાન.

**अंगमद्द.** पुं० ( अङ्गमर्द ) અંગનું મર્દન કરનાર માણસ.

**अंगमद्दिया.** स्त्री० ( अङ्गमर्दिका ) અંગનું મર્દન કરનાર દાસી.

**अंगय.** पुं० न० ( अङ्गद ) બાજુબંધ. બાહુ આભરણ.

**अंगरक्ख.** त्रि० ( अङ्गरक्ष ) } શરીરની રક્ષા
**अंगरक्खग.** त्रि० ( अङ्गरक्षक ) } કરનાર.

**अंगराग.** पुं० ( अङ्गराग ) અંગ ઉપર મસળવાના કેસર ચંદન વગેરે સુગંધી પદાર્થ.

**अंगराय** पुं० ( अङ्गराज ) અંગ દેશનો રાજા કર્ણ.

**अंगरुह.** त्रि० ( अङ्गरुह ) શરીરથી ઉત્પન્ન થયેલ; પુત્ર.

**अंगरुहा.** स्त्री० ( अङ्गरुहा ) પુત્રી.

**अंगलोग.** पुं० ( अङ्गलोक ) દેશ વિશેષ.

**अंगवंस.** पुं० ( अङ्गवंश ) અંગ દેશના રાજાનો વંશ.

**अंगविगार.** पुं० ( अङ्गविकार ) અંગ સ્ફુરણના ફલાફલનું કથન.

**अंगविज्जा.** स्त्री० ( अङ्गविद्या ) અંગ ફરકવાના શુભાશુભ ફળ જાણવાની વિદ્યા. (૨) નિમિત્તાદિ ફલાફલ બતાવનાર એક શાસ્ત્ર

**अंगवियार.** पुं० ( अङ्गविचार ) શરીર સંબંધે વિચાર કરવો તે.

**अंगसंचाल** पुं० ( अङ्गसञ्चाल ) શરીરના અવયવોનું સહજ-થોડું ચાલવુ તે.

**अंगाणंगपविट्ठ** त्रि० ( अङ्गानङ्गप्रविष्ट ) અંગ પ્રવિષ્ટ-આચારાંગ વગેરે સૂત્ર અને અનંગ પ્રવિષ્ટ-આવશ્યક વગેરે સૂત્ર.

**अंगादाण.** न० ( अङ्गादान ) પુરૂષેન્દ્રિય, પુરૂષનું ચિન્હ.

**अंगार.** पुं० ( अङ्गार ) અગ્નિ, બળતો કોલસો. (૨) સ્વાદિષ્ટ અન્ન અને તેના દાતારની પ્રશંસા કરતાં સાધુને લાગતો આહારનો એક દોષ; ઇંગાલ દોષ.

**अंगारक** पुं० ( अङ्गारक ) મંગલ નામનો ગ્રહ, ૮૮ ગ્રહમાંનો એક ગ્રહ.

**अंगारकड्ढिणी.** स्त्री० ( अङ्गारकर्षिणी ) અગ્નિ ફેરવવાનો લોઢાનો સગીઓ.

**अंगारदाह.** पुं० ( अङ्गारदाह ) જ્યાં લાકડાં બાળી કોલસા પાડવામાં આવે છે તે સ્થાન.

**अंगारपतावणा.** स्त्री० ( अङ्गार प्रतापना ) ટાઢ ઉડાડવાને અગ્નિ પાસે જઇ શરીર તપાવવુ તે, તાપણી.

**अंगारमद्दग.** પું० ( अङ्गारमर्दक ) રૂદ્રદેવ નામના એક અભવ્ય આચાર્ય.

**अंगारिय.** ત્રિ० ( अङ्गारित ) અંગાર રોગવાળી શેરડી; (૨) કોયલાની પેઠે બળી ગયેલું.

**अंगाल.** પું० ( अङ्गार ) અંગારો; કોયલો.

**अंगाहिव.** પું० ( अङ्गाधिप ) અંગ દેશનો રાજા

**अंगिरस.** ન० ( आङ्गिरस ) અંગિરસ-ગૌતમ ગોત્રની એક શાખા; (૨) પું० આ શાખામાં ઉત્પન્ન થયેલ પુરૂષ

**अंगीकड** } ત્રિ० ( अङ्गीकृत ) અંગીકાર કરેલું;
**अंगीकय** } સ્વીકારેલું.

**अंगुट्ठ.** પું० ( अङ्गुष्ठ ) અંગુઠો.

**अंगुट्ठपसिण.** પુ० ન० ( अङ्गुष्ठप्रश्न ) અંગુઠામાં દેવતાનું આવાહન કરી અંગુઠાથીજ જવાબ દેવાની વિદ્યા. (૨) 'પ્રશ્ન વ્યાકરણ' સૂત્રનું એક નવમું લુપ્ત અધ્યયન

**अंगुल.** ન० ( अङ्गुल ) આંગળ; આઠ આડા જવ જેટલા ભરપનું એક માપ; વેંતનો બારમો ભાગ.

**अंगुलि.** સ્ત્રી० ( अङ्गुलि ) આંગળી. ( હાથ પગની. )

**अंगुलिकोस.** પું० ( अङ्गुलीकोश ) આંગળીમાં પહેરવાની અંગુઠડી.

**अंगुलिज्जग** ન० ( अङ्गुलीयक ) આંગળીના આભરણો; વેઢ, વીંટી વગેરે.

**अंगुलिफोडण.** ન० (अंगुलिस्फोटन) આંગળીના ટચાકા વગાડવા તે.

**अंगुलिभमुहा.** સ્ત્રી० ( अङ्गुलीभ्रू ) કાઉસગ્ગનો એક દોષ; કાઉસગ્ગમાં આંગળીના વેઢા ગણવાથી લાગતો દોષ.

**अंगुलिया.** સ્ત્રી० ( अङ्गुलिका ) આંગળી.

**अंगुवंग.** પુ० ( अङ्गोपाङ्ग ) નામ કર્મની એક પ્રકૃતિ.

**अंगोवंग.** ન० ( अङ्गोपाङ्ग ) મસ્તકાદિ અંગ અને અંગુલિ આદિ ઉપાંગ.

**अंगोवंगणाम.** ન० ( अङ्गोपाङ्गनामन् ) જેના ઉદયથી શરીર રૂપે લીધેલ પુદ્‌ગલો અંગ ઉપાંગ રૂપે પરિણમે તે નામ કર્મની એક પ્રકૃતિ, અંગોપાંગ નામકર્મ.

**अंचि.** પું० ( अञ्चि ) ગતિ કરવી તે; જવું તે.

**अंचि.** પુ० ( आञ्चि ) આવવું તે.

**अंचिय.** ન० (अञ्चित ) એક પ્રકારનું નાટક; દેવતાના ૩૨ નાટકમાંનું ૨૫ મું નાટક. (૨) ત્રિ० પૂજ્ય; રાજમાન્ય. (૩) ન० એકવાર જવું તે.

**अंचिय.** ત્રિ० ( अञ्चित ) પૂજાયેલું.

**अंचियंचिय.** ન० ( अञ्चिताञ्चित ) ગમનાગમન; આંહિથી ત્યાં અને ત્યાંથી આંહિ જવું આવવું તે; ગતિ આગતિ; ગમાગમ.

**अंचियरिभिय.** ન० ( अञ्चितरिभित ) એક પ્રકારનું નાટક; દેવતાના ૩૨ નાટકમાંનું ૨૭ મું નાટક

**अंछण.** ન० ( कर्षण ) ખેંચવું તે.

**अंजण.** ન० ( अञ्जन ) આંજણું, કાજળ (૨) સૌવીરાંજન; સુરમો. (૩) રસાંજન, રસવતી. (૪) તપાવેલ લોઢાની સળીથી આંખમાં દુઃખ ઉત્પન્ન કરવું તે. (૫) આંખ આંજવી; આંખમાં કાજળ વગેરે આંજવું તે. (૬) રત્નની એક જાત (૭) રત્નપ્રભા પૃથ્વીના ખરકાંડનો દશમો ભાગ. (૮) રમ્ય વિજયની પશ્ચિમ સરહદ ઉપરનો વખારા પર્વત. (૯) આઠમા દેવલોકનું એ નામનું એક વિમાન. (૧૦) રૂચકવર પર્વતનું સાતમું કૂટ. (૧૧) એ નામનો એક વેલંધર દેવતા. (૧૨) દ્વીપકુમારના ઇન્દ્રના ત્રીજા લોકપાલનું નામ. (૧૩) ઉદધિકુમારના પ્રભંજન નામના ઇન્દ્રના ચોથા લોકપાલનું નામ. (૧૪) વનસ્પતિ વિશેષ. (૧૫) વાયુકુમાર જાતિના ઇન્દ્રનું નામ.

**अंजणाई.** સ્ત્રી० ( अञ्जनकी ) એ નામની એક લતા-વેલ.

**अंजणकोसिया.** स्त्री० ( अञ्जनकोशिका ) એ નામની એક વનસ્પતિ.

**अंजणग.** पुं० ( अञ्जनक ) અંજન રત્નમય પર્વત વિશેષ; નંદીશ્વર દ્વીપમાં આવેલ અંજનગિરિ પર્વત.

**अंजणगिरि.** पुं० ( अञ्जनगिरि ) કાળા રંગનો પર્વત વિશેષ, નંદીશ્વર દ્વીપમાં આવેલ અંજનગિરિ પર્વત.

**अंजणजोग.** पुं० ( अञ्जनयोग ) ૭૨ કલામાંની સત્તાવીસમી કળા.

**अंजणधाउ.** पुं० ( अञ्जनधातु ) ધાતુ વિશેષ. સુરમો.

**अंजणपव्वय.** पुं० ( अञ्जनपर्वत ) નંદીશ્વર દ્વીપનો એક પર્વત

**अंजणपुलक.** न० } ( अञ्जनपुलक ) રત્નની
**अंजणपुलग.** पुं० } એક જાત.
**अंजणपुलय.** }

**अंजणपुलाअ.** पुं० ( अञ्जनपुलाक ) અંજન પુલાક કાંડ; ખરકાંડનો ૧૧ મો વિભાગ.

**अंजणप्पहा.** स्त्री० ( अञ्जनप्रभा ) ચોથી નરકનું નામ.

**अंजणरिट्ठ.** पुं० ( अञ्जनरिष्ट ) વાયુ કુમારના ઇન્દ્રનું નામ.

**अंजणसलागा.** स्त्री० ( अञ्जनशलाका ) આંજવાની સળી.

**अंजणसिद्ध.** त्रि० ( अञ्जनसिद्ध ) આંખમાં આંજણ આંજીને અદ્રશ્ય થઇ જવાની શક્તિવાળા.

**अंजणा.** स्त्री० ( अञ्जना ) જમ્બુવૃક્ષના નૈરૂત્ય ખુણાની એક વાવડીનું નામ. (૨) ચોથી નરકનું નામ. (૩) એક પુષ્કરિણી.

**अंजणिया.** स्त्री० ( अञ्जनिका ) આંજણ રાખવાની ડબ્બી.

**अंजलि.** पुं० स्त्री० ( अञ्जलि ) ખોબો; કરસંપુટ. (૨) બે હાથ જોડી મસ્તકે લગાડવા તે.

**अंजलिउड.** पुं० ( अञ्जलिपुट ) બે હાથનો સંપુટ.

**अंजलिकम्म.** न० ( अञ्जलिकर्मन् ) બે હાથ જોડવા તે.

**अंजलिप्पग्गह.** पुं० ( अञ्जलिप्रग्रह ) બે હાથ જોડી નમસ્કાર કરવો તે.

**अंजु.** त्रि० ( ऋजु ) સરલ; માયા પ્રપંચ રહિત. (૨) સંયમી; સંજમધારી. (૩) નિર્દોષ; પવિત્ર.

**अंजुआ.** } स्त्री० ( अञ्जुका ) સત્તરમા તીર્થં-
**अंजुया.** } કરની મુખ્ય સાધ્વીનું નામ.

**अंजू.** स्त्री० ( अञ्जू ) શક્રેન્દ્રની ચોથી અગ્રમહિષીનું નામ. (૨) ધનદેવ–સાર્થવાહની પુત્રી. (૩) 'વિપાક' સૂત્રનું એક અધ્યયન. (૪) 'જ્ઞાતા ધર્મકથા' સૂત્રનું એક અધ્યયન.

**अंड.** पुं० ( अण्ड ) ઇંડું, કીડી વગેરેનાં ઇંડાં. (૨) વિપાક સૂત્રનું અંડનામનું ત્રીજું અધ્યયન. (૩) મોરના ઇંડાના દ્રષ્ટાંતવાળું જ્ઞાતા સૂત્રનું ત્રીજું અધ્યયન. (૪) ઉત્તર ભરતમાંનો એક દેશ.

**अंडउड.** न० ( अण्डपुट ) ઇંડાનું કોટલું.

**अंडकड.** त्रि० ( अण्डकृत ) ઇંડામાંથી થયેલ; ઈંડાએ કરેલ.

**अंडय.** त्रि० ( अण्डज ) ઇંડામાંથી ઉત્પન્ન થયેલ પ્રાણી. (૨) કોશેટામાંથી ઉત્પન્ન થતો તાંતણો (૩) રેશમી વસ્ત્ર.

**अंडयग्गाहि.** पुं० ( अण्डजग्राहिन् ) ઇંડામાંથી ઉત્પન્ન થયેલ પ્રાણીને પકડનાર.

**अंडसुहुम.** न० ( अण्डसूक्ष्म ) ઝીણાં ઇંડાં; માખી, કીડી, ગરોળી વગેરેનાં ઇંડાં.

**अंदु.** न० ( अन्दू ) દશકળા; હાથકડી.

**अंत.** न० ( आन्त्र ) આંતરડાં.

**अंत.** त्रि० ( आन्त ) ખાતાં ખાતાં વધેલું.

**अंत.** अ० ( अन्तर् ) અન્દર; માંહે.

**अंत.** त्रि० ( अन्त्य ) અંતિમ; છેલ્લું.

**अंत**. पुं० ( अन्त ) पर्यंत; છેડો. (૨) ભેદ; પ્રકાર. (૩) રાગદ્વેષ. (૪) ભૂમિભાગ; પ્રદેશ. (૫) સમીપ; પાસે. (૬) નિર્ણય; ચુકાદો. (૭) વિનાશ; ભંગ. (૮) રોગ; બિમારી. (૯) ત્રિ૦ અસુંદર; ઇંદ્રિયોને પ્રતિકૂળ. (૧૦) ક્ષુદ્ર; તુચ્છ.

**अंतअ**. પું० ( अन्तुक ) કામઠાનો છેડો.

**अंतकड**. ત્રિ० ( अन्तकृत ) જેણે સંસારનો અંત કર્યો હોય તે.

**अंतकम्म**. ન० ( अन्तकर्मन् ) લુગડાની કોર; વસ્ત્રની કિનારી.

**अंतकर**. ત્રિ० ( अन्तकर ) સંસારનો અંત કરનાર.

**अंतकरण**. ત્રિ० ( अन्तकरण ) નાશ કરવાવાળો.

**अंतकाल**. પું० ( अन्तकाल ) મરણકાલ. (૨) પ્રલયકાલ.

**अंतकिरिया**. સ્ત્રી० ( अन्तक्रिया ) સંસાર યા કર્મનો અંત કરવાની ક્રિયા. (૨) સકલ કર્મ ક્ષય રૂપ મોક્ષ. (૩) પન્નવણાના વીસમા પદનું નામ.

**अंतकुल**. ન० ( अन्तकुल ) હલકું કુળ.

**अंतक्खरिया**. સ્ત્રી० ( अन्त्याक्षरिका ) બ્રાહ્મી લિપિનો એક ભેદ; ૧૮ લિપિમાંની નવમી લિપિ. (૨) ૬૩ મી કળા.

**अंतग**. પું० ( अन्तक ) છેડો; અંત. (૨) ત્રિ० વિનાશકારક; અંત કરનાર. (૩) દુષ્પરિત્યજ, મુશ્કેલીથી છોડી શકાય તેવું. (૪) અન્તર્ગત થઈ ગયેલું; સમાઇ ગયેલું. (૫) પર્યન્ત: પ્રાંતભાગ.

**अंतगड**. ત્રિ० ( अन्तकृत ) જેણે સંસારનો અને જન્મ મરણનો અંત કર્યો એવા તીર્થંકરાદિ.

**अंतगडदसा**. સ્ત્રી० ( अन्तकृतदशा ) "અંતગડદશા" નામનું આઠમું અંગ સૂત્ર; જેમાં આઠ વર્ગમાં ૯૦ અધ્યયનનો સમાવેશ કરવામાં આવ્યો છે.

**अंतगडभूमि**. સ્ત્રી० ( अन्तकृतभूमि ) સંસારનો અંત કરનાર નિર્વાણગામિમહાપુરૂષોની ભૂમિ–નિર્વાણસમય.

**अंतगय**. ન० ( अन्तगत ) આનુગામિક અવધિ જ્ઞાનનો એક ભેદ.

**अंतचरय**. પું० ( अन्तचरक ) ગૃહસ્થે ભોજન કર્યા પછી અવશેષ રહ્યું હોય, તેની ગવેષણા કરનાર અભિગ્રહ ધારી સાધુ.

**अंतचारि**. પું० ( अन्तचारिन् ) તુચ્છ આહાર લેવાનો અભિગ્રહ ધરનાર સાધુ.

**अंतजीवि**. પું० ( अन्तजीविन् ) ગૃહસ્થે ખાતાં શેષ રહેલ આહાર વ્હોરી તેના ઉપર જીવન ચલાવનાર સાધુ.

**अंतद्धाण**. ન० ( अन्तर्धान ) ગેબ થઇ જવું; અદ્રશ્ય થઇ જવુ.

**अंतद्धाणिया**. } **अंतद्धाणी**. } સ્ત્રી० ( अन्तर्धानिका ) અદ્રશ્ય થઇ જવાની વિદ્યા.

**अंतपाल**. પું० ( अन्तपाल ) દેશની સીમા કે સરહદનું રક્ષણ કરનાર પુરૂષ.

**अंतभाव**. પું० ( अन्तर्भाव ) સમાવેશ.

**अंतमुहुत्त**. ન० ( अन्तर्मुहूर्त ) મુહૂર્ત્તથી અન્દરનો સમય; મુહૂર્ત્તથી ઓછો કાલ.

**अंतर**. ત્રિ० ( आन्तर ) અંદરનું; અંત:કરણ સંબંધી.

**अंतर**. ન० ( अन्तर ) આંતરૂં; વ્યવધાન. (૨) બે વસ્તુ વચ્ચેનું અથવા એક વસ્તુની બે પરિસ્થિતિ વચ્ચેનું કાળ આશ્રી છેટું. (૩) અંતરાલ; વચ્ચેનો ભાગ. (૪) ભેદ; વિશેષતા. (૫) વખત; અવસર. (૬) મર્મ; એબ. (૭) વિઘ્ન; આડખિલ. (૮) વિના; વગર. (૯) પું० આચાર; કલ્પ.

**अंतरंग**. ત્રિ० ( अन्तरङ्ग ) અંદરનું.

**अंतरंजिया**. } **अंतरंजी**. } સ્ત્રી० (अन्तरञ्जिका) એ નામની એક નગરી.

**अंतरकंद**. પું० ( अन्तरकन्द ) પાણીમાં ઉત્પન્ન થતી એક જાતની વનસ્પતિ.

**अंतरकरण.** न० (अन्तरकरण) અનિવૃત્તિકરણના અંતભાગમાં મિથ્યાત્વમોહનીયના દલિયાને બે ભાગે વ્હેંચવાની ક્રિયા કરનાર એક પ્રકારના અધ્યવસાય; સમ્યક્ત્વના કારણરૂપ અધ્યવસાય વિશેષ.

**अंतरगय.** त्रि० ( अन्तर्गत ) અંતર્ભાવ પામેલું; અંદર આવી ગયેલું.

**अंतरगिह.** न० (अन्तरगृह) બે ઘરની વચ્ચેનું અંતર.

**अंतरजाय.** न० ( अन्तरजात ) ભાષાના જે પુદ્ગલો અતરાલે સમશ્રેણીમાં રહીનેજ ભાષા પરિણામને પામે છે તે ભાષા પરિણત પુદ્ગલ.

**अंतरणई.** स्त्री० ( अन्तरनदी ) મહાનદીની અપેક્ષાએ નાની નદી.

**अंतरदीव.** पुं० ( अन्तर्द्वीप ) ચુલ્લહિમવંત અને શિખરી પર્વતની લવણસમુદ્ર તરફ નીકળેલ ડાઢા ઉપરના દ્વીપ; ૫૬ અંતરદ્વીપ.

**अंतरदीवग.** पुं० स्त्री० ( अन्तर्द्वीपग ) અંતરદ્વીપમાં રહેનાર.

**अंतरदीविया.** स्त्री० ( आन्तरद्वीपिका ) છપ્પન અંતરદ્વીપમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી.

**अंतरद्धा.** स्त्री० ( अन्तर्द्धान ) અતર્ધાન થવુ, ભ્રશ-નાશ થવો તે.

**अंतरद्धा.** स्त्री० ( अन्तरद्धा ) મધ્યકાળ; વચલો સમય.

**अंतरपल्ली.** स्त्री० ( अन्तरपल्ली ) મૂળ ક્ષેત્રથી અઢી ગાઉ ઉપરનુ ગામડું.

**अंतरप्प.** पुं० (अंतरात्मन्) શરીર અંતર્ગત આત્મા.

**अंतरभाव.** पुं० ( आन्तरभाव ) પરમાર્થ.

**अंतरभासिल्ल.** पु० ( अन्तरभाषावत् ) ગુર્વાદિક બોલતા હોય તેની વચ્ચે બોલી ઉઠનાર શિષ્ય.

**अंतरभूय.** त्रि० ( अन्तर्भूत ) અંતર્ભૂત થયેલ; બીજામાં મળી ગયેલ.

**अंतरसत्तु.** पुं० ( अन्तरशत्रु ) કામક્રોધાદિ વગેરે શરીરની અંદરના શત્રુઓ.

**अन्तरहिय.** त्रि० ( अन्तर्हित ) ગુપ્ત; અદ્રશ્ય.

**अंतरा.** अ० ( अन्तरा ) મધ્યે; વચ્ચે, (૨) પહેલાં; અગાઉ.

**अंतराइय.** न० ( आन्तरायिक ) દાન આદિમાં વિઘ્ન નાખનાર અંતરાય કર્મ. (૨) અન્તરાય કર્મજનક પાપ. (૩) વિઘ્ન; રોકાઇ જવું તે.

**अंतराइयकम्म.** न० ( आन्तरायिककर्मन् ) અંતરાય કર્મ.

**अंतरापह.** पु० (अतरापथ) જ્યાં જવું છે અને જયાંથી જવું છે તે બે વચ્ચેનો માર્ગ.

**अंतरामंथ.** पुं० ( अन्तरामन्थ ) કેવલસમુદ્ઘાત ક્રિયામાં મથનાકારનો સમય.

**अंतराय.** न० ( अन्तराय ) કર્મનો આઠમો ભેદ; દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય—સામર્થ્યમાં વિઘ્ન નાખનાર કર્મ. (૨) વિઘ્ન; નડતર.

**अंतराल.** न० ( अन्तराल ) વચ્ચેનો ભાગ.

**अंतरावण.** न० ( अन्तरापण ) અદરનું હાટ.

**अंतरावास.** पु० (अन्तरावास) મુસાફરીમાં વચ્ચે વચ્ચે મજલ દર મજલ મેલાણ કરવું તે.

**अंतरावास.** पु० ( अन्तरवर्ष ) વર્ષાકાળ.

**अंतरिक्ख.** न० ( अन्तरिक्ष ) આકાશમાં થતા ગ્રહવેધઆદિનું શુભાશુભ ફલ જણાવનાર નિમિત્તશાસ્ત્ર.

**अंतरिक्ख.** त्रि० ( आन्तरिक्ष ) આકાશનું; આકાશ સબંધી.

**अंतरिक्खजाय.** त्रि० (अन्तरिक्षजात) જમીનથી અધર રહેલ મહેલ વગેરે વસ્તુ.

**अंतरिज्ज.** न० ( अंतरीय ) વસ્ત્ર; કપડાં. (૨) પથારી નીચેનું વસ્ત્ર.

**अंतरिज्जिया.** स्त्री० ( अन्तरीया ) વેસવાડિય ગણથી નીકળેલ ત્રીજી શાખા.

**अंतरिय.** त्रि० (अन्तरित) આન્તરે–છેટે રહેલું.

**अंतरिया.** स्त्री० ( अन्तरिका ) આંતરૂં; છેટું. (૨) વિવક્ષિત વસ્તુની સમાપ્તિ.

**अंतरक्खुय.** न० ( अन्तरिक्षुक ) શેરડીની વચલી ગાંઠ.

**अंतरेण.** अ० (अन्तरेण) વિના; વગર.

**अंतरोवग.** पुं० न० ( अंतरोवक ) પાણીની અન્દર રહેલ દ્વીપ.

**अंतलिक्ख.** न० ( अन्तरीक्ष ) આકાશ. (૨) આકાશમાં થતા ઉલ્કાપાત, ગન્ધર્વનગર, ગ્રહવેધ વગેરે. (૩) આકાશમાં થતા ગ્રહવેધાદિના ફલાફલ બતાવનાર નિમિત્ત શાસ્ત્ર.

**अंतलिक्खोदय.** न० ( अन्तरीक्षोदक ) વરસાદનું પાણી.

**अंतवंत** त्रि० ( अन्तवत् ) અંત-છેડાવાળું.

**अंतसो** अ० ( अन्तशस् ) છેવટ; અંતે.

**अंताइ.** त्रि० ( आन्तादिन् ) તુચ્છ આહાર લેનાર; અંતાહારી ( મુનિ. )

**अंतालित्तय.** त्रि० ( अन्तर्लिप्त ) માંહે લિંપેલું.

**अन्ताहार.** पुं० ( अन्ताहार ) ખાતાં બાકી રહેલો હોય તે આહાર. (૨) હલકું ધાન્ય; ચણા વાલ વગેરે.

**अंति.** त्रि० ( अन्तिन् ) જાત્યાદિની અપેક્ષાએ ઉત્તમોત્તમ.

**अंति.** त्रि० ( अन्त्य ) છેલ્લું; અન્તમાં ઉત્પન્ન થયેલ.

**अंतिम.** त्रि० ( अन्तिम ) છેલ્લું; છેવટનું.

**अंतिमराई.** स्त्री० ( अन्तिमरात्रि ) રાત્રિનો છેડો-છેલ્લો ભાગ.

**अंतिमलोभ.** पुं० ( अन्तिमलोभ ) ચાર ચોકડીમાંની છેલ્લી સંજ્વલની ચોકડીનો લોભ; જેની વધારામાં વધારે ૧૫ દિવસની સ્થિતિ હોય તે લોભ.

**अंतिमसरीरिय.** पुं० ( अन्तिमशारीरिक ) ચરમશરીરી જીવ; છેલ્લું શરીર ધારણ કરનાર; અર્થાત્ જેને તેજ ભવમાં મોક્ષ જવું છે તે

**अंतिय.** न० ( अन्तिक ) પાસે; સમીપ.

**अंते.** अ० ( अन्तर् ) માંહે; અંદર.

**अंतेउर.** न० ( अन्तःपुर ) અંતઃપુર; જનાનખાનું.

**अंतेउरपरियाल.** पुं० ( अन्तःपुरपरिवार. ) અંતઃપુરનો પરિવાર; દાસ દાસી વગેરે.

**अंतेउरिया.** स्त्री० ( अन्तःपुरिका ) અંતઃપુરમાં રહેનારી સ્ત્રી; રાજાની રાણી.

**अंतेपुरिय.** त्रि० ( अन्तःपुरिक ) અંતઃપુર સંબધી.

**अंतेवासि.** पुं० ( अन्तेवासिन् ) શિષ્ય; પાસે રહેનાર હજુરી. (૨) આજ્ઞા ઉઠાવનાર; સમીપવર્તી.

**अंतो.** अ० ( अन्तर् ) અંદર; મધ્યે.

**अंतोकोडीकोडि.** त्रि० ( अन्तःकोटिकोटि ) ક્રોડાક્રોડિ સાગરોપમની અંદરનું.

**अंतोखरिया.** स्त्री० ( अन्तःखरिका ) ગામમાં રહેનાર વેશ્યા.

**अंतोगय.** त्रि० ( अन्तर्गत ) અંતર્ભૂત; તેની અંદર આવી ગયેલ.

**अंतोदुट्ठ.** पुं० न० ( अन्तर्दुष्ट ) અંદર રહી પીડા કરનાર શલ્ય.

**अंतोधूम.** पुं० ( अन्तर्धूम ) ઘરની અંદર ધુંધવાતો ધુમાડો.

**अंतोमज्झावसाणिय.** न० ( अन्तर्मध्यावसानिक ) અભિનયના ચાર પ્રકારમાંનો છેલ્લો પ્રકાર.

**अंतोमुहुत्त.** न० ( अन्तर्मुहूर्त ) બે ઘડીની અંદરનો સમય.

**अंतोमुहुत्तिय.** त्रि० ( अन्तर्मौहूर्तिक ) જેનું કાળપરિમાણ અંતર્મુહૂર્તની અંદરનું છે તે.

**अंतोलित्तय.** त्रि० ( अन्तर्लिप्तक ) અંદર લિંપેલું.

**अंतोवट्ट.** त्रि० ( अन्तर्वृत्त ) અંદરના ભાગમાં ગોળ; અંતરગોળ.

**अंतोवाहिणी.** स्त्री० ( अन्तर्वाहिनी ) કુમુદવિજયની પશ્ચિમ સરહદ ઉપરની મહાવિદેહની બાર અન્તર્નદીમાંની એક.

**अंतोसल्ल.** त्रि० (अन्तश्शल्य) અંદરનું શલ્ય; બહાર ન દેખાતો જખમ. (૨) જેણે અપરાધ કરી આલોચના નથી કરી તે; જેના મનમાં અપરાધરૂપ શલ્ય છે તે.

**अंतोसल्लमरण.** न० (अन्तश्शल्यमरण) અંતો-શલ્ય મરણ—માયા નિયાણું વગેરે શલ્ય રાખીને મરવું તે; બાલ મરણનો એક પ્રકાર.

**अंतोहियय.** न० (अन्तर्हृदय) અંતઃકરણ; મન.

**अंदु.** स्त्री० (अन्दु) બેડી; જંજીર. (૨) સાંકલ.

**अंदोलग.** पुं० (आन्दोलक) હિંડોળો; હિંચકો.

**अंदोलिय.** त्रि० (आन्दोलित) આન્દોલન આપેલું; હીંચકાવેલું.

**अंदोलण.** न० (आन्दोलन) હિંડોળાખાટ. (૨) માર્ગ વિશેષ.

**अंध.** पुं० (अन्ध्र) અંધ્રદેશ; જગન્નાથની નીચે આવેલ એક દેશ. (૨) त्रि० અંધ્રદેશવાસી મનુષ્ય.

**अंध.** त्रि० (अन्ध) આંધળો; નેત્રહીન. (૨) જ્ઞાનરહિત; અજ્ઞાની.

**अंधकंटइज्ज.** न० (अन्धकण्टकीय) કાંટાપર ચાલનાર આંધળા માણસની પેઠે અવિચારિત ગમન કરવુ તે.

**अंधकार.** पुं० (अन्धकार) અંધરૂં; અંધકાર.

**अंधग.** पुं० (अन्धक) વૃક્ષ; ઝાડ.

**अंधगवण्हि.** पु० (अन्धकवह्नि) બાદર અગ્નિ; ઝાડના લાકડાંને આશ્રી ઉત્પન્ન થયેલ અગ્નિ. (૨) સૂક્ષ્મ અગ્નિ.

**अंधगवण्हि.** पुं० (अन्धकवृष्णि) સમુદ્રવિજય રાજાનું અમર નામ.

**अंधगार.** पुं० (अन्धकार) અંધારૂં.

**अंधतम.** न० (अन्धतमस्) અંધકાર; અંધારૂં.

**अंधपुरिस.** पुं० (अन्धपुरुष) જન્માંધ; જન્મથી આંધળો.

**अंधयार.** पुं० (अन्धकार) અંધારૂં.

**अंधयारखेत्त.** न० (अन्धकारक्षेत्र) જ્યાં સૂર્યનો પ્રકાશ ન પડે તે પ્રદેશ.

**अंधयारपक्ख.** पुं० (अन्धकारपक्ष) કૃષ્ણપક્ષ; અંધારીઉં.

**अंधरूव.** पुं० न० (अंधरूप) શૂન્યાકાર; જેનું શરીર અવયવ શૂન્ય છે તે.

**अंधलरिछी.** स्त्री० (अन्धयित्री) આંધળા બનાવવાની એક વિદ્યા.

**अंधार.** पुं० (अन्धकार) અંધારૂં.

**अंधारिय.** त्रि० (अन्धकारित) અંધકારમય કરેલ.

**अंधिय.** पुं० स्त्री० (अन्धिक) ચાર ઇંદ્રિય વાળા જીવની એક જાત.

**अंधिल्ल.** त्रि० (अन्ध) જન્માંધ; જન્મથી આંધળું.

**अंबं.** पुं० (अम्ब) પદર પરમાધામીમાંનો એક.

**अंब.** पुं० (आम्र) આંબાનુ ઝાડ; આંબો. (૨) કેરી; આંબાનું ફળ. (૩) કેરીના ગોટલાનું ધોણ.

**अंब.** त्रि० (अम्ल) ખાટું.

**अंब.** न० (आम्ल) છાશ વગેરેથી સંસ્કારેલ પદાર્થ.

**अंबखुज्ज.** न० (आम्रकुब्ज) આંબાના ફળની પેઠે વક્રાકારે સ્થિતિ કરવી તે; આસનનો એક પ્રકાર.

**अंबट्ठ.** पुं० (अम्बष्ट) માતાના પક્ષની અપેક્ષાએ આર્ય જાતિ; માતાના પક્ષે આર્ય. (૨) બ્રાહ્મણ પુરૂષ અને વૈશ્ય સ્ત્રીથી ઉત્પન્ન થયેલ એક અવાંતર જાતિ.

**अंबड.** पु० (अम्बड) અમ્બડ નામે એક સંન્યાસી. (૨) જંબુદ્વીપના ભરતખંડમાં થનાર બાવીશમા તીર્થંકરના પૂર્વભવનું નામ.

**अंबडजीव.** पु० (अम्बडजीव) અંબડ નામના તાપસનો જીવ.

**अंबधाई.** स्त्री० (अम्बधात्री) ધાવમાતા; બાળકને ધવરાવનારી માતા.

**अंबपल्लवपविभत्ति.** न० (आम्रपल्लवप्रविभक्ति) જેમાં આંબાના પલ્લવની રચના વિશેષ કરવામાં આવે એવું એક નાટ્ય; બત્રીસ પ્રકારના નાટકમાંનું એક.

**अंबपेसिया.** स्त्री० ( आम्रपेशिका ) કેરીની ચીર.
**अंबफल.** न० ( आम्रफल ) કેરી.
**अंबर.** न० ( अम्बर ) આકાશ. (૨) વસ્ત્ર. (૩) ઉમરાનું ઝાડ.
**अंबरतल.** न० ( अम्बरतल ) આકાશનું તળું-સપાટી.
**अंबरतिलय.** पुं० ( अम्बरतिलक ) એ નામનો એક પર્વત.
**अंबरवत्थ.** न० ( अम्बरवस्त्र ) સ્વચ્છ કપડું.
**अंबरस.** न० ( अम्बर ) આકાશ
**अंबरिस.** } पुं० न० ( अम्बरीष ) લુહારની
**अंबरीस.** } કોડનો ભાઠો; ભઠ્ઠી. (૨) પંદર જાતિ પૈકી બીજી જાતના પરમાધામી. (૩) કોષ્ટક.
**अंबरिसि** पुं० ( अम्बर्षि ) પંદર જાતિ પૈકી બીજી જાતના પરમાધામી. (૨) ઉજ્જયિની નગરીના રહીશ એક બ્રાહ્મણ.
**अंबलसाग.** पु० ( अम्लशाक ) એક જાતની વનસ્પતિ.
**अंबसालवण** न० (आम्रशालवन) આમલકલ્પા નગરીના ઈશાન ખુણામાં આવેલું આંબાનું વન.
**अंबा.** स्त्री० ( अम्बा ) માતા; જનની. (૨) નેમનાથ પ્રભુના શાસનની અધિષ્ઠાત્રી દેવી. (૩) એ નામની એક વલ્લી.
**अंबाडग.** } पुं० (आम्रातक ) અંબાડાનું ઝાડ;
**अंबाडय.** } બહુ બીજવાળા વૃક્ષની એક જાત. (૨) અંબાડાનું ફળ. (૩) અંબાડાના ફળનું ધોવણ.
**अंबालिया** स्त्री० ( अम्लिका ) આંબલી.
**अंबावल्ली.** स्त्री० (अम्लवल्ली) ખાટા રસવાળી એક વેલ.
**अंबिया.** स्त्री० ( अम्बिका ) પાંચમા વાસુદેવની માતા.
**अंबिल.** न० ( आचाम्ल ) આયંબિલ; તપનો એક પ્રકાર.
**अंबिल.** पुं० ( अम्ल ) ખાટો રસ; ખટાશ. (૨) त्रि० ખટાશવાળું; ખાટું.
**अंबिल.** न० ( अम्ल ) એક જાતની હરી વનસ્પતિ.
**अंबिलणाम.** न० ( अम्लनामन् ) નામ કર્મની ૯૩ પ્રકૃતિમાંની એક.
**अंबिलरस.** पुं० ( अम्लरस ) ખાટો રસ.
**अंबिलिआ.** स्त्री० ( आम्लिका ) આંબલીનું ઝાડ.
**अंबु.** न० ( अम्बु ) પાણી; જળ.
**अंबुणाह.** पुं० ( अम्बुनाथ ) સમુદ્ર
**अंबुत्थंभ.** पु० ( अम्बुस्तम्भ ) પાણીને રોકવાની એક કળા; ૭૨ કળામાંની ૧૩ મી કળા.
**अंबुभक्खि.** त्रि० ( अम्बुभक्षिन् ) પાણી ઉપર જીવનાર.
**अंबुवासि.** त्रि० ( अम्बुवासिन् ) પાણીમાં રહેવાવાળો.
**अंस.** पु० ( अंश ) ભાગ; હિસ્સો. (૨) અવયવ, ખંડ. (૩) ભેદ; વિકલ્પ. (૪) પર્યાય, ધર્મ, અને ગુણ.
**अंस.** } पुं० ( अंस ) સ્કન્ધ; ખંભો.
**अंसल.** }
**अंसि.** स्त्री० ( अस्रि ) ખુણો.
**अंसिया.** स्त्री. ( अर्शस् ) અર્શ; ગુહ્યપ્રદેશમાં મસાનો રોગ.
**अंसिया.** स्त्री० ( अंश ) નાનો ભાગ; હિસ્સો.
**अंसु.** न० ( अश्रु ) આંસુ; નેત્રજળ.
**अंसुय.** पुं० ( अंशुक ) ચીન દેશમાં અગાઉના વખતમાં બનતું કીડાની લાળનું હીર; ચીનાઇ હીર. (૨) વસ્ત્ર વિશેષ; સુંવાળા વસ્ત્રની એક જાત. (૩) પોશાક; વેશ.
**अंसोत्थ.** पु० ( अश्वत्थ ) પિપ્પળનું ઝાડ.
**अकइ.** त्रि० (अकति) અસંખ્યાત; અનન્ત.
**अकंड.** न० (अकाण्ड) અનવસર; વખત વગરનું.

**अकंडूयग.** } **अकंडूयय.** } पुं० ( अकण्डूयक ) શરીરમાં ચળ આવે તોપણ ખંજવાળે નહિ તે; અભિગ્રહ વિશેષધારી સાધુ.

**अकंत** त्रि० ( अकान्त ) કાન્તિ વિનાનું; સૌન્દર્ય રહિત. (૨) અણુગમતું; અપ્રિય.

**अकंपिय.** पुं० ( अकम्पित ) મહાવીર સ્વામીના આઠમા ગણધર

**अकज्ज.** न० ( अकार्य ) ન કરવા યોગ્ય કાર્ય; અઘટિત કામ.

**अकरण.** पुं० ( अकर्ण ) લવણ સમુદ્રમાં સાતસો જોજન ઉપર આવેલો એક અંતરદ્વીપ; ૧૭ મો અંતરદ્વીપ. (૨) ત્રિ તે અંતરદ્વીપમાં રહેનાર મનુષ્ય.

**अकरणछिन्न.** त्रि० ( अकर्णछिन्न ) અખંડ કાનવાળો; જેણે કાન છેદાવ્યા નથી તે.

**अकति.** त्रि० ( अकति ) ગણત્રીમાં ન આવે તેટલા; અસંખ્ય.

**अकतिसंचिय.** पुं० ( अकतिसञ्चित ) એક સમયે અસંખ્યાતા ઉત્પન્ન થતા જીવ.

**अकप्प.** त्रि० ( अकल्प ) કલ્પે નહિ તેવું; ખપે નહિ તેવું.

**अकप्पठिय.** पुं० ( अकल्पस्थित ) અચેલકાદિ દશ પ્રકારના કલ્પ-મર્યાદા રહિત; વચ્ચેના ૨૨ તીર્થંકરના સાધુ.

**अकप्पिय.** त्रि० ( अकल्पिक ) અયોગ્ય; અકલ્પનિક.

**अकम्म.** न० ( अकर्मन् ) કર્મનો અભાવ; આશ્રવ નિરોધ. (૨) પું૦ કર્મરહિત; મુક્તાત્મા

**अकम्मंस.** पुं० ( अकर्मांश ) કર્મરજ રહિત. (૨) ઘાતીકર્મ રહિત સ્નાતક વિશેષ; કેવળી.

**अकम्मकारि.** त्रि० ( अकर्मकारिन् ) અયોગ્ય કામ કરનાર.

**अकम्मभूम.** पुं० ( अकर्मभौम ) અસિ, મસી અને કસી એ ત્રણ પ્રકારના કર્મ-વ્યાપાર વિના કલ્પવૃક્ષ ઉપર આધાર રાખી જીવન નિર્વાહ કરનાર; જુગલિયા.

**अकम्मभूमि.** स्त्री० ( अकर्मभूमि ) ભોગ ભૂમિ; કૃષિ આદિ કર્મરહિત કલ્પવૃક્ષવાળી ભૂમિ.

**अकम्मभूमिय.** पुं० स्त्री० ( अकर्मभूमिज ) ત્રીસ અકર્મ ભૂમિ-ભોગ ભૂમિના મનુષ્ય; જુગલિયા.

**अकम्मया.** स्त्री० ( अकर्मता ) કર્મનો અભાવ; કર્મનો ઉચ્છેદ.

**अकम्मवीरिय.** न० ( अकर्मवीर्य ) પંડિતવીર્ય; પંડિતભાવસહિત સામર્થ્ય.

**अकम्हा.** अ० ( अकस्मात् ) એકદમ; અચાનક.

**अकम्हादंड.** पुं० ( अकस्माद्दण्ड ) ધાર્યા વગર ઓચિંતું એકને હણતાં બીજું હણાઇ જાય તે; ચોથું ક્રિયાસ્થાનક.

**अकम्हादंडवत्तिय.** पु० न० ( अकस्माद्दण्ड प्रत्ययिक ) ચોથુ ક્રિયાસ્થાનક; એકને મારવાનું ધારી મારતાં અકસ્માત્ બીજાને મારી નાખવુ તે.

**अकम्हाभय.** न० ( अकस्माद्भय ) બાહ્ય નિમિત્ત વિના કલ્પના માત્રથી ઉત્પન્ન થતું ભય; સાત ભયમાંનું એક.

**अकय.** त्रि० ( अकृत ) ન કરેલું. (૨) સાધુને ઉદ્દેશીને ન બનાવેલું.

**अकयपुराण.** त्रि० ( अकृतपुण्य ) પુણ્યથી રહિત હોય તે; જેણે પુણ્ય કર્યું નથી તે.

**अकयलक्खण.** त्रि० ( अकृतलक्षण ) ખરાબ લક્ષણવાળું; અપલક્ષણું.

**अकयसुय.** पुं० ( अकृतश्रुत ) અગીતાર્થ; શાસ્ત્રવેત્તા નહિ.

**अकयागम.** पु० ( अकृतागम ) અકૃતાભ્યાગમન; ન કરેલ પાપ વગેરેના ફળની પ્રાપ્તિ

**अकरणि.** स्त्री० ( अकरणि ) આક્રોશ વચનથી કામ કરવાની ના પાડવી તે.

**अकलेवर.** पुं० (अकलेवर) શરીર રહિત; સિદ્ધ ભગવાન્.

**अकसाइ.** पुं० ( अकषायिन् ) ક્રોધાદિ કષાય રહિત; અકષાયી.

**अकसाय.** त्रि० ( अकषाय ) કષાયને સર્વથા ક્ષય કરનાર.

**अकसायमोहणिज्ज.** न० ( अकषायमोहनीय ) હાસ્યાદિનોકષાયરૂપ મોહનીય કર્મની પ્રકૃતિ.

**अकसायि.** त्रि० ( अकषायिन् ) ક્રોધાદિ કષાય રહિત; અકષાયી.

**अकसिण.** त्रि० ( अकृत्स्न ) અપૂર્ણ; અધુરૂં. (૨) જેનાથી મોટો બીજો સ્કંધ છે તે; અપૂર્ણ સ્કંધ.

**अकसिणा.** स्त्री० ( अकृत्स्ना ) પ્રાયશ્ચિત્તનો ચોથો પ્રકાર, જેમાં વધારે તપ સમાઇ શકે તે પ્રાયશ્ચિત.

**अकाइय.** पुं० ( अकायिक ) કાયા રહિત જીવ; સિદ્ધ ભગવાન્.

**अकाम.** पु० ( अकाम ) ઇચ્છાનો અભાવ; ઇચ્છા નહિ. (૨) જ્યાં સર્વ ઇચ્છાની નિવૃત્તિ થાય છે તે; મોક્ષ. (૩) त्रि० વિષય-કામના રહિત.

**अकामकिच्च.** त्रि० ( अकामकृत्य ) ઇચ્છા વિના કામ કરનાર.

**अकामछुहा.** स्त्री० ( अकामक्षुधा ) નિર્જરાની ઇચ્છા વિના પરતંત્રપણે ભુખ વેઠવી તે.

**अकामणिगरण.** त्रि० ( अकामनिकरण ) જેમાં અનિચ્છાનું કારણ છે એવુ.

**अकामणिज्जरा.** स्त्री ( अकामनिर्जरा ) નિર્જરાની ઇચ્છા વિના પરાધીનપણે ભુખ તરસ વગેરે સહન કરવાં તે.

**अकामतण्हा.** स्त्री० ( अकामतृष्णा ) નિર્જરાની ઇચ્છા વિના પરતંત્રવશ તૃષા વેઠવી તે.

**अकामबंभचेरवास.** पुं० ( अकामब्रह्मचर्यवास ) નિર્જરાની ઇચ્છા વિના કોઇના દબાણથી બ્રહ્મચર્ય પાળવું તે.

**अकाममरण.** न० ( अकाममरण ) બાલમરણ; અજ્ઞાનપણે વિષય આદિની આસક્તિમાં થતું મરણ.

**अकामिय.** त्रि० ( अकामिक ) નિરભિલાષી; ઇચ્છાવગરનો.

**अकामिय.** त्रि० ( अकाम्य ) ન ઇચ્છવા યોગ્ય; અનિષ્ટ.

**अकामिया.** स्त्री० ( अकामिता ) અનિચ્છા; ઇચ્છાનો અભાવ.

**अकाय.** पुं ( अकाय ) કાયા રહિત જીવ; સિદ્ધ ભગવાન્.

**अकारअ.** }
**अकारग.** } त्रि० ( अकारक ) અપથ્ય. (૨) અકર્તા; ક્રિયા શૂન્ય (૩) અરૂચિ; જમવાની ઇચ્છા ન થાય તેવો રોગ.

**अकारगवाइ.** त्रि० ( अकारकवादिन् ) આત્મા નિષ્ક્રિય છે એવું માનનાર.

**अकारि.** त्रि० ( अकारिन् ) નહિ કરવાવાળો; નહિ કરનાર.

**अकारिय.** त्रि० ( अकारित ) ન કરાયેલું.

**अकाल.** पुं० ( अकाल ) અનવસર; કુવખત. (૨) દુષ્કાળ; દુકાળ. (૩) ગોચરી આદિનો નિષિદ્ધકાળ; કવેળા.

**अकालचारि.** पुं० ( अकालचारिन् ) કવખતે ગોચરી આદિ કરનાર.

**अकालदोहल.** पुं० ( अकालदोहद ) કવેળાએ ઉત્પન્ન થતો દોહદ-ગર્ભવંતી સ્ત્રીને થતી ઇચ્છા.

**अकालपरिभोइ.** त्रि० ( अकालपरिभोजिन् ) રાત્રિ ભોજન કરનાર; રાત્રે ખાનાર.

**अकालपरिहीण.** न० ( अकालपरिहीन ) ઘણું જલ્દી; તત્કાલ.

**अकालवासि.** पुं० ( अकालवर्षिन् ) માવઠાનો વરસાદ; કવખતે વરસનાર. (૨) વગર જરૂરીઆતે દાનાદિ દેનાર.

**अकालसमय.** पुं० ( अकालसमय ) વિપરીત સમય.

**अकालिय.** त्रि० (अकालिक) વખત પહોંચ્યા પહેલાંનું; અકાળે પ્રાપ્ત થયેલ.

**अकाहल.** त्रि०;( अकाहल ) સ્પષ્ટ અક્ષર ભાષી.

**अकिंचण.** त्रि० ( अकिञ्चन ) પ્રતિબંધકારક ધનકનકાદિ રહિત; નિષ્પરિગ્રહી.

**अकिच्च.** न० ( अकृत्य ) ન કરવા યોગ્ય.

**अकिच्चट्ठाण.** न० ( अकृत्यस्थान ) ચારિત્રના મૂલગુણાદિ ભાંગે તેવું અકૃત્યનું સ્થાન.

**अकिज्ज.** त्रि० ( अक्रेय ) ખરીદવાને યોગ્ય નહિ.

**अकित्ति.** स्त्री० ( अकीर्त्ति ) અપકીર્તિ; અપયશ.

**अकित्तिकर.** त्रि० ( अकीर्त्तिकर ) અપકીર્ત્તિ કરવાવાળો.

**अकित्तिम.** त्रि० ( अकृत्रिम ) સ્વાભાવિક; મૂળ.

**अकिरिय.** पुं० (अक्रिय) કાયિકી, અધિકરણિકી આદિ સાવદ્ય ક્રિયા રહિત. (૨) સ્ત્રી૦ જીવાદિ પદાર્થોનો અસ્વીકાર; નાસ્તિકપણું. (૩) ત્રિ૦ જીવાદિના અસ્તિત્વનું ઉત્થાપન કરનાર; નાસ્તિક, (૪) આળસુ; નિરૂદ્યમી.

**अकिरियवाइ.** पु० ( अक्रियावादिन ) જીવાદિ પદાર્થના અસ્તિત્વનો અપલાપ કરનાર; અક્રિયાવાદી–નાસ્તિક.

**अकिरिया.** स्त्री० ( अक्रिया ) દુષ્ટ ક્રિયા; મિથ્યાત્વઆદિયુક્ત અનુષ્ઠાન. (૨) ક્રિયાનો અભાવ. (૩) નાસ્તિકતા.

**अकिरियाय.** पुं० ( अक्रियात्मन् ) આત્માને અક્રિય–ક્રિયા વિનાનો માનનાર સાંખ્ય દર્શન વગેરે.

**अकीय.** त्रि० ( अक्रीत ) સાધુના ઉદ્દેશથી નહિ ખરીદેલ.

**अकुओभय.** त्रि० ( अकुतोभय ) જેને કોઇથી ભય નથી તે.

**अकुसल.** न० ( अकुशल ) અશુભ; માઠું. (૨) ત્રિ૦ અજાણ; વક્તવ્યાવક્તવ્યની સમજ વિનાનો.

**अकुहय.** त्रि० ( अकुहक ) ઈંદ્રજાલાદિ કુતૂહલ રહિત.

**अकेवल.** त्रि० ( अकेवल ) અશુદ્ધ.

**अकोसिया.** स्त्री० ( अकोषिका ) એ નામની એક મિઠાઇ–સુખડી.

**अक्कंत.** त्रि० ( आक्रान्त ) પીડિત; દબાયેલ. (૨) पुं. પગનો પૃથ્વી સાથે સંઘર્ષણ થતાં નીકળતો અચિત્ત વાયુ. (૩) અભિભૂત; પરાજય પામેલ. (૪) ઘેરાઇ ગયેલ.

**अक्कंद.** पु० ( आक्रन्द ) રડવું તે, દુઃખની બૂમ પાડવી તે.

**अक्कतूवरी.** स्त्री० ( अर्कतूवरी ) એક જાતની ગુચ્છ વનસ્પતિ.

**अक्कबोंदिया.** स्त्री० ( अर्कबोन्दिका ) એક જાતની વેલ.

**अक्किज्ज.** त्रि० ( अक्रेय ) ખરીદવા યોગ્ય નહિ તે.

**अक्किय.** त्रि० ( अक्रिय ) ક્રિયા રહિત, નિષ્ક્રિય.

**अक्कुट्ठ.** त्रि० ( आक्रुष्ट ) કઠોર વચનથી બોલાવેલ.

**अक्केज्ज.** त्रि० ( अक्रेय ) ખરીદી ન શકાય તેવું; અમૂલ્ય.

**अक्कोस.** पु० ( आक्रोश ) આક્રોશ વચન, કઠોર વચન. (૨) શાપ.

**अक्कोस.** न० ( अक्रोश ) જે ગામની અતિ નજીક જંગલ, હિંસકપશુ, પર્વત કે નદી વગેરે ઉપદ્રવ હોય તેવું; સાધુને ચોમાસું રહેવાને અયોગ્ય ક્ષેત્ર.

**अक्कोसणा.** स्त्री० ( आक्रोशना ) તિરસ્કાર;

**अक्कोसपरिसह.** पु० ( आक्रोशपरिषह ) તિરસ્કાર ભરેલ વચનનો પરિષહ; સાધુના ૨૨ પરિષહમાંનો ૧૨ મો પરિષહ.

**अक्ख.** पुं० ( अक्ष ) ગાડાની ધરી. (૨) રમવાના પાસા. (૩) રુદ્રાક્ષનો મણકો. (૪) ચાર હાથ પરિમિત એક ભરપ; ધનુષ્ય. (૫) જીવ; આત્મા. (૬) ઇન્દ્રિય.

**अक्खओदय.** त्रि० ( अक्षयोदक ) અખુટ પાણીવાળું; સદાય પાણીથી ભરેલું.

**अक्खचम्म.** न० ( अक्षचर्मन् ) પાણી કાઢવાનો કોશ; મસક. (૨) પખાલ.

**अक्खाण.** न० ( आख्यान ) કહેવું; આખ્યાન કરવું.
**अक्खम.** त्रि० ( अक्षम ) અસમર્થ; અનુચિત.
**अक्खय.** पुं० ( अक्षत ) અણીશુદ્ધ ચોખા. (૨) त्रि० પરિપૂર્ણ; અખંડ.
**अक्खय** त्रि० ( अक्षय ) અવિનાશી; અક્ષય.
**अक्खयणिहि.** पुं० ( अक्षयनिधि ) અક્ષય ભંડાર; અખુટ ભંડાર.
**अक्खयणीवि.** स्त्री० ( अक्षयनीवि ) અખુટ મુડી.
**अक्खर.** न० ( अक्षर ) સ્વર વ્યંજન૩૫ અક્ષરમાળા. (૨) સંજ્ઞાક્ષર, વ્યંજનાક્ષર અને લબ્ધિ અક્ષર એ અક્ષરશ્રુતના ત્રણ ભેદમાંનો એક. (૩) અચલ; અવિનશ્વર. (૪) જ્ઞાન; ચેતના.
**अक्खरअ.** पुं० ( अक्षरक ) દાસ; ગુલામ.
**अक्खरगुण.** पुं० ( अक्षरगुण ) અનંતાગમા, પર્યાય, ઉચ્ચાર વગેરે અક્ષરના ગુણ.
**अक्खरपुट्ठिया.** स्त्री० ( अक्षरपृष्ठिका ) અઢાર લિપિમાંની નવમી લિપિ.
**अक्खरलंभ.** / **अक्खरलाभ.** पुं० ( अक्षरलाभ ) શબ્દની જાતિ, અર્થ વગેરેનું જ્ઞાન.
**अक्खरसंबद्ध.** पुं० ( अक्षरसम्बद्ध ) જે શબ્દમાં અક્ષર સ્પષ્ટ હોય તે.
**अक्खरसंनिवाय.** पुं० ( अक्षरसन्निपात ) અક્ષરોનો સંયોગ; અક્ષરોનું જોડાણ.
**अक्खरसम.** न० ( अक्षरसम ) હ્રસ્વ, દીર્ઘ, પ્લુત વગેરે જે અક્ષર જેવો હોય તેવો બોલવો તે; ગેયસ્વરવિશેષ.
**अक्खरसमास.** पुं० ( अक्षरसमास ) અકારાદિ અક્ષરોનો પરસ્પર મેલાપ-જોડાણ.
**अक्खरसुय.** पुं० ( अक्षरश्रुत ) શ્રુતજ્ઞાનનો એક ભેદ.
**अक्खराणुसार.** पुं० ( अक्षरानुसार ) શ્રુત ગ્રંથને અનુસરવું તે.
**अक्खरोवलंभ.** पुं० ( अक्षरोपलाभ ) શ્રુત જ્ઞાનનો ઉપયોગ.
**अक्खलिय.** त्रि० ( अस्खलित ) અસ્ખલિત; સ્પષ્ટ.
**अक्खवत्त.** न० ( अक्षपात्र ) પૂજાનું પાત્ર.
**अक्खवाडग.** पुं० ( अक्षपाटक ) ચોરસ આસન; બાજોઠ. (૨) અખાડો; કુસ્તી કરવાની જગા.
**अक्खवाय.** पुं० ( अक्षपाद ) ન્યાયદર્શનના પ્રણેતા અક્ષપાદ નામના આચાર્ય; ગૌતમ મુનિ.
**अक्खविय** त्रि० ( अक्षपित ) ક્ષય કરેલ નહિ; ખપાવેલ નહિ.
**अक्खाइय.** न० ( आख्यातिक ) સાખ્ય ક્રિયાપદ.
**अक्खाइय.** त्रि० ( अक्षतिक ) સ્થાયી; શાશ્વત.
**अक्खाइयठाण.** न० ( आख्यायिकास्थान ) કથા-વાર્તા કરવાનું સ્થાન.
**अक्खाइयणिस्सिय.** न० ( आख्यायिकानिश्रित ) દંતકથા આશ્રિત જુઠાણું; મૃષા-જુઠનો નવમો ભેદ.
**अक्खाइया.** स्त्री० ( आख्यायिका ) વાર્તા; કલ્પિત કથા.
**अक्खाडग.** पुं० ( अक्षपाटक ) અખાડો; મલ્લોને કુસ્તી કરવાની જગ્યા. (૨) પ્રેક્ષકોને બેસવાનો ઓટલો; મિજલસનું સ્થાન.
**अक्खाय.** त्रि० ( आख्यात ) કહેલું; પરૂપેલું. (૨) न० ક્રિયાપદ.
**अक्खायग.** पुं० ( आख्यायक ) શુભાશુભ ફળ કહેનાર; નિમિત્ત પ્રકાશક.
**अक्खायपव्वज्जा.** स्त्री० ( आख्यातप्रव्रज्या ) ધર્મ દેશના સાંભળી બોધ પામીને દીક્ષા લેવી તે; પ્રવ્રજ્યાનો એક ભેદ.
**अक्खायार.** पुं० ( आख्यातृ ) કહેનાર; કથન કરનાર.
**अक्खि.** न० ( अक्षि ) નેત્ર; આંખ.
**अक्खित्त.** त्रि० ( आक्षिप्त ) આકર્ષણ કરેલ; ખેંચેલ. (૨) લલચાવેલ; લાલચ આપેલ. (૩) મુકી દીધેલ; ફેંકી દીધેલ.
**अक्खिराग.** पुं० ( अक्षिराग ) આંખનું અંજન સોયરા આદિ.

**अक्खिवण.** न० ( आक्षेपण ) ચિત્તનું વ્યગ્રપણું.

**अक्खिवेयणा.** स्त्री० ( अक्षिवेदना ) આંખની પીડા. (૨) આંખનો રોગ.

**अक्खीण.** त्रि. ( अक्षीण ) ક્ષય ન પામેલું; પુરૂં ન થયેલું (૨) અખૂટ.

**अक्खीणपडिभोइ.** पुं० ( अक्षीणपरिभोगिन् ) સચેત આહાર લેનાર.

**अक्खीणमहाणसिय.** पुं० ( अक्षीणमहानसिक ) જે લબ્ધિના પ્રભાવથી હજારો માણસોને જમાડે તોપણ પોતે ન ખાય ત્યાંસુધી અન્ન ખુટે નહિ તેવી લબ્ધિવાળો માણસ-સાધુ.

**अक्खीणमहाणसी.** स्त्री० ( अक्षीणमहानसी ) જેનાથી થોડા અન્નમાં હજારો માણસોને જમાડી શકાય તેવી એક પ્રકારની લબ્ધિ.

**अक्खीरमहुसप्पिय.** पुं० ( अक्षीरमधुसर्पिष्क ) દૂધ, ઘીઆદિ વર્જનાર-અભિગ્રહધારી સાધુ.

**अक्खुडिअ.** त्रि० (        ) ઠેસ લાગેલ; આખડેલ.

**अक्खुद्द.** पुं० ( अक्षुद्र ) ગંભીર-ઉદાર શ્રાવક; શ્રાવકના એકવીસ ગુણમાંનો પહેલો ગુણ.

**अक्खुपुरी.** स्त्री० ( अक्षुपुरी ) એ નામની એક નગરી.

**अक्खेत्त.** न० ( अक्षेत्र ) ખાર જમીન; પાકને અયોગ્ય ભૂમિ.

**अक्खेत्तवासि.** त्रि० ( अक्षेत्रवर्षिन् ) ઉખર જમીનમાં વરસનાર. (૨) પાત્રાપાત્રની પરીક્ષા વિના દાન દેનાર.

**अक्खेव.** पुं० ( आक्षेप ) પૂર્વપક્ષ; આશંકા કરી પૂછવું તે. (૨) બીજાના હાથમાંથી દ્રવ્યનું હરણ કરવું તે; ગૌણચોરીનો ૧૯ મો ભેદ.

**अक्खेवणी.** स्त्री० ( आक्षेपणी ) જેથી શ્રોતાનું તત્વ પ્રત્યે આકર્ષણ થાય તેવી ધર્મકથા; ચાર ધર્મકથામાંની એક.

**अक्खेवि.** त्रि० ( आक्षेपिन् ) વશીકરણ આદિથી પારકુ દ્રવ્ય હરનાર.

**अक्खोड.** पुं० ( अक्षोट ) અખરોટનું ઝાડ. (૨) न० તેનું ફળ.

**अक्खोभ.** त्रि० ( अक्षोभ ) ક્ષોભ રહિત; નિશ્ચલ. (૨) અંતગડ સૂત્રના પહેલા વર્ગના આઠમા અધ્યયનનું નામ. (૩) અંધક વૃષ્ણિ રાજાની ધારણી રાણીના પુત્ર.

**अक्खोवंग.** न० ( अक्षोपाङ्ग ) ગાડાની ધરીને તેલ વગેરે ચોપડવામાં આવે છે તે.

**अक्खोवंजण.** न० ( अक्षोपाञ्जन ) ગાડાની ધરીને તેલ આદિ પદાર્થ ચોપડવા તે.

**अक्खोह.** त्रि० ( अक्षोभ ) જુઓ 'અક્ખોભ' શબ્દ.

**अखंड.** त्रि० ( अखण्ड ) પરિપૂર્ણ; ભાંગેલું નહિ તે. (૨) નિરંતર; અવિચ્છિન્ન.

**अखंडिय.** त्रि० ( अखण्डित ) જુઓ 'અખંડ' શબ્દ.

**अखंपण.** त्रि० (        ) સાફ; સ્વચ્છ

**अखज्ज.** न० ( अखाद्य ) અખાજ; ખાવાને અયોગ્ય પદાર્થ.

**अखाग.** पु० ( आख्याक ) એ નામનો એક અનાર્ય દેશ.

**अखिल.** त्रि० ( अखिल ) આખુ, સંપૂર્ણ.

**अगइ.** स्त्री० ( अगति ) અપ્રશસ્ત ગતિ; નરક આદિ ગતિ.

**अगंथ.** पु० ( अग्रन्थ ) નિર્ગ્રંથ; સાધુ. (૨) त्रि० ધનરહિત.

**अगंधण.** पु० ( अगन्धन ) સર્પની એક જાત, કે જે આગમાં બળવાનુ પસંદ કરે પણ ઝેર પાછું ચુસે નહિ.

**अगड.** पुं० ( अवट ) કૂવો.

**अगड.** त्रि० ( अकृत ) ન કરેલ.

**अगडदत्त.** पुं० ( अगडदत्त ) શંખપુરના સુંદર રાજાની સુલસા રાણીનો પુત્ર.

**अगडसुय.** त्रि० ( अकृतश्रुत ) આચારાંગ, નિશીથ આદિ સૂત્રનો જેણે અભ્યાસ કર્યો નથી તે.

**अगग्गि.** पुं० ( अग्नि ) આગ; અગ્નિ.
**अगग्गिकाय.** पुं० ( अग्निकाय ) અગ્નિના જીવ; તેઉકાય.
**अगत्थि.** पुं० ( अगस्ति ) એ નામનો ૮૮ ગ્રહમાંનો ૪૫ મો ગ્રહ.
**अगत्थिय.** पुं० ( अगस्तिक ) અગથિયાનું ઝાડ
**अगम.** न० (अगम् ) આકાશ.
**अगमिय.** न० (अगमिक ) જેની ગાથા વગેરે પરસ્પર સરખા નથી એવું શ્રુત; આચારાંગાદિ કાલિક શ્રુત.
**अगम्म.** त्रि० ( अगम्य ) જવાને યોગ્ય નહિ તે. (૨) રતિ ક્રીડા કરવા યોગ્ય નહિ તે; મા, બ્હેન વગેરે.
**अगम्मगामि.** पुं० ( अगम्यगामिन् ) મા, બ્હેન સાથે વ્યભિચાર સેવનાર; પરદારા સાથે ગમન કરનાર.
**अगर.** पुं० ( आकर ) ખાણ-જેમાંથી સોનું, રૂપું વગેરે ખનીજ પદાર્થ નીકળે તે. (૨) મીઠાના અગર.
**अगर** पुं० ( अगर ) એક જાતનો ધૂપ; સુગન્ધી પદાર્થ.
**अगरला.** स्त्री० ( अगरला ) જે વાણીની અંદર અક્ષર, અર્થ વગેરે સ્પષ્ટ હોય તે વાણી.
**अगरु.** न० ( अगरु ) અગર ચંદન; એક જાતનો સુગન્ધી પદાર્થ.
**अगरुलहु.** त्रि० ( अगुरुलघु ) ગુરુલઘુ નહિ તે; જે ભારે નહિ અને હલકુ પણ નહિ તે-જેવા આકાશ પ્રદેશ વગેરે.
**अगरुवर.** पुं० ( अगरुवर ) કૃષ્ણાગર; કાળો અગર.
**अगलुय.** पुं० ( अगरुक ) અગર; કૃષ્ણાગર.
**अगविट्ठ.** त्रि० ( अगवेषित ) આહારાદિની તપાસ નહિ કરેલ.
**अगहण.** त्रि० ( अग्रहण ) જે પુદ્‌ગલવર્ગણા ઔદારિકાદિ શરીરરૂપે ગ્રહણ ન થઇ શકે તે.
**अगहणंतरिय.** त्रि० ( अग्रहणान्तरित ) ગ્રહણ ન થઇ શકે તેવી વર્ગણાને આંતરે રહેલ.
**अगाढ.** त्रि० ( अगाढ ) તત્ત્વનિષ્ઠ; જેણે શાસ્ત્રો અવગાહેલ છે તે. (૨) त्रि० તાવ વગેરેની સાધારણ વેદના.
**अगाढपण्ण.** त्रि० ( अगाढप्रज्ञ ) તત્ત્વમાં નિષ્ઠા પામેલી જેની સમજ છે તે.
**अगामिय.** त्रि० ( आगामिक ) ભવિષ્યમાં આવવાવાળું.
**अगामिया.** स्त्री० ( अग्रामिका ) જેની અંદર કોઇ ગામ નથી તેવી અટવી.
**अगार.** पुं० ( अगार ) ઘર; મકાન. (૨) ગૃહસ્થાશ્રમ; ગૃહવાસ. (૩) છુટછાટ; મોકળ. (૪) છુટછાટવાળો ધર્મ; શ્રાવક ધર્મ.
**अगारत्थ.** पुं० ( अगारस्थ ) ગૃહસ્થ; ગૃહસ્થાશ્રમી.
**अगारवास.** पुं० ( अगारवास ) ગૃહવાસ; ગૃહસ્થાશ્રમ.
**अगारि.** पु० ( अगारिन् ) ગૃહસ્થ; ગૃહસ્થાશ્રમી.
**अगारिकम्म.** न० ( अगारिकर्मन् ) ગૃહસ્થનું કર્મ-આચરણ; સાવદ્ય ક્રિયા.
**अगाह.** त्रि० ( अगाध ) અગાધ-થાગ વગરનું; ગંભીર-ગહન.
**अगिग्गि.** पुं० ( अग्नि ) અગ્નિ; આગ.
**अगिला.** स्त्री० ( अग्लानि ) ખેદનો અભાવ; ઉત્સાહ-હોંશ.
**अगिलाण.** त्रि० (अग्लान) ગ્લાનિરહિત; ઉત્સાહી.
**अगिह.** त्रि० ( अगृह ) ઘરનો ત્યાગ કરનાર ( મુનિ ).
**अगिहीभूय.** त्रि० ( अगृहीभूत ) ગૃહસ્થાશ્રમી નહિ થયેલ.
**अगीय.** त्रि० ( अगीत ) શાસ્ત્રનો અજાણ; અગીતાર્થ.
**अगीयत्थ.** त्रि० ( अगीतार्थ ) શાસ્ત્રનો અજાણ; અગીતાર્થ.
**अगुण.** पुं० ( अगुण ) અવિનય, પ્રમાદ આદિ અવગુણ. (૨) त्रि० ગુણરહિત; ગુણ વગરનો.

**अगुणत्तीस.** स्त्री० ( एकोनत्रिंशत ) ઓગણત્રીશ; ૨૯.

**अगुणप्पेहि.** त्रि० ( अगुणप्रेक्षिन् ) અવગુણ જોવાવાળો; દોષદર્શી.

**अगुरु.** पुं० ( अगुरु ) અગર ચંદન.

**अगुरुअ.** न. ( अगुरुक ) અગુરૂલઘુ નામકર્મ; નામકર્મની એક પ્રકૃતિ.

**अगुरुलहु.** त्रि० ( अगुरुलघु ) જુઓ 'અગરૂલહુ' શબ્દ.

**अगुरुलहुचउक्क.** न० ( अगुरुलघुचतुष्क ) અગુરૂલઘુ ૧, ઉપઘાત ૨, પરાઘાત ૩ અને શ્વાસોચ્છ્વાસ ૪, એ નામકર્મની ચાર પ્રકૃતિઓનો સમુદાય.

**अगुरुलहुणाम.** न० ( अगुरुलघुनामन् ) નામ કર્મનો એક ભેદ, કે જેના ઉદયથી જીવ અતિ ભારે નહિ તેમ અતિ હલકુ નહિ તેવું શરીર પામે તે.

**अग्ग.** न० ( अग्र ) અગ્રભાગ; આગલો ભાગ. (૨) ટોચ; અણી. (૩) છેડાનો ભાગ; પ્રાંત ભાગ. (૪) ભવોપગ્રાહી-અઘાતિ કર્મ. (૫) પરિમાણ; વજન. (૬) પ્રધાન-રત્નાદિ. (૭) त्रि० શ્રેષ્ઠ; સર્વોપરી.

**अग्ग.** त्रि० ( अग्र्य ) અગ્રેસર; શિરોમણિ.

**अग्गओ.** अ० ( अग्रतस् ) આગળ.

**अग्गकेस.** पुं० ( अग्र्यकेश ) વાલાગ્ર; કેશનો અગ્ર ભાગ.

**अग्गजीह.** न० ( अग्र्यजिह्व ) જીભનો અગ્ર ભાગ; જિહ્વાગ્ર.

**अग्गणीअ.** न० ( अग्र्यानीक ) મોરચાનું સૈન્ય.

**अग्गतावस.** पुं०(अग्र्यतापस) ધનિષ્ઠા નક્ષત્રનું ગોત્ર

**अग्गदत्त.** पुं० ( अग्रदत्त ) ઐરવત ક્ષેત્રના ચાલુ ચોવીસીના તેવીસમા તીર્થંકરનું નામ.

**अग्गद्दार.** न० ( अग्र्यद्वार ) આગલું બારણું.

**अग्गपिंड.** पुं० ( अग्र्यपिण्ड ) ભિક્ષા આપવા માટે, અથવા કાગડા કુતરાને નાખવા માટે પહેલેથી કાઢી રાખેલો ખોરાકનો ભાગ.

**अग्गबीय.** पुं० ( अग्र्यबीज ) અગ્રભાગ જેનો બીજ છે તેવી વનસ્પતિ; અગ્રભાગ રોપવાથી ઉગે છે તે.

**अग्गमहिसी.** स्त्री० ( अग्र्यमहिषी ) પટ્ટરાણી; ઇંદ્રાણી.

**अग्गरस.** पुं० (अग्र्यरस) મુખ્ય રસ; શૃંગાર રસ.

**अग्गल.** न० ( अर्गल ) ૮૬ મા મહાગ્રહનું નામ. (૨) ભોગળ-બારણાને આડુ મૂકવાનું લાકડુ; આગળીઓ.

**अग्गलपासग.** पुं० ( अर्गलपाशक ) ભોગળના પાસા; જેમાં ભોગળ નાખવામાં આવે છે તે.

**अग्गलपासाय.** पुं० ( अर्गलप्रासाद ) જ્યાં ભોગળ દેવામાં આવે છે તે ઘર.

**अग्गला.** स्त्री० ( अर्गला ) ભોગળ; બારણું વાસવાનો આગળીયો. (૨) સાંકળ; જંજીર.

**अग्गसिर.** न० ( अग्र्यशिरस् ) માથાનો આગલો ભાગ.

**अग्गसिहर.** न० ( अग्र्यशिखर ) વનસ્પતિની ટોચ-ઉપરનો ભાગ.

**अग्गसोंडा.** पुं० ( अग्र्यशुण्डा ) હાથીની સૂંઢનો આગલો ભાગ.

**अग्गह.** पुं० ( आग्रह ) આગ્રહ; હઠ.

**अग्गहण.** न० ( अग्रहण ) અસ્વીકાર; ન ગ્રહણ કરવુ તે.

**अग्गहणवग्गणा.** स्त्री० ( अग्रहणवर्गणा ) વર્ગણા વિશેષ; ઔદારિક શરીરાદિરૂપે ગ્રહણ ન થઇ શકે એવો પદ્‌ગલ સમૂહ.

**अग्गहणा.** स्त्री० ( अग्रहणा ) ઔદારિકાદિ શરીરરૂપે ગ્રહણ ન થઇ શકે તેવા પુદ્‌ગળની વર્ગણા-સમૂહ.

**अग्गहिय.** पुं० न० ( अग्राह्निक. ) અઘરણી; સીમંતોત્સવ.

**अग्गहत्थ.** पुं० ( अग्र्यहस्त ) હાથનો આગલો ભાગ.

**अग्गायणीय.** न० ( अग्रायणीय ) સર્વ દ્રવ્ય, ગુણ અને પર્યાયનું પરિમાણ દર્શાવનાર ૧૪ પૂર્વમાંનો બીજો પૂર્વ.

**अग्गि.** પું० ( अग्नि ) અગ્નિ; દેવતા. (૨) કૃતિકા નક્ષત્રનો અધિષ્ઠાતા અગ્નિ દેવતા. (૩) ભવનપતિ દેવતાની એક જાત; અગ્નિકુમાર દેવતા.

**अग्गिउत्त.** પું० ( अग्निपुत्र ) ભરતક્ષેત્રના ૨૩ મા પાર્શ્વનાથસ્વામિના સમકાલીન ઐરવત ક્ષેત્રના તીર્થંકર.

**अग्गिकाय.** પું० ( अग्निकाय ) અગ્નિના જીવ; તેઉકાય.

**अग्गिकुमार.** પું ( अग्निकुमार ) અગ્નિકુમાર નામે ભવનપતિ દેવતાની પાંચમી જાતિ (૨) સ્ત્રી० એ જાતની દેવી.

**अग्गिच्च.** પુ० ( आग्नेय ) ઉત્તર તરફની બે કૃષ્ણરાજીની વચ્ચે આગ્નેયાભ વિમાનમાં વસતા આઠમી જાતના લોકાન્તિક દેવતા. (૨) ન० કૌશિક ગોત્રની એક શાખા. (૩) પું० તે શાખામાંનો પુરુષ. (૪) ત્રિ० અગ્નિ સંબંધી.

**अग्गिच्चाभ.** ન० ( आग्नेयाभ ) ઉત્તર તરફની બે કૃષ્ણરાજી વચ્ચેનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**अग्गिथंभणिया.** સ્ત્રી० ( अग्निस्तम्भनिका ) અગ્નિ સ્તંભન કરનારી વિદ્યા.

**अग्गिदत्त.** પુ० ( अग्निदत्त ) આર્ય ભદ્રબાહુના શિષ્યનું નામ.

**अग्गिदहण.** ન० ( अग्निदहन ) અગ્નિદાહ; મૃતકનો અગ્નિ સંસ્કાર.

**अग्गिदास.** પું० ( अग्निदास ) અગ્નિ દેવતાના સંબંધથી કોઇ માણસનું આપવામાં આવેલું નામ.

**अग्गिदेव.** પું० ( अग्निदेव ) અગ્નિ દેવતાના સંબંધથી કોઇ માણસનું આપવામાં આવેલુ નામ.

**अग्गिधम्म.** પું० ( अग्निधर्म ) અગ્નિ દેવતાના સંબંધથી કોઇ માણસનું આપવામાં આવેલું નામ.

**अग्गिपयोग.** પું० ( अग्निप्रयोग ) અગ્નિનો પ્રયોગ; અગ્નિ સળગાવવો તે.

**अग्गिप्पभा.** સ્ત્રી० ( अग्निप्रभा ) બારમા તીર્થંકરની પ્રવ્રજ્યા પાલખીનું નામ; પ્રવ્રજ્યા મહોત્સવમાં જે પાલખીમાં બેઠા હતા તેનું નામ.

**अग्गिभूइ.** પું० ( अग्निभूति ) શ્રી મહાવીર સ્વામીના બીજા ગણધરનું નામ. (૨) મહાવીર સ્વામીનું આગલા દસમા ભવનું નામ.

**अग्गिम.** ત્રિ० ( अग्रिम ) આગલું; આગળનું. (૨) શ્રેષ્ઠ; મુખ્ય.

**अग्गिमाणव.** પું० ( अग्निमानव ) દક્ષિણ તરફના અગ્નિકુમાર દેવતાનો ઇન્દ્ર.

**अग्गिमित्ता.** સ્ત્રી० ( अग्निमित्रा ) ગોશાળાના શિષ્ય પોલાસપુરવાસી શકડાલ કુંભારની સ્ત્રીનું નામ.

**अग्गिमेह.** પું० ( अग्निमेघ ) અગ્નિની પેઠે શરીરમાં દાહ ઉત્પન્ન કરનાર વરસાદ.

**अग्गिय.** પું० ( अग्निज ) ભસ્મક વ્યાધિ; જેમાં ખાધેલું સર્વ ભસ્મરૂપ થઇ જાય અને ભૂખ મટે નહિ તેવો એક રોગ. (૨) વત્સગોત્રનું એક અવાંતર-પેટાગોત્ર.

**अग्गिरक्खिय.** પું० ( अग्निरक्षित ) એ નામનો એક માણસ.

**अग्गिल्ल.** ત્રિ० ( अग्रिम ) આગલો; પહેલાનો. (૨) ૮૮ ગ્રહમાંના ૫૫ મા ગ્રહનુ નામ.

**अग्गिवेस.** પું० ( अग्निवेश्मन् ) પક્ષના ચૌદમા દિવસનું નામ. (૨) દિવસના ૨૨ મા મુહૂર્તનું નામ. (૩) કૃતિકા નક્ષત્રનું ગોત્ર.

**अग्गिवेसायण.** પું० ( अग्निवेश्यायन ) દિવસના ૨૩ મા મુહૂર્તનું નામ (૨) ગોશાળાના પાંચમા દિશાચર સાધુનું નામ. (૩) સુધર્માસ્વામીનું ગોત્ર. (૪) ત્રિ० તે ગોત્રમાં ઉત્પન્ન થનાર.

**अग्गिसम्म.** पुं० ( अग्निशर्मन् ) એ નામનો કોઈ બ્રાહ્મણ.

**अग्गिसिह.** पुं० ( अग्निशिख ) દક્ષિણ દિશાના અગ્નિકુમાર દેવતાનો ઇન્દ્ર.

**अग्गिसीह.** पुं० ( अग्निसिंह ) ચાલુ અવસર્પિણીના સાતમા બલદેવ અને વાસુદેવના પિતાનું નામ.

**अग्गिसेण.** पुं० ( अग्निषेण ) ચાલુ અવસર્પિણીમાં જમ્બૂદ્વીપના ઇરવત ક્ષેત્રમાં થએલા ત્રીજા તથા એકવીસમા તીર્થંકરનું નામ. (૨) એ નામનો એક માણસ.

**अग्गिसेवण.** न० ( अग्निसेवन ) અગ્નિનું સેવન કરવું; તાપણી કરી તપવું તે.

**अग्गिहुय.** पुं० ( अग्निहुत ) જેણે અગ્નિમાં હોમ કીધો છે એવો તાપસ; તાપસની એક જાત.

**अग्गिहोत्त.** न० ( अग्निहोत्र ) બ્રાહ્મણધર્મ પ્રમાણે મન્ત્રોચ્ચારપૂર્વક ઘી, જવ, તલ વગેરે અગ્નિમાં હોમાય છે તે દ્રવ્ય અગ્નિહોત્ર છે, અને જૈનદૃષ્ટિએ ધર્મધ્યાન રૂપ અગ્નિમાં કર્મરૂપ ઇંધણ હોમવા તે વાસ્તવિક ભાવ અગ્નિહોત્ર.

**अग्गिहोत्तवाइ.** पु० ( अग्निहोत्रवादिन् ) દ્રવ્ય-બાહ્ય અગ્નિહોત્રથીજ સ્વર્ગ પ્રાપ્તિ માનનાર વાદી.

**अग्गिहोम.** पुं० ( अग्निहोम ) અગ્નિમાં હોમવું તે.

**अग्गुज्जाण.** न० ( अग्र्योद्यान ) નગરની બહારનું શ્રેષ્ઠ ઉદ્યાન.

**अग्गेई.** स्त्री० ( आग्नेयी ) અગ્નિકોણ; દક્ષિણ અને પૂર્વ દિશાની વચ્ચેનો ખુણો-વિદિશા.

**अग्गेइदिसा.** स्त्री० ( आग्नेयीदिशा ) અગ્નિખુણો; પૂર્વ દક્ષિણ વચ્ચેની વિદિશા.

**अग्गेणिय.** } न० ( अग्रायणीय ) ચૌદ પૂર્વમાંનો
**अग्गेणीय.** } બીજો પૂર્વ.

**अग्गेय.** न० ( आग्नेय ) વત્સગોત્રની શાખા. (૨) त्रि० તે શાખાનો માણસ.

**अग्गेसर.** त्रि० ( अग्रेसर ) અગ્રેસર-આગેવાન; પ્રમુખ.

**अग्गोदय.** न० ( अग्र्योदक ) લવણ સમુદ્રની વચ્ચોવચ્ચ દશહજાર જોજન પ્રમાણે ડગમાળો છે તેના ઉપર જે બે ગાઉની પાણીની શિખા વધઘટ થાય છે તે.

**अग्घ.** पु० ( अर्घ ) પૂજાની સામગ્રી. (૨) મચ્છ કચ્છાદિ જલચર જીવ. (૩) કિમ્મત; મૂલ્ય.

**अग्घाडग.** पुं० ( आघ्रातक ) એ નામની એક જાતની વનસ્પતિ; અઘાડો.

**अग्घाय.** त्रि० ( आघ्रात ) સુંઘેલું; ગંધ લીધેલું.

**अघाइ.** त्रि० ( अघातिन् ) આત્માના જ્ઞાનાદિ ગુણોની ઘાત ન કરનાર.

**अघाइकम्म.** न० ( अघातिकर्मन ) આત્મગુણની સ્વતઃ ઘાત ન કરે તેવા વેદનીય આદિ કર્મ.

**अचंकमण.** न० ( अचङ्क्रमण ) ચાલવાની ગતિનો અભાવ, ન ચાલવું તે.

**अचंकारियभट्टा.** स्त्री० ( अचङ्कारितभट्टा ) ધન્ય શેઠની પુત્રી, કે જેને પોતાની આજ્ઞા ઉઠાવે તેવા પતિ સાથે પરણાવી હતી.

**अचक्किय.** त्रि० ( अचकित ) પરિષહ આદિથી ચકિત થાય નહિ તેવો; ત્રાસ ન પામે તેવો.

**अचक्खु.** न० ( अचक्षुष् ) આંખ સિવાયની બીજી ચાર ઇન્દ્રિયો અને મન (૨) त्रि० આંખ વગરનો.

**अचक्खुदंसण.** न० ( अचक्षुर्दर्शन ) આંખ સિવાય બીજી ઇંદ્રિયોથી સામાન્ય જ્ઞાન થાય તે.

**अचक्खुदंसणावरण.** न० ( अचक्षुर्दर्शनावरण ) દર્શનાવરણીય કર્મની એક પ્રકૃતિ, કે જેના ઉદયથી જીવ અચક્ષુદર્શન ન પામે.

**अचक्खुदंसणि.** त्रि० ( अचक्षुर्दर्शनिन् ) ચક્ષુદર્શન વગરનો જીવ; એક ઇંદ્રિયથી ત્રણ ઇંદ્રિય પર્યંતના જીવ. (૨) અચક્ષુ દર્શનવાળો.

**अचक्खुफास.** पुं० ( अचक्षुस्पर्श ) અંધકાર; અંધારૂં.

**अचक्खुविसय.** पुं० ( अचक्षुर्विषय ) દૃષ્ટિગોચર નહિ તે; આંખથી ન દેખાય તે.

**अचक्खुस.** त्रि० ( अचाक्षुष ) આંખથી ન દેખાય તેવું; જેનું ચાક્ષુષ પ્રત્યક્ષ ન થાય તેવું.

**अचर.** पुं० ( अचर ) પૃથ્વીઆદિ સ્થાવર જીવ.

**अचरम.** } **अचरिम.** } त्रि० ( अचरम ) સંસાર મધ્યવર્તી; સંસારને છેડે આવેલા નહિ.

**अचल.** त्रि० ( अचल ) ચલાયમાન નહિ; સ્થિર. (૨) દશ દશારમાંના છઠા દશાર્હ. (૩) મલ્લિનાથના પૂર્વ ભવનો (મહાબલના ભવનો) એક મિત્ર; કે જેણે તેમની સાથે દીક્ષા લીધી હતી. (૪) ચાલુ અવસર્પિણીના પહેલા બળદેવનું નામ. (૫) અંતગડ સૂત્રના બીજા વર્ગના પાંચમા અધ્યયનનું નામ; અંધકવૃષ્ણિ રાજાની ધારણી રાણીના પુત્ર.

**अचलपुर.** न० ( अचलपुर ) બ્રહ્મદ્વીપની પાસે આવેલા આભીર દેશમાંનું એક નગર, કે જેમાં રેવતીનક્ષત્ર આચાર્યના શિષ્યોએ દીક્ષા લીધી.

**अचलभाय.** पु० ( अचलभ्रातृ ) મહાવીરસ્વામીના નવમા ગણધર.

**अचला.** स्त्री० ( अचला ) શક્રેન્દ્રની સાતમી અગ્રમહિષી. (૨) પૃથ્વી.

**अचलिय.** न० ( अचलित ) વસ્ત્ર તથા શરીર હાલે નહિ એવી રીતે પડિલેહણ કરવું તે; પડિલેહણનો એક ગુણ. (૨) त्रि० અચલ; ચલાયમાન ન થયેલ.

**अचलियकम्म.** न० ( अचलितकर्मन् ) અચલિત કર્મ; ઉદયમાં આવેલ નહિ એવું કર્મ.

**अचाइय.** त्रि० ( ) અશક્ત; અસમર્થ.

**अचाय.** पुं० (अत्याग) ન તજવું; ત્યાગ ન કરવો.

**अचिअ.** पुं० ( अचित ) નાટકનો એક પ્રકાર.

**अचिंत.** त्रि० ( अचिन्त्य ) અકલ; અતર્ક્ય; કળવામાં ન આવે તેવું.

**अचित्त.** त्रि० ( अचित्त ) અચેત; નિર્જીવ.

**अचित्तपइट्ठिय.** त्रि० ( अचित्तप्रतिष्ठित ) અચિત્તને આશ્રી રહેલ.

**अचियत्त.** त्रि० ( ) અનિષ્ટ; અપ્રિય. (૨) ગુરૂ ઉપર પૂજ્ય ભાવ નહિ રાખનાર. (૩) સ્ત્રી० અપ્રીતિ; પ્રેમનો અભાવ.

**अचिरं.** अ० ( अचिरम् ) જલ્દી; તરતજ.

**अचिरकाल.** पुं० ( अचिरकाल ) તત્કાલ.

**अचिरवत्त.** त्रि० ( अचिरवृत्त ) તરતનું, થોડા વખતનું બનેલું.

**अचिरा.** अ० ( अचिरात् ) તત્કાલ; હમણાંજ.

**अचिरोग्गय.** पुं० ( अचिरोद्गत ) તરત ઉગેલો સૂર્ય; બાલ સૂર્ય.

**अचेयकड.** त्रि० ( अचेतःकृत ) અચેત વસ્તુથી બનેલું.

**अचेयण.** त्रि० ( अचेतन ) ચેતન રહિત; નિર્જીવ

**अचेल.** त्रि० ( अचेल ) વસ્ત્ર વગરનો. (૨) અલ્પ વસ્ત્રધારી. (૩) અચેલ-વસ્ત્રનો પરિષહ. (૪) न० વસ્ત્રનો અભાવ. (૫) અલ્પકિંમતી વસ્ત્ર. (૬) त्रि० જીર્ણવસ્ત્રવાળા (૭) મેલાવસ્ત્રવાળા.

**अचेलग.** पुं० ( अचेलक ) વસ્ત્ર ન રાખવાનો અર્થાત્ સફેદ અને માનોપેત અલ્પ વસ્ત્ર રાખવાનો ધર્મ-આચાર; પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓનો આચાર.

**अचेलगधम्म.** पुं० ( अचेलकधर्म ) પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓનો આચાર.

**अचेलपरिसह.** पुं० ( अचेलपरिषह ) વસ્ત્રની તંગીનું કષ્ટ સહન કરવું તે; ૨૨ પરિષહમાંનો છઠો વસ્ત્રનો પરિષહ.

**अचोक्ख.** त्रि० ( अचोक्ष ) અશુદ્ધ; અપવિત્ર.

**अचोरिय.** न० ( अचौर्य ) ચોરીનો અભાવ.

**अच्च.** त्रि० ( अर्च्य ) અર્ચનીય; પૂજનીય. (૨) લવ નામનો એક કાળ વિભાગ; પ્રાણનો સાતમો અને મુહૂર્તનો ૭૭ મો ભાગ.

**अच्चंग.** न० ( अत्यङ्ग ) અતિશય ભોગના અંગ-મદ્યમાંસાદિ.

**अच्चंत.** त्रि० ( अत्यन्त ) અતિશય; ઘણું (૨) અંત-આરંભને ઉલ્લંઘી ગયેલ; અનાદિ.

**अच्चंतिय.** त्रि० ( आत्यन्तिक ) અત્યંત; ઘણું. (૨) જેનો કદીપણ નાશ નથી એવું શાશ્વત.

**अच्चक्खर.** न० ( अत्यक्षर ) હોય તેથી અધિક અક્ષર બોલવું તે; જ્ઞાનનો એક અતિચાર.

**अच्चण.** न० ( अर्चन ) અર્ચા; પૂજા

**अच्चणा.** स्त्री० ( अर्चना ) સુખડ ચંદન આદિનું વિલેપન કરવું તે.

**अच्चणिआ.** स्त्री० ( अर्चनिका ) અર્ચન-વિલેપન આદિ કરવાં તે.

**अच्चणिज्ज.** त्रि० ( अर्चनीय ) પૂજન કરવા યોગ્ય; ચંદન આદિથી અર્ચવા યોગ્ય.

**अच्चत्थ.** न० ( अत्यर्थ ) અતિશય; ઘણુંજ. (૨) त्रि० ગંભીર અર્થવાળું.

**अच्चत्थत्त.** न० ( अत्यर्थत्व ) સત્યયુક્ત વાણીના ૩૫ અતિશયમાંનો આઠમો અતિશય; રહસ્યયુક્ત વચન બોલવું તે.

**अच्चय.** पुं० ( अत्यय ) વિઘ્ન, વિનાશ.

**अच्चसण.** पुं० ( अत्यशन ) પક્ષનો બારમો દિવસ; બારસનું નામ.

**अच्चा.** स्त्री० ( अर्चा ) શરીર; દેહ. (૨) ક્રોધના અધ્યવસાયની જ્વાળા. (૩) લેશ્યા. (૪) તેજ.

**अच्चासणया.** स्त्री० ( अत्यासनता ) આસન જમાવવું; એક જગાએ ઘણા વખત સુધી બેસી રહેવું તે.

**अच्चासणया.** स्त्री० ( अत्यशनता ) અત્યંત ખાવું તે.

**अच्चासण्ण.** } **अच्चासन्न.** } त्रि० ( अत्यासन्न ) અતિ નજીક; છેક પાસેનું.

**अच्चासाइय.** } **अच्चासादिय.** } त्रि० ( अत्याशातित ) ઉપસર્ગ કરેલ; (૨) આશાતના કરેલ.

**अच्चासायणया.** } **अच्चासायणा.** } स्त्री० ( अत्याशातना ) હીલના કરવી તે; હલકું પાડવું તે.

**अच्चि.** स्त्री० ( अर्चिस् ) કિરણ. (૨) રત્નાદિના તેજની જ્વાળા. (૩) શરીરમાંથી નીકળતી કાન્તિની જ્વાળા. (૪) અગ્નિની છુટી પડી ગયેલી જ્વાળા. (૫) દીવાની શિખા. (૬) કૃષ્ણરાજીની વચ્ચે આવેલું એક લોકાન્તિક દેવતાનું વિમાન. (૭) સૂર્ય.

**अच्चिप्पभा.** स्त्री० ( अर्चिःप्रभा ) એક દેવીનું નામ.

**अच्चिमालि.** त्रि० ( अर्चिर्मालिन् ) કિરણોની માળાથી વીંટાયેલો. (૨) पुं० સૂર્ય. (૩) न० કૃષ્ણરાજીની વચ્ચે આવેલું લોકાન્તિક દેવતાનું એક વિમાન.

**अच्चिमाली.** स्त्री० ( अर्चिर्मालिनी ) સૂર્ય અને ચંદ્રની ત્રીજી અગ્રમહિષીનું નામ. (૨) અગ્નિ ખુણાના રતિકર પર્વતની પશ્ચિમે આવેલી શક્રેન્દ્રની અગ્રમહિષીની રાજધાની. (૩) 'જ્ઞાતા સૂત્ર' ના બીજા શ્રુત સ્કંધના એક અધ્યયનનું નામ.

**अच्चिय.** त्रि० ( अर्चित ) અર્ચેલ; પૂજેલ. (૨) એ નામનું એક વિમાન.

**अच्चुअवइ.** पुं० ( अच्युतपति ) અગીયારમા અને બારમા દેવલોકનો ઇન્દ્ર.

**अच्चुट्ठिय.** त्रि० ( अत्युत्थित ) અત્યન્ત અત્રુટિત કાર્ય કરવાને તૈયાર થયેલ.

**अच्चुण्ह.** त्रि० ( अत्युष्ण ) ઘણું ગરમ.

**अच्चुय.** पुं० ( अच्युत ) બારમો દેવલોક. (૨) ૧૧ મા અને બારમા દેવલોકના ઇંદ્રનું નામ (૩) બારમા અચ્યુત દેવલોકવાસી દેવતા. (૪) त्रि० અવિનાશી.

**अच्चुयकप्प.** पुं० ( अच्युतकल्प ) બારમો દેવલોક.

**अच्चुदय.** न० ( अत्युदक ) घणो वरसाद; घणुं पाणी.

**अच्चुन्नय.** त्रि० ( अत्युन्नत ) घणुं ઉંચું.

**अच्चुय.** पुं० ( अच्युत ) જુઓ ' અચ્યુત ' શબ્દ.

**अच्चुयकप्प.** पुं० ( अच्युतकल्प ) જુઓ ' અચ્યુતકપ્પ ' શબ્દ.

**अच्चुयवडिंसग.** पुं० ( अच्युतावतंसक ) બારમા દેવલોકનું એક વિમાન.

**अच्चुया.** स्त्री० ( अच्युता ) શ્રીપદ્મપ્રભુ તથા શ્રીકુન્થુનાથ સ્વામીની શાસનદેવી.

**अच्छ.** त्रि० ( अच्छ ) સ્ફટિકના જેવું સ્વચ્છ; નિર્મળ. ( ૨ ) पुं० મેરૂપર્વત. ( ૩ ) એ નામનો એક આર્યદેશ. ( ૪ ) સ્ફટિક.

**अच्छ.** पुं ( ऋक्ष ) રીંછ.

**अच्छ.** न० ( अक्ष ) આંખ.

**अच्छंद.** त्रि० ( अच्छन्द ) પરાધીન, પરતંત્ર.

**अच्छण.** न० ( आसन ) બેઠક; આસન. (૨) પાલખી વગેરે સુખાસન.

**अच्छण.** पुं ( अक्षण ) અહિંસા; દયા.

**अच्छणग.** न० ( आसनक ) સ્વાધ્યાયભૂમિ; સ્વાધ્યાય સ્થાન.

**अच्छणघर.** न० ( आसनगृह ) બેઠકનું સ્થાન; વિશ્રામ સ્થાન.

**अच्छणजोय.** पुं० ( अक्षणयोग ) અહિંસામય પ્રવૃત્તિ.

**अच्छणिउर.** न० ( अक्षनिकुर ) ૮૪ લાખ અક્ષનિકુરાંગ પ્રમાણ કાળવિભાગ.

**अच्छणिउरंग.** न० ( अक्षनिकुराङ्ग ) ૮૪ લાખ નલિન પ્રમાણ એક કાળવિભાગ.

**अच्छभल्ल.** पुं० ( ऋक्षभल्ल ) રીંછ.

**अच्छरकारक.** त्रि० ( आश्चर्यकारक ) આશ્ચર્ય ઉપજાવે એવું; વિસ્મયકારી.

**अच्छरय.** पुं० ( आस्तरक ) એક જાતનું પથારીપર બિછાવવાનું વસ્ત્ર.

**अच्छरस.** त्रि० ( अच्छरस ) અતિ નિર્મળ; એટલું નિર્મળ કે જેમાં પાસેની વસ્તુનું પ્રતિબિંબ પડે.

**अच्छरसा. / अच्छरा** } स्त्री० ( अप्सरस् ) દેવાંગના; અપ્સરા. (૨) સૌધર્મેન્દ્રની બીજી અગ્રમહિષી. (૩) શક્રેન્દ્રની છઠી અગ્રમહિષી (૪) જ્ઞાતાધર્મકથાનું એક અધ્યયન.

**अच्छरा.** स्त्री० (     ) ચપટી વગાડવી તે.

**अच्छरानिवाय.** पु० (     ) આંખનો પલકારો મારીએ કે ચપટી વગાડીએ તેટલો કાળ.

**अच्छरिय.** त्रि० (आस्तृत) આચ્છાદિત; ઢાંકેલું.

**अच्छवि.** पुं० ( अच्छवि ) કાયાના યોગને રોકનાર સ્નાતક; ચૌદમા ગુણઠાણાવાળા સાધુ. (૨) જીવન્મુક્ત યોગી.

**अच्छविकर.** पुं० ( अक्षपिकर ) પ્રશસ્ત વિનયનો એક પ્રકાર; પોતાને અને પરને દુઃખ ન ઉપજે તેવી રીતે મનને યોજવું તે.

**अच्छा.** स्त्री० (अच्छा) વરૂણ દેશની રાજધાની.

**अच्छि.** न० ( अक्षि ) નેત્ર; ચક્ષુ.

**अच्छिज्ज.** त्रि० ( आच्छेद्य ) બાળકાદિ પાસેથી છીનવી લઇને આહારાદિ સાધુને આપવાથી લાગતો એક દોષ; ઉદ્દગમનના ૧૬ દોષમાંનો ૧૪ મો દોષ.

**अच्छिन्न.** त्रि० ( अच्छिन्न ) અવિચ્છિન્ન; નિરંતર.

**अच्छिन्नच्छेयणइय.** न० (अच्छिन्नच्छेदनयिक) અછિન્નચ્છેદ નયની અપેક્ષાએ રચેલા સૂત્ર; ગોશાલાના મતના સૂત્રની પરિપાટી.

**अच्छिन्नच्छेयणय.** पु० (अच्छिन्नच्छेदनय) પરસ્પર અવિભક્તસૂત્રોનો છેદ-વિભાગ ઇચ્છનાર નય વિશેષ.

**अच्छित्ति.** स्त्री० ( अच्छित्ति ) અવ્યવચ્છેદ; વિચ્છેદનો અભાવ. (૨) त्रि० નિત્ય; નાશરહિત.

**अच्छिद्द.** त्रि० (अच्छिद्र) છિદ્ર વગરનું; નિબિડ-ઘાડું. (૨) ગોશાળાના ૬ દિશાચર સાધુમાંના ચોથા દિશાચર સાધુ. (૩) નિર્દોષ.

**अच्छिपत्त.** न० ( अक्षिपत्र ) આંખની પાંપણ.

**अच्छिपव्व.** न० ( अक्षिपर्व्वन् ) આંખનો સાંધો; બે આંખ વચ્ચેનો અંતરાલ.

**अच्छिमल.** पु० ( अक्षिमल ) આંખનો મેલ; પાચો-પોપડા.

**अच्छिय.** न० ( अक्षिक ) કોઇ એક વૃક્ષનું ફળ; રંગવામાં ઉપયોગી કોઇ ઝાડનું ફળ

**अच्छिरोडय.** पुं० ( अक्षिरोडक ) ચાર ઇંદ્રિય-વાળા જીવની એક જાત.

**अच्छिल.** पुं० ( अक्षिल ) ચાર ઇન્દ્રિયવાળા જીવની એક જાત.

**अच्छिल्ल.** त्रि० (अक्षिमत्) આંખવાળું પ્રાણી; ચાર ઇન્દ્રિયવાળો જીવ.

**अच्छिविचित्त.** न० ( अक्षिविचित्र ) વિચિત્ર આંખવાળો ચતુરિંદ્રિય જીવ વિશેષ.

**अच्छिवेहग.** पुं० ( अक्षिवेधक ) ચાર ઇન્દ્રિય-વાળા જીવની એક જાત.

**अच्छिसूल.** पुं० ( अक्षिशूल ) આંખનું શૂલ; ૧૬ રોગમાંનો એક રોગ.

**अच्छी.** स्त्री० ( आच्छी ) અચ્છ દેશમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી.

**अच्छुत्ता.** स्त्री० (          ) ૨૦ મા તીર્થં-કરની શાસનદેવીનું નામ.

**अच्छुय.** त्रि० ( आस्तृत ) આચ્છાદિત કરેલું; ઢાંકેલું.

**अच्छेज्ज.** न० ( आच्छेद्य ) કોઇના હાથમાંથી લઇ સાધુને આપવું તે; આહારનો એક દોષ.

**अच्छेर.** पुं० ( आश्चर्य ) આશ્ચર્યકારક બનાવ; અછેરૂં.

**अच्छोड.** न० ( आच्छोटन ) જોરથી પછાડવું-ઝીકવું તે.

**अज.** पुं० ( अज ) બકરો.

**अजइ.** स्त्री० ( अयति ) અવિરતિ; અવ્રતીપણું.

**अजय.** त्रि० ( अयत ) યત્ના-જયણા રહિત. (૨) સાવદ્ય ક્રિયાથી નિવૃત્ત ન થયેલ સાધુ. (૩) ત્રિ० અવિરતસમ્યગ્દૃષ્ટિ; ચોથા ગુણઠાણાવાળો. (૪) ન० યત્નાનો અભાવ.

**अजयगुण.** पुं० ( अयतगुण ) અવિરતિ સમ્ય-ગ્દૃષ્ટિગુણવાળું; ચોથું ગુણઠાણું.

**अजर.** त्रि० ( अजर ) જરા રહિત; ઘડપણ વગરનો. (૨) પું. સિદ્ધભગવાન્-મુક્તાત્મા.

**अजरामर.** न० ( अजरामर ) જ્યાં જરા મરણ નથી એવું સ્થાન. (૨) પું० જરા મરણ રહિત; અમર.

**अजस.** न. ( अयशस् ) અપયશ; અપકીર્તિ.

**अजसोकित्ति.** स्त्री० ( अयशःकीर्त्ति ) નામ કર્મની એક પ્રકૃતિ, કે જેના ઉદયથી જીવ અપયશ પામે.

**अजसोकित्तिणाम.** न० ( अयशःकीर्त्तिनामन् ) નામ કર્મની એક પ્રકૃતિ, કે જેના ઉદયથી જીવ અપકીર્તિ પામે.

**अजस्सं.** अ० ( अजस्रम् ) નિરંતર; હમેશાં.

**अजहरणमणुक्कोस.** } त्रि० ( अजघन्योत्कर्ष )
**अजहण्णुक्कोस.** } જઘન્ય કે ઉત્કૃષ્ટ નહિ તે; મધ્યમ.

**अजहत्थ.** न० ( अयथार्थ ) અયથાર્થ નામ; ગુણહીન નામ.

**अजा.** स्त्री० ( अजा ) બકરી.

**अजाणिया.** स्त्री० ( अज्ञानिका-अज्ञा ) અજાણી સ્ત્રી; સમજ વગરની. (૨) જાણ્યા વિના દેખાદેખીથી કે કોઇના કહેવાથી કરેલી પાપની નિવૃત્તિ.

**अजाणुय.** त्रि० ( अज्ञायक ) અજ્ઞ; નહિ જાણવાવાળા.

**अजाणू.** स्त्री० ( अज्ञा ) જુઓ 'અજાણિયા' શબ્દ.

**अजाय.** त्रि० ( अजात ) નહિ બનેલું; નહિ ઉત્પન્ન થયેલું. (૨) અગીતાર્થ; શાસ્ત્રના અજાણ.

**अजाया.** स्त्री० ( अजाता ) સાધુએ નાખી દેવાની ચીજ યતના સહિત પરઠવવી તે.

**अजायाहार.** त्रि० ( अजाताहार ) નિર્દોષ આહાર ન મળવાથી આહાર વિના ચલાવી લેનાર (સાધુ).

**अजिअ.** पुं० ( अजीव ) અજીવ; જીવ નહિ તે.

**अजिआ.** स्त्री० ( अजिता ) બીજા તીર્થંકર અજીતનાથની શાસનદેવીનું નામ.

**अजिण.** न० ( अजिन ) હરણ આદિનું ચામડું. (૨) ચામડું ધારણ કરવું તે. (૩) પું० જીન-તીર્થંકર નહિ તે; વીતરાગ નહિ તે. (૪) ત્રિ० જીન-ભગવાનની બરોબર સત્ય ઉપદેશક જૈન સાધુ.

**अजिरण.** न० ( अजीर्ण ) અપચો; ખોરાક પાચન ન થાય તે.

**अजित.** पुं० ( अजित ) અજિત નામે બીજા તીર્થંકર.

**अजिय.** त्रि० ( अजित ) કોઈથી જિતાય નહિ તેવો; કોઈથી પરાજય પામે નહિ તેવો. (૨) ભરતક્ષેત્રની ચાલુ ચોવીસીના બીજા તીર્થંકરનું નામ. (૩) નવમા સુવિધિનાથ તીર્થંકરના યક્ષનું નામ.

**अजियजिणिंद.** पुं० ( अजितजिनेन्द्र ) ચાલુ અવસર્પિણીના ભરતક્ષેત્રના બીજા તીર્થંકર.

**अजियसेण.** पुं० ( अजितसेन ) જંબુદ્વીપના ઇરવતક્ષેત્રમાં ચાલુ અવસર્પિણીમાં થયેલ નવમા તીર્થંકરનું નામ. (૨) અંતગડસૂત્રના ત્રીજા વર્ગના ત્રીજા અધ્યયનનું નામ. (૩) ભદ્દલપુર નિવાસી નાગ ગાથાપતિની પત્ની સુલસાના પુત્ર. (૪) ચોથા કુલગર.

**अजिया.** स्त्री० ( अजिता ) ચોથા તીર્થંકર શ્રી અભિનન્દન સ્વામીની મુખ્ય સાધ્વી.

**अजीर.** }
**अजीरण.** } न० (अजीर्ण) અપચો; અજીર્ણ.
**अजीरय.** }

**अजीव.** पुं० ( अजीव ) જડ; ચૈતન્યરહિત પદાર્થ.

**अजीवकरण.** न० ( अजीवकरण ) જીવના પ્રયોગથી નિર્જીવ વસ્તુને લેપ, રૂપ વગેરે સંસ્કાર કરવા તે.

**अजीवकाय.** पुं० ( अजीवकाय ) જીવ રહિત કાય-ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય.

**अजीवकायसंजम.** पुं० ( अजीवकायसंयम ) પુસ્તક, વસ્ત્ર, પાત્ર આદિ લેતાં મૂકતાં યત્ના રાખવી તે; કોઇ જીવને દુઃખ ન ઉપજાવવું તે.

**अजीवकायारंभ.** पुं० (अजीवकायारम्भ) વસ્ત્ર, પાત્રાદિ લેતાં મૂકતાં જીવને દુઃખ ઉપજાવવું તે, આરંભિયા ક્રિયાનો એક ભેદ.

**अजीवकिरिया.** स्त्री० (अजीवक्रिया) અજીવનો વ્યાપાર; અજીવપુદ્ગલસમૂહનું ઇર્યાપથિકબંધ કે સાંપરાયિકબંધરૂપે પરિણમવું તે.

**अजीवणिस्सिय.** त्रि० (अजीवनिःश्रित) અજીવને આશ્રી રહેલ.

**अजीवणिस्सिय.** त्रि० (अजीवनिःसृत) અજીવ થકી નીકળેલું.

**अजीवदव्व.** न० ( अजीवद्रव्य ) અજીવ પદાર્થ; ધર્માસ્તિકાય આદિ ૫ દ્રવ્ય.

**अजीवदिट्ठिया.** स्त्री० ( अजीवदृष्टिका ) અજીવચિત્રામણઆદિ જોવાથી લાગતી ક્રિયા; દિટ્ઠિયા ક્રિયાનો એક ભેદ.

**अजीवदेस.** पुं० (अजीवदेश) અજીવનો એક વિભાગ; અજીવરૂપ આખી વસ્તુનો એક કકડો.

**अजीवपज्जव.** पुं० ( अजीवपर्यव ) અજીવના પર્યાય; અજીવના વિશેષ ધર્મ.

**अजीवपएणवणा.** स्त्री० ( अजीवप्रज्ञापना ) અ-જીવનું નિરૂપણ કરવું; અજીવનું સ્વરૂપ અને પ્રકાર બતાવવા તે.

**अजीवपद.** न० ( अजीवपद ) પન્નવણા સૂત્રના પાંચમા પદનું નામ.

**अजीवपरिणाम.** पुं० ( अजीवपरिणाम ) બંધન, ગતિ વગેરે અજીવના પરિણામ.

**अजीवपाउसिया.** स्त्री० ( अजीवप्राद्वेषिका ) અજીવ પદાર્થ-પથરા વગેરે ઉપર દ્વેષ કરવાથી લાગતી ક્રિયા-કર્મબન્ધ.

**अजीवपाडुच्चिया.** स्त्री० ( अजीवप्रातीतिकी ) અજીવ પ્રત્યે રાગદ્વેષ કરવાથી લાગતો કર્મબંધ; પાડુચ્ચિયા ક્રિયાનો એક ભેદ.

**अजीवपुट्ठिया.** स्त्री० ( अजीवस्पृष्टिका ) અજીવને રાગદ્વેષે સ્પર્શ કરવાથી લાગતી ક્રિયા-કર્મ બન્ધ; પુટ્ઠિયા ક્રિયાનો એક ભેદ.

**अजीवप्पएस.** पुं० ( अजीवप्रदेश ) અજીવ દ્રવ્યનો પ્રદેશ; અજીવદ્રવ્યનો ઝીણામાં ઝીણો ભાગ-સ્કંધની સાથે લાગેલ પરમાણુ

**अजीवभावकरण.** न० ( अजीवभावकरण ) સ્વાભાવિકરીતે વિશ્રસાભાવે વાદળા વગેરેનું રૂપાન્તર થાય છે તે.

**अजीवमिस्सिया.** स्त्री० ( अजीवमिश्रिता ) સત્ય-મૃષાભાષાનો એક ભેદ; જ્યાં ઘણા માણસો મરી ગયેલ છે થોડા જીવતા હોય ત્યાં કોઇ બોલે કે "અહો આ બધા મરી ગયેલ છે" આમાં કંઇ સાચું અને કંઇ ખોટું અને વળી તે અજીવ આશ્રિત માટે અજીવમિશ્રિત સત્યમૃષા.

**अजीवविजय.** पुं० न० ( अजीवविचय ) અનંત-પર્યાયવાળા ધર્માસ્તિકાય આદિ અજીવ દ્રવ્યનું ચિંતન કરવું તે.

**अजीववेयारणिया.** स्त्री० ( अजीववैदारणिका ) અજીવને વિદારવાથી કે અજીવ વસ્તુ નિમિત્તે કોઇને છેતરવાથી લાગતી ક્રિયા-કર્મબન્ધ; વિદારણિયા ક્રિયાનો એક ભેદ.

**अजीवसामंतोवणिवाइया.** स्त्री० ( अजीवसामन्तोपनिपातिकी ) પોતાની વસ્તુના વખાણ થતાં સાંભળી મનમાં રાજી થવાથી લાગતું કર્મબંધન; સામન્તોવણિવાઇયા ક્રિયાનો એક ભેદ.

**अजीवसाहत्थिया.** स्त्री० ( अजीवस्वाहस्तिका ) ખડ્ગ વગેરે લઇ પોતાને હાથે અજીવને મારતાં લાગતું કર્મબન્ધન; સાહત્થિયા ક્રિયાનો એક ભેદ.

**अजीवाणवणिया.** स्त्री० ( अजीवाज्ञापनिका ) અજીવ પરત્વે આજ્ઞા-આદેશ કરવાથી લાગેલ કર્મબંધ; આણવણિયા ક્રિયાનો એક ભેદ.

**अजीवाणवणिया.** स्त्री० ( अजीवानायनी ) અ-જીવરૂપ વસ્તુ મગાવવાથી લાગતી ક્રિયા; આનાયની ક્રિયાનો એક ભેદ.

**अजीवापच्चक्खाणकिरिया.** स्त्री० ( अजीवाप्रत्याख्यानक्रिया ) મદિરા વગેરે અજીવનું પ્રત્યાખ્યાન નહિ કરવાથી લાગતી ક્રિયા; અપચ્ચક્ખાણ ક્રિયાનો એક ભેદ.

**अजीवाभिगम.** पुं० ( अजीवाभिगम ) ગુણ પ્રત્યય અવધિ આદિ જ્ઞાનથી અજીવપુદ્ગલાદિનો બોધ થવો તે.

**अजीवारंभिया.** स्त्री० ( अजीवारम्भिका ) જીવ-રહિત કલેવર નિમિત્ત આરંભ કરવાથી લાગતી ક્રિયા-કર્મ બંધાય તે; આરંભિયા ક્રિયાનો એક ભેદ.

•**अजुत्त.** त्रि० ( अयुक्त ) અનુચિત; અયોગ્ય. (૨) યોગ્યતાનો અભાવ.

**अजुत्तकारि.** त्रि० ( अयुक्तकारिन् ) અયોગ્ય કાર્ય કરવાવાળા.

**अजुत्तरूव.** त्रि० (अयुक्तरूप) અનુચિત વેષવાળો.

**अजुरणया.** स्त्री० ( अजीर्णता ) શરીરને જીર્ણ બનાવનાર શોક ન કરવો તે.

**अजोग.** त्रि० ( अयोग्य ) અયોગ્ય; યોગ્ય નહિ તે.

**अजोग.** पुं० ( अयोग ) યોગની ચપળતા રહિત શૈલેશી અવસ્થા; મન, વચન અને કાયાના વ્યાપારનો અભાવ.

**अजोगरूव.** त्रि० (अयोग्यरूप) અયોગ્ય; અઘટિત.

**अजोगि.** पुं० ( अयोगिन् ) યોગ રહિત-મન, વચન અને કાયાના યોગ વિનાનો; ચૌદમા ગુણઠાણાવાળો જીવ તથા સિદ્ધભગવાન્.

**अजोगिकेवलि.** पुं० ( अयोगिकेवलिन् ) ચૌદમા ગુણઠાણાવાળા શૈલેશી અવસ્થાને પામેલ કેવલી ભગવાન્.

**अजोगिकेवलिगुणट्ठाण.** न० ( अयोगिकेवलिगुणस्थान ) ચૌદમા ગુણઠાણાનું નામ.

**अजोगिभवत्थ.** पुं० (अयोगिभवस्थ ) શૈલેશી અવસ્થાને પહોંચેલ કેવલી ભગવાન્; ચૌદમા ગુણસ્થાનકવર્તી કેવલી ભગવાન્.

**अजोगिभवत्थकेवलि.** पुं० (अयोगिभवस्थकेवलिन् ) શૈલેશી અવસ્થાને પહોંચેલ કેવલી.

**अजोग्ग.** त्रि० ( अयोग्य ) અનુચિત; અઘટિત.

**अजोणिय.** पुं० ( अयोनिक ) યોનિરહિત-સિદ્ધ ભગવાન્; મુક્તાત્મા.

**अजोसिय.** त्रि० ( अजुष्ट ) ન સેવેલું; ન પાળેલું.

**अज्ज.** अ० ( अद्य ) આજ; આજે.

**अज्ज.** त्रि० ( आर्य ) શ્રેષ્ટ; ઉત્તમ. (૨) પુ૦ માનો બાપ; નાનો. (૩) બાપનો બાપ; દાદો. (૪) ગોત્ર પ્રવર્તક ઋષિ વિશેષ; જેના ગોત્રમાં શાંડિલ્યના શિષ્ય જીતધરસૂરિ થયા. (૫) વૈભાર પર્વતની નીચેનો એક દ્રહ.

**अज्जआसाढ.** पुं० ( आर्याषाढ ) શ્રી વીરનિર્વાણ પછી ૨૧૪ વર્ષે, જે અવ્યક્ત દ્રષ્ટિમત ચાલ્યું તે અવ્યક્તવાદીના ગુરૂ શ્વેતાંબિકા નગરીમાં કાળ કરી દેવલોકે ગયા પછી પોતાના મૃતક શરીરમાં પ્રવેશ કરી શિષ્યોને ભણાવ્યા જેથી શિષ્યોને આશંકા થઇ, કે આપણામાં દેવતાનો પ્રવેશ કેમ ન હોય? માટે કોઇને વંદના ન કરવી. આમ અવ્યક્તવાદી પંથ થોડો વખત ચાલ્યો. આ મતના મૂળ નિમિત્ત આર્યઆષાઢ હતા.

**अज्जइसिवालिय.** पुं० ( आर्यर्षिपालित ) માઢરસગોત્રી આર્ય શાન્તિશ્રેણિના ચોથા શિષ્ય.

**अज्जइसिवालिया.** स्त्री० (आर्यर्षिपालिता) આર્ય ઋષિપાલિતથી નીકળેલ એક શાખા.

**अज्जउत्त.** पुं० (आर्यपुत्र) ધર્મી માબાપનો પુત્ર.

**अज्जओभासि.** त्रि० ( आर्यावभासिन् ) આર્ય નહિ છતાં આર્યની પેઠે ભાસતો; આર્યાભાસ.

**अज्जकण्ह.** पुं० ( आर्यकृष्ण ) દિગમ્બર મતના સ્થાપક શિવભૂતિના ગુરૂ.

**अज्जकप्प.** त्रि० ( आर्याकल्प ) જે આર્યા-સાધ્વીનેજ કલ્પે સાધુને નહિ તે.

**अज्जकालग.** पुं० ( आर्यकालक ) સ્વાતિસૂરિના શિષ્ય; શ્યામાર્ય નામના આચાર્ય.

**अज्जकुबेर.** पुं० ( आर्यकुबेर ) આર્ય શાન્તિસેનના શિષ્ય.

**अज्जकुबेरी.** स्त्री० ( आर्यकुबेरी ) આર્ય કુબેરથી નીકળેલી શાખા.

**अज्जग.** पुं० ( आर्यक ) બાપનો બાપ; દાદો.

**अज्जगंग.** पुं० ( आर्यगङ्ग ) એ નામના એક નિહ્નવાચાર્ય; એક વખતે આર્યગંગ નદી ઉતરતા હતા, ત્યારે પગે પાણીની ઠંડક અને માથે તાપ લાગ્યો, એકી સાથે બે ક્રિયાનો અનુભવ થાય છે જે શાસ્ત્ર વિરૂદ્ધ છે. આ ઉપરથી તેમણે પોતાનો જૂદો મત સ્થાપ્યો.

**अज्जघोस.** पुं० ( आर्यघोष ) પાર્શ્વનાથ સ્વામીના બીજા ગણધર.

**अज्जचंद.** पुं० ( आर्यचन्द्र ) એ નામના એક મુનિ.

**अज्जचंदणा.** स्त्री० ( आर्यचन्दना ) મહાવીર સ્વામીની પ્રથમ સાધ્વી; ૩૬૦૦૦ સાધ્વીમાં મુખ્ય સાધ્વી.

**अज्जजंबू.** पुं० ( आर्य्यजम्बू ) सुधर्मा स्वामीना शिष्य.

**अज्जजक्खिणी.** स्त्री० ( आर्य्ययक्षिणी ) नेमनाथ स्वामीनी प्रथम शिष्या-साध्वी.

**अज्जजयंत.** पुं० ( आर्य्यजयन्त ) आर्य-वज्र-सेनना त्रीजा शिष्य.

**अज्जजयंती.** स्त्री० ( आर्य्यजयन्ती ) आर्यरथ नामना स्थविरथी नीकळेल एक शाखा.

**अज्जजसभद्द.** पुं० ( आर्य्ययशोभद्र ) आर्य-शय्यम्भवना शिष्य.

**अज्जजाइ.** त्रि० ( आर्यजाति ) जातिए करी आर्य; आर्य जातिमां उत्पन्न थयेल.

**अज्जजीयधर.** पु० ( आर्यजीतधर ) कौशिक गोत्रना शाण्डिल्यसूरिना शिष्य; जीतधर नामना सूरि.

**अज्जजेहिल.** पुं० ( आर्य्यजेहिल ) आर्यनागना शिष्य.

**अज्जण.** न० ( अर्जन ) भेगुं करवुं; एकठुं करवुं ते.

**अज्जणंदिल.** पुं० ( आर्य्यनन्दिल ) आर्यमंगुना शिष्य अने आर्यनागहस्तिना गुरु.

**अज्जणक्खत्त.** पु० ( आर्य्यनक्षत्र ) आर्यभद्रना शिष्य.

**अज्जणाइल.** पुं० ( आर्य्यनागिल ) आर्य वज्र-सेनना प्रथम शिष्य.

**अज्जणाइला.** } स्त्री० ( आर्य्यनागिला ) आर्य
**अज्जणाइली.** } नागिल नामना स्थविरथी नीकळेल शाखा.

**अज्जतावस.** पुं० ( आर्य्यतापस ) आर्य वज्र-सेनना चोथा अंतेवासी-शिष्य.

**अज्जतावसी.** स्त्री० ( आर्य्यतापसी ) आर्य तापसथी नीकळेल शाखा.

**अज्जत्त.** त्रि० ( अद्यसत्क ) आधुनिक; आजकालनो.

**अज्जदिण्ण.** पुं० ( आर्य्यदत्त ) पार्श्वनाथना पहेला गणधर. (२) काश्यप गोत्री ईन्द्रदत्तना शिष्य.

**अज्जद्दय.** पुं० ( आर्य्यार्द्रक ) महावीर स्वामीना शिष्य आर्य आर्द्रकुमार.

**अज्जधम्म.** पु० ( आर्य्यधर्म ) आर्यमंगुना शिष्य अने भद्रगुप्तना गुरु. (२) आर्यहस्तिना शिष्य.

**अज्जनाग.** पुं० ( आर्य्यनाग ) आर्यरक्षना शिष्य.

**अज्जनागहत्थि.** पु० ( आर्य्यनागहस्तिन् ) आर्यनन्दिलक्षमणना शिष्य.

**अज्जपउम.** पुं० ( आर्य्यपद्म ) आर्यवज्रना बीजा शिष्य.

**अज्जपउमा.** स्त्री० ( आर्य्यपद्मा ) आर्यपद्मथी नीकळेल शाखा.

**अज्जपूसगिरि.** पुं० ( आर्य्यपुष्यगिरि ) आर्यरथना शिष्य.

**अज्जपोमिल.** पुं० ( आर्य्यपोमिल ) आर्य व-ज्रसेनना बीजा शिष्य.

**अज्जपोमिला.** स्त्री० ( आर्य्यपोमिला ) आर्य पोमिलथी नीकळेली शाखा.

**अज्जप्पभव.** पुं ( आर्य्यप्रभव ) काश्यप गोत्रना आर्य जम्बूस्वामीना शिष्य.

**अज्जप्पभिइ.** अ० ( अद्यप्रभृति ) आजथी मांडीने.

**अज्जफग्गुमित्त.** पुं० ( आर्य्यफल्गुमित्र ) आर्य पुष्यगिरना शिष्य अने आर्य धनगि-रिना गुरु.

**अज्जभद्द.** पुं० ( आर्य्यभद्र ) आर्य शिवभूतिना शिष्य.

**अज्जभद्दबाहु.** पुं० ( आर्य्यभद्रबाहु ) आर्य य-शोभद्रना शिष्य.

**अज्जभासि.** त्रि० ( आर्यभाषिन् ) आर्यभाषा बोलनार.

**अज्जम.** पुं० ( अर्य्यमन् ) अर्यमा; पूर्वाफाल्गुनी नक्षत्रनो देवता. (२) उत्तराफाल्गुनी नक्ष-त्रनो स्वामी-देवता. (३) न० उत्तरा फाल्गुनी नक्षत्र.

**अज्जमंगु.** पुं० ( आर्य्यमङ्गु ) आर्य समुद्रना शिष्य.

**अज्जमणग.** पुं० (आर्यमनक) शय्यम्भवसूरिना शिष्य अने पुत्र.

**अज्जमहागिरि.** पुं० (आर्यमहागिरि) आर्य स्थूलभद्रना शिष्य, के जे जिनकल्पी माफक उग्र विहारी हता. एमणे आर्य सुहस्तीथी आहार पाणी जूदुं करी जूदो गच्छ चलाव्यो त्यारथी गच्छनी भिन्नता थइ.

**अज्जय.** पुं० ( आर्यक ) पितामह; दादो.

**अज्जय.** त्रि० ( अर्जक ) उपार्जन करनार; पेदा करनार. (२) ए नामनु एक वृक्ष; तुलसीनुं झाड.

**अज्जरक्ख.** पुं० (आर्यरक्ष) आर्य नक्षत्रना शिष्य.

**अज्जरक्खिय.** पुं० (आर्यरक्षित) तोसलिपुत्र आचार्यना शिष्य, के जेणे वज्रस्वामी पासे नव पूर्व करतां कांइक अधिक अभ्यास कर्यो हतो.

**अज्जरह.** पुं० ( आर्यरथ ) आर्य वज्रस्वामीना त्रीजा शिष्य.

**अज्जरूव.** त्रि० ( आर्यरूप ) जेनो वेष आर्य छे ते; देखवामां आर्य.

**अज्जरोहण.** पुं० ( आर्यरोहण ) आर्य सुहस्तिना शिष्य.

**अज्जल** पुं० ( आर्यल ) देश विशेष. (२) त्रि० ए देशमां रहेनार मनुष्य.

**अज्जव.** न० ( आर्जव ) सरलता; माया कपटनो अभाव. (२) दश श्रमण धर्ममांनो त्रीजो धर्म. (३) ३१ योग संग्रहमांनो १० मो योग संग्रह. (४) संवर.

**अज्जवइर.** पुं० (आर्यवज्र) आर्य सिंहगिरिना शिष्य.

**अज्जवइरसेण.** पुं० ( आर्यवज्रसेन ) आर्य वज्रना शिष्य.

**अज्जवइरी.** स्त्री. ( आर्यवज्री ) आर्य वज्रथी नीकळेल शाखा.

**अज्जवया.** स्त्री० ( आर्जव ) सरलता; माया, कपट तथा दंभनो त्याग; दश श्रमण धर्ममांनो त्रीजो धर्म.

**अज्जवि.** अ० ( अद्यापि ) आज सुधी; आज पर्यंत.

**अज्जवि.** त्रि० ( आर्जविन् ) सरल; निष्कपटी.

**अज्जविराहु.** पुं० ( आर्यविष्णु ) आर्य जेहिलना शिष्य.

**अज्जविय.** न० ( आर्जव ) माया-कुटिलतानो त्याग करवो ते; सरलता.

**अज्जवुड्ढ.** पुं० ( आर्यवृद्ध ) आर्यसम्पलिक अने आर्यभद्र ए बेना शिष्य.

**अज्जवेडय.** न० ( आर्यवेटक ) श्रीगुप्तथी नीकळेल चारण गणनुं छठ्ठु कुल.

**अज्जसंघपालक.** पुं० ( आर्यसंघपालक ) आर्य वृद्धना शिष्य.

**अज्जसंडिल.** पुं० (आर्यशाण्डिल्य) आर्यधर्मना शिष्य.

**अज्जसंतिसेणिअ.** पुं० ( आर्यशान्तिसेनक ) आर्यदिन्नना शिष्य.

**अज्जसंपलिय.** पुं० ( आर्यसम्पलिक ) आर्यकालकना शिष्य.

**अज्जसंभूयविजय.** पुं० ( आर्यसम्भूतविजय ) आर्य यशोभद्रना शिष्य.

**अज्जसमिय.** पुं० ( आर्यसमित ) आर्य वज्रस्वामीना मामा अने आर्य सिंहगिरिना शिष्य.

**अज्जसमुद्द.** पुं० ( आर्यसमुद्र ) शाण्डिल्य स्वामीना शिष्य उदधि आचार्य, जेनुं जंघा बळ क्षीण थवाथी अपराक्रम मरण थयुं हतुं.

**अज्जसाम.** पुं० ( आर्यश्याम ) जेनुं बीजुं नाम कालकाचार्य हतुं ते श्यामाचार्य.

**अज्जसिंह.** पुं० ( आर्यसिंह ) आर्य धर्मना शिष्य.

**अज्जसिज्जंभव.** पुं० ( आर्यशय्यम्भव ) आर्यप्रभवस्वामिना शिष्य.

**अज्जसिवभूइ.** पुं० ( आर्यशिवभूति ) आर्य धनगिरिना शिष्य.

**अज्जसीहगिरि.** पुं० ( आर्यसिंहगिरि ) આર્ય દિન્નના શિષ્ય.

**अज्जसुए.** अ० ( अद्यश्वस् ) આજકાલ; આજે કે કાલે.

**अज्जसुहत्थि.** पुं० (आर्यसुहस्तिन् ) આર્ય સ્થુલભદ્રના સ્થવિર શિષ્ય.

**अज्जसुहम्म.** पुं० ( आर्यसुधर्मन ) મહાવીર સ્વામિના પાંચમા ગણધર, કે જેનો જન્મ બ્રાહ્મણને ત્યાં થયો હતો. ૫૦ વરસની ઉમ્મરે શ્રી મહાવીર સ્વામિ પાસે દીક્ષા લીધી. ૩૦ વરસ તેમની સેવા કરી. વીર નિર્વાણ પછી ૧૨ વરસે કેવળજ્ઞાન ઉપજ્યું, અને ૧૦૦ વરસનું આયુષ્ય ભોગવી જંબુસ્વામિને પાટે બેસાડી નિર્વાણ પામ્યા.

**अज्जसेणिय.** पुं० ( आर्यश्रेणिक ) આર્ય શાન્તિશ્રેણિકના બીજા શિષ્ય.

**अज्जसेणिया.** स्त्री० ( आर्यश्रेणिका ) આર્ય શ્રેણિકથી નીકળેલી શાખા.

**अज्जहत्थि** पुं० ( आर्यहस्तिन् ) આર્ય સધ્રપાળકના શિષ્ય.

**अज्जा.** स्त्री० ( आर्या ) શાન્તદેવી; અબા. (૨) આર્યા; સાધ્વી. (૩) આર્યાછંદ બનાવવા અને પિછાનવાની કળા; ૭૨ કળામાંની ૨૧ મી કળા. (૪) આર્યા નામે માત્રા છંદ; પ્રાકૃતમાં જેને ગાથા કહે છે તે. (૫) પદરમા તીર્થંકરની પ્રથમ સાધ્વીનું નામ.

**अज्जाकप्प.** पुं० (आर्याकल्प ) આર્યાએ લાવેલ આહાર.

**अज्जिअ.** त्रि० (अर्जित) મેળવેલું; એકઠુ કરેલું.

**अज्जिआ.** स्त्री. ( आर्यिका ) દાદી; મા કે બાપની માતા. (૨) આરજા; સાધ્વી. (૩) માન્યા; પૂજ્યા.

**अज्जुण.** पुं० ( अर्जुन ) બહુ બીજવાળું એક જાતનું વૃક્ષ; કડાયાનું ઝાડ. (૨) ઘાસ વિશેષ. (૩) સફેદ રંગ. (૪) સફેદ સુવર્ણ. (૫) ગૌતમ પુત્ર અર્જુન, કે જેના શરીરમાં ગોશાલાએ છઠીવાર પરાવર્ત પરિહાર કર્યો છે એમ તે કહેતો હતો. (૬) પાંડુ રાજાનો ત્રીજો પુત્ર; અર્જુન. (૭) અર્જુન નામના વૃક્ષનું પુષ્પ.

**अज्जुणअ.** पुं० ( अर्जुनक ) રાજગૃહ નિવાસી એક માળી, કે જે યક્ષની મદદથી સાત માણસોના ખૂન કરતો હતો, પરંતુ મહાવીર પ્રભુના સમાગમથી દીક્ષા લઇ, છઠ છઠના પારણા કરી, સમતા ભાવે છ માસમાં કર્મ ખપાવી, સિદ્ધપદ પામ્યો.

**अज्जुणसुवण्ण.** न० ( अर्जुनसुवर्ण ) સફેદ સોનું.

**अज्जेव.** अ० ( अद्यैव ) આજે; આજેજ.

**अज्जो.** पुं० ( हे आर्य ) શ્રેષ્ઠ સંબોધન.

**अज्झत्थिअ.** न० ( आध्यात्मिक ) અધ્યવસાય; પરિણામ.

**अज्झत्त.** न० ( अध्यात्म ) મન; ચિત્ત.

**अज्झत्थ.** त्रि० ( अध्याम ) મનમાં ઉત્પન્ન થયેલ સુખ, દુઃખ. (૨) ન૦ અતઃકરણ; ચિત્ત. (૩) આત્મધ્યાન; આત્મભાવના. (૪) પું૦ આત્મા (૫) ન૦ આત્મામાં; આત્મ વિષયક. (૬) મનમાં; મન સંબંધી.

**अज्झत्थदंड.** पुं० ( अध्यात्मदण्ड ) કષાય કે આર્તધ્યાનાદિ નિમિત્તથી લાગતો કર્મબંધ; આઠમું ક્રિયાસ્થાનક.

**अज्झत्थदोस.** पुं० ( अध्यात्मदोष ) અંદરના કષાય; ક્રોધ, માન, માયા અને લોભ.

**अज्झत्थवत्तिअ.** ( अध्यात्मवृत्तिक ) આત્માને આશ્રી ઉત્પન્ન થયેલ ક્રોધાદિ કષાય, અથવા આર્તધ્યાનાદિ નિમિત્તે લાગતો કર્મબંધ; ક્રિયાનાં તેર સ્થાનકમાંનું આઠમુ સ્થાનક.

**अज्झत्थवयण.** न० ( अध्यात्मवचन ) અધ્યાત્મ વચન; વચનના સોળ પ્રકારમાંનો સાતમો પ્રકાર.

**अज्झत्थसुइ.** स्त्री० ( अध्यात्मश्रुति ) ચિત્તનિરોધના ઉપાયો બતાવનાર શાસ્ત્ર.

**अज्झत्थिया.** स्त्री० ( आध्यात्मिकी ) કંઇ પણ કારણ વિના મનમાં બળતરા કર્યા કરવી તે; આઠમુ ક્રિયાસ્થાનક.

**अज्झप्प.** न० ( अध्यात्म ) જુઓ "અજ્ઝત્થ" શબ્દ.

**अज्झप्पजोग.** पुं० ( अध्यात्मयोग ) અધ્યાત્મ યોગ; ધર્મધ્યાન.

**अज्झयण.** न० ( अध्ययन ) શાસ્ત્રનુ પ્રકરણ; સૂત્રનો પેટા વિભાગ. (૨) ભણવું; અભ્યાસ કરવો તે. (૩) નામ; અર્થવાચક શબ્દ.

**अज्झयणछक्कवग्ग.** पु० ( अध्ययनषट्कवर्ग ) ૭ અધ્યયનના સમુદાયરૂપ આવશ્યક સૂત્ર.

**अज्झवसण. } अज्झवसाण.** न० ( अध्यवसान ) અંતઃકરણની વૃત્તિ, મનના પરિણામ. (૨) લેશ્યા.

**अज्झवसाणावरणिज्ज.** न० (अध्यवसानावरणीय) અધ્યવસાન-ભાવ ચારિત્રને અટકાવનાર એક કર્મપ્રકૃતિ; ચારિત્રમોહનીયની પ્રકૃતિવિશેષ.

**अज्झवसाय.** पु० ( अध्यवसाय ) મનના સૂક્ષ્મ પરિણામ, માનસિક સંકલ્પ

**अज्झवसिय.** न० ( अध्यवसित ) અધ્યવસાય; મનોભાવવિશેષ. (૨) त्रि० ચિન્તવેલું.

**अज्झहिय.** त्रि० ( अध्यधिक ) અત્યત; અતિશય.

**अज्झारोह.** पुं० ( अध्यारोह ) બીજા ઝાડ ઉપર ઉગતી કામવૃક્ષ નામની લીલી વનસ્પતિ. (૨) વૃક્ષવિશેષ.

**अज्झावणा.** स्त्री० ( अध्यापना ) ભણાવવું તે.

**अज्झावय.** पुं० ( अध्यापक ) ઉપાધ્યાય; વિદ્યાગુરૂ.

**अज्झासणा.** स्त्री० ( अध्यासन ) સહન કરવું તે; પરિસહ ખમવો તે.

**अज्झाहार.** पुं० ( अध्याहार ) આકાંક્ષિત પદનું અનુસંધાન કરવું તે; મૂળમાં ન દેખાતું પદ બીજા સૂત્રમાંથી લેવુ તે.

**अज्झीण.** न० ( अक्षीण ) શાસ્ત્રનું અધ્યયન; પ્રકરણ. (૨) त्रि० ક્ષય ન પામેલ; અખૂટ.

**अज्झुववण्ण.** त्रि० ( अध्युपपन्न ) વિષયભોગમાં તન્મય બનેલો; વિષયાસક્ત.

**अज्झुसिअ.** त्रि० ( अध्युषित ) આશ્રિત; આશ્રયે આવેલ.

**अज्झेयार.** त्रि० ( अध्येतृ ) પાઠ કરનાર; ભણનાર.

**अज्झेसणा.** स्त्री० ( अध्येषणा ) સત્કારપૂર્વક આજ્ઞા.

**अज्झोयर.** पु० ( अध्यवपूर ) સાધુને માટે આંધરણમાં ઉમેરો કરી આહાર પાણી આદિ આપવા તે; આહારનો એક દોષ.

**अज्झोववज्जणा.** स्त्री० ( अध्युपपादना ) વિષય આસક્તિ.

**अज्झोववण्ण. } अज्झोववन्न.** त्रि० ( अध्युपपन्न ) વિષયમાં આસક્ત; મુર્છિત.

**अज्झोववाय** पुं० ( अध्युपपात ) ચિત્તની એકાગ્રતા; તલ્લીનતા.

**अझंझ.** त्रि० ( अझञ्झ ) લોભ રહિત; માયા રહિત.

**अट्ट.** त्रि० ( आर्त्त ) શારીરિક યા માનસિક પીડાથી પીડાતો; દુઃખી. (૨) न० દીલગીર થવું; રૂદન કરવુ. (૩) ધ્યાન વિશેષ.

**अट्टज्झाण.** न० ( आर्त्तध्यान ) આર્તધ્યાન; ચિંતા.

**अट्टट्टहास.** पुं० ( अट्टाट्टहास ) ઉંચા સ્વરથી હસવું તે; ખડખડ હસવું તે.

**अट्टण.** पु० ( अट्टन ) અટ્ટણ નામનો ઉજ્જેણીવાસી એક મલ્લ.

**अट्टण.** न० ( अटन ) ભ્રમણ કરવું તે. (૨) કસરત કરવી; શારીરિક શ્રમ લેવો તે.

**अट्टणसाला.** स्त्री. (अटनशाला) કસરતશાળા; કસરત કરવાની જગ્યા.

**अट्टरूस.** पुं० ( अटरूष ) અરડૂસાનું ઝાડ; ગુચ્છ વનસ્પતિની એક જાત.

**अट्टस्सर** पु० ( आर्त्तस्वर ) આર્તનાદ; દુઃખનો શબ્દ. (૨) ત્રિ૦ જેનો અવાજ દુઃખથી પીડિત હોય તે.

**अट्टहास.** पुं० ( अट्टहास ) ખડખડ કરીને હસવું તે.

**अट्टालग.** } **अट्टालय.** } पुं० न० ( अट्टालक ) ગઢ ઉપર રહેવાનું સ્થાન; ઝરૂખો. (૨) ગઢ તથા કિલ્લાના કોઠા ઉપર બાંધેલ શસ્ત્ર રાખવાનું મકાન.

**अट्टि.** स्त्री० ( आर्ति ) પીડા; દુઃખ.

**अट्टिय.** त्रि० ( आर्त्तित ) પીડિત, દુઃખી. (૨) શોકમાં ડુબેલો.

**अट्ठ.** पु० ( अर्थ ) અર્થ; આચારાંગાદિ સૂત્રોનો ભાવ. (૨) પ્રયોજન, ઉદ્દેશ્ય. (૩) પદાર્થ, તત્ત્વ. (૪) કામ. (૫) પ્રસંગ. (૬) પરમાર્થ; મોક્ષ. (૭) ધારણા. (૮) પુ૦ ન૦ ફળ; લાભ. (૯) ધન, પૈસા.

**अट्ठ.** त्रि० ( अष्टन् ) આઠ, આઠની સંખ્યા.

**अट्ठंग.** न० ( अष्टाङ्ग ) નવમા પૂર્વની ત્રીજી આચાર વસ્તુમાંથી નીકળેલ શુભાશુભ સૂચક નિમિત્તશાસ્ત્ર, ભૌમ, ઉત્પાત, સ્વપ્ન, આંતરિક્ષ, આંગ, સ્વર, લક્ષણ અને વ્યંજન એ આઠ અંગવાળું નિમિત્તશાસ્ત્ર.

**अट्ठंगणिमित्त.** न० ( अष्टाङ्गनिमित्त ) જુઓ " અટ્ઠંગ " શબ્દ.

**अट्ठंगाउवेअ.** पु० ( अष्टाङ्गायुर्वेद ) આઠ અંગ સહિત આયુર્વેદ.

**अट्ठकण्णिय.** त्रि० ( अष्टकर्णिक ) આઠ ખુણાવાળું.

**अट्ठकम्म.** न० ( अष्टकर्मन् ) આઠ કર્મ; ૧લું જ્ઞાનાવરણીય, ૨જું દર્શનાવરણીય. ૩ જું વેદનીય, ૪ થું મોહનીય, ૫ મું આયુષ્ય. ૬ ઠું નામ, ૭ મું ગોત્ર, ૮ મું અંતરાય એ આઠ કર્મ.

**अट्ठकर.** पु० ( अर्थकर ) પ્રધાન; મંત્રી. (૨) નિમિત્ત પ્રકાશક; નિમિત્તિઓ.

**अट्ठकिरिया.** स्त्री० ( अर्थक्रिया ) કંઇને કંઇ પ્રયોજન પડયે આરંભાદિ ક્રિયા કરવી તે; ક્રિયાનાં તેર સ્થાનકમાંનું પહેલું સ્થાનક.

**अट्ठगइ.** स्त्री० ( अष्टगति ) આઠ ગતિ; ૧ નરકગતિ, ૨ તિર્યંચ ૩ તિર્યંચ સ્ત્રી, ૪ નર, ૫ નારી ૬ દેવ, ૭ દેવી ૮ સિદ્ધગતિ.

**अट्ठगुण.** पु० ( अष्टगुण ) ગીતના આઠ ગુણ; આઠ ગુણે કરી યુક્ત.

**अट्ठजाय.** त्रि० ( अर्थजात ) ધનાર્થી; ધનની જરૂરીયાતવાળો. (૨) સંયમથી ચલાયમાન થયેલ.

**अट्ठट्ठमिआ.** स्त्री० ( अष्टाष्टमिका ) આઠ અઠવાડીઆ અને ૨૮૮ દાતની એક ભિક્ખુ પડિમા, કે જેમા પહેલે આઠ દિવસે એક એક દાત અન્નપાણી લેવાય, પછી બીજા આઠકે પ્રત્યેક દિવસે બે બે દાત, એમ દરેક આઠકમા એક એક દાત વધારતાં આઠમે આઠકે આઠ આઠ દાત અન્નપાણી લેવાય.

**अट्ठट्ठाण.** न० ( अष्टस्थान ) ઠાણાંગ સૂત્રનું આઠમું સ્થાન.

**अट्ठतीस.** स्त्री. ( अष्टात्रिंशत् ) આડત્રીસ, ૩૮.

**अट्ठदंसि** त्रि० ( अर्थदर्शिन् ) અર્થવેત્તા, શાસ્ત્રના અર્થને જાણનાર.

**अट्ठदुग्ग.** त्रि० ( अर्थदुर्ग ) પરિણામે ગહન, દુર્ગમ.

**अट्ठपडल.** त्रि० ( अष्टपटल ) આઠ પડવાળું

**अट्ठपय.** न० ( अर्थपद ) સૂક્ષ્મ બુદ્ધિથી વિચારવા યોગ્ય વાક્ય.

**अट्ठपिट्ठणिट्ठिया.** स्त्री० ( अष्टपिष्टनिष्ठिता ) આઠવાર પિસવાથી ઉત્પન્ન થયેલ મદિરા વિશેષ.

**अट्ठफास.** पु० ( अष्टस्पर्श ) શીત, ઉષ્ણ વગેરે આઠ સ્પર્શ.

**अट्ठमाइया.** स्त्री० ( अष्टमागिका ) માણીના આઠમા ભાગ જેટલું રસ માપવાનું માપ, બત્રીસ પલ પ્રમાણે રસમાન વિશેષ.

**अट्ठभागपलिओवम.** न० ( अष्टभागपल्योपम ) પલ્યોપમનો આઠમો ભાગ.

**अट्ठम.** त्रि० (अष्टम) આઠમું. (૨) ત્રણ ઉપવાસ; સાત ટંક ઉલંઘી આઠમે ટંકે આહાર લેવો તે.

**अट्ठमंगल.** न० ( अष्टमङ्गल ) દર્પણ, સ્વસ્તિક આદિ આઠ માંગલિક પદાર્થો.

**अट्ठमभत्त.** पुं० न० ( अष्टमभक्त ) અઠમતપ, ત્રણ ઉપવાસ ભેગા કરવા તે

**अट्ठमभत्तिय.** त्रि ( अष्टमभक्तिक ) અઠ્ઠમ તપ કરનાર; અઠ્ઠમ અઠ્ઠમના પારણા કરનાર.

**अट्ठमय.** पुं० ( अष्टमद ) આઠ મદ; જાતિ, કુલ, બલ, રૂપ, તપ, શ્રુત, લાભ અને ઐશ્વર્ય એ આઠ વસ્તુ પરત્વે મદ કરવો તે.

**अट्ठमहापाडिहार.** न० ( अष्टमहाप्रातिहार्य ) તીર્થંકર મહારાજનો દેવતાઓ તરફથી આઠ પ્રકારે બતાવાતો પ્રભાવ; અશોકવૃક્ષ, દિવ્ય પુષ્પવૃષ્ટિ, દિવ્ય ધ્વનિ, ચામર, સિંહાસન, ભામંડલ, દેવદુંદુભી અને છત્ર ઉપર છત્ર એ આઠ પ્રાતિહાર્ય.

**अट्ठमी.** स्त्री० ( अष्टमी ) અષ્ટમી, આઠમ.

**अट्ठमीपोसहिय.** त्रि० ( अष्टमीपौषधिक ) આઠમનો પોસો કરનાર.

**अट्ठमुत्ति.** पु० ( अष्टमूर्त्ति ) શિવ, મહાદેવ.

**अट्ठय.** न० ( अष्टक ) આઠનો જથ્થો.

**अट्ठया.** स्त्री० ( अर्थता ) અપેક્ષા.

**अट्ठरस.** पुं० ( अष्टरस ) શૃંગાર આદિ આઠ રસ, શૃંગાર, વીર, કરૂણા, હાસ્ય, રૌદ્ર, ભયાનક, બીભત્સ અને અદ્ભુત એ આઠ રસ.

**अट्ठवन्न.** स्त्री० ( अष्टपञ्चाशत् ) અઠ્ઠાવન; ૫૮.

**अट्ठवीस.** स्त्री० ( अष्टविंशति ) આઠ અને વીસ; ૨૮.

**अट्ठसइया** स्त्री० ( अर्थशतिका ) સેંકડો અર્થ જેમાંથી ઉઠે એવી વાણી.

**अट्ठसट्ठि.** स्त्री० ( अष्टषष्टि ) અડસઠ; ૬૮.

**अट्ठसयसिद्ध.** पु० ( अष्टशतसिद्ध ) ઋષભદેવ સ્વામી સાથે ઉત્કૃષ્ટી અવગાહનાવાળા તેમના ૧૦૮ સાધુઓ એકજ વખતે સિદ્ધ થયા તે અછેરૂ; દશ અછેરામાંનું એક અછેરૂ.

**अट्ठसामइय.** त्रि० ( अष्टसामयिक ) આઠ સમયમાં નિષ્પન્ન થાય તે, કેવળ સમુદ્ઘાત વગેરે, કે જે આઠ સમયમા પૂર્ણ થાય છે.

**अट्ठसेण.** पु० ( अष्टसेन ) વત્સગોત્રની શાખા અને તેમાં જન્મેલો પુરૂષ.

**अट्ठसेण** पुं० ( अर्थसेन ) અર્થસેન નામનો પુરૂષ.

**अट्ठसोवण्णिय.** त्रि० ( अष्टसौवर्णिक ) આઠ સોનામહોર પ્રમાણ; જેનું વજન આઠ સોનામહોર જેટલુ હોય તે.

**अट्ठहत्तरी.** स्त्री० ( अष्टसप्तति ) અઠોતેર, ૭૮.

**अट्ठा.** स्त्री० ( अष्टा ) મુઠ; લોચ કરવાને કેશ મુષ્ટિમાં લેવા તે.

**अट्ठा.** स्त्री० ( आस्था ) શ્રદ્ધા; વિશ્વાસ.

**अट्ठाण.** न० ( अस्थान ) અસ્થાન; અનુચિત સ્થાન. (૨) અયોગ્ય; ગેરવ્યાજબી.

**अट्ठाण.** न० ( आस्थान ) બેઠક; સભા.

**अट्ठाणउइ.** / **अट्ठाणवइ.** त्रि० ( अष्टनवति ) અઠ્ઠાણું; ૯૮.

**अट्ठाणट्ठवणा.** स्त्री० ( अस्थानस्थापना ) ઉપધિ રાખવાને અનુચિત સ્થાનમાં પડિલેહણ કરેલ ઉપધિ રાખવી તે; પ્રમાદપડિલેહણાનો એક ભેદ.

**अट्ठाणमंडव.** न० ( आस्थानमण्डप ) બેઠકગૃહ; બેઠકનું સ્થાન.

**अट्ठाणिअ.** त्रि० ( अस्थानिक ) આધાર નહિ તે; અનાધાર.

**अट्ठादंड.** पुं० ( अर्थदण्ड ) પોતાના સુખને માટે કે પારકા સુખને માટે જીવની હિંસા કરવી તે; પ્રથમ ક્રિયાસ્થાનક.

**अट्ठादंडवत्तिय.** पुं० न० ( अर्थदण्डप्रत्ययिक ) દંડ સમાદાનના તેર ક્રિયાસ્થાનકમાંનું પ્રથમ ક્રિયાસ્થાનક; પોતાનેઅર્થે કે સ્વજનાદિના અર્થે હિંસાદિ પાપ કરવું તે.

**अट्ठापय.** न० ( अष्टापद ) જુગટું; જુગાર.

**अट्ठार.** } **अट्ठारस.** } त्रि० ( अष्टादशन् ) આઠ+દસ; અઢાર.

**अट्ठारसट्ठाण.** न० ( अष्टादशस्थान ) સાધુએ સંયમમાં મનને સ્થિર કરવામાટે વિચારવાના ૧૮ સ્થાન; વૈરાગ્ય ભાવનાના ૧૮ વિચારસ્થાન.

**अट्ठारसपावट्ठाण.** न० ( अष्टादशपापस्थान ) પ્રાણાતિપાત આદિ અઢાર પાપસ્થાન.

**अट्ठारसम.** त्रि० ( अष्टादशतम ) અઢારમું; ૧૮ મું. (૨) આઠ ઉપવાસ ભેગા કરવા તે.

**अट्ठारससीलंगसहस्स.** ( अष्टादशशीलाङ्गसहस्र ) અઢાર હજાર શીલના પ્રકાર.

**अट्ठारससेणि.** स्त्री० ( अष्टादशश्रेणि ) પ્રજાના ૧૮ વર્ગ; અઢાર વર્ણ.

**अट्ठावण्ण.** स्त्री० ( अष्टपञ्चाशत् ) અઠાવન, ૫૮ ની સંખ્યા.

**अट्ठावय.** पुं० न० ( अष्टापद ) દ્યૂતક્રીડા, જુગાર. (૨) ચોપટ; શેતરંજની રમત. (૩) શેતરંજ રમવાની કળા; ૭૨ કળામાંની ૧૩ મી કળા. (૪) જુગારનું ચોપટ; શેતરંજ વગેરેનો પટ. (૫) જેના ઉપર ઋષભદેવ સ્વામી નિર્વાણ પદ પામ્યા તે પર્વત; અષ્ટાપદ પર્વત. (૬) અષ્ટાપદ નામનો દ્વીપ.

**अट्ठावय.** न० ( अर्थपद ) અર્થશાસ્ત્ર; ધન ધાન્યાદિ ઉપાર્જન કરવાનું શાસ્ત્ર.

**अट्ठावयसेल.** पुं० ( अष्टापदशैल ) અષ્ટાપદ નામનો પર્વત.

**अट्ठावीस.** } **अट्ठावीसइ.** } स्त्री० ( अष्टाविंश ) ( अष्टाविंशति ) } વીશ અને આઠ; અઠ્યાવીશ.

**अट्ठावीसइम.** त्रि० ( अष्टाविंशतितम ) અઠ્યાવીસમું. (૨) न० ૧૩ ઉપવાસ ભેગા કરવા તે; ૨૭ ટંક ઉલ્લંઘીને ૨૮ મે ટંકે આહાર લેવો તે.

**अट्ठासीइ.** स्त्री०( अष्टाशीति ) ૮૮; અઠ્યાસી.

**अट्ठाह.** न० ( अष्टाह ) આઠ દિવસ, આઠ દિવસનો સમુદાય.

**अट्ठाहिय.** त्रि० ( अष्टाह्निक ) નિરંતર આઠ દિવસનું. (૨) ઉત્સવ.

**अट्ठाहियमहिमा** स्त्री० ( अष्टाह्निकमहिमन् ) આઠ દિવસનો મહોત્સવ; અઠાઈ મહોત્સવ

**अट्ठि.** त्रि० ( अर्थिन् ) પ્રયોજનવાળો; અભિલાષી

**अट्ठि.** न० ( अस्थिन् ) હાડકું; હાડ.

**अट्ठिअ.** न० ( अस्थिक ) ગોટલી, ફળના ઠળીઆ વગેરે.

**अट्ठिअग्गाम.** पु० ( अस्थिकग्राम ) વેગવતી નદીને કાંઠે આવેલું વર્દ્ધમાનપુર નામનું ગામ, જેનું પ્રથમ નામ વર્દ્ધમાન હતું.

**अट्ठिअप्प.** त्रि० ( अस्थिरात्मन् ) જેનો આત્મા અસ્થિર છે એવો.

**अट्ठिकच्छभ.** ( अस्थिकच्छप ) ઘણાં હાડકાંવાળો કાચબો.

**अट्ठिकढिण.** त्रि० ( अस्थिकठिन ) કઠણ હાડવાળો.

**अट्ठिजुद्ध.** न० ( अस्थियुद्ध ) હાડકાના હથિયારથી એક બીજાને પ્રહાર કરવા તે.

**अट्ठिज्झाम.** न० ( अस्थिध्याम ) કાળું પડેલું હાડકું.

**अट्ठिदाम.** न० ( अस्थिदामन् ) હાડકાની માળા.

**अट्ठिभंजण.** न० ( अस्थिभञ्जन ) શરીરદંડ; કરોડનું હાડકું.

**अट्ठिमिंजा.** स्त्री० ( अस्थिमज्जा ) હાડકાંનો માવો જેમાંથી વીર્ય ઉત્પન્ન થાય છે તે. (૨) હાડકાની ચરબી; હાડકાનું તત્ત્વ.

**अट्ठिय.** न० ( अर्थिक ) મોક્ષ સાધક. (૨) त्रि० ઇચ્છા કરનાર; યાચક. (૩) અર્થનું કારણ; અર્થ સંબંધી

**अट्ठिय.** त्रि० (मर्थित) ઇચ્છેલું; પ્રાર્થના કરાએલું.

**अट्ठिय.** त्रि० (अस्थित) સ્થિર ન રહેલ; અવ્યવસ્થિત.

**अट्ठियकप्प.** पुं० (अस्थितकल्प) અનવસ્થિત આચાર મર્યાદા; વચ્ચેના બાવીશ તીર્થંકરોના સાધુઓનો આચાર, કે જેનો એક સરખો નિયમ નથી. અર્થાત્ તે સાધુઓ મહિનાથી વધારે રહી શકે, અતિચાર ન લાગ્યા હોય તો પડિકમણું ન કરે, રાજપિંડ લે. રંગીન વસ્ત્ર મળે તો પણ વાપરે, વગેરે આચાર એક સરખા નહિ માટે તેઓનો અનવસ્થિત કલ્પ.

**अट्ठियगाम** पुं० (अस्थिकग्राम) વર્દ્ધમાનપુર શહેરનું અપર નામ, કે જ્યાં શૂલપાણી યક્ષનું સ્થાન હતું.

**अट्ठिल्लग्र.** पुं० (अस्थिक) કપાસીયા; કપાસનું બીજ

**अट्ठिमुहा.** स्त्री० (अस्थिमुख) હાડકાની ચપી; શરીર યા શરીરના અવયવ દબાવવા તે.

**अट्ठुत्तर.** त्रि० (अष्टोत्तर) આઠે કરી અધિક, આઠ ઉપર.

**अड.** पुं० (अट्) રોમરાયની પાંખવાળા પારેવા ચકલા વગેરે.

**अड.** त्रि० (अष्ट) આઠની સંખ્યા, ૮.

**अडड.** न० (अटट) ૮૪ લાખ અડડાંગ પ્રમાણ કાળ વિશેષ.

**अडडंग.** (अटटाङ्ग) ૮૪ લાખ ત્રુટિત પ્રમાણ કાળ વિશેષ.

**अडण.** न० (अटन) અટન કરવું; રખડવું.

**अडतीस.** स्त्री० (अष्टात्रिंशत्) આડત્રીસ; ૩૮.

**अडनउइ.** स्त्री० (अष्टानवति) અઠાણું; ૯૮.

**अडपल्लाण.** न० ( ) વાહન વિશેષ.

**अडयाल.** स्त्री० (अष्टचत्वारिंशत्) અડતાળીશ; ૪૮.

**अडयाल.** पुं० ( ) પ્રશંસા; કીર્તિ.

**अडयालीस.** त्रि० (अष्टचत्वारिंशत्) અડતાળીસ; ૪૮.

**अडवन्न.** स्त्री० (अष्टापञ्चाशत्) અઠાવન; ૫૮.

**अडवि.** स्त्री० (अटवी) જંગલ; અટવી. (૨) ભયંકર જંગલ; ઘોર વન.

**अडविजत्ता.** स्त्री० (अटवीयात्रा) જંગલની મુસાફરી.

**अडवी.** स्त्री० (अटवी) જંગલ; અટવી. (૨) ભયંકર જંગલ; ઘોર વન.

**अडवीवास.** पुं० (अटवीवास) જંગલમાં વસવું તે; અટવી નિવાસ.

**अडवीस.** स्त्री० (अष्टाविंशति) અઠાવીસ; ૨૮.

**अडसट्ठि.** स्त्री० (अष्टाषष्ठि) ૬૮; અડસઠ.

**अडिल्ल.** पुं० ( ) ચામડાની પાંખવાળો એક પક્ષી; ચમગીદડ.

**अडोविय.** त्रि० (आटोपित) ભરેલ.

**अड्डवियड्ड.** त्रि० (इतस्तत) આમતેમ, આઘું પાછું.

**अड्ढ.** त्रि० (आढ्य) ધન ધાન્યાદિથી પરિપૂર્ણ; સમૃદ્ધિવાન્.

**अड्ढ** न० (अर्द्ध) અર્ધ; અડધો ભાગ.

**अड्ढक्खेत.** न० (अर्द्धक्षेत्र) એક અહોરાત્ર પરિમિત ક્ષેત્ર પર્યંત ચદ્રની સાથે જોગ જોડનાર નક્ષત્ર, ઉત્તરાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, રોહિણી, પુનર્વસુ અને વિશાખા એ ૭ નક્ષત્ર.

**अड्ढभरह.** पुं० (अर्द्धभरत) ભરત ક્ષેત્રનો અર્ધ ભાગ.

**अड्ढरत्त.** पुं० (अर्द्धरात्र) અર્ધરાત; મધ્યરાત.

**अड्ढाइज्ज.** त्रि० (अर्द्धतृतीय) અઢી; બે અને અર્દ્ધ.

**अड्ढाइज्जदीव.** पुं० (अर्द्धतृतीयद्वीप) અઢીદ્વીપ; જમ્બુદ્વીપ, ધાતકીખંડદ્વીપ અને અર્ધપુષ્કરદ્વીપ એમ અઢી દ્વીપ.

**अड्ढापक्कंति.** स्त्री० (अर्द्धापक्रान्ति) ઋતુ પ્રમાણે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ તપસ્યાના પરિમાણમાં વધઘટ કરવી તે.

**अड्डोलग.** पुं० ( अर्द्धोरुक ) કેડ અને સાથળ ઉપર વીટવાનું સાધ્વીનું એક ઉપગરણ, કે જે મલ્લની ચડ્ડી જેવું, અવગ્રહાનંતક પટ્ટની ઉપર કેડને વીંટી લઇ સાથળ ઉપર કસથી બંધાય છે.

**अण.** न० ( अण ) પાપ. (૨) ક્રોધાદિ ચાર કષાય. (૩) પુ૦ શબ્દ; અવાજ. (૪) ગમન; ગતિ (૫) ન૦ કર્મ. (૬) ત્રિ૦ ખરાબ.

**अण.** न० ( ऋण ) કરજ; ઋણ

**अणइ.** अ० ( अनति ) અત્યંત નહિ. (૨) અતિક્રમણનો અભાવ.

**अणइविलंबियत्त.** न० ( अनतिविलम्बितत्व ) સત્ય વચનના ૩૫ અતિશયમાંનો ૨૮ મો અતિશય; વિલંબે નહિ પણ અખંડ પ્રવાહે બોલવું તે.

**अणइसंधाण.** न० ( अनतिसन्धान ) અવચન. ન છેતરવું તે.

**अणंग.** न० ( अनङ्ग ) વિષય સેવનના મુખ્ય અંગ સિવાયના અંગ (૨) બનાવટી લિંગ આદિ. (૩) વિષય સેવન કે હસ્તકર્મ આદિની ઇચ્છા (૪) બાર અંગસૂત્રથી ભિન્ન (૫) કામ.

**अणंगकीडा.** स्त्री० ( अनङ्गक्रीडा ) અનેરે અંગે કામચેષ્ટા કરવી તે; શ્રાવકના ચોથા અણુવ્રતનો ત્રીજો અતિચાર

**अणंगघरिणी.** स्त्री० ( अनङ्गगृहिणी ) રતિ, કામદેવની સ્ત્રી.

**अणंगपडिसेविणी.** स्त्री० ( अनङ्गप्रतिसेविनी ) અનેરે અંગે વિષયસેવન કરનારી; પરપુરૂષ સાથે વ્યભિચાર સેવનારી. (૨) અમર્યાદિત રીતે વિષયસેવન કરનારી.

**अणंगपविट्ठ.** न० ( अनङ्गप्रविष्ट ) અંગ બહારનાં સૂત્રો; ઉવવાઇ વગેરે સૂત્રો.

**अणंगसेणा.** स्त्री० ( अनङ्गसेना ) કૃષ્ણ વાસુદેવના વખતમાં દ્વારકાની મુખ્ય ગણિકા.

**अणंत.** त्रि० ( अनन्त ) અંતવગરનું; અસંખ્યાતને પણ ઉલ્લંઘી ગયેલ (૨) ન૦ કેવળ જ્ઞાન. (૩) આકાશ. (૪) પું૦ ભરતક્ષેત્રના ચાલુ અવસર્પિણીના ૧૪ મા તીર્થંકર અનંતનાથ. (૫) ત્રિ૦ અત્યંત; પ્રભૂત. (૬) પું૦ અનન્ત કાય, કન્દમૂલાદિ. (૭) ત્રિ૦ નાશવગરનું; શાશ્વત.

**अणंतकाय.** पु ( अनन्तकाय ) અનંતકાય; કંદમૂલાદિ.

**अणंतकाल.** पु० ( अनन्तकाल ) અનંતકાળ; છેડા વગરનો કાળ

**अणंतग.** न० ( अनन्तक ) આભરણવિશેષ, ભુજામાં પહેરવાનું એક ઘરેણું (૨) શાશ્વત, અવિનાશી (૩) ગણત્રીરૂપ સંખ્યા વિશેષ; જુત્તઅનંત, પરિત્તઅનંત અને અનંતાનંત એ ત્રણ અથવા એકેકના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ ત્રણ ભેદ હોવાથી નવ ભેદમાંનો ગમે તે એક (૪) ઉનનું વસ્ત્ર. કામળ વગેરે.

**अणंतगुण.** पु० (अनन्तगुण) અનંતગણું વધારે, અનંતગણું

**अणंतगुणिय.** त्रि० ( अनन्तगुणिन ) અનંતગુણવધારે; અનંતગણું

**अणंतघाइ.** पु० ( अनन्तघातिन् ) આત્માના મૂળ ગુણની ઘાત કરનાર-કર્મ પ્રકૃતિ, ઘાતિ કર્મની પ્રકૃતિ.

**अणंतचक्खु.** पुं० (अनन्तचक्षुष्) અંત વિનાનું ચક્ષુ છે જેનું તે; કેવળજ્ઞાની.

**अणंतजिण.** पु० ( अनन्तजिन ) ચાલુ અવસર્પિણીના ભરતક્ષેત્રના ૧૪ મા તીર્થંકર.

**अणंतजीव.** / **अणंतजीविय.** त्रि०(अनन्तजीव) અનન્તકાયિક જીવવાળી વનસ્પતિ; કંદમૂળ વગેરે સાધારણ વનસ્પતિ.

**अणंतणाण.** न० ( अनन्तज्ञान ) કેવળજ્ઞાન.

**अणंतणाणि.** पुं० ( अनन्तज्ञानिन् ) અનંતજ્ઞાની; કેવળજ્ઞાની.

**अणंतत्थ.** पुं० (अनन्तार्थ) ઇરવત ક્ષેત્રના આવતી ચોવીસીના વીશમા તીર્થંકરનું નામ.

**अणंतदंसि.** पुं० (अनन्तदर्शिन्) કેવળ દર્શની; કેવળી તથા સિદ્ધભગવાન્.

**अणंतपार.** स्त्री० (अनन्तपार) અપાર.

**अणंतभाग.** पुं० (अनन्तभाग) અનતમો ભાગ.

**अणंतमिस्सिया.** } स्त्री० (अनन्तमिश्रिता) પ્રત્યેક વનસ્પતિ પાસે
**अणंतमीसिया.** } પડેલ અનંતકાય જોઇને એમ કહેવું કે "આ બધું અનંતકાયિક છે" તે સત્ય મૃષા ભાષાનો એક ભેદ.

**अणंतमोह.** त्रि० (अनन्तमोह) અંત વિનાનો મોહ જેને છે તે. મિથ્યાત્વી.

**अणंतय.** पु० (अनन्तक) રજોહરણ. (२) જમ્બૂદ્વીપના ઇરવત ક્ષેત્રના ચાલુ અવસર્પિણીના ચૌદમા તીર્થંકર. (३) અનન્ત કાય. (४) મુહપત્તિ. મુખ વસ્ત્રિકા (५) त्रि० અન્તરરહિત.

**अणंतर.** न० (अनन्तर) અન્તરવિના. અન્તર રહિત. (२) પછી; બાદ. (३) નજીક. (४) વિચ્છેદ ગયેલ બારમા દ્રષ્ટિવાદ અંગના બીજા વિભાગસૂત્રનો પાચમો ભેદ. (५) पु० વર્તમાન સમય.

**अणंतरगंठिय.** त्रि० (अनन्तरग्रन्थित) આંતરા વિના એક ગાંઠની સાથે બીજી, બીજીની સાથે ત્રીજી એમ ગુથેલ.

**अणंतरणिग्गय.** त्रि० (अनन्तरनिर्गत) આંતરા વિના એકજ સમયે નીકળેલ.

**अणंतरपच्छाकड.** त्रि० (अनन्तरपश्चात्कृत) વર્તમાનની જોડેનો આગલો સમય, વર્તમાનથી પહેલાનો સમય.

**अणंतरपज्जत्तग.** पुं० (अनन्तरपर्याप्तक) પહેલા સમયનો પર્યાપ્ત; પર્યાપ્ત થવાનો પ્રથમ સમય.

**अणंतरपुरक्खड.** त्रि० (अनन्तरपुरस्कृत) વર્તમાનની જોડેનો પાછલો સમય; બીજો સમય.

**अणंतरबंध.** पुं० (अनन्तरबन्ध) આંતરા વિનાનો બંધ.

**अणंतरसिद्ध.** पु० (अनन्तरसिद्ध) પ્રકૃત સમયમાં સિદ્ધ થયેલ હોય તે; પ્રથમ સમયના સિદ્ધ.

**अणंतरहिय.** त्रि० (अनन्तर्हित) સચિત્ત; જીવ સહિત.

**अणंतरागम.** न० (अनन्तरागम) તીર્થંકરે ગણધરને સંભળાવેલ આગમ; આગમનો એક ભેદ.

**अणंतराहार.** पु० (अनन्तराहार) જીવે ઉત્પન્ન થયા પછી પહેલે સમયે લીધેલો આહાર.

**अणंतराहारग.** पु० (अनन्तराहारक) જીવના પ્રદેશની છેક પાસે રહેલા પુદ્‌ગલનો આહાર કરનાર નારકી વગેરે જીવો. (२) ઉત્પન્ન થયા પછી પહેલે સમયે આહાર લેનાર.

**अणंतरोगाढ.** त्रि० (अनन्तरावगाढ) પ્રકૃત સમયમાં આકાશ પ્રદેશને અવગાહી રહેલ.

**अणंतरोवणिहा.** स्त्री० (अनन्तरोपनिधा) અનન્તર યોગસ્થાન સાથે તેના પછીના યોગ સ્થાનની માર્ગણા કરવી તે.

**अणंतरोववरागग.** पु (अनन्तरोपपन्नक) પ્રથમ સમયમાં ઉત્પન્ન થયેલ જીવ; જેને ઉપજ્યે એક સમય થયો છે તે

**अणंतवत्तियाणुप्पेहा.** स्त्री० (अनन्तवृत्तितानुप्रेक्षा) શુકલધ્યાનની એક ભાવના, અનત કાળથી ભવ ભ્રમણ થાય છે તેનાથી નિવર્તવાનુ ચિંતવન કરવુ તે.

**अणंतविजय.** पु० (अनन्तविजय) ભરતક્ષેત્રમાં આવતી ચોવીસીમાં થનાર ૨૪ મા તીર્થંકર. (२) જમ્બૂદ્વીપના ઇરવતક્ષેત્રમાં આવતી ઉત્સર્પિણીમાં થનાર ૨૦ મા તીર્થંકર.

**अणंतवीरिय.** पु० (अनन्तवीर्य) ભરત ક્ષેત્રના આવતી ચોવીસીના ત્રેવીસમા તીર્થંકરનું નામ.

**अणंतसंसारि.** त्रि० (अनन्तसंसारिन्) જેને સંસારમાં અનંતાભવ રખડવું છે તે.

**अणंतसेण.** पुं० ( अनन्तसेन ) ગઇ અવસર્પિણીના ૪ થા કુલગર. (૨) ભદ્દલપુરનિવાસી નાગ ગાથાપતિની ભાર્યા સુલસાનો પુત્ર; ખરી રીતે વસુદેવ અને દેવકીનો પુત્ર, કે જેણે ૨૦ વરસ દીક્ષા પાળી ૧૪ પૂર્વનો અભ્યાસ કર્યો અને શત્રુંજય ઉપર સિદ્ધ થયા. (૩) અંતગડના ત્રીજા વર્ગના બીજા અધ્યયનનું નામ.

**अणंतहिय.** न० ( अनन्तहित ) મોક્ષ

**अणंताणंत.** त्रि० ( अनन्तानन्त ) અનંત ગુણ્યા અનંત; અનંતાનંત.

**अणंताणुबंधि.** पु० ( अनन्तानुबन्धिन् ) અનંત કાળ સુધી આત્માને સંસાર સાથે સંસર્ગ કરાવનાર કષાયની ચાર ચોકડીમાંની પ્રથમ ચોકડી.

**अणंताणुबंधिकोह.** पु० ( अनन्तानुबन्धिक्रोध ) અનંતભવ પર્યંત રખડાવનાર ક્રોધ, કે જે ઉત્પન્ન થયા પછી પર્વતની ફાટની પેઠે મરણ સુધી પણ ભુસાય નહિ અને સમકિતને અટકાવે તે ક્રોધ

**अणंतिय.** त्रि० ( अनन्तिक ) પાસે નહિ, નજીક નહિ તે. (૨) त्रि० અંતવગરનું, છેડા વગરનું.

**अणणुवाइ.** पु० ( अननुपातिन् ) માર્ગનો થાક લાગ્યો હોય તો પણ આંસુ ન ખેરનાર; ઘોડા વગેરે.

**अणण्कर.** पु० ( ऋणकर ) પાપ કરનાર; ચોવીસમો ગૌણ પ્રાણાતિપાત.

**अणक्क.** पुं० (        ) મલેચ્છ દેશ વિશેષ. (૨) त्रि० મલેચ્છ દેશમાં રહેનાર

**अणक्कभिराण.** त्रि० ( अनासाभिन्न ) નાથ્યા વગરનો; નાથેલ નહિ.

**अणक्ख.** पुं (        ) અદેખાઇ; રોષ. (૨) ગુસ્સો; ક્રોધ.

**अणक्खर.** न० ( अनक्षर ) અનક્ષર શ્રુત.

**अणक्खरसुय.** न० ( अनक्षरश्रुत ) અનક્ષર શ્રુત; શ્રુતજ્ઞાનનો એક ભેદ; અક્ષર વિના છીંકથી, ચપટી વગાડી માથુ હલાવી આદિ સંકેતોથી બીજાનો અભિપ્રાય જાણવો તે.

**अणागाढ.** न० ( अनागाढ ) પ્રબળ કારણનો અભાવ.

**अणगार.** पु० ( अनगार ) ત્યાગી, ગૃહવગરના સાધુ (૨) ભિક્ષુક (૩) ભરતક્ષેત્રના ભવિષ્યના પાંચમા તીર્થંકરના પૂર્વભવનું નામ.

**अणगार.** त्रि० ( ऋणकार ) કરજ કરનાર. (૨) દુષ્ટ શિષ્ય; અપાત્ર.

**अणगार.** पु (अनाकार) દર્શનનો ઉપયોગ; જેમાં આકાર સ્પષ્ટ પ્રતીત ન થાય તે ઉપયોગ (૨) આકૃતિ શૂન્ય; આકાર રહિત

**अणगारधम्म** पु० ( अनगारधर्म ) મુનિધર્મ, સર્વવિરતિ ચારિત્રરૂપ યતિધર્મ

**अणगारप्पाउग्गा.** स्त्री० ( अनाकारप्रायोग्या ) બંધ આશ્રી અનાકાર ઉપયોગને યોગ્ય પ્રકૃતિ.

**अणगारमग्ग.** पु० ( अनगारमार्ग ) ઉત્તરાધ્યયન સૂત્રના ૩૫ મા અધ્યયનનું નામ, જેમાં સાધુનો માર્ગ દર્શાવવામાં આવ્યો છે તે.

**अणगारवाइ.** पु० (अनगारवादिन्) સાધુના ગુણ રહિત હોવા છતાં પોતાને સાધુ તરીકે ઓળખાવનાર; વેશ માત્ર ધરનાર શાક્યાદિ.

**अणगारसामाइय.** त्रि० ( अनगारसामायिक ) સર્વવિરતિરૂપ સામાયિક; સાધુનો આચાર.

**अणगारसीह.** पु० (अनगारसिंह) મુનિમાં સિંહ સમાન.

**अणगारसुय.** न० ( अनगारश्रुत ) સૂયડાંગ સૂત્રના બીજા શ્રુત સ્કંધનું પાંચમુ અણગાર શ્રુત નામનું અધ્યયન.

**अणगारि.** पु० ( अनगारिन् ) સાધુ; યતિ.

**अणगारिय.** त्रि० ( अनगारिक ) સાધુ સંબંધી અનુષ્ઠાન વગેરે.

**अणगारिया.** स्त्री० (अनगारिता) સાધુપણું; સાધુવૃત્તિ.

**अणग्घ.** त्रि० (अनर्घ्य) અમૂલ્ય; બહુ કિમ્મતી.

**अणच्चंतिय.** पुं० (अनात्यन्तिक) મદદ માગનારને મૂકીને ભાગી ન જવું, પરંતુ છેવટ સુધી મદદ આપવી તે.

**अणच्चाविय.** न० (अनर्तित) પડિલેહણ કરતાં પોતાને તથા વસ્ત્રને હલાવવાં નહિ તે; પડિલેહણનો એક ગુણ.

**अणज्ज.** त्रि० (अन्याय्य) અન્યાય યુક્ત; અયોગ્ય.

**अणज्ज.** त्रि० (अनार्य) અનાર્ય, ક્રૂર. (૨) ન૦ પાપકર્મ; અનાર્ય અનુષ્ઠાન.

**अणज्जधम्म.** त्रि० (अनार्यधर्म) અનાર્ય સ્વભાવવાળો. (૨) ધર્મને નામે અનાર્ય કર્મ કરનાર.

**अणज्जभाव.** त्रि० (अनार्यभाव) ક્રોધાદિ દુર્ગુણવાળો માણસ.

**अणज्झवसाय.** पु० (अनध्यवसाय) નિર્વિકલ્પજ્ઞાન; વિશેષરહિત સામાન્ય બોધ.

**अणट्ट.** त्रि० (अनार्त) આર્તધ્યાનથી રહિત.

**अणट्ठ.** त्रि० (अनर्थ) અર્થરહિત; નિરર્થક. (૨) ન૦ હાનિ; નુકસાન.

**अणट्ठग.** पु० (अनर्थक) ૨૮ મો ગૌણ પરિગ્રહ.

**अणट्ठादंड.** पुं० (अनर्थदण्ड) સ્વાર્થ વિના આત્માને દંડવો તે; નિષ્કારણ પાપ કરવાં તે.

**अणट्ठादंडवत्तिय.** न० (अनर्थदण्डप्रत्ययिक) વગર પ્રયોજને માત્ર ક્રીડા કે વ્યસનથી જીવ હિંસાદિ પાપસ્થાન સેવવું તે; બીજું ક્રિયાસ્થાનક.

**अणट्ठादंडवेरमण.** न० (अनर्थदण्डविरमण) અનર્થદંડથી નિવર્તવું તે; શ્રાવકનું આઠમું વ્રત.

**अणट्ठाबंधिय.** त्रि० (अनर्थबन्धिक) વિના પ્રયોજને પખવાડીઆમાં બે ત્રણ વાર પાત્ર વગેરેને બંધ આપનાર (સાધુ સાધ્વી.)

**अणण्ण.** त्रि० (अनन्य) અભિન્ન; અપૃથગ્ભૂત. (૨) મોક્ષમાર્ગ. (૩) અસાધારણ; અદ્વિતીય.

**अणण्णदंसि.** त्रि० (अनन्यदर्शिन्) યથાયોગ્ય પદાર્થ જોનાર. (૨) અન્યથા જોનાર નહિ તે.

**अणण्णणेय.** त्रि० (अनन्यनेय) બીજાથી ન દોરવાય તેવો; સ્વયંબુદ્ધ.

**अणण्णपरम.** पुं० (अनन्यपरम) સંયમ; ચારિત્ર.

**अणण्णमण.** त्रि० (अनन्यमनस्) એકાગ્ર ચિત્તવાળો; તલ્લીન.

**अणण्हय.** पुं० (अनाश्रव) આશ્રવનિરોધ; નવાં કર્મને આવતા અટકાવવાં તે.

**अणण्हयकर.** त्रि० (अनाश्रवकर) આશ્રવ નિરોધ કરનાર; નવાં કર્મને આવતાં અટકાવનાર.

**अणतिविलंबियत्त.** न० (अनतिविलम्बितत्व) અતિવિલંબ રહિત બોલવું તે; વચનના ૩૫ અતિશયમાંનો એક.

**अणत्त.** त्रि० (ऋणार्त्त) ઋણી; કરજદાર.

**अणत्त.** त्रि० (अनात्र) દુઃખથી ન બચાવનાર.

**अणत्त.** त्रि० (अनात्त) નહિ લેવાએલું; નહિ સ્વીકારેલું.

**अणत्तट्ठिय.** त्रि० (अनात्मार्थिक) પોતાનું કરેલ નહિ તે; અસ્વીકારેલું.

**अणत्तपण्ण.** त्रि० (अनात्मप्रज्ञ) જેની બુદ્ધિ આત્મહિત કરવામાં નથી લાગી તે.

**अणत्तवंत.** त्रि० (अनात्मवत्) કષાયથી યુક્ત.

**अणत्थ.** अ० (अन्यत्र) બીજે સ્થળે; બીજે ઠેકાણે.

**अणत्थ.** पुं० (अनर्थ) અનર્થ હેતુ; એકવીસમો ગૌણ પરિગ્રહ. (૨) અર્થરહિત; નિષ્પ્રયોજન.

**अणत्थंतर.** न० (अनर्थान्तर) એકજ અર્થવાળો શબ્દ.

**अणत्थदंड** पुं० (अनर्थदण्ड) પ્રયોજન વિના કર્મબંધનમાં પડવું તે; વિના મતલબે કર્મથી દંડાવું તે.

**अणत्थदंडव्वय.** पुं० (अनर्थदण्डव्रत) વિના પ્રયોજને આત્માને દંડાવા ન દેવો તે; શ્રાવકનું આઠમું વ્રત.

**अणत्थमियसंकप्प** त्रि. ( अनस्तमितसङ्कल्प ) જેને દિવસમાં ખાવાનો સંકલ્પ છે તે

**अणत्थवाय.** पुं० ( अनर्थवाद ) નિષ્પ્રયોજન બોલવું તે.

**अणधारग.** पु० (ऋणधारक) કરજદાર; દેણદાર.

**अणपरिणाय.** पु० ( अणपर्णिक ) કુતૂહલપ્રિય વ્યંતર દેવતાની એક જાત; વ્યંતરની સોળ જાતમાંની નવમી જાત.

**अणप्पगंथ.** त्रि० ( अनर्प्यग्रन्थ ) આધ્યાત્મિક ગ્રંથની માફક જેને તેને આપવા યોગ્ય નહિ તે; અર્પણ કરવા અયોગ્ય જ્ઞાનાદિ

**अणप्पगंथ.** पु० ( अनल्पग्रन्थ ) બહુસૂત્રી.

**अणप्पगंथ.** पुं० (अनात्मग्रन्थ) પરિગ્રહ રહિત; અપરિગ્રહી.

**अणप्पिय.** न० ( अनर्पित ) અવિશેષિત, સામાન્ય. (૨) त्रि० નહી આપેલું.

**अणप्पियणय.** पु० ( अनर्पितनय ) સર્વ વસ્તુ સામાન્યજ છે એમ નિરપેક્ષ સામાન્યગ્રાહી નયવિશેષ.

**अणभंजग.** पु ( ऋणभञ्जक ) દેણું ન આપે તે, દેવાળીઓ.

**अणभिक्कंत.** त्रि० ( अनभिक्रान्त ) ઉલ્લંઘી ગયેલ નહિ; અનુલ્લંઘિત.

**अणभिक्कंतकिरिया.** स्त्री० ( अनभिक्रान्तक्रिया ) જેમાં બીજા કોઇ મનના ભિક્ષુ ઉતર્યા નથી એવી જગ્યા.

**अणभिग्गहिया.** स्त्री० ( अनभिगृहीता ) જેના અર્થ જણાય નહિ એવી ભાષા.

**अणभिण्ण.** त्रि० ( अनभिज्ञ ) અજાણ; મૂર્ખ.

**अणरह.** }
**अणरिह.** } त्रि० ( अनर्ह ) અયોગ્ય; નાલાયક.
**अणरुह.** }

**अणल.** पुं० ( अनल ) અગ્નિ; આગ. (૨) त्रि० અજોગ, નાલાયક.

**अणलंकिय.** त्रि० ( अनलकृत ) અલંકાર વગરનો; આભૂષણાદિ રહિત.

**अणलंकियविभूसिय.** त्रि० (अनलकृतविभूषित) અલંકાર અને વસ્ત્રાદિની શોભાથી રહિત.

**अणलक्खिय.** त्रि० ( अलक्षित ) અજાણ્યું.

**अणलुक्क.** त्रि. ( अनलोक्य ) નજરે દેખાય તેવું; દૃષ્ટિગોચર.

**अणवंत.** पुं० ( ऋणवत ) દિવસનું ૨૬ મુ લોકોત્તર મુહૂર્ત.

**अणवकंखवत्ति** न० ( अनवकाङ्क्षवृत्ति ) જેમાં પરપ્રાણની અથવા પોતાના પાપના પરિહારની અપેક્ષા રાખવામાં નથી આવતી એવા વર્તનવાળું વૈર.

**अणवकंखवत्तिया.** स्त्री० ( अनवकाङ्क्षप्रत्यया ) પોતાની કે પરની જીંદગીની અપેક્ષા રાખ્યા વિના સાહસથી પાપ ક્રિયા થાય તે.

**अणवगल्ल** त्रि० ( अनवग्लान ) ગ્લાનિ રહિત. જરા વગરનો

**अणवच्च.** त्रि० ( अनपत्य ) સન્તાન રહિત; નિર્વંશ.

**अणवज्ज** त्रि० (अनवद्य) નિર્દોષ; પાપરહિત. (૨) न० પાપદોષનો અભાવ.

**अणवज्जभासा.** स्त्री० (अनवद्यभाषा) દોષરહિત ભાષા; નિરવદ્ય ભાષા.

**अणवट्ठप्प.** न० ( अनवस्थाप्य ) દોષ માટે સાધુને આપવાના પ્રાયશ્ચિત્તનો એક પ્રકાર; જેમાં અમુક વખત સુધી સાધુને વ્રતથી બહાર રાખી તે પછી લેવામાં આવે તેવું એક પ્રાયશ્ચિત. (૨) त्रि० અનવસ્થાપ્ય નામે પ્રાયશ્ચિત્તને યોગ્ય.

**अणवट्ठिय.** त्रि० ( अनवस्थित ) અસ્થિર. (૨) અનિયમિત પ્રમાણવાળો; જેનું એક સરખું પ્રમાણ નથી તે.

**अणवट्ठियकरण.** न० ( अनवस्थितकरण ) સામાયિકનો વખત પુરો થયા પહેલાં પાળવુ તે; શ્રાવકના નવમા વ્રતનો પાંચમો અતિચાર.

**अणवट्ठियसंठाण.** न० ( अनवस्थितसंस्थान ) એક ઠેકાણે સ્થિતિ ન કરવી તે· નિરંતર ગતિ કરવી તે.

**अणवणीयत्त.** न०* ( अनपनीतत्व ) કારક, કાળ, વચન, લિંગ આદિ દોષથી રહિત; સત્ય વચનનો ૨૫ મો અતિશય.

**अणवण्णिय.** पुं० ( अणपर्णिक ) વ્યંતર દેવોની એક જાત.

**अणवत्तप्पया.** स्त्री० ( अनवत्राप्यता ) અગ હીનતા.

**अणवत्था.** स्त्री० ( अनवस्था ) અનવસ્થા દોષ; જે દલીલનો કયાંય પણ છેડો ન આવે ત્યાં અનવસ્થા દોષ ઉપસ્થિત થાય છે. (૨) અવ્યવસ્થા.

**अणवदग्ग.** } **अणवयग्ग.** } त्रि० ( अनवदग्र ) અંત વગરનું; અનંત. (૨) અપરિમિત; નિસ્સીમ. (૩) અવિનાશી.

**अणवरय.** न० ( अनवरत ) નિરંતર; હમેશ. (૨) અવિચ્છિન્ન

**अणविक्खया.** स्त्री० ( अनपेक्षा ) અપેક્ષા ન રાખવી તે.

**अणसण.** न० ( अनशन ) હમેશને માટે કે થોડા વખતને માટે અન્નપાણીનો ત્યાગ કરવો તે; ઉપવાસ અથવા સથારો.

**अणह.** त्रि० ( ) નાશ વગરનું; ક્ષતિ રહિત.

**अणह.** त्रि० ( अनघ ) પાપ વગરનું; નિરવદ્ય.

**अणहय.** त्रि० (अनाहत) નવુ; વાપરેલું નહિ તે.

**अणहसमग्ग.** त्रि० ( अक्षतसमग्र ) સહીસલામત માલ અને કુટુંબવાળો; રસ્તામાં ચોરાદિકથી જેનું ધન લુંટાએલું નથી તે.

**अणहिगय.** त्रि० ( अनधिगत ) અગીતાર્થી; શાસ્ત્રવેત્તા નહિ તે.

**अणहीण.** त्रि० (अनधीन) સ્વાધીન; પરતંત્ર નહિ.

**अणहीय.** त्रि० ( अनधीत ) અભ્યાસ ન કરેલ; ન ભણેલ.

**अणहीयपरमत्थ.** पुं० ( अनधीतपरमार्थ ) અગીતાર્થ; શાસ્ત્રવેત્તા નહિ તે.

**अणाइ.** त्रि० ( अनादि ) આદિ વગરનું; અનાદિ કાળથી ચાલ્યું આવતું. (૨) નિત્ય

**अणाइअ.** त्रि० ( अज्ञातिक ) કુટુંબ વગરનો; એકલો.

**अणाइज्ज.** न० ( अनादेय ) નામકર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી માણસનું વચન માન્ય ન થાય

**अणाइज्जवयण.** त्रि० ( अनादेयवचन ) અનાદેય વચનવાળુ; જેનું વચન કોઇપણ માન્ય ન કરે તે.

**अणाइणिहण.** त्रि० ( अनादिनिधन ) જેનાં આદિ અને અંત નથી તેવું; શાશ્વત.

**अणाइण्ण.** } **अणाइन्न.** } त्रि० ( अनाचीर्ण ) સાધુને આચરવા યોગ્ય નહિ; પર અનાચીર્ણમાંનો ગમે તે એક.

**अणाइय.** त्रि० ( अणातीत ) પાપને પાસ થયેલું; પાપી.

**अणाइय.** त्रि० ( ऋणातीत ) કરજવાળો; દેણદાર. (૨) સંસાર; દુનિયા.

**अणाइल.** त्रि० ( अनाविल ) સ્વચ્છ. (૨) પાપ રહિત.

**अणाइसंताण.** पु० ( अनादिसन्तान ) અનાદિ પ્રવાહ; અનાદિ પરપરા.

**अणाइसपज्जवसिअ.** त्रि० ( अनादिसपर्यवसित ) જેની આદિ નથી પણ છેડો છે તે.

**अणाउ.** पुं० ( अनायुष् ) આયુ:કર્મ રહિત; સિદ્ધભગવાન્. (૨) જેને ફરીથી ઉત્પન્ન થવું નથી તેવા કેવળી તીર્થંકર વગેરે.

**अणाउज्जिय.** त्रि० ( अनायोगिक ) ઉપયોગ રહિત; અસાવધાન.

**अणाउत्त.** त्रि० ( अनायुक्त ) ઉપયોગ રહિત; ઉપયોગ વિનાનો.

**अणाउत्तपमज्जणया.** स्त्री० ( अनायुक्तप्रमार्जन ) ઉપયોગ રહિત પુંજવાથી લાગતું કર્મબંધન.

**अणाउत्ताइयणया.** स्त्री० ( अनायुक्तादानता ) વિના ઉપયોગે વસ્તુ લેવા મૂકવાથી લાગતું કર્મબંધન; અણાભોગપ્રત્યયક્રિયાનો એક ભેદ.

**अणाउल.** } **अणाकुल.** } त्रि० ( अनाकुल ) આકુળતા રહિત.

**अणागइ.** स्त्री० ( अनागति ) ન આવવું તે. (२) સિદ્ધશિલા; જ્યાંથી ફરી આવવું નથી તે.

**अणागम.** पुं० ( अनागम ) આગમ લક્ષણહીન આગમ; અપોરૂષેય આગમ.

**अणागमण.** न० ( अनागमन ) સયમ લઇને પાછા ઘેર ન આવવુ તે.

**अणागमणधम्मि.** त्रि० ( अनागमनधर्मिन् ) લીધેલી પ્રતિજ્ઞાનો નિર્વાહ કરનાર; સંયમ લઇને પાછા ઘેર ન જનાર.

**अणागय.** पु० (अनागत) ભવિષ્યકાળ; આવતો કાળ. (२) ન આવેલું. (३) त्रि० ભવિષ્યમાં મળવાનું; ભાવી જન્મ સબધી. (४) न० પર્યુષણમાં કરવાનું તપ કઇ કારણસર અગાઉથી કરી લેવુ તે; દસ પચ્ચખાણમાંનું એક.

**अणागयखेत्त.** न० ( अनागतक्षेत्र ) હવે પછી આવવાનું ક્ષેત્ર; જે ક્ષેત્રમાં ગતી નથી કરી તેવું ક્ષેત્ર.

**अणागयद्धा.** स्त्री० ( अनागताद्धा ) ભવિષ્યકાળ.

**अणागयवयण.** न० (अनागतवचन) ભવિષ્યકાળનુ વચન; ભવિષ્યકાળ વાચક વિભક્તિપ્રત્યય.

**अणागलिय.** त्रि० ( अनर्गलित ) નિવારણ ન કરેલ; અટકાવેલ નહિ.

**अणागलिय.** त्रि० ( अनाकलित ) પ્રમાણ ઉપરાંતનું; અપરિમિત. (२) નહિ જાણેલું; અલક્ષિત.

**अणागाढ** न० ( अनागाढ ) સાધારણ કારણ; ગાઢ કારણ નહિ તે.

**अणागार.** त्रि० ( अनाकार ) આકાર રહિત; આકૃતિ શૂન્ય.

**अणागार.** न० (अनाकार) પચ્ચખાણમાં દુકાળ, અટવી વગેરેની છુટ ન રાખવી તે; અનાભોગ અને સહસા એ બે સિવાય બાકીના આગાર વિનાનું પચ્ચખાણ. (२) આકાર રહિત ઉપયોગ; સામાન્યગ્રાહી દર્શનોપયોગ

**अणागारोवउत्त.** त्रि० ( अनाकारोपयुक्त ) સામાન્યગ્રાહી દર્શનના ઉપયોગવાળો; દર્શનના ઉપયોગ સહિત.

**अणागारोवओग.** पुं० ( अनाकारोपयोग ) સામાન્યગ્રાહી દર્શનનો ઉપયોગ.

**अणाजीव.** त्रि० ( अनाजीव ) આજીવિકા રહિત, આજીવિકાની ઇચ્છા નહિ રાખનાર. (२) નિસ્પૃહી.

**अणाजीवि.** त्रि० ( अनाजीविन् ) તપના ફલની ઇચ્છા વગરનો; નિસ્પૃહી.

**अणाढिय.** पुं० ( अनादृत ) અણાઢિઅ નામે જંબૂદ્વીપનો અધિષ્ઠાતા દેવતા. (२) કાકંદી નગરીનો એક ગૃહસ્થ, કે જે સ્થવિરની પાસે દીક્ષા લઇ પહેલા દેવલોકમાં અણાઢિઅ વિમાનમાં બે સાગરને આઉખે ઉત્પન્ન થયો. ત્યાંથી ચવી મહાવિદેહમાં મોક્ષ જશે. (३) न० પહેલા દેવલોકનું "અણાઢિઅ" નામનુ વિમાન. (४) અનાદરપૂર્વક વદના કરવી તે, વંદનાનો પહેલો દોષ.

**अणाढिया.** स्त्री० ( अनादृता ) જંબૂદ્વીપના અધિષ્ઠાતા અનાદૃત દેવતાની રાજધાની.

**अणाण.** न० ( अज्ञान ) અજ્ઞાન.

**अणाणा.** स्त्री० ( अनाज्ञा ) આજ્ઞાનો અભાવ. (२) त्रि० જેમાં વીતરાગની આજ્ઞા નથી તે.

**अणाणुगामि.** न० ( अनानुगामिन् ) જે જગ્યાએ જ્ઞાન ઉત્પન્ન થયું હોય તેજ જગ્યાએ રહે બીજી જગ્યાએ સાથે ન જાય એવું અવધિજ્ઞાન; અવધિજ્ઞાનનો એક ભેદ.

**अणाणुपुव्वी.** स्त्री० ( अनानुपूर्वी ) અનુક્રમ નહી તેમ વ્યુત્ક્રમ નહિ તે.

**अणाणुबंधि.** न० ( अनानुबन्धिन् ) પડિલેહણ કરતાં વસ્ત્રનો કોઇ પણ ભાગ નજર બહાર ન રહે તે; અપ્રમાદ પડિલેહણનો એક પ્રકાર.

**अणाणुवाइ.** पुं० ( अनानुवादिन् ) વાદિએ કહેલ હેતુનો અનુવાદ કરવાની પણ વ્યાકુળપણાને લીધે જેનામાં શક્તિ નથી તે.

**अणातावियः** त्रि० ( अनातापित ) જે સાધુ પોતાનાં વસ્ત્ર, પાત્ર વગેરે ભિનાશવાળા ઉપકરણને તડકામાં ન નાખે તે.

**अणातीय.** पुं० ( अणातीत ) સંસાર સમુદ્રની પાર જનાર; સસારને ઉલ્લઘી પેલે પાર પહોંચનાર જીવ.

**अणादि.** त्रि० ( अनादि ) પ્રવાહની અપેક્ષાએ આદિરહિત; શરૂઆત વગરનું.

**अणादेज्ज.** न० ( अनादेय ) અનાદેય નામ.

**अणाबाह.** पुं० ( अनाबाध ) સ્વાભાવિક સુખ, મોક્ષ સુખ. (૨) त्रि० બાધારહિત સુખ; અબાધિત સુખ.

**अणाभियोगिय.** पुं० ( अनाभियोगिक ) સ્વતંત્ર દેવ; જેનો કોઇ સ્વામી નથી તેવો દેવતા.

**अणाभोग.** पुं० ( अनाभोग ) બેખબર; અજ્ઞાન. (૨) અત્યંત વિસ્મૃતિ.

**अणाभोगज्झाण.** न० ( अनाभोगध्यान ) અત્યંત વિસ્મરણ થયાનું ભાન આવવું તે; જેમ પ્રસન્નચંદ્ર રાજર્ષિને વિસ્મરણ થયેલ વ્રતની યાદગિરી થઇ.

**अणाभोगपडिसेवणा.** स्त्री० ( अनाभोगप्रतिसेवना ) અજાણપણે કોઇ દોષ સેવવો તે.

**अणाभोगबउस.** त्रि० ( अनाभोगबकुश ) અજાણ્યે દોષ લગાડનાર બકુશ નિયંઠો.

**अणाभोगवत्तिया.** स्त्री० ( अनाभोगप्रात्ययिकी ) અજ્ઞાનથી ઉપયોગશૂન્યપણે કર્મ બંધાય તે.

**अणाय.** पुं० ( अनात्मन् ) આત્માથી ભિન્ન પદાર્થ: જડ.

**अणाययण.** न० ( अनायतन ) નાટકશાળા, વેશ્યાગૃહ આદિ સાધુને નહિ રહેવા યોગ્ય સ્થાન. (૨) જ્યાં સજ્જન પુરૂષોનો સંસર્ગ નથી એવું સ્થાન. (૩) પાસત્થા વગેરેને ઉતરવાનું સ્થાન. (૪) પશુ, નપુંસક વગેરેના રહેઠાણવાળું સ્થાન.

**अणायर.** पुं० ( अनादर ) તિરસ્કાર; અપમાન.

**अणायरण.** न० ( अनाचरण ) અનાચાર; ખરાબ આચરણ.

**अणायरणया.** स्त्री० ( अनाचरणता ) આચરવા યોગ્ય નહિ તે; માયા અને કષાયનું પર્યાય નામ.

**अणायरिय.** पुं० ( अनार्य ) આર્ય નહિ તે; ક્રૂર.

**अणायार.** त्रि० ( अनाकार ) જુઓ "અણાગાર" શબ્દ.

**अणायार.** पुं० ( अनाचार ) સાધુ કે શ્રાવકના આચાર વ્યવહારનો ભંગ; પચ્ચખાણની હદનું ઉલ્લંઘન કરવું તે. (૨) સાધુને ન આચરવા યોગ્ય ૫૨ અનાચીર્ણમાંનો ગમે તે એક.

**अणायारसुय.** न० ( अनाचारश्रुत ) સૂયગડાંગના બીજા શ્રુતસ્કન્ધના પાંચમા અધ્યયનનું નામ, કે જેમાં અનેકાંતવાદનું સમર્થન કરતાં આચારનું કેવી રીતે પાલન કરવું અને અનાચારનો કેવી રીતે ત્યાગ કરવો તે બતાવ્યું છે.

**अणायावि.** त्रि० ( अनातापिन् ) આતાપના વગેરે પરિસહ સહન ન કરનાર સાધુ; શીત, ઉષ્ણ વગેરે સહન ન કરનાર.

**अणारंभ.** ( अनारम ) જીવને ઉપદ્રવ ન કરવો તે. (૨) ત્રિ० સાવદ્ય વ્યાપારરહિત.

**अणारंभजीवि.** त्रि० ( अनारभजीविन् ) સર્વ આરંભથી નિવૃત્ત થયેલ સાધુ; સાવદ્યાનુષ્ઠાન અને પ્રમાદ રહિત જીંદગી ગાળનાર.

**अणारिय.** त्रि० ( अनार्य ) ન કરવા યોગ્ય કામ કરનાર; અનાચારી (૨) અનાર્ય દેશવાસી, મ્લેચ્છ (૩) ન० મ્લેચ્છને છાજતુ આચરણ; અસત્ અનુષ્ઠાન. (૪) અનાર્યભૂમિ, અનાર્ય ક્ષેત્ર.

**अणारियट्ठाण.** न० ( अनार्यस्थान ) સાવદ્ય આરંભનું સ્થાન.

**अणालाव.** पुं० ( अनालाप ) કુત્સિત ભાષણ, ખરાબ બોલવું તે.

**अणालोक.** न० ( अनालोक ) અજ્ઞાન.

**अणावाय.** न० ( अनापात ) માણસની આવ જાવ વિનાનું સ્થળ; નિર્જન સ્થળ.

**अणाविल.** त्रि० ( अनाविल ) રાગદ્વેષરૂપી મલરહિત; સ્વચ્છ.

**अणाविल.** त्रि० ( अणाविल ) કરજથી મેલું.

**अणावुट्ठि.** स्त्री० ( अनावृष्टि ) અનાવૃષ્ટિ, વરસાદની મોસમમાં વરસાદ ન વરસે તે.

**अणासराण.** त्रि० ( अनासन्न ) છેક પાસે નહિ; બહુ નજીક નહિ તે.

**अणासय.** त्रि० ( अनाशय ) મોટાઇની લાલસા વગરનો; દ્રવ્યથી સમવસરણાદિ છતાં ભાવથી તેના અનાકાંક્ષી તીર્થંકર. (૨) ફળની આશા વિનાનો.

**अणासव.** त्रि० ( अनाश्रव ) કર્મબંધ રહિત. (૨) પું० આશ્રવનો અભાવ. (૩) પું० સ્ત્રી० ગુરૂના વચન ઉપર લક્ષ્ય ન આપનાર; ગુરૂનો આદેશ ન સાંભળનાર. (૪) પુ० ન० આશ્રવના અભાવવાળા મહાવ્રતાદિ. (૫) પું० અહિંસા; દયા.

**अणासायणा.** स्त्री० (अनाशातना) તીર્થંકરાદિકના ધર્મની અશાતના ન કરવી તે; દર્શન વિનયનો એક ભેદ.

**अणासायणाविणय.** पुं० ( अनाशातनाविनय ) જુઓ " અણાસાયણા " શબ્દ.

**अणासास.** पु० ( अनाश्वास ) અવિશ્વાસ; અભરોસો.

**अणासिय.** त्रि० ( अनशित ) ભૂખવાળું.

**अणासिय** त्रि० ( अनाश्रित ) આશ્રયરહિત.

**अणासेवणा.** स्त्री० ( अनासेवना ) અતિચારાદિ ન સેવવા તે.

**अणाह.** त्रि० ( अनाथ ) અશરણ, અનાથ. (૨) રાંક, ભિખારી. (૩) પુ० અનાથી મુનિ, કે જેણે શ્રેણિક રાજાને પોતે અનાથ હોવાની ખાત્રી કરાવી ધર્મ પમાડ્યો. તેનું વિસ્તૃત ચરિત્ર ઉત્ત. ૨૦ મા અધ્યયનમાં છે.

**अणाहपव्वज्जा.** स्त्री० ( अनाथप्रव्रज्या) ઉત્તરાધ્યયન સૂત્રના ૨૦ મા અધ્યયનનું અપરનામ

**अणाहपिंड.** न० ( अनाथपिण्ड) અનાથને માટે તૈયાર કરેલો ખોરાક.

**अणाहरण.** न० ( अनाधरण ) ધરી રાખવાને અશક્ત

**अणाहार.** पु० ( ऋणाधार) કરજદાર; દેણદાર.

**अणाहार** पु० ( अनाहार ) આહારનો અભાવ.

**अणाहारग.** } **अणाहारय.** } पु० ( अनाहारक ) અનાહારી જીવ; આહાર ન લેનાર જીવ.

**अणाहारिय.** त्रि० ( अनाहृत ) ભૂતકાળની ખાવાની ક્રિયાથી પરિણામ પામેલું નહિ તે.

**अणाहिट्ठ.** पुं० ( अनाधृष्ट ) વસુદેવ રાજાથી થયેલ ધારિણી રાણીનો પુત્ર. (૨) અંતગડ સૂત્રના ત્રીજા વર્ગના તેરમા અધ્યયનનું નામ.

**अणाहिट्ठि.** पुं० ( अनावृष्टि ) જુઓ " અણાદિટ્ઠ " શબ્દ.

**अणाहुअ.** त्रि० ( अनाहूत ) આમંત્રણ ન કરેલ; મુનિ આમંત્રણ વિના આહાર લેવા જાય માટે તે અનામંત્રિત.

**अणिइय.** त्रि० ( अनित्य ) અનિત્ય; ચિરંકાળ નહિ રહેનાર.

**अणिइय.** पुं० ( अनियत ) જેનું સ્વરૂપ નિયત નથી તે; સંસાર.

**अणिएय.** त्रि० ( अनियत ) અનિયમિત, અપ્રતિબદ્ધ.

**अणिएयचारि.** पु० ( अनियतचारिन् ) અપ્રતિબંધ વિહારી; અપ્રતિબંધપણે વિચરનાર.

**अणिंगाल.** त्रि० ( अनङ्गार ) ઇંગાલ દોષથી રહિત.

**अणिंद.** त्रि० ( अनिन्द्र ) ઇંદ્ર વિનાનુ.

**अणिंदिय** पुं० ( अनिन्द्रिय ) ઇંદ્રિય તથા તેના ઉપયોગ વિનાના સિદ્ધભગવાન્ તથા કેવલી. (૨) त्रि० જેણે ઇન્દ્રિયપર્યાપ્તિ બાંધી નથી તે. (૩) त्रि० જે ઇન્દ્રિયોથી જાણી શકાતા નથી તે, અતીન્દ્રિય.

**अणिंदिया.** स्त्री० ( अनिन्दिता ) ઉર્ધ્વલોકવાસી છઠ્ઠી દિશાકુમારી.

**अणिकट्ठ.** त्रि० ( अनिकृष्ट ) દ્રવ્યથી સ્થૂલ શરીરવાળો અને ભાવથી કષાયને વશ નથી કર્યા તે.

**अणिक्कावाइ** पुं० ( अनेकवादिन् ) પદાર્થોમાં કોઇ અપેક્ષાએ એકપણુ હોવા છતાં પણ તેને ન જોતાં સર્વથા પદાર્થોનું અનેકપણું સ્થાપિત કરનાર વાદી; અક્રિયાવાદી.

**अणिक्खित्त.** त्रि० ( अनिक्षिप्त ) ત્યાગ કરેલ નહિ; છોડી દીધેલ નહિ. (૨) અવિશ્રાન્ત; નિરન્તર.

**अणिगण.** पु० ( अनग्न ) અકર્મભૂમિના જુગલિયાને વસ્ત્ર પુરાં પાડનાર કલ્પવૃક્ષ. (૨) त्रि० જેઓ નગ્નાવસ્થામાં નથી, પરંતુ વસ્ત્રોથી ઢંકાયેલા છે તે.

**अणिगाम.** त्रि० ( अनिकाम ) પરિમિત. (૨) તુચ્છ.

**अणिग्गह.** त्रि० ( अनिग्रह ) જેણે ઇન્દ્રિયોનો નિગ્રહ નથી કર્યો તે; અસંયતી. (૨) ઉદ્ધત; સ્વચ્છંદી. (૩) न० અગીયારમુ ગૌણ અબ્રહ્મ સેવન.

**अणिच्च.** त्रि० ( अनित्य ) અનિત્ય; ક્ષણભંગુર.

**अणिच्चजागरिया.** स्त्री० ( अनित्यजागरिका ) સંસારનું અનિત્ય સ્વરૂપ ચિંતવવું તે.

**अणिच्चभावणा.** स्त्री० ( अनित्यभावना ) સંસારનું સ્વરૂપ અનિત્ય છે એવી ભાવના ભાવવી તે.

**अणिच्चया.** स्त्री० ( अनित्यता ) અનિત્યપણું; નશ્વરપણું.

**अणिच्चाणुप्पेहा.** स्त्री० ( अनित्यानुप्रेक्षा ) ધન, પુત્ર, શરીર વગેરે સર્વ અનિત્ય છે એવી ભાવના.

**अणिच्छिय.** त्रि० ( अनीप्सित ) ઇચ્છિત નહિ; અનિષ્ટ.

**अणिज्जूढ.** त्रि० ( अनिर्यूढ ) મ્હોટા ગ્રથમાંથી સંક્ષિપ્તરૂપે ઉદ્ધાર કરેલ નહિ.

**अणिट्ठ.** त्रि० ( अनिष्ट ) અનિષ્ટ; અપ્રિય.

**अणिण्हवण.** न० ( अनिन्हवन ) જેની પાસે અભ્યાસ કર્યો હોય તેનું નામ ન છુપાવવું તે; જ્ઞાનનો પાંચમો આચાર.

**अणितिय.** त्रि० ( अनित्य ) અનિત્ય; ક્ષણભગુર.

**अणितिय.** पुं० ( अनियत ) જુઓ "અણિઇય" શબ્દ.

**अणित्थंत्थ.** त्रि० ( अनित्यंस्थ ) કોઇ લૌકિક પ્રકારથી ન રહેનાર; અલૌકિક પ્રકારની સ્થિતિવાળું સંઠાણ.

**अणित्थंत्थसंठाण.** न० ( अनित्थंस्थसंस्थान ) અનિયત સંસ્થાન; સિદ્ધોનું સંઠાણ.

**अणिद्दा.** स्त्री० ( अनिदा ) અજાણપણે કરેલી હિંસા; સામા પ્રાણીને અસાવધાનતામાં મારવો તે. (૨) ચિત્તનું અવ્યવસ્થિતપણું; બેખબરપણું. (૩) અણધાર્યું; અચોકસપણું.

**अणिमिस** त्रि० (अनिमिष) આંખનો પલકારો માર્યા વગરનું (૨) વનસ્પતિ વિશેષ.

**अणिमिसणयण.** पुं० ( अनिमिषनयन ) જે આંખનો પલકારો મારતા નથી તે; દેવતા.

**अणिमुक्ख.** पुं० (अनिर्मोक्ष) મોક્ષનો અભાવ.

**अणिय.** न० ( अनीक ) સૈન્ય; લશ્કર.

**अणिय.** न० ( अनृत ) અસત્ય; જૂઠું.

**अणिय.** न० (          ) ધાર; અણી.

**अणियट्ट.** पुं० ( अनिवर्त ) મોક્ષ; મુક્તિ. (૨) એ નામનો એક મોટો ગ્રહ.

**अणियट्टि.** न० ( अनिवर्तिन् ) મુક્તિ મેળવ્યા વિના નિવર્તે નહિ તેવું ધ્યાન; શુકલ ધ્યાનનો ત્રીજો પાયો. (૨) પુ० ૭૯ મો ગ્રહ. (૩) જમ્બૂદ્વીપના ભરતક્ષેત્રમાં આવતી ચોવીસીમાં થનાર ૨૦ મા તીર્થંકર.

**अणियट्टिकरण.** न० ( अनिवृत्तिकरण ) સમકિત પ્રાપ્ત કરતી વખતે રાગદ્વેષની ગ્રંથિને ભેદનાર વિશુદ્ધ અધ્યવસાય વિશેષ, કે જે ગ્રંથિને ભેદ્યા વિના નિવર્તે નહિ તે કરણ વિશેષ; આત્માનું વિશુદ્ધ પરિણામ.

**अणियट्टिबायर.** न० ( अनिवृत्तिबादर ) નવમે ગુણઠાણે વર્તતો જીવ. (૨) નવમા ગુણ સ્થાનકનું નામ, આંહિ કષાયોદય દસમા ગુણ સ્થાનકની અપેક્ષાએ સ્થૂલ છે વળી આ ગુણઠાણે વર્તતા ઘણા જીવોના અધ્યવસાયો પરસ્પર વ્યાવૃત્તિ પામતા નથી, માટે " અણિયટ્ટિબાયરસંપરાય " એવું સાર્થ નામ છે.

**अणियण.** पुं० ( अगण ) જુઓ "અણિગણ" શબ્દ.

**अणियत.** त्रि० ( अनियत ) નિયમિત નહિ તે; અચોક્કસ.

**अणियत्त.** त्रि० ( अनिवृत्त ) નિવૃત્ત નહિ થયેલ; નિવૃત્તિ ન પામેલ.

**अणियय.** त्रि० ( अनियत ) અપ્રતિબદ્ધ; કોઇના બંધાયેલ નહિ (૨) અનવસ્થિત; અનિશ્ચલ. (૩) વસ્ત્ર આપનાર કલ્પવૃક્ષની એક જાત. (૪) न० એકલા નિયતિથી નહિ પણ પાંચે સમવાયિ કારણથી ઉત્પન્ન થતુ સુખ વગેરે. (૫) પુરૂષાર્થથી અન્યથા થઇ શકે તેવો ભાવ; ભાવી ભાવથી ભિન્ન.

**अणिययचारि.** पु० ( अनियतचारिन् ) જુઓ " અણિએઅચારિ " શબ્દ

**अणियाण.** त्रि० ( अनिदान ) જેણે સંયમતપ વગેરેનું ભાવી ફળ માગી નથી લીધું તે; નિયાણું ન કરનાર. (૨) સાવદ્યાનુષ્ઠાન રહિત. (૩) ભોગ અને ઋદ્ધિની પ્રાર્થના રૂપ આર્તધ્યાન વિનાનો.

**अणिरुद्ध.** त्रि० ( अनिरुद्ध ) ક્યાંય પણ અટકે નહિ તેવું. (૨) पुं० પ્રદ્યુમ્ન કુમારથી થયેલ વૈદર્ભી રાણીનો પુત્ર, કે જે નેમનાથ પ્રભુ પાસે દીક્ષા લઇ શેત્રુંજય પર સિદ્ધ થયા.

**अणिरुद्धपण्ण.** पु० ( अनिरुद्धप्रज्ञ ) જેની બુદ્ધિ ક્યાંય પણ સ્ખલિત ન થાય એવા; તીર્થંકર, કેવળી આદિ.

**अणिल.** पुं० ( अनिल ) વાયુ; પવન. (૨) ગઇ ચોવીસીના ભરતક્ષેત્રના એકવીસમા તીર્થંકર.

**अणिला.** स्त्री० ( अनिला ) બાવીશમા તીર્થંકરની પ્રથમ સાધ્વી.

**अणिवारिया.** स्त्री० ( अनिवारिका ) જેને સારૂં નરસું કરતાં કોઇ અટકાવનાર નથી તેવી સ્ત્રી.

**अणिसं** अ० ( अनिशम् ) સદૈવ; નિરંતર

**अणिसट्ठ.** } **अणिसिट्ठ.** } त्रि० ( अनिसृष्ट ) ધણીની કે સહીયારીની અનુમતિ વિનાનું; ઘરના મુખ્ય માણસોએ કબુલ ન કરેલું. (૨) ઘણા ભાગીદારોની સાધારણ વસ્તુમાંથી એકની પણ રજા વિના સાધુને આહારાદિ આપવાથી લાગતો એક દોષ; ૧૬ ઉદ્દગમનના દોષમાંનો ૧૫ મો દોષ.

**अणिसिद्ध.** त्रि० ( अनिषिद्ध ) સંમતિ આપેલ; નિષેધ ન કરેલ. (૨) સાવદ્યાનુષ્ઠાનથી નિવૃત્તિ ન પામેલ.

**अणिस्स.** त्रि० ( अनिश्र ) સર્વે જનથી ત્યાજ્ય; નિરાધાર.

**अणिस्सिय.** त्रि० ( अनिश्रित ) અનાસક્ત; આસક્તિ રહિત. (૨) પ્રતિબંધ રહિત; મમતા વિનાનો. (૩) અસંબદ્ધ; અપ્રવૃત્ત. (૪) અનાશ્રિત; કોઇની પણ સહાય ન ઇચ્છતો. (૫) ન० લિંગ યા પુસ્તકની અપેક્ષા વિના થતું જ્ઞાન; અવગ્રહ જ્ઞાનનો એક ભેદ. (૬) કીર્તિ આદિની અપેક્ષા વિના વૈયાવચ્ચ વગેરે કરવી તે.

**अणिस्सिओवहाण.** न० ( अनिश्रितोपधान ) બીજાની સહાય વિના કરવામા આવતું તપ. નિષ્કામ તપ.

**अणिह.** त्रि० ( अनीह ) ક્રોધાદિથી અપીડિત; સહિષ્ણુ (૨) માયા, પ્રપંચરહિત; કપટ રહિત. (૩) મમતારહિત; નિસ્પૃહ

**अणिह.** त्रि० ( अनिहत ) ઉપસર્ગાદિથી અપરાજીત, ઉપસર્ગથી પરાભવ ન પામેલ.

**अणिह.** त्रि० ( अस्नेह ) રાગદ્વેષ વગરનો; સ્નેહ વગરનો.

**अणिहयरिउ.** पु० ( अनिहतरिपु ) ભદ્દિલપુરના રહેવાસી નાગ નામે ગાથાપતિની સ્ત્રી સુલસાનો પુત્ર.

**अणिहुत.** त्रि० ( अनिभृत ) ઉપશાંત થયેલ નહિ; શાન્તિરહિત.

**अणीइ.** स्त्री० ( अनीति ) અતિવૃષ્ટિ; અનાવૃષ્ટિ આદિનો અભાવ.

**अणीय.** न० ( अनीक ) હાથી, ઘોડા વગેરેનું સૈન્ય.

**अणीयस.** पुं० ( अणीयस् ) ભદ્દિલપુરના નિવાસી નાગ નામે ગાથાપતિની ભાર્યા સુલસાએ ઉછેરેલ પુત્ર.

**अणीया.** स्त्री० ( अनीका ) સેના; કટક.

**अणीहारि.** }
**अणीहारिम.** } न० ( अनीर्हारिम ) જ્યાં શબનું અગ્નિસંસ્કાર કરનાર ન મળે તેવે વિષમ સ્થળે પર્વતાદિની ગુફામાં સંથારો કરવો તે; સંથારાનો એક પ્રકાર.

**अणु.** अ० ( अनु ) પશ્ચાત્; પછી. (૨) પાસે; નજીક. (૩) લઘુ; નાનું. (૪) ક્રમ; પરિપાટી. (૫) અંદર; માંહે. (૬) યોગ્ય; ઉચિત. (૭) અનુકૂળ; હિતકર.

**अणु.** त्रि० ( अणु ) પ્રમાણમાં અતિથોડું. (૨) સૂક્ષ્મ; બારીક. (૩) પું० પરમાણુ; સૂક્ષ્મમાં સૂક્ષ્મ પુદ્ગલાંશ.

**अणुअ.** त्रि० ( अनुग ) અનુસરનાર.

**अणुअत्तअ.** त्रि० ( अनुवर्त्तक ) અનુકૂળ વર્તનાર.

**अणुआ.** स्त्री० ( अनुगा ) જુવાર; ધાન્યની એક જાત.

**अणुआस.** पु० ( अनुकास ) વિકાસ; ફેલાવો.

**अणुइण्ण.** त्रि० ( अनुचीर्ण ) આવેલ.

**अणुइण्ण.** त्रि० ( अनुकीर्ण ) ભરાઇ રહેલું; વ્યાપ્ત. (૨) સરી નહિ જતું; અપતિત.

**अणुइण्ण.** त्रि० ( अनुद्गीर्ण ) બહાર નહી નીકળેલું.

**अणुइन्न.** त्रि० ( अनुदीर्ण ) ઉદીરણા ન કરેલ.

**अणुओइअ.** त्रि० ( अनुयोजित ) પ્રવર્તાવેલ; ગોઠવેલ.

**अणुओग.** पु० ( अनुयोग ) સૂત્રનો અર્થની સાથે સબંધ યોજવો તે; વ્યાખ્યા. (૨) દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ધર્મકથાનુયોગ અને ચરણકરણાનુયોગ એ ચારમાંનો ગમે તે એક. (૩) દૃષ્ટિવાદ અંગનો ચોથો વિભાગ. (૪) ઉપક્રમ, નિક્ષેપ અનુગમ, નય ઇત્યાદિ અનુયોગ દ્વારમાંના ગમે તે એક દ્વારનું જ્ઞાન; શ્રુતજ્ઞાનનો એક પ્રકાર.

**अणुओगदायय.** पुं० ( अनुयोगदायक ) સૂત્રાર્થ આપનાર; સુધર્માસ્વામી વગેરે.

**अणुओगदार.** पुं० ( अनुयोगद्वार ) વ્યાખ્યા કરવાનાં ઉપક્રમ, નિક્ષેપ, અનુગમ અને નય એ ચાર દ્વાર; વ્યાખ્યાની રીતિ.

**अणुओगदारसमास.** પુ० ( अनुयोगद्वारसमास ) અનુયોગદ્વારના સમુદાયનું જ્ઞાન; શ્રુતજ્ઞાનનો એક પ્રકાર.

**अणुओगधर.** પુ० (अनुयोगधर) સૂત્રાર્થ ધારણ કરનાર; અનુયોગી

**अणुओगसमास.** પુ० ( अनुयोगसमास ) એકથી વધારે અનુયોગદ્વારોનું જ્ઞાન થવુ તે; શ્રુત જ્ઞાનનો એક પ્રકાર.

**अणुओगि.** પું० (अनुयोगिन्) સૂત્રનુ અવતરણ કરવાને પ્રશ્ન કરવામા આવે તે. જેમ " चउहिं समएहिं लोगो " એ સૂત્રનું અવતરણ કરવાને " कइहि समएहि ? " એમ પૂછવુ તે.

**अणुओगिअ.** ત્રિ० ( अनुयोगिक ) પ્રવજ્યા લીધેલ, દીક્ષિત.

**अणुओयण.** ન० ( अनुयोजन ) સબધન, જોડી દેવુ તે.

**अणुकंपग.** ત્રિ० ( अनुकम्पक ) દયા કરનાર, હિતચિતક. (૨) આત્મહિતમાં પ્રવૃત્ત થનાર.

**अणुकंपण.** ન० ( अनुकम्पन ) દુ:ખી ઉપર અનુકપા કરવી તે. (૨) ભક્તિ; સેવા.

**अणुकंपय.** ત્રિ० ( अनुकम्पक ) ઉચિત પ્રવૃત્તિ કરનાર; સેવા કરનાર.

**अणुकंपा.** સ્ત્રી० ( अनुकम्पा ) અનુકપા, દયા. (૨) ભક્તિ, પ્રેમની લાગણી.

**अणुकंपादाण.** ન० ( अनुकम्पादान ) દયાથી દુ:ખીને દાન દેવુ તે.

**अणुकंपि.** ત્રિ० ( अनुकम्पिन् ) અનુકપાવાળા; દયાળુ. (૨) સેવા કરનાર; ભક્ત

**अणुकट्टि.** સ્ત્રી० (अनुकृष्टि) અનુવર્તન કરવું તે.

**अणुकहण.** ન० ( अनुकथन ) અનુવાદ

**अणुकूल.** ત્રિ० ( अनुकूल ) અનુકૂળ; સગવડ પડતુ.

**अणुकंत.** ત્રિ० ( अनुक्रान्त ) અનુષ્ઠાન કરેલ; સેવન કરેલ. (૨) આચરેલ.

**अणुकंत.** ત્રિ० ( अन्वाक्रान्त ) અનુષ્ઠાન કરેલ; આચરેલ.

**अणुकम.** પુ० (अनुक्रम) અનુક્રમ; પરિપાટી.

**अणुक्कसाइ.** પુ० अनुत्कषायिन् / अणुकषायिन् } સત્કાર આદિની ઉત્કંઠાના અભાવવાળો. (૨) સ્વલ્પ કષાયી; મદ કષાયી.

**अणुक्कोस.** પુ० ( अनूत्कर्ष ) પોતાની બડાઇ; માનકષાય. (૨) ઉત્કર્ષનો અભાવ; ઉત્કર્ષ રહિત.

**अणुक्कोस.** પું० ( अनुक्रोश ) દયા, કરુણા.

**अणुक्खित्त.** ત્રિ० ( अनुत्क्षिप्त ) પાછળ ફેંકેલુ.

**अणुग.** ત્રિ० ( अनुग ) અનુસરનાર; પાછળ પાછળ જનાર.

**अणुगच्छणया.** સ્ત્રી० ( अनुगमन ) સત્કાર કરવાને ગુરૂની સામા જવું તે.

**अणुगम.** પુ० ( अनुगम ) નિક્ષેપથી પાડેલ ભેદમાંથી પ્રકરણ યા પ્રસગને અનુકૂળ અર્થ ગોઠવો તે, સૂત્રના અનુકૂળ અર્થનુ કહેવુ તે. (૨) પદ, પદચ્છેદ, વિગ્રહ, અન્વય વગેરે વ્યાખ્યાનના પ્રકાર.

**अणुगय.** ત્રિ० ( अनुगत ) અનુસરેલ, અનુકરણ કરેલ. (૨) જણાયેલ. (૩) અગાઉની માફક બરાબર ચાલ્યું આવતું. (૪) પ્રાપ્ત થયેલ. (૫) વ્યાપ્ત. (૬) આશ્રિત.

**अणुगाम.** પું० ( अनुग्राम ) ગામાન્તર જતાં વચ્ચે ગામ આવે તે; ગામ પછીનુ ગામ. (૨) નાનુ ગામ. (૩) શહેરની પાસેનુ ગામ.

**अणुगामि.** ત્રિ० ( अनुगामिन् ) અનુકરણ કરનાર, નકલ કરનાર. (૨) જનાર. (૩) અનુચર; સેવક. (૪) સાધ્ય સાધક હેતુ; દોષ વગરનો હેતુ. (૫) જે ઠેકાણે અવધિ જ્ઞાન ઉત્પન્ન થયુ હોય ત્યાંથી બીજે સ્થળે પણ આંખની માફક સાથે સાથે જાય તે; અવધિજ્ઞાનનો એક પ્રકાર.

**अणुगामिय.** પું० ( अनुगामिक ) અન્વય વ્યતિરેકી હેતુથી થતો વસ્તુનો નિર્ણય; આનુમાનિક નિશ્ચય. (૨) અકર્તવ્યરૂપ ૧૪ અસદ્ અનુષ્ઠાન. (૩) ક્ષેત્રાંતરમાં સાથે સાથે જનાર અવધિજ્ઞાન; અવધિજ્ઞાનનો એક ભેદ. (૪) ત્રિ० પાછળ જનાર; આજ્ઞાને અનુસરનાર. (૫) ભવ પરંપરા સાથે આવતા સુખને ઉત્પન્ન કરનાર. (૬) અનુચર; નોકર.

**अणुगामियत्ता.** स्त्री० ( अनुगामिकता ) ભવ પરંપરામાં સાથે જનારૂં સાનુબંધ સુખ.

**अणुगिति.** स्त्री० (अनुकृति) અનુકરણ; નકલ.

**अणुगिद्ध.** त्रि० ( अनुगृद्ध ) અત્યંત આસક્ત; લોલુપતાવાળો.

**अणुगीय.** त्रि० ( अनुगीत ) પાછળથી ગાવામાં આવેલ, તીર્થંકરાદિની પાસેથી સાંભળીને પાછળથી સ્થવિરોએ સંપાદન કરેલ.

**अणुगुण.** पुं० ( अनुगुण ) ગુણ ઉપર ગુણ કરવો તે.

**अणुग्गह.** पु० ( अनुग्रह ) ઉપકાર (૨) કૃપા, મહેરબાની.

**अणुग्घाइम.** न० ( अनुद्घातिम ) ગુરૂ પ્રાયશ્ચિત; મ્હોટું તપ. (૨) પુ० સ્ત્રી० ગુરૂ પ્રાયશ્ચિત્તને યોગ્ય સાધુ સાધ્વી.

**अणुग्घाइय.** पु० स्त्री० ( अनुद्घात्तिक ) જેણે એવો દોષ સેવ્યો હોય કે પ્રાયશ્ચિતમાં ઘટાડો કરી શકાય નહિ તે. (૨) न० જેમાં અનુદ્ઘાતિમ પ્રાયશ્ચિતનું વર્ણન છે એવા ગ્રંથના એક ભાગનું નામ.

**अणुग्घाय.** पुं० ( अनुद्घात ) પ્રાયશ્ચિત્તમાં ઘટાડો ન થાય તે. (૨) ત્રિ० ઉદ્ઘાત રહિત. (૩) ન० નિશીથ સૂત્રનો એક ભાગ, કે જેમાં અનુદ્ઘાતિક પ્રાયશ્ચિત્તનો વિચાર કરેલો છે.

**अणुग्घायण.** न० ( *अणोद्घातन ) કર્મને દૂર કરવાં તે; કર્મની ઘાત કરવી તે.

**अणुचरग.** त्रि० ( अनुचरक ) અનુચર; સેવા કરનાર.

**अणुचरिय.** न० ( अनुचरित ) ચારિત્રને અનુસાર. (૨) ત્રિ० આસેવિત; આચરેલ

**अणुचरिया.** स्त्री० ( अनुचरिका ) ગઢ અને વસ્તિ વચ્ચેના રસ્તાની પાસે.

**अणुचिणण.** त्रि० ( अनुचीर्ण ) સંસર્ગમાં આવેલ. (૨) અનુષ્ઠાન કરાયેલ; આચરેલ. (૩) પરિણામ પામેલ.

**अणुचिय.** त्रि० (अनुचित) અઘટિત; અયોગ્ય.

**अणुच्च.** त्रि० ( अनुच्च ) ઉંચું નહિ તે.

**अणुच्चाकुइय.** त्रि० ( अनुच्चाकुचिक ) જેનું આસન ગુરૂ કરતાં ઉંચું તેમજ ચલાયમાન નથી તે. (૨) નીચા અથવા સ્થિર આસનવાળો.

**अणुजत्ता.** स्त्री० ( अनुयात्रा ) નીકળવું તે; પાછળ જવું તે.

**अणुजाय.** त्रि० ( अनुयात ) સંપત્તિ અને ગુણ વગેરેથી પિતાના તુલ્ય થાય તે પુત્ર; જેમકે આદિત્યયશાનો દીકરો મહાયશા રાજા. (૨) સદૃશ; સરખું. (૩) પાછળ ગયેલ.

**अणुजाणावणा.** स्त्री० ( अनुज्ञापना ) રજા અપાવવી તે.

**अणुजुत्ति.** स्त्री० ( अनुयुक्ति ) યુક્તિપૂર્વક હેતુ ગર્ભિત દૃષ્ટાંત. (૨) અનુકૂળ યુક્તિ; ઉચિત ન્યાય.

**अणुजेट्ठ.** त्रि० ( अनुज्येष्ठ ) સૌથી મ્હોટા પછી ત્રીજે નંબરે જે હોય તે.

**अणुजोग.** पुं० ( अनुयोग ) તીર્થંકર, કુલકર, ચક્રવર્તી વગેરેના અધિકાર જેમાં દર્શાવ્યા હતા તે દૃષ્ટિવાદનો એક વિભાગ કે જે હાલ વિચ્છેદ થઇ ગયેલ છે.

---

* नोट-अणत्यनेन जन्तुगणश्चतुर्गतिक संसारमित्यणं कर्म, तस्योत्प्राबल्येन घातन मणोघ्घातनम्.

**अणुजोगि.** पुं० ( अनुयोगिन् ) જુઓ " અણુ-
ઓગિ " શબ્દ.

**अणुज्जा.** स्त्री० ( अनुद्या ) મહાવીરસ્વામીની દીકરી પ્રિયદર્શનાનું અપર નામ.

**अणुज्जु.** त्रि० ( अनृजु ) સરલ નહિ તે; કપટી સ્વભાવવાળો.

**अणुट्ठाइ.** त्रि० ( अनुष्ठायिन् ) અનુષ્ઠાન કરનાર.

**अणुट्ठाण.** न० ( अनुष्ठान ) આચાર; ક્રિયાકલાપ.

**अणुट्ठिय.** त्रि० ( अनुष्ठित ) આચરેલ; સેવેલ.

**अणुट्ठिय.** त्रि० ( अनुत्थित ) ઉઠેલ નહિ; જ્ઞાન, દર્શન અને ચારિત્રના ઉદ્યોગથી રહિત.

**अणुणाइ.** ( अनुनादिन् ) પડછંદા પડે એવી રીતે બોલનાર; ગર્જના કરતી વાણીના બોલનાર.

**अणुणाइत्त.** न० ( अनुनादित्व ) પડછંદા પડે એવો અવાજ; સત્ય વચનના ૩૫ અતિશયમાંનો એક.

**अणुणास.** पुं० ( अनुनास ) નાકમાંથી ગાવું તે; ગાયનના ૭ દોષમાંનો એક દોષ. (૨) પું૦ ન૦ નાકમાંથી બોલાતા અનુનાસિક અક્ષરો. (૩) ત્રિ૦ અનુસ્વારયુક્ત.

**अणुणणय.** त्रि० ( अनुन्नत ) ઉન્નત નહિ તે; ગર્વ વિનાનો. (૨) નમ્રતાવાળો.

**अणुणणावणया.** } स्त्री० ( अनुज्ञापना ) આજ્ઞા;
**अणुणणावणा.** } રજા. (૨) અનુમોદન, સંમતિ.

**अणुणणवणी.** स्त्री० ( अनुज्ञापनी ) મકાનની રજા માગવાની ભાષા.

**अणुणणा.** स्त्री० ( अनुज्ञा ) અધિકાર આપવો. (૨) અનુમોદન દેવું; સંમતિ આપવી.

**अणुणणाय.** त्रि० ( अनुज्ञात ) આજ્ઞા આપેલ.

**अणुतडभेद.** } पुं० ( अनुतटभेद, अनुतटिका-
**अणुतडियाभेय.** } भेद ) શેરડીને ચીરવાથી છોતાં ઉતરે તેમ કોઇ પણ ચીજની છાલ ઉતરે તે જાતનો દ્રવ્ય ભેદ.

**अणुताव.** पुं० ( अनुताप ) પશ્ચાત્તાપ.

**अणुतावग.** त्रि० ( अनुतापक ) પશ્ચાતાપ કરનાર; ખેદ પામનાર.

**अणुताविया.** स्त्री० ( अनुतापिका ) પરને સંતાપ ઉપજાવનાર ભાષા.

**अणुत्तर.** त्रि० ( अनुत्तर ) જેનાથી પ્રધાન બીજું નથી તેવુ. (૨) પું૦ વિજય, વૈજયંત આદિ પાંચ અનુત્તર વિમાન. (૩) અનુત્તર વિમાનવાસી દેવતા.

**अणुत्तरगइ.** पुं० ( अनुत्तरगति ) સિદ્ધગતિને પ્રાપ્ત થયેલ.

**अणुत्तरग्गा.** स्त्री० ( अनुत्तराग्र्या ) ઇષત્ પ્રાગ્ભાર પૃથ્વી; આઠમી પૃથ્વી-સિદ્ધશિલા.

**अणुत्तरणाणि** त्रि० ( अनुत्तरज्ञानिन ) કેવલજ્ઞાની.

**अणुत्तरदंसि.** त्रि० ( अनुत्तरदर्शिन ) કેવળ દર્શની.

**अणुत्तरविमाण.** न० ( अनुत्तरविमान ) વિજય, વૈજયત, જયત, અપરાજિત અને સર્વાર્થ સિદ્ધ, એ પાંચ અનુત્તર વિમાન.

**अणुत्तरोववाइय.** पुं० ( अनुत्तरोपपातिक ) અનુત્તર વિમાનના દેવનામાં ઉપજ્વાવાળા; અનુત્તર વિમાનના દેવતા.

**अणुत्तरोववाइयदसा.** स्त्री० ( अनुत्तरोपपातिकदशा ) નવમા નંબરનાં અંગસૂત્રનું નામ, કે જેમાં જે મુનિઓ અનુત્તર વિમાને ઉપજ્યા તેના ત્રણ વર્ગ છે; " અનુત્તરોવવાઇય " નામે નવમુ અંગસૂત્ર.

**अणुदइ.** त्रि० ( अनुदयिन ) ઉદય ન પામનાર.

**अणुदय.** पुं० ( अनुदय ) કર્મના વિપાકોદયનો અભાવ.

**अणुदिराण.** } त्रि० ( अनुदीर्ण ) નજીકના ભ-
**अणुदिन्न.** } વિષ્યમાં જેની ઉદીરણા થવાની નથી એવી કર્મ પ્રકૃતિ. (૨) ઉદયમાં ન આવેલ.

**अणुदिय.** त्रि० ( अनुदित ) ઉદયમાં ન આવેલ.

**अणुदियहं.** अ० ( अनुदिवसम् ) દિનપ્રતિદિન.

**अणुदिसा.** स्त्री० ( अनुदिशा ) જાવજ્જીવની પદવી. (૨) વિદિશા; ખુણો.

**अणुदिसी.** स्त्री० ( अनुदिशा ) વિદિશા; ખુણો.
**अणुतु.** पुं० ( अनृतु ) પોતાનો વખત નહિ; પોતાના સમયથી પહેલાં અથવા પછી.
**अणुदिट्ठ.** त्रि० ( अनुद्दिष्ट ) ઉદ્દેશ દોષ રહિત આહાર આદિ.
**अणुद्धरि.** पुं० ( अनुद्धरिन् ) ક્ષુદ્ર જન્તુ; કુંથવાની એક જાત.
**अणुद्धुय.** त्रि० ( अनुद्धूत ) તપાવીને સજ્જ કરેલ. (૨) તજાયેલું નહિ તે, છોડી દીધેલું નહિ તે.
**अणुधम्म.** पु० ( अणुधर्म ) ગૃહસ્થધર્મ.
**अणुधम्म.** पु० ( अनुधर्म ) અનુકૂળ ધર્મ; હિતકર ધર્મ.
**अणुधम्मचारि.** त्रि० ( अनुधर्मचारिन् ) તીર્થંકરાદિના પરૂપેલ ધર્મ પ્રમાણે ચાલનાર; હિતકર ધર્મના અનુયાયી.
**अणुधम्मिय.** त्रि० ( अनुधार्मिक ) ધર્મોચિત; ધર્મને અનુકૂળ.
**अणुनाइ.** त्रि० ( अनुनादिन् ) પ્રતિધ્વનિ કરનાર.
**अणुन्नवणा.** स्त्री० ( अनुज्ञापना ) જુઓ "અણુણ્ણવણા" શબ્દ.
**अणुन्नाय.** त्रि० ( अनुज्ञात ) જિનસમત; વીતરાગે આજ્ઞા આપેલ.
**अणुपइन्न.** त्रि० ( अनुप्रकीर्ण ) પરસ્પર મળી ગયેલ.
**अणुपपन्न.** त्रि० ( अनुपपन्न ) ઉપપન્ન નહિ થયેલ.
**अणुपरियट्टण.** न० ( अनुपर्यटन ) પરિભ્રમણ કરવું તે.
**अणुपरियट्टण.** न० ( अनुपरिवर्तन ) પરિવર્તન થવું; ફેરફાર થઇ જવો.
**अणुपरिहारि.** पुं० ( अनुपरिहारिन् ) પરિહાર તપવાળો જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેની પાછળ ફરી તેને સહાય કરનાર સાધુ.
**अणुपवाएत्तार.** त्रि० ( अनुप्रवाचयितृ ) શિક્ષણ આપનાર; ઉપાધ્યાય.
**अणुपविट्ठ.** त्रि० ( अनुप्रविष्ट ) પાછળ પ્રવેશ કરેલ.
**अणुपस्सि.** पुं० ( अनुदर्शिन् ) શુભાશુભ કર્મ અને તેના પરિણામને જોવાવાળો; વિવેચક.
**अणुपालणा.** स्त्री० ( अनुपालना ) સંકટ પડયે પણ લીધેલ પચ્ચખાણ બરાબર પાળવાં તે.
**अणुपालणासुद्ध.** न० ( अनुपालनाशुद्ध ) પચ્ચખાણનો એક ભેદ; દુકાળ, અટવી વગેરે અપવાદે પણ પચ્ચખાણ બરાબર પાળવું તે.
**अणुपालिय.** त्रि० (अनुपालित) આત્મ સંયમની અનુકૂળતાપણે પાળેલું.
**अणुपिट्ठ.** न० ( अनुपृष्ठ ) અનુક્રમ: પરિપાટી.
**अणुपुत्तिया.** स्त्री० ( अनुपुत्रिका ) સતતિ.
**अणुपुव्व.** न० ( आनुपूर्व्य ) અનુક્રમ; પરિપાટી.
**अणुपुव्वी.** स्त्री० ( अनुपूर्वी ) અનુક્રમ; પરિપાટી.
**अणुपुव्वी.** स्त्री० ( आनुपूर्वी ) નામકર્મની એક પ્રકૃતિ, કે જેના ઉદયથી જીવ એક ગતિમાંથી બીજી ગતિમાં સિદ્ધિ રીતે જઇ શકે છે.
**अणुप्पगंथ.** पु० ( अणुप्रग्रन्थ ) નિર્ગ્રન્થ; પરિગ્રહરહિત. (૨) સંતોષી; અલ્પપરિગ્રહવાળા.
**अणुप्पन्न.** त्रि० ( अनुत्पन्न ) વર્તમાન સમયમાં જેનું અસ્તિત્વ નથી તે; ઉત્પન્ન ન થયેલ.
**अणुप्पवाय.** पुं० ( अनुप्रवाद ) નવમા પૂર્વનું નામ; વિદ્યાનુપ્રવાદ તેનું અપર નામ છે. (૨) એકના કહ્યા પછી કહેવુ તે; અનુવાદ.
**अणुप्पविट्ठ.** त्रि० ( अनुप्रविष्ट ) પ્રવેશ કરેલ; પેસેલ.
**अणुप्पवित्ति.** स्त्री० ( अनुप्रवृत्ति ) એક પછી એક કામ કરવાની યોજના. (૨) પાછળ જવાની ક્રિયા.
**अणुप्पसूय.** त्रि० ( अनुप्रसूत ) જન્મેલું; ઉત્પન્ન થયેલું.
**अणुप्पिय.** त्रि० ( अनुप्रिय ) ઇષ્ટ; અનુકૂળ.

**अणुप्पेहा.** स्त्री० ( अनुप्रेक्षा ) ભાવના; વિચારણા. (૨) સ્વાધ્યાય વિશેષ.

**अणुप्पेहि.** त्रि० ( अनुप्रेक्षिन् ) ચિંતવન કરનાર.

**अणुफरिहा.** स्त्री० ( अनुपरिखा ) ખાઇની સમીપની જગ્યા; ખાઇની પાસેનું સ્થળ.

**अणुफास.** पुं० ( अनुस्पर्श ) અનુભાવ; મહિમા.

**अणुबंध.** पु० ( अनुबन्ध ) સતત; નિરંતર. (૨) શાસ્ત્રના આરંભમાં કહેવા યોગ્ય અધિકારી વિષય, પ્રયોજન અથવા સંબંધ.

**अणुबंधणा.** स्त्री० ( अनुबन्धना ) અનુસધાન; ભૂલી ગયેલ વાતનું સ્મરણ કરી સાંધો મેળવવી તે.

**अणुबंधि.** त्रि० ( अनुबन्धिन् ) હેતુ; સાધન. (૨) નિરંતર વસ્ત્રાદિ વિભાગ ભેગા કરવાથી પડિલેહણમાં અનનુબંધી દોષ લાગે તે દોષ ટાળીને પડિલેહણ કરવુ તે.

**अणुबद्ध.** त्रि० ( अनुबद्ध ) બાંધેલ; નિરંતર ગ્રહણ કરેલ. (૨) નિરંતર: સતત (૩) વ્યાપ્ત. (૪) પૂર્વ સંચિત; દૃઢ બંધનથી બંધાયેલ. (૫) અત્યંત, બહુજ. (૬) ઉત્પન્ન.

**अणुबद्धणिरंतर.** त्रि० ( अनुबद्धनिरन्तर ) નિરંતર; હમેશ.

**अणुब्भड.** त्रि० ( अनुद्भट ) અભિમાનરહિત. (૨) સ્પષ્ટ નહિ તે; ખુલ્લું નહિ તે.

**अणुभाग.** पुं० ( अनुभाग ) કર્મના સ્કંધોમાં અધ્યવસાયાનુસાર જે રસ પડે તે. (૨) અનુભાગ; સ્વભાવ. (૩) પ્રભાવ; માહાત્મ્ય. (૪) શક્તિ; સામર્થ્ય.

**अणुभागकम्म.** न० ( अनुभागकर्मन ) કર્મનો રસ; તીવ્ર, તીવ્રતર, મંદ, મંદતર વગેરે કર્મ પ્રકૃતિમાંનો શુભ અશુભ રસ.

**अणुभागणामनिहत्ताउय.** न० ( अनुभागनामनिधत्तायुष ) નામ કર્મની ગતિઆદિ પ્રકૃતિના અનુભાગબંધની સાથે આયુષ્ય કર્મનો નિવડબંધ કરવો તે; આઉખાના બંધનો એક ભેદ.

**अणुभागबंध.** पुं० ( अनुभागबन्ध ) કર્મની અંદર તીવ્ર, તીવ્રતર આદિ રસનો બંધ.

**अणुभागबंधट्ठाण.** न० ( अनुभागबन्धस्थान ) અનુભાગ બંધનાં સ્થાનક; જે જે અધ્યવસાયે એક સમયના કષાય સંબંધી અધ્યવસાયથી ગ્રહણ કરેલ કર્મપુદ્ગળના રસસમુદાયનુ પરિણામ થાય તે કષાયોદય રૂપ અધ્યવસાયવિશેષ.

**अणुभागसंकम.** पु० ( अनुभागसङ्क्रम ) કર્મના રસમાં સંક્રમણ થવુ તે; સંક્રમણનો એક ભેદ.

**अणुभागसंतकम्म.** न० ( अनुभागसत्कर्मन् ) અનુભાગ સંબંધી કર્મની સત્તા; કર્મના અનુભાગની સત્તા.

**अणुभागोदय.** पु० ( अनुभागोदय ) કર્મનો રસરૂપે થતો ઉદય

**अणुभागोदीरणा.** स्त्री० ( अनुभागोदीरणा ) ઉદયમાં આવેલાં કર્મના રસની સાથે ઉદયમાં ન આવેલ રસને ખેંચીને તેમાં મેળવી ભોગવવો તે.

**अणुभाव.** पु० ( अनुभाव ) પ્રભાવ; શક્તિ. (૨) સુખ. (૩) તીવ્ર, મન્દરૂપે કર્મના રસનો અનુભવ કરવો તે.

**अणुभावकम्म.** न० ( अनुभावकर्मन् ) વિપાકરૂપે વેદાતુ કર્મ.

**अणुभासअ.** त्रि० ( अनुभासक ) ગુરૂ પાસે સાંભળીને પછી બોલનાર. (૨) અનુવાદક; અનુવાદ કરનાર

**अणुभासणा.** स्त्री० ( अनुभाषणा ) ગુરૂના બોલ્યા પ્રમાણે બોલવુ તે.

**अणुभूइ.** स्त्री० ( अनुभूति ) અનુભવ.

**अणुभूय.** त्रि० ( अनुभूत ) અનુભવ કરેલ.

**अणुमइ.** स्त्री० ( अनुमति ) અનુમતિ; સમ્મતિ.

**अणुमग्ग.** अ० ( अनुमार्गम् ) પછી; પાછળ.

**अणुमग्गजाय.** त्रि० ( अनुमार्गजात ) પાછળ જન્મેલ; ન્હાનો ભાઇ કે બ્હેન.

**अणुमयणा.** स्त्री० ( अनुमति ) અનુમોદના; સંમતિ. (૨) અનુમોદનજન્ય એક દોષ.

**अणुमत.** } **अणुमय.** } त्रि० ( अनुमत ) અવગુણ જોયા પછી પણ જેના ઉપરથી પ્રીતિ ન ઉતરે તેવું ઇષ્ટ; ઇચ્છિત. (૨) અનુકૂળપણાથી સંમત; માન્ય.

**अणुमाण.** पु० ( अणुमान ) અલ્પમાન; થોડો પણ ગર્વ.

**अणुमाण.** न० ( अनुमान ) હેતુથી થતું સાધ્યનું જ્ઞાન; અનુમાનજ્ઞાન.

**अणुमाय.** त्रि० ( अणुमात्र ) અણુમાત્ર; ઘણું થોડું.

**अणुमोइय.** त्रि० ( अनुमोदित ) અનુમતિ આપી ઉત્સાહી બનાવેલ; ઉત્તેજિત કરેલ.

**अणुमोयग.** त्रि० ( अनुमोदक ) અનુમોદન કરનાર.

**अणुमोयण.** न० ( अनुमोदन ) } **अणुमोयणा.** स्त्री० ( अनुमोदना ) } અનુમોદન; સમતિ.

**अणुय.** त्रि० ( अनुग ) જુઓ "અણુગ" શબ્દ.

**अणुयत्तणा.** स्त्री० ( अनुवर्त्तना ) દુઃખીની સેવા કરવી તે; અનુકૂળપણે વર્તવું તે.

**अणुयरिय.** त्रि० ( अनुचरित ) આચરેલું; અનુષ્ઠાન કરાયેલું.

**अणुयातार.** त्रि० ( अनुयातृ ) પાછળ જનાર; અનુસરનાર.

**अणुयास.** पु० ( अनुकाश ) પ્રકાશનો વિસ્તાર; વિશેષ પ્રકાશ.

**अणुरंजण.** न० ( अनुरञ्जन ) રાગ, આસક્તિ

**अणुरजिपल्लय.** त्रि० ( अनुरञ्जित ) સંપ્રદાય ક્રમથી રંગાયેલ.

**अणुरत्त.** त्रि० ( अनुरक्त ) સ્નેહવાળો; અનુરાગી.

**अणुरसिय.** न० ( अनुरसित ) મ્હોટેથી પોકાર કરવો તે; અવાજ કરવો તે.

**अणुराग.** पुं० ( अनुराग ) અનુરાગ; પ્રીતિ. (૨) વર્ણ; કિરમજ આદિનો રંગ.

**अणुरागय.** न० ( अन्वागत ) અનુકૂળઆગમન; અનુકૂળપણે આવવું તે.

**अणुराय.** पुं० ( अनुराग ) જુઓ "અનુરાગ" શબ્દ.

**अणुराहा.** स्त्री० ( अनुराधा ) અનુરાધા નામનું નક્ષત્ર.

**अणुरूव.** त्रि० ( अनुरूप ) લાયક; ઉચિત. (૨) અનુકૂળ. (૩) તુલ્ય; સરખુ.

**अणुलग्ग** त्रि० ( अनुलग्न ) પાછળ લાગેલું.

**अणुलाव.** पु० ( अनुलाप ) વારંવાર બોલવુ તે; ફરીફરી આલાપ કરવો તે.

**अणुलिंपण.** न० ( अनुलेपन ) એક વાર લીંપેલી ભૂમિ ફરીથી લીંપવી તે; ફરી વિલેપન કરવુ તે.

**अणुलित्त.** त्रि० ( अनुलिप्त ) ચંદન વગેરેનું વિલેપન કરેલ.

**अणुलेवण.** न० (अनुलेपन) વિલેપન કરવું તે.

**अणुलोम.** न० ( आनुलोम्य ) ક્રમ; અનુક્રમ.

**अणुलोम.** त्रि० ( अनुलोमन् ) અનુકૂળ; મનને ગમતુ. (૨) માંહોમાંહે અનુકૂળ કરવાને પૂછવું તે.

**अणुलोमविलोम.** पु० ( अनुलोमविलोम ) આવજાવ કરવી તે; જવું અને આવવું તે.

**अणुल्लग.** } **अणुल्लय.** पु० } ( अनुल्लक ) બે ઇન્દ્રિય જીવ વિશેષ.

**अणुल्लाव.** पु० ( अनुल्लाप ) માઠો ઉલ્લાપ; કુત્સિત રીતિથી વર્ણન કરવુ તે. (૨) ખરાબ કથન; દુષ્ટ ઉક્તિ.

**अणुवघाइय.** त्रि० ( अनुपघातिक ) જ્યાં સંયમ આદિની ઘાત ન થાય તેવું સ્થળ.

**अणुवट्टणगाउस.** त्रि० (अनुद्वर्त्तनीयायुष्क) જેના આયુષ્યનુ અપવર્તન ન થાય તેવા દેવતા, નારકી વગેરે.

**अणुवत्त.** त्रि० (अनुवृत्त) બીજીવાર પ્રવૃત્ત થયેલ.

**अणुवत्ति.** त्रि० ( अनुवर्त्तिन् ) અનુસરનાર; સેવક.

**अणुवत्तय.** त्रि० ( अनुवर्त्तक) અનુકૂળ પ્રવૃત્તિ કરનાર; સેવા કરનાર.

**अणुवत्ति.** स्त्री० (अनुवृत्ति) અનુકૂળ પ્રવૃત્તિ; ગુરૂનો મનોભાવ વર્તીને તેને અનુકૂળ વર્તવું તે.

**अणुवम.** त्रि० (अनुपम) અનુપમ; ઉપમા રહિત.

**अणुवमा.** स्त्री० ( अनुपमा ) ખાદ્યવિશેષ; મિઠાઇની એક જાત.

**अणुवरय.** त्रि० ( अनुपरत ) સાવદ્ય વ્યાપારથી નિવૃત્તિ નહિ પામેલ; અવિરતિ યુક્ત. (૨) નિરંતર; અવિચ્છિન્ન.

**अणुवरयकायकिरिया.** स्त्री० ( अनुपरतकायक्रिया ) અવિરતિપણે શરીરને વાપરવાથી લાગતું કર્મબંધન; કાયિકીક્રિયાનો એક ભેદ.

**अणुवरयदंड.** त्रि० ( अनुपरतदण्ड ) મન, વચન અને કાયાના દંડથી નિવૃત્ત ન થયેલ.

**अणुवरिं.** अ० ( अनुपरि ) ઉપર નહિ તે; નીચે.

**अणुवलद्धि.** स्त्री० ( अनुपलब्धि ) અભાવ; અપ્રાપ્તિ.

**अणुवसंत.** त्रि० ( अनुपशान्त ) ઉપશાન્ત થયેલ નહિ કિન્તુ ઉદયમાં આવેલ કષાયવાળા; જેના કષાય ઉપશમ્યા નથી તે.

**अणुवसु.** त्रि० ( अनुवसु ) રાગવાળો: રાગ સહિત. (૨) સ્થવિર. (૩) શ્રાવક.

**अणुवाइ.** त्रि० ( अनुपातिन् ) પાછળ જનાર; અનુસરનાર. (૨) કરનાર.

**अणुवाइ.** त्रि० ( अनुवादिन् ) અનુવાદ કરનાર; બોલાયેલા અર્થને કહી બતાવનાર.

**अणुवाय.** पुं० ( अनुपात) અનુસાર; અનુસરવું. (૨) ઇસારો. (૩) સંબન્ધ; સંયોગ.

**अणुवाय.** पुं० ( अनुवात ) અનુકૂળ વાયુ. (૨) અનુકૂળ પવનવાળો દેશ; જે દેશમાંથી અનુકૂળ વાયુ આવે તે.

**अणुवालय.** पु० ( अनुपालक ) અનુપાલક નામે ગોશાળાનો મુખ્ય શ્રાવક. (૨) त्रि० રક્ષક; પરિપાલન કરનાર.

**अणुवासणा.** स्त्री० ( अनुवासना ) ચામડાની નળીથી ગુદા માર્ગે પેટમાં તેલવિશેષ નાખવું તે.

**अणुवासरं.** अ० (अनुवासरम्) દરરોજ; પ્રતિદિન.

**अणुवासिअ.** त्रि० ( अनुवासित ) સરકાર વડે વાસિત કરેલ.

**अणुवित्ति.** स्त्री० ( अनुवृत्ति ) પ્રવૃત્તિ: ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત કરવાની ક્રિયા.

**अणुविरइ.** स्त्री० ( अणुविरति ) દેશવિરતિ; શ્રાવકપણું.

**अणुविवाग.** पुं० ( अनुविपाक ) કર્મનું અનુરૂપ પરિણામ.

**अणुवेलंधर.** पु० ( अनुवेलन्धर ) વેલન્ધર જાતિના દેવતાના અનુયાયી ( હુકમ ઉઠાવનાર ) નાગકુમાર.

**अणुवेह.** पु० ( अनुवेध ) જોડાણ; મેલાપ.

**अणुव्वइय.** त्रि० (अनुव्रतिक) અણુવ્રત સમ્બન્ધી; અણુવ્રતરૂપ.

**अणुव्वय.** न० (अणुव्रत) મહાવ્રતની અપેક્ષાએ ન્હાના વ્રતો; શ્રાવકનાં પ્રથમનાં પાંચ વ્રતો

**अणुव्वयधारि** त्रि० (अणुव्रतधारिन् ) અણુવ્રત ધરનાર; વ્રતધારી શ્રાવક.

**अणुव्वयय.** त्रि० ( अनुव्रजक ) પાછળ ચાલનાર, અનુસરનાર.

**अणुव्वया.** स्त्री० ( अनुव्रता ) પતિવ્રતા સ્ત્રી, પતિવ્રતા ધર્મ પાળનાર સ્ત્રી.

**अणुव्वस.** त्रि० ( अनुवश ) વશ થયેલ; આધીન.

**अणुव्वाण.** त्रि० ( अनुम्लान ) કંઇક સ્નિગ્ધ અને ઘણે ભાગે કરમાયેલું.

**अणुसंगिय.** त्रि० (आनुषङ्गिक) પ્રાસંગિક; પ્રસંગે પ્રાપ્ત થયેલ.

**अणुसज्जणा.** स्त्री० ( अनुसज्जना ) અનુસરણ કરવું; અનુવર્તન કરવું તે.

**अणुसज्जित्थ.** त्रि० ( अनुषक्त ) કાળ પરંપરાથી ચાલ્યું આવેલ.

**अणुसट्ठि.** स्त्री० ( अनुशास्ति ) સદ્દગુણની સ્તુતિ. (૨) શિખામણ; ભલામણ. (૩) દોષ દર્શાવી શિક્ષણ આપવું તે.

**अणुसय.** પું० ( अनुशय ) ગર્વ; અહંકાર. (૨) પશ્ચાતાપ.

**अणुसरण.** न० ( अनुस्मरण ) સ્મરણ; ચિંતવન.

**अणुसरण.** न० ( अनुसरण ) અનુવર્તન; પાછળ પાછળ જવું તે.

**अणुसरियार.** त्रि० ( अनुस्मर्तृ ) પાછળથી સ્મરણ કરનાર.

**अणुसार.** પુ० ( अनुसार ) પાછળ જવું તે; અનુસરવું તે.

**अणुसार.** પુ० (अनुस्वार) અક્ષર ઉપરનું બિન્દુ, અનુનાસિક વર્ણ.

**अणुसारि.** त्रि० ( अनुसारिन् ) અનુસરનાર; અનુકરણ કરનાર.

**अणुसासण.** न० (अनुशासन) શિક્ષા; શિક્ષણ. (૨) ઉપદેશ આપવો તે. (૩) આજ્ઞા; હુકમ.

**अणुसासिय.** त्रि० (अनुशासित) જેને શિખામણ આપવામાં આવે તે; શિક્ષિત.

**अणुसिट्ठ.** त्रि० ( अनुशिष्ट ) શિખામણ આપેલ.

**अणुसिट्ठि.** स्त्री० ( अनुशिष्टि ) હિતકારક ઉપદેશ; બોધ.

**अणुसूय.** त्रि० ( अनुस्यूत ) બીજાની નેશ્રાયે રહેલ-જૂં, માકડ વગેરે.

**अणुसेढि.** स्त्री० ( अनुश्रेणि ) લઘુશ્રેણી, આકાશ પ્રદેશપંક્તિ, તેને અભિમુખ રહીને અનુકૂળપણે ગતિ કરવી તે.

**अणुसोय.** न० ( अनुस्रोतस् ) નદી વગેરેનો પ્રવાહ; વેગ.

**अणुसोयचारि.** त्रि० ( अनुस्रोतश्चारिन् ) નદીના પ્રવાહને અનુસારે ચાલનાર માછલાં વગેરે. (૨) અભિગ્રહ વિશેષથી ઉપાશ્રય પાસેથી ક્રમસર ગોચરી કરનાર સાધુ.

**अणुस्सुय.** त्रि० ( अनुश्रुत ) અવધારેલું. (૨) સાંભળેલું. (૩) न० ભારત આદિ પુરાણ.

**अणुस्सुय.** त्रि० ( अनुत्सुक ) ઉત્કંઠા રહિત.

**अणुस्सुयत्त.** न० ( अनुत्सुकत्व ) દિવ્ય અને માનુષિક કામભોગમાં નિઃસ્પૃહતા.

**अणुहियासण.** न० ( अन्वध्यासन ) અડગ રહી સહન કરવું તે.

**अणुहूय.** त्रि० ( अनुभूत ) અનુભવ કરેલ; અનુભવેલ.

**अणूण.** त्रि० ( अन्यून ) ઓછું નહિ તે.

**अणेक.** त्रि० ( अनेक ) એકથી વધારે.

**अणेकसिद्ध.** પું० ( अनेकसिद्ध ) એક સમયે એક કરતાં વધારે સિદ્ધ થાય તે.

**अणेकवाइ.** त्रि० ( अनेकवादिन् ) ઘણા આત્માને માનનાર વાદી; અક્રિયાવાદ મતના અનુયાયી.

**अणेग.** त्रि० ( अनेक ) અનેક; એકથી વધારે.

**अणेगंत.** त्रि० (अनेकान्त) અનિશ્ચય; એકાંત નહિ તે.

**अणेगंतवाय.** પું० (अनेकान्तवाद) વસ્તુનું એકાન્ત સ્વરૂપ ન માનવું તે; અનંત ધર્મવાળી વસ્તુનું અનેકાન્તપણે પ્રતિપાદન કરવું તે.

**अणेगंतिग.** / **अणेगंतिय.** (अनैकान्तिक) સાધ્યને મુકી અન્યત્ર રહેનાર હેતુ; વ્યભિચારી હેતુ. (૨) એકાન્તિક નહિ; અનિશ્ચિત.

**अणेगखंडी.** स्त्री० ( अनेकखण्डी ) જેમાં નીકળવાને અનેક બારીઓ હોય એવી નગરી.

**अणेगगुण.** પુ० ( अनेकगुण ) અનેકગણું.

**अणेगजोगधर.** પુ० ( अनेकयोगधर ) અનેક લબ્ધિના ધરનાર; અનેક લબ્ધિસંપન્ન.

**अणेगरूव.** त्रि० ( अनेकरूप ) અનેક પ્રકારનું; વિવિધ પ્રકારનું.

**अणेगरूवधुणा.** स्त्री० ( अनेकरूपधुना ) વસ્ત્રો સાથે પડિલેહવાથી અથવા ત્રણથી વધારે વખત વસ્ત્રને ધુણાવવાથી લાગતો દોષ; પડિલેહણના દોષનો એક પ્રકાર.

**अणेगसिद्ध.** પું० ( अनेकसिद्ध ) એક સમયે અનેક સિદ્ધ થાય તે.

**अणोलिस.** त्रि० ( अनीदृश ) અનન્ય સદૃશ; અનુપમ.

**अणोसणा.** स्त्री० ( अनेषणा ) પ્રમાદાદિ દોષ સહિત એષણા. (૨) ગવેષણાનો અભાવ.

**अणोसणिज्ज.** } **अणोसणीय.** } त्रि० ( अनेषणीय ) સાધુને ન કલ્પે તેવું; કોઇપણ દોષથી દુષ્ટ થયેલ.

**अणोउया.** स्त्री० ( अनृतुका ) ઋતુકાળ વગરની સ્ત્રી; રજસ્વલા નહિ.

**अणोकंत.** त्रि० ( अनवक्रान्त ) અજિત; જેનો પરાભવ થયો નથી તે.

**अणोज्ज.** त्रि० ( अनवद्य ) નિર્દોષ; શુદ્ધ.

**अणोज्जा.** स्त्री० ( अनवद्या ) મહાવીર સ્વામિની પુત્રીનું નામ.

**अणोम.** त्रि० ( अनवम ) મિથ્યાદૃષ્ટિ, અવિરતિ આદિ કર્મબંધના હેતુ જેણે દૂર કર્યા છે તે; મિથ્યાત્વ, અવિરતિ આદિ કર્મબંધ હેતુ રહિત.

**अणोमदंसि.** पुं० ( अनवमदर्शिन् ) ન્યૂનદર્શી નહિ; ઉચ્ચ જ્ઞાન, દર્શન અને ચારિત્રવાળો.

**अणोमाण.** त्रि० ( अनवमान ) છુટા છુટા; વ્યાપ્ત નહિ તે.

**अणोमाण.** न० ( अनपमान ) સત્કાર; અનાદર નહિ તે.

**अणोरपार.** त्रि० (अनर्वाक्पार) આરપાર વગરનું; આરપાર રહિત. (૨) અતિવિસ્તીર્ણ.

**अणोवणिहिआ.** स्त्री० ( अनौपनिधिकी ) એકજ વસ્તુમાં અનુક્રમની ઘટના; દ્રવ્ય આનુપૂર્વીનો એક પ્રકાર.

**अणोवदग्ग.** त्रि० ( अनवदग्र ) અંત વગરનું; અનંત.

**अणोवम.** त्रि० ( अनुपम ) ઉપમારહિત; તુલના રહિત.

**अणोवमदंसि.** पुं० ( अनुपमदर्शिन् ) ઉચ્ચ જ્ઞાન, દર્શન અને ચારિત્રવાન્.

**अणोवमा.** स्त्री० ( अनुपमा ) મિઠાઇની એક જાત.

**अणोवलेवय.** त्रि० ( अनुपलेपक ) કર્મબંધનથી રહિત.

**अणोवसंखा.** स्त्री० ( अनुपसंख्या ) અજ્ઞાન; અવિદ્યા.

**अणोसिअ.** त्रि० ( अनुषित ) નિવાસ નહિ કરેલ; અવ્યવસ્થિત.

**अणोहंतर.** त्रि० ( अनोघन्तर ) બે પ્રકારના ઓઘને નહિ તરનાર; દ્રવ્યઓઘ–નદીપૂર અને ભાવઓઘ–આઠ કર્મને ન તરનાર.

**अणोहट्टय.** त्रि० ( अनपघट्टक ) ગમે તેમ વર્તતાં છતાં જેને હાથ પકડી રોકનાર કોઇ નથી તે; નિરંકુશ.

**अणोहिया.** स्त्री० ( अनोधिका ) જેની અંદર પાણીનું કોઇપણ સ્થાન નથી એવી અટવી.

**अण्ण.** त्रि० ( अन्य ) પોતાથી ભિન્ન; બીજું.

**अण्ण.** न० ( अर्णस् ) પાણી; જલ.

**अण्ण.** न० ( अन्न ) ભાત વગેરે ધાન્ય; અનાજ. (૨) ભોજન; મોદક વગેરે ખોરાક. (૩) ભિક્ષા; ગોચરી.

**अण्णउत्थिय.** पुं० { अन्ययूथिक / अन्यतीर्थिक } તીર્થાન્તરીય; જૈન સિવાયના શાક્ય, ચરક, પરિવ્રાજક, કપિલ, આજીવક, વૃદ્ધશ્રાવક વગેરે.

**अण्णउत्थियदेवय.** न० ( अन्ययूथिकदैवत ) અન્યમતિઓએ માનેલ હરિહરાદિ દેવ.

**अण्णउत्थियपरिग्गहिय.** त्रि० ( अन्ययूथिकपरिगृहीत ) અન્ય તીર્થિઓએ ગ્રહણ કરેલ; અન્યમતિઓએ પોતાનું કરી લીધેલ.

**अण्णगिलायक.** पुं० ( अन्नग्लायक ) અન્ન વિના ગ્લાનિ પામનાર સાધુ; ભુખ્યા ન રહેવાથી અથવા અભિગ્રહ વિશેષથી સવારમાંજ આહાર કરનાર સાધુ.

**अण्णजंभग.** पुं० स्त्री० ( अन्नजृम्भक ) જંભકા દેવતાની દસ જાતમાંની પહેલી જાત.

**अण्णयर.** त्रि० ( अन्यतर ) ગમે તે એક; બે-માંનું કે અનેકમાંનું કોઇ એક.

**अण्णउत्थिय.** पुं० ( अन्यतीर्थिक ) અન્યમતિ; અન્યદર્શની.

**अण्णउत्थियपवत्ताणुओग.** पुं० ( अन्यतीर्थिकप्रवृत्तानुयोग ) કપિલાદિકે પ્રવર્તાવેલું શાસ્ત્ર; પાપશ્રુતવિશેષ.

**अण्णत्तभावणा.** स्त्री० ( अन्यत्वभावना ) દેહથી આત્મા જુદો છે એમ ભાવના ભાવવી તે.

**अण्णत्थ.** पुं० ( अनर्थ ) અર્થથી વિપરીત; અનર્થ.

**अण्णत्थ.** अ० ( अन्यत्र ) બીજે ક્યાંક; સિવાય.

**अण्णत्थ.** पुं० ( अन्वर्थ ) યથાર્થ; વ્યુત્પત્તિને અનુસારે થનો અર્થ.

**अण्णत्थजोग.** पु० (अन्वर्थयोग) શબ્દ અને તેના અર્થનો વ્યુત્પત્તિ અનુસારી સબધ.

**अण्णवत्थहर.** पु० ( अन्यवस्त्रहर ) બીજાએ બક્ષીશ કરેલી હોય તેને રસ્તામાં લુંટનાર.

**अण्णया.** अ० ( अन्यदा ) બીજા કોઇ કાળમાં.

**अण्णधम्मिय.** त्रि० ( अन्यधार्मिक ) ભિન્ન ધર્મવાળા.

**अण्णपाण.** न० ( अन्नपान ) અન્નપાણી.

**अण्णपुण्ण.** न० ( अन्नपुण्य ) અનુકંપાભાવે ભોજન આપવાથી થતું પુણ્ય; અન્નપુણ્ય.

**अण्णप्पमत्त.** त्रि० (अन्नप्रमत्त) ખાવાનો લોલપી.

**अण्णभोग.** पुं० ( अन्नभोग ) ખાદ્ય આદિ ભોગ્ય પદાર્થ.

**अण्णमण्ण.** त्रि० ( अन्योन्य ) અન્યોન્ય; પરસ્પર.

**अण्णमण्णकिरिया.** स्त्री० ( अन्योन्यक्रिया ) સામસામા એક બીજાના પગ પુંજવા, ચોળવા, મર્દન કરવું વગેરે.

**अण्णमण्णगंठिय.** त्रि० (अन्योन्यग्रथित) પરસ્પર ગાંઠથી ગુંથેલું; પરસ્પર ગાંઠવાળું.

**अण्णमण्णगुरुयत्ता.** स्त्री० ( अन्योन्यगुरुकता ) પરસ્પર ગુંથવાથી થયેલ વિસ્તીર્ણતા.

**अण्णमण्णघडत्ता.** स्त्री० ( अन्योन्यघटता ) પરસ્પર સમુદાય રચના; પરસ્પર સંબન્ધ.

**अण्णमण्णमणुगय.** त्रि० (अन्योन्यानुगत) એક બીજાને અનુકૂળપણે વળગેલ.

**अण्णमण्णोगाढ.** त्रि० ( अन्योन्यावगाढ ) પરસ્પર ક્ષીરનીરની પેઠે અવગાહીને રહેલ.

**अण्णयर.** त्रि० ( अन्यतर ) ગમે તે એક; બેમાંનું કે અનેકમાંનું કોઇ એક.

**अण्णया.** अ० (अन्यदा) કોઇ વખતે; ક્યારેક.

**अण्णयाकयाइं.** अ० ( अन्यदाकदाचित् ) કોઇ એક વખતે; અનિર્ધારિત સમયે.

**अण्णलिंग.** न० ( अन्यलिङ्ग ) અન્યલિંગ; જૈનેતર વેષ.

**अण्णलिंगसिद्ध.** पु० ( अन्यलिङ्गसिद्ध ) જૈન સિવાયના વેષે સિદ્ધ થાય તે.

**अण्णव.** पुं० ( अर्णव ) સમુદ્ર. (૨) સંસાર.

**अण्णवंत.** न० ( ऋणवत् ) ૨૭ મું લોકોત્તર મુહૂર્ત.

**अण्णववएस.** पुं० ( अन्यव्यपदेश ) સાધુ વ્હોરવા આવ્યા હોય ત્યારે પોતાની વસ્તુને બીજાનો વ્યપદેશ કરવાથી સાધુ ન લે તેથી લાગતો બારમા વ્રતનો ત્રીજો અતિચાર.

**अण्णवालय.** पुं० ( अर्णपालक ) એ નામનો એક અન્યતીર્થિક; કાલોદાયી ઇત્યાદિમાંનો એક.

**अण्णविहि.** पुं० ( अन्नविधि ) અન્ન ઉત્પન્ન કરવાની, શોધવાની અને રાંધવાની કળા.

**अण्णसंभोइय.** त्रि० ( अन्यसाम्भोगिक ) અન્યગચ્છના સાધુ સાથે આહાર પાણીના વ્યવહારવાળો.

**अण्णहा.** अ० ( अन्यथा ) અન્યથા; અગર.

**अण्णहाभाव.** पुं० ( अन्यथाभाव ) વિપરીત ભાવ; સત્યને અસત્ય માનવું તે

**अण्णहावाइ.** त्रि० ( अन्यथावादिन् ) અસત્ય બોલનાર.

**अणणाअ.** त्रि० ( अज्ञात ) અપરિચિત.

**अणणाइट्ठ.** त्रि० ( अन्वाविष्ट ) દેવતાના આવેશથી પરવશ થયેલ.

**अणणाएसि.** पु० ( अज्ञातैषिन् ) જાતિ, વિદ્વત્તા આદિથી અજ્ઞાત થઇને આહારાદિની એષણા કરનાર; પોતાનું માહાત્મ્ય ન જાણતા હોય તેવા કુળમાં ભિક્ષા કરનાર સાધુ.

**अणणाण.** न० ( अज्ञान ) અજાણપણું; વિપરીત બુદ્ધિ. (૨) મિથ્યાજ્ઞાન, (૩) ત્રિ૦ જ્ઞાન રહિત; મૂર્ખ.

**अणणाणकिरिया.** स्त्री० ( अज्ञानक्रिया ) અજ્ઞાનપણે કરવામાં આવતી ચેષ્ટાથી લાગતું કર્મબંધન; અજ્ઞાનક્રિયાનો એક ભેદ.

**अणणाणदोस.** पुं० ( अज्ञानदोष ) કુશાસ્ત્રના સંસ્કારથી હિંસાદિ કૃત્યોમાં ધર્મબુદ્ધિ રાખવાથી લાગતો એક દોષ; રૌદ્રધ્યાનનું ત્રીજું લક્ષણ.

**अणणाणपरिसह.** पु० ( अज्ञानपरीषह ) અજ્ઞાન પરિસહ; અજ્ઞાન એટલે વિદ્યા ન આવડવાથી થતું કષ્ટ સહન કરવું તે.

**अणणाणवाइ.** त्रि० ( अज्ञानवादिन् ) અજ્ઞાનનેજ શ્રેય માનનાર વાદી; જ્ઞાનમાં દોષ દર્શાવી અજ્ઞાનનું સ્થાપન કરનાર.

**अणणाणसत्थ.** न० ( अज्ञानशास्त्र ) અજ્ઞાનશાસ્ત્ર, ભારત, કાવ્ય નાટકાદિ લૌકિક શાસ્ત્ર.

**अणणाणि.** त्रि० ( अज्ञानिन् ) અજ્ઞાની; જાણપણાથી રહિત.

**अणणाणिय.** पुं० ( अज्ञानिक ) અજ્ઞાની; જ્ઞાનહીન. (૨) અજ્ઞાનવાદી; અજ્ઞાનવાદના અનુયાયી.

**अणणाणियवाइ.** पुं० ( अज्ञानिकवादिन् ) અજ્ઞાનવાદી; જ્ઞાનમાં દોષ દર્શાવી અજ્ઞાનનેજ શ્રેયરૂપ માનનાર વાદી.

**अणणाय.** त्रि० ( अन्याय्य ) અન્યાયી; ન્યાયરહિત.

**अणणाय.** त्रि० ( अज्ञात ) અજાણ્યું; જાણ્યા વગરનું.

**अणणायउंछ.** पुं० ( अज्ञातोञ्छ ) પરિચય કરાવ્યા વિના ઉચિત ભિક્ષા-અન્ન ઉપગરણ વગેરે સાધુએ ગવેષવા તે.

**अणणायचरअ.** पुं० ( अज्ञातचरक ) સ્વજાત્યાદિ દર્શાવ્યા વિના ગવેષણા કરનાર.

**अणणायपिंड.** पुं० ( अज्ञातपिण्ड ) અજાણ્યા કુળની ભિક્ષા; અન્તપ્રાન્ત ભિક્ષા.

**अणणायया.** स्त्री० ( अज्ञातता ) અજ્ઞાતપણું; યશ કીર્તિની ઇચ્છાએ તપસ્યા વગેરેનો પ્રકાશ ન કરવો તે.

**अणणायसील.** त्रि० ( अज्ञातशील ) જેનો સ્વભાવ પડિતો પણ ન જાણી શકે તેવો. (૨) જેણે બ્રહ્મચર્ય અંગીકાર નથી કર્યું એવો.

**अणिणगावाइत्त.** पुं० ( अग्निकापुत्र ) જયસિંહ નામે વણિકપુત્રની પુત્રી અગ્નિકાનો દેવદત્તથી થયેલ પુત્ર

**अणणुणण.** त्रि० ( अन्योन्य ) જુઓ " અણ્ણમણ્ણ " શબ્દ.

**अणणेसण.** न० ( अन्वेषण ) તપાસ કરી જોવુ તે.

**अणणेसणा.** स्त्री० ( अन्वेषणा ) પ્રાર્થના (૨) ગૃહસ્થથી અપાતી ભિક્ષા ગ્રહણ કરવી તે

**अणणेसि** त्रि० ( अन्वेषिन् ) ગવેષણા કરનાર; માગણી કરનાર.

**अणणोणण.** त्रि० ( अन्योन्य ) જુઓ " અણ્ણમણ્ણ " શબ્દ.

**अणणोणणपगहियत्त** न० ( अन्योन्यप्रगृहीतत्व ) વાક્ય વાક્યની અને પદ પદની પરસ્પર સાપેક્ષતા; સત્ય વચનના ૩૫ અતિશયમાંનો ૧૭ મો.

**अणह.** न० ( अहन ) દિવસ; દિન.

**अणहग.** } **अणहय.** } पुं० ( आश्रव ) પાપનું દ્વાર; કર્મ આવવાનો માર્ગ. (૨) હિંસાદિ કર્મબંધનું કારણ.

**अणहयकर.** पुं० ( आश्रवकर ) આશ્રવ કરનાર; નવાં કર્મ બાંધનાર.

**अतहयभावणा.** स्त्री० (आश्रवभावना) આશ્રવના અનિષ્ટ ફળનું ચિન્તવન કરવું તે; બાર ભાવનામાંની સાતમી ભાવના.

**अतत्थ.** त्रि० ( अतथ्य ) અસત્ય; જૂઠું.

**अतर.** पुं० ( अतर ) રત્નાકર; સમુદ્ર. (૨) त्रि० દુસ્તર; તરવાને અશક્ય.

**अतरंत.** त्रि० ( अतरत् ) રોગી; ગ્લાન. (૨) અશક્ય; અસહિષ્ણુ.

**अतरण.** त्रि० ( अतरण-ग्लान ) દુર્બલ; ગ્લાનિ પામેલો.

**अतव.** पुं० न० ( अतपस् ) તપશ્ચર્યાનો અભાવ.

**अतसी.** स्त्री० ( अतसी ) વનસ્પતિવિશેષ; અલસીનો છોડ.

**अतह.** न० ( अतथ ) અસત્ય; મિથ્યા.

**अतहणाण** त्रि० ( अतथाज्ञान ) અયથાર્થ જાણનાર; અજ્ઞાની. (૨) પ્રશ્નોત્તરને બરાબર ન જાણનાર પૃચ્છક (૩) न० અયથાર્થ જ્ઞાન; અનેકાંતને એકાંતપણે જાણવું તે.

**अतार.** त्रि० ( अतार ) તરવાને અશક્ય; અગાધ.

**अतावक्खेत्त.** न० ( अतापक्षेत्र ) તાપનું ક્ષેત્ર નહિ તે; રાત્રિ.

**अति.** अ० (अति) ઘણું; અતિશય.

**अतिउट्ट.** त्रि० ( अतिवृत्त ) પોતાના કૃત્યને ન જાણનાર.

**अतिंतिण.** त्रि० ( अतिन्तिन ) નિરાશાનાં કારણો હોવાથી કચવાતાં છતાં જેમ તેમ ન બોલનાર સાધુ.(૨) કટુવચન સાંભળીને પણ શાન્તિ રાખી બડબડાટ ન કરનાર.

**अतिकाय.** त्रि० ( अतिकाय ) જુઓ "અઇકાય" શબ્દ.

**अतिकंत.** त्रि० ( अतिक्रान्त ) ભૂતકાળમાં થયેલ.

**अतिक्कम.** पुं० ( अतिक्रम ) જુઓ " અઇક્કમ" શબ્દ.

**अतिचार.** पुं० ( अतिचार ) જુઓ "અઇયાર" શબ્દ.

**अतिच्छिअ.** त्रि० ( अतिक्रान्त ) જુઓ "અઇચ્છિય" શબ્દ.

**अतितागगिह.** न० ( अतितानगृह ) નગરનાં પ્રસિદ્ધ ઉંચાં ઘર, કે જે નગરમાં પેસતાં એકદમ જણાઇ આવે.

**अतितेआ.** स्त्री० ( अतितेजस् ) ચૌદશની રાત્રિનું નામ.

**अतित्थ.** न० ( अतीर्थ ) તીર્થંકરે તીર્થ સ્થાપ્યા પહેલાંનો સમય અને તીર્થ વ્યવચ્છેદ થયા પછીનો સમય. (૨) ચતુર્વિધ સંઘનો અભાવ; તીર્થની અનુત્પત્તિ

**अतित्थगर.** पु० ( अतीर्थकर ) તીર્થંકર નહિ તે; તીર્થંકરની પદવી ન પામનાર કેવળી.

**अतित्थगरसिद्ध.** पु० ( अतीर्थंकरसिद्ध ) તીર્થંકર પદ પામ્યા વિના સિદ્ધ થયેલ; ગૌતમ સ્વામી આદિ.

**अतित्थसिद्ध.** पु० ( अतीर्थसिद्ध ) તીર્થંકરે સંઘસ્થાપના કર્યા પહેલાં અથવા તીર્થ વ્યવચ્છેદ થયા પછી સિદ્ધ થાય તે; તીર્થને અભાવે સિદ્ધ થાય તે, જેમ મરૂદેવી માતા વગેરે.

**अतिधुत्त.** त्रि० ( अतिधूर्त ) ભારે કર્મી; અત્યુલ કર્મી.

**अतिपंडुकंबला.** स्त्री० ( अतिपाण्डुकम्बला ) જુઓ " અઇપડુંકંબલસિલા " શબ્દ.

**अतिपास.** पु० (अतिपार्श्व) જુઓ "અઇપાસ" શબ્દ.

**अतिप्पए.** अ० ( अतिप्रगे ) પરોઢીઉં; સવાર.

**अतिप्पणया.** स्त्री० ( अतेपनता ) પસીનો વળે, લાળ ઝરે, આંસુ ખરે તેવાં રૂદનનાં કારણો દૂર કરવાં તે; આંસુ ઝરે તેવું રૂદન ન કરવું તે.

**अतिप्पसंग.** पुं० ( अतिप्रसङ्ग ) જુઓ "અઇપ્પસંગ" શબ્દ.

**अतिमंच.** पुं० ( अतिमञ्च ) જુઓ " અઇમંચ" શબ્દ.

**अतिराउल.** न० ( अतिराकुल ) અતિ સમૃદ્ધિ-વાળું કુળ.

**अतिरित्त.** त्रि० (अतिरिक्त) જુઓ "અઇરિત્ત" શબ્દ.

**अतिरित्तसेज्जासणिय.** पुं० स्त्री० (अतिरिक्तशय्यासनिक) મર્યાદાથી અધિક શય્યા, પાટ પાટલા વગેરે રાખનાર; અસમાધિનું ચોથુ સ્થાનક સેવનાર સાધુ.

**अतिरेग.** पुं० ( अतिरेक ) જુઓ "અઇરેગ" શબ્દ.

**अतिवाति.** त्रि० ( अतिपातिन ) જુઓ "અઇવાઇ" શબ્દ.

**अतिविज्ज.** त्रि० ( अतिविद्य ) જુઓ "અઇ-વિજ્જ" શબ્દ.

**अतिवेलं.** अ० ( अतिवेलम् ) જુઓ "અઇવેલં" શબ્દ.

**अतिसेस.** पुं० ( अतिशेष ) જુઓ "અઇસેસ" શબ્દ.

**अतिहि.** पु० ( अतिथि ) અભ્યાગત; ભોજન વખતે આવેલો પ્રાહુણો. (૨) જેને આવ-વાની તિથિ મુકરર નથી એવા સાધુ.

**अतिहिसंविभाग.** पुं० ( अतिथिसंविभाग ) શ્રાવકનાં બાર વ્રત પૈકી બારમુ વ્રત; જમતી વખતે પોતાના ભોજનમાંથી અમુક ભાગ અતિથિને આપવાની ભાવના ભાવવી તે.

**अतीत.** पुं० ( अतीत ) ભૂતકાળ; ગત સમય.

**अतीतद्धा.** स्त्री० ( अतीताद्धा ) અનતા પુદ્ગલ પરાવર્તન પ્રમાણે ભૂતકાળ.

**अतीय.** पुं० ( अतीत ) ભૂતકાળ. (૨) त्रि० ભૂતકાળનું.

**अतीयद्धा.** स्त्री० ( अतीताद्धा ) અતીતકાળ; ભૂતકાળ.

**अतीयवयण.** न० (अतीतवचन) ભૂતકાળવાચક પદ; જેમકે કર્યું, ખાધું, પીધું વગેરે.

**अतीरंगम.** त्रि० ( अतीरङ्गम ) કાંઠે જવાને અસમર્થ; સંસારને કાંઠે નહીં પહોંચનાર.

**अतीव.** अ० ( अतीव ) અતિ; ઘણું.

**अतुट्ठि.** स्त्री० ( अतुष्टि ) અસંતોષ, અતૃપ્તિ.

**अतुल.** त्रि० ( अतुल ) જેની તુલના ન કરી શકાય એવું અસાધારણ.

**अतो.** अ० ( अतस् ) એથી; અહિંથી.

**अत्त.** त्रि० (आत्र) દુઃખ હરનાર; સુખ આપનાર.

**अत्त.** त्रि० ( आप्त ) યથાર્થદર્શી, રાગદ્વેષાદિ સર્વ દોષ રહિત. (૨) જ્ઞાનાદિગુણ સંપન્ન; ગુણી. (૩) એકાન્ત હિતકર.

**अत्त.** त्रि० ( आत्त ) ગ્રહણ કરેલ; સ્વીકારેલ.

**अत्त.** त्रि० ( आर्त्त ) પીડિત; દુઃખી.

**अत्त.** पुं ( आत्मन् ) આત્મા; જીવ. (૨) પોતે; જાતે. (૩) સ્વભાવ; પ્રકૃતિ

**अत्तग.** त्रि० ( आत्मग ) આંતરિક; આત્મિક.

**अत्तगामि.** पुं० ( आत्मगामिन् ) આત્માને પ્રાપ્ત કરવા મોક્ષ માર્ગમાં ચાલનાર મુનિ; મુમુક્ષુ.

**अत्तछट्ठ.** पुं० ( आत्मषष्ठ ) સૂયગડાંગ સૂત્રના પહેલા અધ્યયનના પહેલા ઉદ્દેશાનો પાંચમો અર્થાધિકાર, કે જેમાં પાંચ ભૂત અને છટ્ઠો આત્માનું નિરૂપણ છે.

**अत्तट्ठ.** पुं० ( आत्मार्थ ) સ્વર્ગ, મોક્ષાદિક આત્માનો અર્થ. (૨) પોતાનો મતલબ; સ્વાર્થ.

**अत्तता.** स्त्री० ( आत्मता ) આત્માનું અસ્તિત્વ; જીવની હૈયાતી. (૨) પોતાના કરેલ કર્મનું પરિણામ.

**अत्तत्तासंवुड.** त्रि० ( आत्मात्मसंवृत ) આત્મા વડે આત્મામાં લીન થયેલ.

**अत्तपण्णाहा.** पुं० ( आत्मप्रज्ञाहन् ) આત્મ સંબંધી પ્રજ્ઞાને હણનાર; પાપ શ્રમણનું એક લક્ષણ.

**अत्तपवगोसि.** पुं० ( आत्मप्रगवेषिन् ) આત્મ જ્ઞાનનો શોધક; આત્મહિતની ગવેષણા કરનાર જીવ.

**अत्तपग्गहह.** पुं० ( आत्मप्रग्रहन् ) આત્મ સંબંધી પ્રશ્નને હણનાર; પાપ શ્રમણનું એક લક્ષણ.

**अत्तपण्णेसि.** त्रि० ( आप्तप्रज्ञैषिन् ) સર્વજ્ઞની ઉક્તિનું અન્વેષણ કરનાર.

**अत्तमइ.** त्रि० ( आर्त्तमति ) આર્તધ્યાનમાં જોડાયેલ.

**अत्तय.** पुं० ( आत्मज ) પુત્ર; દીકરો.

**अत्तया.** स्त्री० ( आत्मजा ) પુત્રી; દીકરી.

**अत्तवंत.** पुं० ( आत्मवत् ) આત્માના ઉપયોગવાળો; સાવચેત સાધુ. (૨) અકષાયી આત્મા;

**अत्तसंपग्गहिय.** त्रि० ( आत्मसंप्रगृहीत ) આત્મ પ્રશસા કરનાર.

**अत्तसम.** त्रि० ( आत्मसम ) આત્મતુલ્ય; આત્મવત્.

**अत्तसमाहिय.** त्रि० ( आत्मसमाहित ) સદા સ્વઉપયોગમાં જોડાયેલ; નિર્વિકલ્પ સમાધિયુક્ત.

**अत्तहिय.** न० ( आत्महित ) આત્મહિત.

**अत्तागम.** पुं० ( आत्मागम ) તીર્થંકરની અપેક્ષાએ મૂળ સૂત્રપાઠ; અત્તાગમ.

**अत्तुक्करिस.** } पुं० ( आत्मोत्कर्ष ) અભિમાન;
**अत्तुक्कोस.** } આત્મશ્લાઘા.

**अत्तुक्कोसिय.** त्रि० ( आत्मोत्कर्षिक ) ગર્વયુક્ત વાનપ્રસ્થ; અભિમાની.

**अत्तुवणीय.** पुं० ( आत्मोपनीत ) દુરાગ્રહ કરી પોતાનો મત સ્થાપન કરવો તે; પોતાના મતમાં દોષ આવે તેવી રીતે પરમતનું ઉત્થાપન કરવું તે.

**अत्तेय.** पुं० ( आत्रेय ) આત્રેય; અત્રિઋષિના પુત્ર. (૨) એક જૈન મુનિ.

**अत्थ.** न० ( अस्त ) આથમવું તે; ચંદ્ર, સૂર્ય વગેરેનું ક્ષેત્રાંતરમાં જવું તે

**अत्थ.** न० ( अस्त्र ) તીર વગેરે ફેંકવાનાં હથિયાર.

**अत्थ.** अ० ( अत्र ) અહીં; ઇહાં.

**अत्थ.** पुं० ( अर्थ ) ધન; દ્રવ્ય. (૨) લક્ષ્મીના ખજાના રૂપ પર્વત; મેરૂ પર્વત. (૩) તાત્પર્ય; મતલબ. (૪) શબ્દનો અભિધેય; વાચ્યાર્થ. (૫) અપેક્ષા. (૬) અભિલાપ્ય પદાર્થ. (૭) શબ્દાદિ પાંચ વિષય. (૮) મોક્ષ; પરમાર્થ.

**अत्थ.** पुं० ( अस्त ) મેરૂપર્વત. (૨) त्रि० અવિદ્યમાન.

**अत्थओ.** अ० ( अर्थतस् ) અર્થની અપેક્ષાએ; અર્થરૂપે.

**अत्थंग.** पुं० ( अस्ताङ्ग ) ભરતક્ષેત્રના ગઇ ચોવીસીના પંદરમા તીર્થંકરનુ નામ.

**अत्थंगय.** त्रि० ( अस्तङ्गत ) આથમેલો; અસ્ત પામેલો.

**अत्थकर.** त्रि० ( अर्थकर ) ધન મેળવનાર.

**अत्थकामय.** त्रि० ( अर्थकामक ) દ્રવ્યની વાંછનાવાળો.

**अत्थक्क.** न० (          ) અવસર વિના; વખત વગર.

**अत्थग्गहण.** न० ( अर्थग्रहण ) પદાર્થનું જ્ઞાન; પદાર્થનો નિશ્ચય કરવો તે.

**अत्थग्घ.** त्रि० ( अर्थघ्न ) અર્થની હાનિ કરનાર.

**अत्थग्घ.** त्रि० (          ) મધ્યવર્તી.

**अत्थजोणि.** स्त्री० ( अर्थयोनि ) પૈસાની ઉત્પતિનાં સ્થાન; પૈસા મેળવવાના ઉપાય, જેવાકે સામ, દામ, દણ્ડ, ભેદ વગેરે.

**अत्थाणघरग.** पुं० ( आस्थानगृहक ) જ્યાં દેવતા સુખે બેસે એવાં ઘર.

**अत्थणय.** पुं० ( अर्थनय ) અર્થ પ્રધાનનય; નૈગમ, સંગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર એ ચાર નયરૂપ અર્થનો આશ્રય કરનાર. (૨) શબ્દને છોડી અર્થનેજ મુખ્ય વસ્તુમાનનારો પક્ષ.

**अत्थणिउर.** पुं० ( अर्थनिकुर ) ૮૪ લાખ અર્થનિકુરાંગ પ્રમાણ કાળવિશેષ.

**अत्थणिउरंग.** पुं० ( अर्थनिकुराङ्ग ) ૮૪ લાખ નલિન પ્રમાણકાળ વિશેષ.

**अत्थत्थि.** त्रि० ( अर्थार्थिन् ) ધનનો અર્થી; ધનનો યાચક.

**अत्थदंड.** पुं० ( अर्थदण्ड ) શરીરાદિ નિર્વાહ અર્થે કર્મબંધ થાય તે; સ્વાર્થે દંડવું તે.

**अत्थधर.** त्रि० ( अर्थधर ) શાસ્ત્રનો અર્થ ધરનાર; અર્થવેત્તા.

**अत्थनिज्जवग्र.** त्रि० ( अर्थनिर्यापक ) નયપ્રમાણ લાગુ પાડી સૂત્રના અર્થનો નિર્વાહ કરનાર.

**अत्थपज्जय.** पुं० (अर्थपर्यय) અર્થના એક દેશનુ પ્રતિપાદન કરનાર પર્યાય, અર્થરૂપ પર્યાય.

**अत्थपय.** न० ( अर्थपद ) " ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યયુક્ત સત્ " ઇત્યાદિ અર્થ પ્રતિપાદકપદ.

**अत्थपुहुत्त** न० ( अर्थपृथुत्व ) જીવાદિ પદાર્થના વિસ્તારરૂપ શ્રુતજ્ઞાન; સામાન્ય શ્રુતજ્ઞાન.

**अत्थभाव.** पु० ( अर्थभाव ) શબ્દના અર્થમાં ઉપયોગ જોડવો તે

**अत्थम.** न० ( अस्तमयन ) અસ્ત થઇ જવું; અદ્રશ્ય થઇ જવું.

**अत्थमण.** न० ( अस्तमन ) સૂર્યનુ આથમવું તે: સૂર્યનું અસ્ત થવુ તે.

**अत्थमय.** न० ( अस्तमय ) સૂર્ય વગેરેનું અસ્ત થવું તે.

**अत्थमास** पुं० ( अर्थमाष ) માસો, સોનું રૂપું તોળવાનું ૮ રતિભારનું એક વજન.

**अत्थमिश्रोदिय.** त्रि० ( अस्तमितोदित ) જે આથમીને પાછા ઉગ્યા હોય તે; અર્થાત્ હીનકુળમાં જન્મી મહત્પદ મેળવ્યુ હોય તે, જેવાકે હરકેશી મુનિ.

**अत्थमिय.** त्रि० ( अस्तमित ) અસ્ત પામેલ; આથમેલ. (૨) ઢંકાઇગયેલ.

**अत्थमियात्थमिय.** त्रि० ( अस्तमितास्तमित ) આથમીને પુનઃ આથમેલ હોય તે, અર્થાત્ હીનકુળમાં ઉત્પન્ન થઇ પુનઃ એવા દુષ્કર્મ કરે કે મરીને દુર્ગતિમાં ચાલ્યો જાય-જેમ 'કાલસુરિઓ' કસાઇ.

**अत्थरग.** न० (आस्तरक) આચ્છાદન; ઓછાડ.

**अत्थरण.** न० (आस्तरण) ઓછાડ. (૨) બિછાનું; પથારી કરવી તે.

**अत्थरय.** त्रि० ( आस्तरक ) આચ્છાદન કરનાર. (૨) पु० બિછાના ઉપરનું વસ્ત્ર.

**अत्थरय.** त्रि० ( अस्तरजस् ) નિર્મળ; શુદ્ધ.

**अत्थवाय.** पु० ( अर्थवाद ) ગુણવર્ણન. (૨) દોષનિરૂપણ. (૩) ગુણવાચક શબ્દ. (૪) દોષવાચક શબ્દ.

**अत्थवायग.** न० ( अर्थवाचक ) અર્થવાચક પદ, જેમકે વૃક્ષ છે, ઘટ છે ઇત્યાદિ.

**अत्थवि.** त्रि० ( अर्थवित ) શબ્દાર્થને જાણનાર.

**अत्थव्वण.** पु० ( अथर्वण ) અથર્વણ નામે ચાર વેદમાંનો એક વેદ.

**अत्थसंपया.** स्त्री० ( अर्थसम्पदा ) ધનનો વૈભવ; ધનની સંપદા.

**अत्थसत्थ.** न० ( अर्थशास्त्र ) અર્થશાસ્ત્ર; પૈસા કેવી રીતે વધે તેની રીત બતાવનાર શાસ્ત્ર.

**अत्थसार.** पु० ( अर्थसार ) પ્રધાનધન; રોકડદ્રવ્ય

**अत्थसिद्ध.** पु० ( अर्थसिद्ध ) જમ્બુદ્વીપના એરવત ક્ષેત્રમાં આવતી ઉત્સર્પિણીમાં થનાર બીજા તીર્થંકર (૨) પક્ષના દસમા દિવસનું લોકોત્તર નામ (૩) त्रि० પુષ્કળ ધનવાન્.

**अत्था.** स्त्री० ( आस्था ) જિનશાસન પ્રત્યે બહુમાનપણું; શ્રદ્ધા. (૨) વિશ્વાસ.

**अत्थाण.** न० ( आस्थान. ) }
**अत्थाणी.** स्त्री० ( आस्थानी ) } સભાગૃહ; બેઠક.

**अत्थात्थमणपविभत्ति.** पुं० (अस्तास्तमनप्रविभक्ति) જેમાં ચંદ્રમા સૂર્ય આથમવાના દૃશ્ય બતાવવામાં આવે એવો એક નાટ્ય પ્રકાર: દેવતાના ૩૨ પ્રકારના નાટકમાંનો નવમો પ્રકાર.

**अत्थादाण.** न० ( अर्थादान ) દ્રવ્ય ઉપાર્જન કરવામાં કારણરૂપ અષ્ટાંગ નિમિત્ત; આઠ પ્રકારના નિમિત્તપ્રકાશવા તે.

**अत्थाभिमुह.** त्रि० ( अर्थाभिमुख ) અર્થગ્રહણ કરવામાં ચતુર.

**अत्थाभिसंकि.** त्रि० ( अर्थाभिशङ्किन् ) ધનની ચાહના કરનાર.

**अत्थालिय.** न० ( अर्थालीक ) દ્રવ્યને માટે જૂઠું બોલવું તે.

**अत्थावग्गाह.** पुं० ( अर्थावग्रह ) પદાર્થોનો ઈંદ્રિયોની સાથે સ્પષ્ટ સંબંધ થાય તે; મતિ જ્ઞાનનો એક ભેદ (૨) નિર્વિકલ્પજ્ઞાન

**अत्थावत्ति.** स्त्री० ( अर्थापत्ति ) પ્રત્યક્ષાદિ પ્રમાણથી જણાયેલ અર્થ જેના વિના ઉપપન્ન ન થાય, તેવા અદષ્ટ અર્થની કલ્પના કરવી તે અર્થાપત્તિ, જેમ " पीनो देवदत्तो दिवा न भुङ्क्ते " એ વાકયમાં દેવદત્તનું પુષ્ટપણું રાત્રિભોજન વિના ઉપપન્ન નથી, તેથી રાત્રિભોજનની કલ્પના થાય છે તે અર્થાપત્તિ.

**अत्थावत्तिदोस** पुं० ( अर्थापत्तिदोष ) જ્યાં અર્થાપત્તિથી અનિષ્ટપણાની આપ્તી થાય ત્યાં લાગતો સૂત્રનો એક દોષ. જેમ " ब्राह्मणो न हन्तव्यः " એવું સૂત્ર બાંધ્યું હોય તો બ્રાહ્મણ ન મારવો ત્યારે અબ્રાહ્મણાદિકને મારવાનું અર્થાપત્તિથી આવી પડે છે, કે જે અનિષ્ટ છે. માટે ત્યાં અર્થાપત્તિ દોષ છે. સૂત્ર રચનામાં તે દોષ ટાળવો જોઇએ.

**अत्थाह.** त्रि० ( अ-स्ताघ ) અગાધ; ઘણું ઉંડુ. (૨) ગંભીર.

**अत्थाहिगार.** पुं० ( अर्थाधिकार ) પ્રકરણ વગેરેનું અભિધેય; ઉપક્રમનો એક ભેદ.

**अत्थि.** अ० (अस्ति) છે; વિદ્યમાન. (૨) पुं० ધર્માસ્તિકાય આદિના સૂક્ષ્મ અંશ-પ્રદેશ. (૩) પન્નવણા સૂત્રના ત્રીજા પદના એકવીસમા દ્વારનું નામ, જેમાં ધર્માસ્તિકાય આદિ છ દ્રવ્યનું અલ્પાબહુત્વ દર્શાવ્યું છે.

**अत्थि.** त्रि० ( अर्थिन् ) ધનિક; શ્રીમંત. (૨) સૂત્ર અને અર્થને જાણનાર ગુરૂ. (૩) માલિક; સ્વામી.

**अत्थि.** न० ( अस्थि ) હાડકું.

**अत्थिअ.** त्रि० (अर्थिक ) અર્થી; લાલચુ.

**अत्थिअ.** पुं० ( अस्थिक ) બહુ બીજવાળું વૃક્ષ વિશેષ; અગથિયાનું ઝાડ. (૨) न० તે ઝાડનાં ફૂલ. (૩) હાડકું.

**अत्थिउद्देसय.** पुं० (अस्त्युद्देशक) ભગવતીસૂત્રના ૨૦ મા શતકના બીજા ઉદ્દેશાનું નામ.

**अत्थिकाय.** पुं० ( अस्तिकाय ) પ્રદેશના સમૂહ રૂપ કાળ સિવાયનાં પાંચ દ્રવ્ય.

**अत्थिक्क.** न० ( आस्तिक्य ) આસ્તિકપણું; જીવ, અજીવ, સ્વર્ગ, નરકાદિને માનવાં તે.

**अत्थित्त.** न० ( अस्तित्व ) અસ્તિત્વ; વિદ્યમાનપણું.

**अत्थित्तिनय.** पुं० ( अस्तीतिनय ) દ્રવ્યાર્થિકનય.

**अत्थिनत्थिप्पवाय.** पुं० ( अस्तिनास्तिप्रवाद ) અસ્તિનાસ્તિ નામનો ચોથો પૂર્વ; ચૌદ પૂર્વ શાસ્ત્રમાંનું એક.

**अत्थिभाव.** पुं० (अस्तिभाव ) અસ્તિત્વ; વિદ્યમાનપણું. (૨) સત્પદાર્થ; વિદ્યમાન વસ્તુ.

**अत्थिमिज्ज.** न० (अस्थिमज्जा) હાડકાંની મજ્જા.

**अत्थिय.** त्रि० (आस्तिक) જીવ, અજીવ, સ્વર્ગ, નરક,મોક્ષ આદિને માનવાવાળો; આસ્તિક.

**अत्थिया.** स्त्री० (अस्तिता) અસ્તિત્વ; હોવાપણું.

**अत्थिर.** त्रि० ( अस्थिर ) અપરિચિત. (૨) અટકાઉ; ઘણો વખત ચાલે નહિ એવું.

**अत्थिरणाम.** न० (अस्थिरनामन्) જેના ઉદયથી કાન, આંખ વગેરે શરીરના અવયવો અસ્થિર મળે તે નામ કર્મની એક પ્રકૃતિ.

**अत्थिवाय.** पुं० ( अस्तिवाद ) સત્પદાર્થોનું અસ્તિત્વ સ્થાપવું જેમ આત્મા છે, કર્મ છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છે ઇત્યાદિ સત્ પદાર્થનું સત્વ અને શશશૃંગ, ખપુષ્પ આદિ અસત્પદાર્થોનું અસત્વ સ્વીકારવું તે.

**अत्थुग्गह.** पुं० ( अर्थावग्रह ) વ્યજનાવગ્રહ પછી અર્થનું સામાન્યપણે ગ્રહણ કરવું તે, પાંચ ઇંદ્રિય અને મન સાથે પદાર્થનો વ્યક્ત સબંધ થાય તે.

**अत्थुग्गहण.** न० ( अर्थावग्रहण ) કરણીના ફળનો નિશ્ચય કરવો તે.

**अत्थुय.** त्रि० ( आस्तृत ) બિછાવેલુ.

**अत्थेगइय.** त्रि० ( अस्त्येकक ) છે કોઇ એક; ગમે તે કોઇ એક.

**अत्थेगइय.** त्रि० ( सन्त्येक ) છે કેટલાએક.

**अत्थोग्गह.** पुं० ( अर्थावग्रह ) જુઓ " અત્થુગ્ગહ " શબ્દ.

**अत्थोग्गहण.** न० ( अर्थावग्रहण ) જુઓ "અત્થુગ્ગહણ " શબ્દ.

**अत्थोवग्गह.** पु० ( अर्थावग्रह ) જુઓ " અત્થુગ્ગહ " શબ્દ.

**अथ.** अ० ( अथ ) પછી, પશ્ચાત.

**अथव्वण.** पु० ( अथर्वण ) ચોથા વેદનું નામ

**अथव्वणवेय.** पु० ( अथर्वणवेद ) જુઓ "અત્થવ્વણ" શબ્દ.

**अथिर.** त्रि० ( अस्थिर ) જુઓ " અથિર " શબ્દ.

**अथिरणाम.** न० ( अस्थिरनामन् ) નામ કર્મનો એક ભેદ.

**अदंसण.** न० ( अदर्शन ) દર્શનનો અભાવ, આંખેકરી ન જોવુ તે. (૨) त्रि० દષ્ટિવિનાનો; આંધળો. (૩) થિણુદ્ધિ નિદ્રાના ઉદયવાળો. (૪) સમકિત વગરનો; મિથ્યાત્વી. (૫) પરોક્ષ; જેને પ્રત્યક્ષ દર્શન નથી તે.

**अदंसिया.** न० ( अदर्शिका ) એક પ્રકારની મિષ્ટ વસ્તુ.

**अदक्खु.** त्रि० ( अदृष्ट ) અર્વાગ દર્શનવાળો; ટુંકી દૃષ્ટિવાળો.

**अदक्खु.** त्रि० ( अपश्य ) અન્ધ; આંધળો. (૨) અસર્વજ્ઞ.

**अदक्खु** त्रि० ( अदक्ष ) અનિપુણ; કુશળ નહિ તે.

**अदक्खुदंसण.** त्रि० ( अदक्षदर्शन ) અસર્વજ્ઞ શાસનના અનુયાયી; અન્ય દર્શની.

**अदत्तहर.** त्रि० ( अदत्तहर ) અણદીધુ હરનાર.

**अदत्तहार.** त्रि० ( अदत्तहार ) ચોર.

**अदत्तहारि** त्रि० ( अदत्तहारिन् ) ચોર.

**अदत्तादाण.** न० ( अदत्तादान ) અદત્તાદાન, ચોરી.

**अदत्ताहार.** पुं० ( अदत्ताहार ) દીધા વિનાનું હરનાર; ચોર.

**अदब्भ.** त्रि० ( अदभ्र ) અનલ્પ; ઘણું.

**अदब्भवाह.** त्रि० ( अदभ्रवाह ) ઘણો બોજો ઉપાડી જનાર ઘોડા વગેરે.

**अदिइ.** पु० ( अदिति ) જુઓ "અઇઇ" શબ્દ.

**अदिज्ज.** त्रि० ( अदेय ) ન દેવા યોગ્ય. (૨) જ્યાં લેવા દેવા કરવાની મના કરવામાં આવી હોય તેવું નગર વગેરે.

**अदिट्ठ.** त्रि० ( अदृष्ट ) નહિ જોએલું; નહિ જાણેલુ. (૨) न० પૂર્વજન્મનાં કર્મ.

**अदिट्ठलाभिय.** पु० ( अदृष्टलाभिक ) પૂર્વે નહિ જોએલ દાતાર આપે તોજ લેવું એવા અભિગ્રહથી ગવેષણા કરનાર (સાધુ).

**अदिट्ठसेवग.** पु० ( अदृष्टसेवक ) દેશ પાર થયેલ સેવક; સ્વામિને મોં ન બતાવનાર સેવક

**अदिट्ठहड.** त्रि० ( अदृष्टहृत ) દીઠા વગર ગ્રહણ કરેલ

**अदिरणादाण.** न० ( अदत्तादान ) જુઓ "અદત્તાદાણ" શબ્દ.

**अदिरणादाणवत्तिय.** पुं० ( अदत्तादानप्रत्ययिक ) અદત્ત વસ્તુ ગ્રહણ કરવાથી આત્મા દંડાય તે; તેર ક્રિયાસ્થાનકમાંનું સાતમું ક્રિયાસ્થાનક.

**अदिरणादाणवेरमण.** न० ( अदत्तादानविरमण ) અદત્ત વસ્તુ લેવાનો ત્યાગ; ત્રીજું વ્રત.

**अदिति.** ( अदिति ) જુઓ "અદઇ" શબ્દ.

**अदिन्न.** त्रि० ( अदत्त ) અહિંસક.

**अदिन्नविचि.** स्त्री० ( अदत्तवृत्ति ) પોતાને કે પરને અર્થે અણદીધું લેવાની વૃત્તિ; સાતમુ ક્રિયાસ્થાનક.

**अदीणविचि.** त्रि० ( अदीनवृत्ति ) દીનવૃત્તિ વગરનો.

**अदीणसत्तु.** पुं० ( अदीनशत्रु ) કુરૂદેશના હસ્તિનાગપુર નગરના રાજાનું નામ. (૨) બાવીશમા તીર્થંકરના ત્રીજા પૂર્વભવનું નામ. (૩) ચંપાનગરીના જિતશત્રુ રાજાનો અદીણશત્રુ નામે યુવરાજ કુમાર.

**अदु.** अ० ( अथ ) પછી; પશ્ચાત્. (૨) અહિ.

**अदुक्खमसुहा.** स्त्री० ( अदुःखमसुखा ) જેમાં દુઃખ નથી તેમજ સુખ નથી તેવી સ્થિતિ.

**अदुत्तरं.** अ० ( अथोत्तरम् ) અથવા; હવે પછી. (૨) હમણાં.

**अदुत्तरंचणं.** अ० (अथोत्तरंचण) જુઓ "અદુત્તર" શબ્દ.

**अदुयं.** अ० ( अद्रुतम् ) વિલંબે, ઉતાવળે નહિ.

**अदुयत्त.** न० ( अद्रुतत्व ) સત્ય વચનના ૩૫ અતિશયમાંનો ૨૭ મો અતિશય.

**अदुयबंधण.** न० (अद्रुतबन्धन) દીર્ઘકાળનું બંધન.

**अदुव. / अदुवा.** अ. ( अथवा ) અથવા; યા.

**अदूर.** त्रि० ( अदूर ) પાસેનું; નજીકનું. (૨) न० પાસે; નજીક.

**अदूरसामंत.** पु० ( अदूरसामन्त ) અતિદૂર કે અતિ નજીક નહિ એવો ઉચિત પ્રદેશ.

**अद्द.** पुं० ( अर्द ) આકાશ.

**अद्द.** त्रि० ( आर्द्र ) ભીનું; લીલું. (૨) આર્દ્ર રાજાના વંશજો. (૩) પું૦ આ નામના એક રાજા. (૪) એક પ્રસિદ્ધ રાજકુમાર કે જે પાછળથી જૈન મુનિ થયા. (૫) એ નામનું એક નગર.

**अद्दइज्ज.** न० ( आर्द्रकीय ) સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુત સ્કંધના છટ્ઠા અધ્યયનનું નામ, કે જેમાં આર્દ્રકુમાર મુનિને ગોશાલા વગેરેની સાથે વાદ થયો છે તેનું વર્ણન છે.

**अद्दइज्ज.** त्रि० ( आर्द्रीय ) આર્દ્રકુમાર સંબન્ધી.

**अद्दगकुमार.** पु० ( आर्द्रककुमार ) આર્દ્રકપુરના આર્દ્રક રાજાનો આર્દ્રક નામે કુમાર, કે જેને અભયકુમારે મોકલેલ બક્ષીસ ઉપરથી જાતિ સ્મરણ જ્ઞાન ઉત્પન્ન થતાં પોતાની મેળે દીક્ષા લીધી.

**अद्दगपुर.** न० ( आर्द्रकपुर ) એ નામનું અનાર્ય દેશનું પ્રાચીન નગર, કે જ્યાં આર્દ્રકુમારનો જન્મ થયો હતો.

**अद्दमुच्छा.** स्त्री० ( आर्द्रमूर्छा ) કન્દ વિશેષ.

**अद्दव.** त्रि० ( अद्रव ) નહિ ગાળેલું.

**अद्दा.** स्त्री० ( आर्द्रा ) આર્દ્રા નક્ષત્ર.

**अद्दाग. / अद्दाय.** पुं० ( आदर्श ) અરીસો; દર્પણ. (૨) સ્ફટિક મણિ.

**अद्दागपसिण.** पुं० ( आदर्शप्रश्न ) પ્રશ્નવિદ્યા વિશેષ. જે વિદ્યાવડે અરીસામાં દેવતાનું આહ્વાન કરી તેની મારફત જવાબ અપાવવામાં આવે. (૨) પ્રશ્ન વ્યાકરણનું અરીસાની પ્રશ્નવિદ્યાવાળુ આઠમુ અધ્યયન, કે જે હાલ વિચ્છેદ થઇ ગયેલ છે.

**अद्ध.** पुं० ( अध्वन् ) માર્ગ; રસ્તો.

**अद्ध.** न० ( अर्द्ध ) અર્ધ; અરધુ.

**अद्धकरिस.** पु० (अर्द्धकर्ष) એક પલનો આઠમો ભાગ; મગધ દેશમાં પ્રસિદ્ધ એક પ્રકારનો તોલ.

**अद्धकुडव. / अद्धकुलव.** पु० ( अर्द्धकुडव ) મગધ દેશ પ્રસિદ્ધ ધાન્યનું એક માપ.

**अद्धचंद.** त्रि० ( अर्द्धचन्द्र ) અર્ધચન્દ્રાકાર. (૨) ગ્રહવિશેષ. (૩) અર્ધચંદ્ર આકારનાં પગથીઆં.

**अद्धचक्कवाल.** न० ( अर्द्धचक्रवाल ) ગતિ વિશેષ, જેમાં અર્ધ ચક્ર પડે એવી ગતિ.

**अद्धचक्कवाला.** स्त्री० ( अर्द्धचक्रवाला ) અર્ધ-ચક્રાકાર શ્રેણી.

**अद्धचक्कि.** पुं० ( अर्द्धचक्रिन् ) ચક્રવર્તી કરતાં જેની અરધી સત્તા હોય તે; વાસુદેવ.

**अद्धणाराय.** न० (अर्द्धनाराच) જેને એક પડખે મર્કટ બન્ધન અને બીજે પડખે ખીલી હોય તેવું હાડકાનું બંધારણ; છ સંઘયણ-માંનું ચોથું સંઘયણ.

**अद्धतुला.** स्त्री० ( अर्द्धतुला ) પચાસ પલની અર્ધતુલા; પ્રાચીન સમયમાં મગધ દેશ પ્રસિદ્ધ તોલ વિશેષ.

**अद्धद्ध.** न० (अर्द्धार्द्ध) અર્દ્ધાનું અર્દ્ધ; પા ભાગ.

**अद्धद्धा.** स्त्री० ( अद्धाद्धा ) દિવસ યા રાત્રિનો એક ભાગ; પ્રહર વગેરે.

**अद्धद्धामीसय.** न० ( अद्धाद्धामिश्रक ) દિવસ રાત્રિ આશ્રી મિશ્ર ભાષા બોલવી, જેમ પહોર દિવસ ચઢ્યો હોય છતાં કહેવું કે બપોરનો થઇ ગયા ઇત્યાદિ; સત્યમૃષા ભાષાનો એક પ્રકાર.

**अद्धपल.** न० ( अर्द्धपल ) બે કર્ષ પ્રમાણ; અર્ધપલ.

**अद्धपलियंका.** स्त्री० ( अर्द्धपर्यङ्का ) અરધી પ-લાંઠીએ બેસવું તે; એક પગ સાથળ ઉપર અને એક પગ જમીન ઉપર મૂકવો તે; આસનવિશેષ.

**अद्धपेडा.** स्त्री० ( अर्द्धपेटा ) સાધુ ગૃહસ્થનાં ઘરોની ચારે દિશામાં ચાર પંક્તિ કલ્પી, તેમાંથી બબે પંક્તિને છેડે વ્હોરે, વચમાં ખાલી રાખે તે; ગોચરીની આઠ વીથી-માંની છઠી વીથી.

**अद्धभरह.** पुं० ( अर्द्धभरत ) ભરતખંડનો અ-રધો ભાગ.

**अद्धभार.** पुं० ( अर्द्धभार ) અર્ધો ભાર; તોલ વિશેષ.

**अद्धमागह.** न० ( अर्द्धमागध ) ધર વિશેષ.

**अद्धमागहा.** } स्त्री० ( अर्द्धमागधी ) પ્રાકૃત
**अद्धमागही.** } ભાષાની એક પેટા ભાષા, કે જે મહાવીર સ્વામીના વખતમાં મગધદેશના અર્ધ ભાગમાં બોલાતી હતી અને જે ભાષામાં તીર્થંકરોએ ઉપદેશ આપ્યો છે તે ભાષા; જૈન આગમની મૂળ ભાષા.

**अद्धमाणिआ.** स्त्री० ( अर्द्धमाणिका ) } અર્ધી-
**अद्धमाणी.** स्त्री० ( अर्द्धमाणी ) } માણી; ૧૨૮ પલ પ્રમાણ.

**अद्धमास.** पुं० (अर्द्धमास ) અર્ધમાસ; પક્ષ.

**अद्धमासिय.** त्रि० ( अर्द्धमासिक ) પાક્ષિક; પક્ષ સંબંધી. (૨) પાક્ષિકતપ, પંદર દિવસના ભેગા ઉપવાસ કરવા તે.

**अद्धरज्जिय.** पुं० ( अर्द्धराज्यक ) અરધા રાજ્યનો ધણી; અર્ધ રાજ્યનો માલિક.

**अद्धरत्त.** न० ( अर्द्धरात्र ) મધ્યરાત; મધ્ય-રાત્રિ.

**अद्धवेयाली.** स्त्री० ( अर्द्धवैताली ) વૈતાલિક વિદ્યાને દબાવનારી વિદ્યા.

**अद्धसम.** न० ( अर्द्धसम ) બે ચરણમાં સરખા અક્ષર હોય અને બે ચરણમાં સરખા ન હોય તેવો છંદ.

**अद्धसागर.** पुं० ( अद्धासागर ) અદ્ધાસાગરોપમ; દશક્રોડ અદ્ધાપલ્યોપમ પરિમિત કાળ વિભાગ; કાયસ્થિતિ અને કર્મસ્થિતિમાં આ સાગરોપમનો ઉપયોગ થાય છે.

**अद्धहार.** पुं० ( अर्द्धहार ) નવસરો હાર; ગળામાં પહેરવાનું આભરણ વિશેષ.

**अद्धहारभद्द.** पुं० (अर्द्धहारभद्र) અર્દ્ધહાર દ્વીપનો અધિપતિ દેવતા.

**अद्धहारमहाभद्द.** पुं० ( अर्द्धहारमहाभद्र ) અર્ધહાર દ્વીપનો અધિપતિ દેવતા.

**अद्धहारमहावर.** पुं० ( अर्द्धहारमहावर ) અર્દ્ધહાર સમુદ્ર અને અર્દ્ધહારવર સમુદ્રનો અધિપતિ દેવતા.

**अद्धहारवर.** पुं० ( अर्द्धहारवर ) અર્ધહાર સમુદ્રનો અધિષ્ઠાયક દેવતા. (૨) એ નામનો એક દ્વીપ અને એક સમુદ્ર.

**अद्धहारवरमद्द.** पुं० (अर्द्धहारवरमद्र) અર્ધહારવર દ્વીપનો અધિષ્ઠાતા દેવતા.

**अद्धहारवरमहावर.** पुं० ( अर्द्धहारवरमहावर ) અર્ધહારવર સમુદ્રનો અધિષ્ઠાતા દેવતા.

**अद्धहारवरवर.** पुं० ( अर्द्धहारवरवर ) અર્ધહારવર સમુદ્રનો અધિપતિ દેવતા.

**अद्धहारोभास.** पुं० (अर्द्धहारावभास) એ નામનો એક દ્વીપ અને એક સમુદ્ર.

**अद्धहारोभासमद्द.** पुं० ( अर्द्धहारावभासमद्र ) અર્ધહારાવભાસ દ્વીપનો અધિપતિ દેવતા.

**अद्धहारोभासमहामद्द.** पुं० ( अर्द्धहारावभासमहामद्र ) અર્દ્ધહારાવભાસ દ્વીપનો અધિપતિ દેવતા.

**अद्धहारोभासमहावर.** पुं० ( अर्द्धहारावभासमहावर ) અર્ધહારાવભાસ સમુદ્રનો અધિપતિ દેવતા.

**अद्धहारोभासवर.** पुं० ( अर्द्धहारावभासवर ) અર્ધહારાવભાસ સમુદ્રનો અધિષ્ઠાતા દેવતા

**अद्धा.** स्त्री० ( अध्वन् ) માર્ગ; રસ્તો.

**अद्धा.** स्त्री० ( अद्धा ) ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ. (૨) કાળ આશ્રી મિશ્ર વચન બોલવું, જેમ રાત છતાં કોઇને કહેવું કે " ઉઠ ઉઠ દિવસ ઉગી ગયો " મિશ્ર ભાષાનો નવમો પ્રકાર. (૩) સંકેત. (૪) લબ્ધિ; શક્તિ.

**अद्धाउय.** पुं० न० ( अद्धायुष् ) કાળપ્રધાન આયુષ્ય; મનુષ્ય અને તિર્યંચનું આયુષ્ય કાળ પ્રધાન છે, એટલે કે એક ભવ થયા પછી પણ કોઇને પુનઃ તેજ ભવ પ્રાપ્ત થતાં મનુષ્ય કે તિર્યંચનું આયુષ્ય ફરી ભોગવાય છે.

**अद्धाकाळ.** पुं० ( अद्धाकाल ) સૂર્યક્રિયાવાળા અઢી દ્વીપમાં વર્તતો કાળ.

**अद्धाछेय.** पुं० ( अद्धाच्छेद ) કર્મની સ્થિતિરૂપ કાળનો ઉચ્છેદ; સ્થિતિઘાત.

**अद्धाढय.** पुं० ( अर्द्धाढक ) એક પ્રકારનું પરિમાણ; આઢકનો અર્ધો ભાગ.

**अद्धाण.** न० ( अध्वान ) પ્રયાણ કરવું તે; મુસાફરી કરવી તે.

**अद्धाण.** पुं० ( अध्वन् ) માર્ગ; રસ્તો.

**अद्धापच्चक्खाण.** न० ( अद्धाप्रत्याख्यान ) કાળની મર્યાદા બાંધી પચ્ચખાણ કરવાં તે; પચ્ચખાણનો દસમો પ્રકાર.

**अद्धापलिय.** } **अद्धापल्ल.** } न० ( अद्धापल्य ) એક જોજનનો લાંબો, પહોળો અને ઉંડો કુવો વાળાગ્રથી ભરેલો હોય, તેમાંથી સો સો વરસે એક વાળાગ્ર કાઢતાં જેટલા વખતમાં ખાલી થાય તેટલો વખત.

**अद्धामीसय.** न० ( अद्धामिश्रक ) } **अद्धामीसिया.** स्त्री० (अद्धामिश्रिता) } કાળઆશ્રી સત્યમૃષાભાષાનો એક પ્રકાર; જેમકે દિવસ હોય છતાં "ઉતાવળ કરો રાત પડી ગઇ" એમ કહેવું તે.

**अद्धासमय.** पु० (अद्धासमय) કાળનો ઝીણામાં ઝીણો અંશ. (૨) વસ્તુનું પરિવર્તન કરનાર એક દ્રવ્ય; છ દ્રવ્યમાંનું કાળ નામે એક દ્રવ્ય.

**अद्धिइ.** स्त्री० ( अधृति ) અધીરાઇ; ધીરજનો અભાવ.

**अद्धुट्ठ.** त्रि० ( अर्द्धचतुष्क ) સાડા ત્રણ.

**अद्धुव.** त्रि० ( अध्रुव ) અનિશ્ચલ; અસ્થિર.

**अद्धुवबंधिणी.** स्त्री० ( अध्रुवबन्धिनी ) જે યુગલ પ્રકૃતિમાંથી એકનો બંધ થતાં બીજીનો બંધ ન થાય તે, જેમ હાસ્ય અને રતિનો બંધ થતાં શોક અને અરતિનો બંધ ન થાય તે.

**अद्धुवसंतकम्म.** न० ( अध्रुवसत्कर्मन् ( અધ્રુવ સત્તાવાળા કર્મ; જે કદાચ બંધાય કદાચ ન બંધાય એવી કર્મ પ્રકૃતિ.

**अद्धुवसकम्मिया.** स्त्री० ( अध्रुवसत्कर्मिका ) ધ્રુવ સત્કર્મની પ્રતિપક્ષ પ્રકૃતિ.

**अद्धुवसत्तागा.** स्त्री० (अध्रुवसत्ताका) જેની સત્તા કોઇ વખતે હોય કોઇ વખતે ન હોય એવી કર્મપ્રકૃતિ.

**अद्धुवोदया.** स्त्री० ( अध्रुवोदया ) જેનો ઉદય વિછિન્ન થયા પછી પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવરૂપ હેતુના સાન્નિધ્યથી પુનઃ ઉદય થાય એવી કર્મ પ્રકૃતિ.

**अद्धोरुग.** न० ( अर्द्धोरुक ) સાધ્વીને સાથળપર ધારણ કરવાનું વસ્ત્ર; સાધ્વીના ૨૫ ઉપકરણમાંનું એક.

**अद्धोवमिय.** न० ( अद्धौपम्य ) પલ્યોપમ, સાગરોપમ આદિ ઉપમા કાળ; ઉપમા વિના જેનું ગ્રહણ ન થઇ શકે તેવો કાળ.

**अध.** अ० ( अधस् ) નીચે.

**अधरागा.** त्रि० ( अधन्य ) અકૃતાર્થ; નિન્દ્ય.

**अधम.** त्रि० ( अधम ) હલકું; દુષ્ટ.

**अधम्म.** पुं० ( अधर्म ) સ્થિતિહેતુભૂત અધર્માસ્તિકાય; ૭ દ્રવ્યમાંનું બીજું દ્રવ્ય. (૨) મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને અશુભ યોગરૂપ કર્મબંધ કારણભૂત આત્મપરિણામ. (૩) સાવદ્યાનુષ્ઠાન રૂપ પાપ. (૪) અબ્રહ્મચર્યનું સોળમું ગૌણ નામ.

**अधम्मकेउ.** पुं० ( अधर्मकेतु ) અધર્મની ધ્વજા ફરકાવનાર પાપિષ્ઠ.

**अधम्मक्खाइ.** त्रि० ( अधर्मख्याति ) અધર્મિ તરીકે જેની પ્રસિદ્ધિ હોય તે.

**अधम्मक्खाइ.** त्रि० ( अधर्मख्यायिन् ) અધર્મનું પ્રતિપાદન કરનાર.

**अधम्मजीवि.** त्रि० ( अधर्मजीविन् ) અધર્મ વૃત્તિથી જીવનાર.

**अधम्मजुत्त.** न० (अधर्मयुक्त) તદ્દોષ ઉદાહરણનો એક પ્રકાર, કે જે સાંભળવાથી શ્રોતાને અધર્મ બુદ્ધિ થાય.

**अधम्मत्थिकाय.** पुं० ( अधर्मास्तिकाय ) જીવ અને પુદ્‌ગળની ગતિ અટકાવવામાં સ્હાય આપનાર દ્રવ્ય; ૭ દ્રવ્યમાંનું અધર્માસ્તિકાય નામે બીજું દ્રવ્ય.

**अधम्मदाण.** न० (अधर्मदान) અધર્મીને અપાતું દાન કે જે અધર્મને ઉત્તેજન આપે.

**अधम्मदार.** न० ( अधर्मद्वार ) આશ્રવદ્વાર; પ્રશ્ન વ્યાકરણ સૂત્રનું પ્રથમ દ્વાર.

**अधम्मपक्ख.** पुं० ( अधर्मपक्ष ) ક્રિયાવાદી, અક્રિયાવાદી, અજ્ઞાનવાદી, વિનયવાદી વગેરે પાખંડી; અધર્મપક્ષ.

**अधम्मि** त्रि० ( अधर्मिन् ) ધર્મહીન; અધર્મી.

**अधम्मिजोय.** पुं० ( अधर्मियोग ) નિમિત્ત, વસીકરણ આદિ પ્રયોગ કરવો તે.

**अधम्मिट्ठ.** त्रि० (अधर्मिष्ठ) પાપીઓને વહાલું.

**अधर.** त्रि० ( अधर ) નીચેનું.

**अधरिम.** त्रि० ( अधरिम ) જ્યાં અમુક વખત માટે કોઇએ કોઇની પાસેથી કરજ લેવું નહિ કે તે સબંધી તકરાર કરવી નહિ એવો હુકમ ફરમાવવામાં આવ્યો હોય એવું નગર વગેરે.

**अधरी.** स्त्री० ( अधरी ) વાટવાની છિપર; ખરલ.

**अधरीलोट्ठ.** पुं० ( अधरीलोष्ट ) વાટવાનો પથરો; ઓરસીઓ.

**अधरुट्ठ.** पुं० ( अधरोष्ठ ) નીચેનો હોઠ.

**अधा.** स्त्री० ( अधस् ) અધોદિશા, નીચલીદિશા.

**अधारणिज्ज.** त्रि० ( अधारणीय ) જુઓ "અધરિમ" શબ્દ. (૨) પ્રાણ ધારણ કરવાને અસમર્થ; નિર્વાહ ન થઇ શકે તેવું.

**अधि.** अ० ( अधि ) અધિકપણું.

**अधिकरण.** न० ( अधिकरण ) કલહ; કજીઓ. (૨) એરણ; લોહાર કે સોનીનું એક ઘડવાનું સાધન. (૩) કૃષિઆદિ આરંભનું હથિયાર.

**अधिगम.** पुं० ( अधिगम ) ગુરૂનો ઉપદેશ સાંભળવાથી થયેલ બોધ.

**अधिगमरुइ.** પુ० स्त्री० ( अधिगमरुचि ) ગુરૂનો બોધ સાંભળી થયેલ તત્ત્વ જીજ્ઞાસા; સમક્તિનો એક પ્રકાર.

**अधिगमसम्मदंसण.** न० (अधिगमसम्यग्दर्शन) ગુરૂનો ઉપદેશ સાંભળવાથી થયેલ સમ્યગ્ દર્શન.

**अधिगय.** न० ( अधिकृत: ) અધિકાર.

**अधिगय.** त्रि० (अधिगत) જાણવામાં આવેલ

**अधिगरण.** न० ( अधिकरण ) જુઓ " અધિકરણ " શબ્દ.

**अधिगरणकिरिया.** स्त्री० ( अधिकरणक्रिया ) તલવાર આદિ આરંભ સમારંભના નિમિત્તથી લાગતુ કર્મબંધન.

**अधिगरणिया.** स्त्री० ( अधिकरणिका ) કલેશ કે હિંસાદિકનાં સાધનો ઉભાં કરવાથી લાગતી ક્રિયા; અધિકરણિકી ક્રિયા.

**अधिगरणी.** स्त्री० ( अधिकरणी ) એરણ.

**अधिगरणीसाला.** स्त्री० ( अधिकरणीशाला ) લુહારની કોડ; જ્યાં લોઢું ઘડાય તે ઘર.

**अधिगार.** પુ० ( अधिकार ) વ્યાપાર.

**अधिय.** त्रि० ( अधिक ) ઘણું; વધારે.

**अधीर.** त्रि० ( अधीर ) બુદ્ધિ રહિત, ધીરજ વગરનો.

**अधुव.** त्रि० ( अध्रुव ) જુઓ "અદ્ધુવ" શબ્દ.

**अधुवचित्ता.** स्त्री ( अध्रुवाचित्ता ) ધ્રુવ અચિત્ત દ્રવ્યની વર્ગણા પછીની અધ્રુવઅચિત્ત પુદ્ગળની વર્ગણા.

**अधुववंधी.** स्त्री० ( अध्रुवबन्धिनी ) જે યુગલ પ્રકૃતિમાંથી એકનો બંધ થતાં બીજીનો બંધ ન થાય તે, જેમ હાસ્ય અને રતિનો બંધ થતાં શોક અને અરતિનો બંધ ન થાય તે.

**अधुवसत्ता.** स्त्री० ( अध्रुवसत्ता ) જે કર્મ પ્રકૃતિની સત્તા જીવને સર્વદા ન હોય તે.

**अधो.** अ० ( अधस् ) જુઓ " અધ " શબ્દ.

**अधोगामि.** त्रि० ( अधोगामिन् ) પાણીના પ્રવાહની પેઠે નીચે જનાર.

**अधोहि.** पुं० ( अधोवधि ) પરમાવધિથી ઉતરતા પ્રકારના અવધિજ્ઞાનવાળો જીવ.

**अनंत.** त्रि० ( अनन्त ) પાર વગરનું; જેનો પાર આવી શકે નહિ તે.

**अनंतहिय.** न० ( अनन्तहित ) મોક્ષ

**अनन्न.** त्रि० ( अनन्य ) જુઓ " અણણ્ણ " શબ્દ.

**अनल.** पुं० ( अनल ) અગ્નિ; આગ.

**अनलस्स.** त्रि० ( अनलस ) આલસ્ય રહિત; ઉત્સાહી.

**अनवरयं.** अ० ( अनवरतम् ) સતત; નિરંતર.

**अनह.** त्रि० ( अनघ ) વિઘ્ન વગરનું.

**अनाउत्त.** त्रि० ( अनायुक्त ) ઉપયોગ વગરનું.

**अनागय.** त्रि० ( अनागत ) આવતા કાળનું. (૨) ભવિષ્યમાં થનારૂં.

**अनागार.** त्रि० ( अनाकार ) આકાર વગરનું. (૨) પું० દર્શનનો ઉપયોગ.

**अनाण.** न० ( अज्ञान ) જુઓ " અણાણ " શબ્દ.

**अनादेज्ज.** त्रि० ( अनादेय ) નામ કર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવે કહેલ હિતકારી વચન પણ કોઇ સ્વીકારે નહિ, અને ઉપકૃત માણસ પણ તિરસ્કાર કરે છે.

**अनाबाह.** त्रि० ( अनाबाध ) જુઓ " અણાબાહ " શબ્દ.

**अनाय.** त्रि० ( अज्ञात ) જુઓ " અણાય " શબ્દ.

**अनाय** त्रि० ( अनात्मन् ) આત્મભિન્ન.

**अनायभासि.** त्रि० ( अन्यायभाषिन् ) યદ્વાતદ્વા ન્યાય વિરૂદ્ધ બોલનાર.

**अनारिय.** त्रि० (अनार्य) જુઓ "અણારિય" શબ્દ.

**अनासन्न.** त्रि० ( अनासन्न ) નજીક નહિ તે; દૂરવર્તી.

**अनिअट्टिबायर.** पुं० ( अनिवृत्तिबादर ) કષાયના અષ્ટકને ખપાવવાના આરંભથી અને નપુંસક વેદના ઉપશમથી માંડી બાદર લોભને ખપાવે કે ઉપશમાવે ત્યાં સુધીની સ્થિતિમાં નવમે ગુણઠાણે વર્તતો જીવ.

**अनिक्खित्त.** त्रि० (अनिक्षिप्त) નિરંતર; ખાંચો પાડ્યા વિના.

**अनिगिण.** पुं० ( अनग्न ) કલ્પવૃક્ષની દસમી જાત; નગ્નપણાને ટાળવા વસ્ત્રાદિક આપનાર કલ્પવૃક્ષ.

**अनिच्च.** त्रि० ( अनित्य ) અનિત્ય, અસ્થિર.

**अनिज्जूढ.** त्रि० ( अनिर्यूढ ) જૂદું કલ્પેલું છતાં જૂદું વહેંચી નહિ આપેલું.

**अनिट्ठ.** त्रि० ( अनिष्ट ) ઇષ્ટ નહિ તે, અશુભ.

**अनिद्दा.** स्त्री० ( अनिद्रा ) જુઓ " અણિદા " શબ્દ.

**अनिमित्ती.** स्त्री० ( अनिमित्ती ) લિપિ વિશેષ.

**अनियट्ट.** पुं० ( अनिवर्त्त ) જ્યાંથી ફરી નિવર્તવાનું નથી તે; મોક્ષ.

**अनियट्ट.** त्रि० ( अनिवृत्त ) નિવૃત્તિ પામેલ નહિ.

**अनियट्टि.** न० (अनिवर्तिन् ) જુઓ " અણિયટ્ટિ " શબ્દ.

**अनियट्टिबायर.** पुं० ( अनिवृत्तिबादर ) જુઓ " અણિયટ્ટિબાયર " શબ્દ.

**अनियट्टीकरण.** न० ( अनिवर्त्तीकरण ) જુઓ " અણિયટ્ટિકરણ " શબ્દ.

**अनिययवित्ति.** त्रि० ( अनियतवृत्ति ) અપ્રતિબદ્ધપણે વિહાર કરનાર.

**अनिया.** स्त्री० ( अनिदा )જુઓ " અણિદા " શબ્દ.

**अनिरुद्ध.** पुं० ( अनिरुद्ध ) પ્રદ્યુમ્ન કુમારની વૈદર્ભી રાણીનો પુત્ર. (૨) અંતગડ સૂત્રના ચોથા વર્ગના આઠમા અધ્યયનનું નામ.

**अनिल.** पुं० ( अनिल ) પવન; વાયુ. (૨) ભરતક્ષેત્રના ગઇ ચોવીસીના સત્તરમા તીર્થંકરનું નામ.

**अनिला.** स्त्री० ( अनिला ) ૨૧ મા તીર્થંકર મુનિસુવ્રત સ્વામીની પ્રથમ સાધ્વીનું નામ.

**अनिव्वुड.** त्रि० ( अनिवृत्त ) અચિત થયેલ નહિ; સચિત્ત.

**अनिहत.** त्रि० ( अनिहत ) નિરૂપક્રમ આયુષ્યવાળો; જેનું આયુષ્ય કોઇથી હણાય નહિ એવો.

**अनीअ.** न० ( अनीक ) સૈન્ય; લશ્કર.

**अनीआहिवइ.** पु. (अनीकाधिपति) સેનાનો નાયક.

**अनीसा.** स्त्री० ( अनिश्रा ) બીજાની અપેક્ષાનો અભાવ.

**अनीहारिम.** न० ( अनिर्हारिम ) જુઓ "અણીહારિમ " શબ્દ.

**अनुभूय.** त्रि० ( अनुभूत ) અનુભવેલું, પરિચયમાં આવેલુ.

**अनुरत्त.** त्रि० ( अनुरक्त ) અનુરાગી, પ્રેમી.

**अनुलोम.** त्रि० ( अनुलोम ) જુઓ " અણુલોભ " શબ્દ.

**अन्न.** न० ( अन्न ) અનાજ, દાણા.

**अन्न.** त्रि० ( अन्यत् ) જુઓ "અણ્ણ" શબ્દ.

**अन्नउत्थिय.** त्रि० ( अन्ययूथिक ) જુઓ "અણ્ણઉત્થિય " શબ્દ.

**अन्नजीविय.** त्रि० ( अन्नजीवित ) અન્નને આધારે જીવનાર.

**अन्नतर.** त्रि० (अन्यतर ) જુઓ "અણ્ણયર" શબ્દ.

**अन्नतित्थि.** त्रि० ( अन्यतीर्थिन् ) અન્યતીર્થી; જૈનેતર મતાવલબી.

**अन्नतित्थिदेव.** पुं० ( अन्यतीर्थिदेव ) અન્યમતના દેવ; બ્રહ્મા, વિષ્ણુ, પ્રભૃતિ.

**अन्नत्त.** न० ( अन्यत्व ) અન્યત્વ ભાવના; સકળ સંબંધી વસ્તુતઃ પોતાથી જુદા છે એમ ચિન્તવવું તે.

तेवु स्थान, भीडरहित स्थान. (૩) त्रि० अप्रकाशवाळु, अंधारावाळु. (४) न० ज्यां दूर रहेल माणुसनी नजर न पडे तेवुं स्थळ.

**असंवक्षया.** स्त्री० ( असम्पक्षता ) अरसपरस अनाबाधपणुं, अर्थात् एक क्रिया बीजी क्रियाने विघ्नरूप थवा न पामे ते.

**असंवर.** पु० ( असवर ) आश्रव, संवरनो अभाव.

**असंविग्ग.** त्रि० ( असंविग्न ) शिथिल आचारवाळा; पासत्था आदि.

**असंविग्गपक्खिय.** त्रि० ( असंविग्नपाक्षिक ) सुसाधुनी जुगुप्सा करनार; पासत्थाआदिनो पक्षपाती.

**असंविभाग.** पु० ( असंविभाग ) संविभागनो अभाव, सरखा भाग न पाडवा ते

**असंविभागि.** त्रि० ( असंविभागिन् ) आहारादिकमां सरखो भाग न करनार, बीजानी साथे विषमता राखनार

**असंवुड.** त्रि० ( असंवृत ) पापना निरोधरहित; जेणे आश्रवनां द्वार रोकया नथी ते (२) बकुश नियंठानो एक प्रकार; लोक जाणे तेवी रीते प्रगटपणे दोष लगाडी संयमने मलीन करे ते.

**असंवुडबउस.** पु० ( असंवृतबकुश ) प्रगट रीते दोष लगाडनार साधु.

**असंसइय.** त्रि० ( असंशयित ) असंदिग्ध

**असंसट्ठ.** त्रि० ( असंसृष्ट ) बीजाना आहारमा नहि मळेलुं. (२) नहि खरडायेल; लेप रहित.

**असंसट्ठचरय.** पु० स्त्री० ( असंसृष्टचरक ) विना खरडायेल हाथे अपाय तेज लेवु एवी गवेषणा करनार, अभिग्रहविशेष धारी साधु.

**असंसट्ठा.** स्त्री० ( असंसृष्टा ) हाथ तथा पात्र न खरडाय तेवी रीते भिक्षा लेवी ते; पिण्डैषणानो पहेलो प्रकार.

**असंसत्त.** त्रि० ( असंसक्त ) संसर्ग रहित; अमिलित. (२) अनासक्त, आसक्ति रहित

**असंसार.** पुं० ( असंसार ) संसारनो अभाव, मोक्ष.

**असंसारसमावएणा.** पु० ( असंसारसमापन्न ) संसारने उल्लंघी गयेल जीव, मुक्त जीव.

**असक्कय.** त्रि० ( असंस्कृत ) संस्कार रहित.

**असक्कय.** त्रि० ( असत्कृत ) सत्कार रहित.

**असक्कार.** पु० ( असत्कार ) असत्कार, अनादर.

**असक्कारित.** } त्रि० ( असत्कारित ) अनादर
**असक्कारिय.** } करायेल, सत्कार नहि करेल.

**असक्किरिया.** स्त्री० ( असत्क्रिया ) खोटी क्रिया; खराब चेष्टा.

**असग्गह.** पु० ( असद्ग्रह ) खोटो आग्रह, दुराग्रह

**असग्घ.** त्रि० ( अश्लाघ्य ) श्लाघा न करवा योग्य.

**असच्च.** त्रि० ( असत्य ) मिथ्या; निष्फळ (२) न० असत्य, जूठ

**असच्चमणजोग.** पु० ( असत्यमनोयोग ) मनमा खोटी रीत चिन्तवन करवु ते, असद्भूत के विपरीत पदार्थनु चिंतवन करवु ते.

**असच्चमोस.** त्रि० ( असत्यमृषा ) सत्य नहि तेम असत्य पण नहि तेवु; व्यवहार मात्र.

**असच्चमोसभासा.** स्त्री० ( असत्यमृषाभाषा ) सत्य नहि तेम असत्य नहि तेवी भाषा; व्यवहार भाषा.

**असच्चमोसमणजोग** पु० (असत्यमृषामनोयोग) सत्य नहि तेम असत्य पण नहि एवो मननो व्यापार; मनोयोगनो एक भेद.

**असच्चमोसा** स्त्री० ( असत्यमृषा ) सत्य नहि तेम असत्य नहि एवी भाषा; व्यवहार भाषा.

**असच्चवइजोग.** पुं० ( असत्यवाग्योग ) મિથ્યા વચન વ્યાપાર; વચનયોગનો એક ભેદ.

**असच्चवाइ.** त्रि० ( असत्यवादिन् ) અસત્ય બોલનાર.

**असच्चसंधत्तण.** न० ( असत्यसन्धत्व ) અસત્ય સંકેત; જૂઠનું ૨૬ મું નામ.

**असच्चा.** स्त्री० ( असत्या ) અસત્ય ભાષા.

**असच्चामोस.** त्रि० ( असत्यमृषा ) જુઓ " અસચ્ચમોસ " શબ્દ.

**असच्चामोसभासा** स्त्री० ( असत्यमृषाभाषा ) વ્યવહાર ભાષા.

**असच्चामोसमणजोग.** पुं० (असत्यमृषामनोयोग) જુઓ " અસચ્ચમોસમણજોગ " શબ્દ.

**असच्चामोसमणप्पओग.** पुं० ( असत्यमृषामनःप्रयोग ) જુઓ " અસચ્ચમોસમણજોગ " શબ્દ.

**असच्चामोसवइजोग.** त्रि० ( असत्यमृषावाग्योग ) વ્યવહાર વચનનો યોગ. વાગ્યોગનો એક ભેદ.

**असच्चामोसा.** स्त्री० ( असत्यमृषा ) જુઓ " અસચ્ચમોસા " શબ્દ

**असज्झ.** त्रि० ( असाध्य ) અસાધ્ય; અશક્ય.

**असज्झाअ.** पुं० ( अस्वाध्याय ) સજ્ઝાયનો અભાવ.

**असज्झाइअ.** न० (अस्वाध्यायिक) સજ્ઝાયને અટકાવનારા કારણો, બોડી પર માંસ વગેરે; બત્રીસ અસજ્ઝાયના કારણોમાંનું ગમે તે એક.

**असढ.** त्रि० ( अशठ ) શઠતારહિત, સજ્જન. (૨) રાગદ્વેષરહિત, શુદ્ધ અંતઃકરણવાળો.

**असढकरण** त्रि० ( अशठकरण ) નિષ્કપટ ભાવથી અનુષ્ઠાન કરનાર

**असण.** न० ( अशन ) ભોજન, ખોરાક

**असण.** पुं० ( असन ) બીયકા ઝાડ. (૨) ક્ષેપણ, ફેંકવું તે

**असणि.** पुं० स्त्री० ( अशनि ) વજ્ર; ઇન્દ્રનું આયુધ. (૨) આકાશમાંથી ખરતો અગ્નિનો કણ. (૩) કરા.

**असणिमेह.** पुं० ( अशनिमेघ ) કરાનો વરસાદ.

**असणी.** स्त्री० ( अशनी ) બલેન્દ્રના લોકપાળ સોમની ચોથી અગ્રમહિષી (૨) વૈરોચનેન્દ્રની ચોથી અગ્રમહિષી.

**असण्णि.** त्रि० ( असंज्ञिन् ) મનની સંજ્ઞા રહિત; મનોજ્ઞાનથી રહિત. (૨) સમ્યગ્ દષ્ટિભિન્ન.

**असण्णिपंचिंदिय.** पुं० ( असंज्ञिपञ्चेन्द्रिय ) અસંજ્ઞી પંચેન્દ્રિય જીવ; સમુર્ચ્છિમ મનુષ્ય, સમુર્ચ્છિમ તિર્યંચ વગેરે.

**असण्णिभूय.** त्रि० ( असंज्ञीभूत ) મિથ્યા દષ્ટિ. (૨) મનરહિત તિર્યંચ પંચેન્દ્રિય વગેરે.

**असण्णिसुय.** न० ( असंज्ञिश्रुत ) જૈનેતર શાસ્ત્ર, મિથ્યાદષ્ટિનું શાસ્ત્ર.

**असण्णिहिसंचय.** पुं० स्त्री० (असन्निधिसञ्चय) જેની પાસે વાસી ખાવાનું નથી તે; જુગલિયા.

**असति.** अ० ( असकृत् ) જુઓ " असइं " શબ્દ.

**असत्त.** त्रि० (अशक्त) અશક્ત; સામર્થ્ય વગરનું.

**असत्त.** त्रि० (असक्त) નિઃસંગ, અનાસક્ત.

**असत्त.** न० (असत्त्व) અભાવ; અસત્તા (૨) પારકે રૂપે અવિદ્યમાનપણું, જેમ માટીનું સુવર્ણરૂપે અસત્વ, સુવર્ણનું માટીરૂપે અસત્વ.

**असत्थ.** न० ( अशस्त्र ) નિર્દોષ આચાર રૂપ સંજમ. (૨) અગ્નિ આદિ શસ્ત્રનો અભાવ.

**असत्थपरिणय.** त्रि० ( अशस्त्रपरिणत ) અગ્નિ આદિ શસ્ત્રથી પરિણામ ન પામેલ; સચેત વસ્તુ.

**असत्थाम.** पुं० ( अश्वत्थामन् ) અશ્વત્થામા નામે એક યાદવ કુમાર.

**असद्दहणा.** न० (अश्रद्धान) અશ્રદ્ધા; અવિશ્વાસ
**असद्धेय.** त्रि० ( अश्रद्धेय ) શ્રદ્ધા કરવા યોગ્ય નહિ.
**असन्नि.** त्रि० ( असज्ञिन् ) જુઓ "અસણ્ણિ" શબ્દ.
**असबल.** त्रि० ( अशबल ) ૨૧ સબળા દોષથી દુર રહેનાર; ચારિત્રના અતિચાર ટાળી શુદ્ધ સંયમ પાળનાર. (૨) અમિશ્રિત. (૩) નિર્દોષ; પવિત્ર.
**असब्भ.** त्रि० ( असभ्य ) અસભ્ય; વિવેક રહિત.
**असब्भाव.** पुं० ( असद्भाव ) આકાશ કુસુમની પેઠે અસદ્ભાવ; ન બનેલ બનાવ (૨) त्रि० અસત્ય; અયથાર્થ.
**असब्भावठ्ठवणा** स्त्री० ( असद्भावस्थापना ) તે આકાર ન હોય છતાં તેમાં તેની સ્થાપના કરવી તે; જેમ લાકડીનો ઘોડો બનાવી ઘોડાની કલ્પના કરવી તે.
**असब्भावणा.** स्त्री० ( असद्भावना ) અસત્ય ભાવના.
**असब्भावपज्जव.** पुं० ( असद्भावपर्यव ) પર પર્યાયની અપેક્ષાએ અસદ્રૂપ પર્યાય.
**असब्भावपट्ठवणा.** स्त्री० ( असद्भावप्रस्थापना ) અસત્ અર્થની કલ્પના.
**असब्भूय.** न० ( असद्भूत ) અસત્ય; જૂઠું
**असमंजस.** त्रि० ( असमञ्जस ) અસંગત; અઘટિત.
**असमण.** पुं० ( अश्रमण ) અસાધુ; સાધુ નહિ.
**असमत्त.** त्रि० ( असमाप्त ) અપૂર્ણ; અપર્યાપ્ત (૨) અસમાપ્ત વિધિ
**असमत्त.** न० ( असम्यक्त्व ) અસમ્યક્; સમ્યગ્ નહિ.
**असमत्तदंसि.** त्रि० ( असम्यक्त्वदर्शिन् ) સમ્યગ્-દર્શી નહિ, મિથ્યાદર્શની.
**असमत्थ.** त्रि० ( असमर्थ ) અસમર્થ; કરડી આંખથી પણ બીનાર
**असमय.** पुं० ( असमय ) અસમ્યગ્ આચાર; જૂઠું ૨૫ મુ નામ.
**असमवाइ.** न० ( असमवायिन ) નૈયાયિક અથવા વૈશેષિક મત પ્રસિદ્ધ કારણ વિશેષ
**असमाण** त्रि० ( असमान ) અસાધારણ, સર્વોત્કૃષ્ટ
**असमाहड.** त्रि० ( असमाहृत ) અશુદ્ધ; શુદ્ધિથી રહિત. (૨) સ્વીકારેલ નહિ; ગ્રહણ નહિ કરેલ
**असमाहि.** पुं० (असमाधि) અસમાધિ, ચિત્તની અસ્વસ્થતા
**असमाहिट्ठाण.** त्रि० ( असमाधिस्थान ) અસમાધિના ૨૦ સ્થાનક
**असमाहिमरण** न० ( असमाधिमरण ) બાલ મરણ
**असमाहिय.** त्रि० (असमाहित) બીભત્સ, ખરું (૨) મોક્ષ માર્ગરૂપ ભાવ સમાધિથી દૂર વર્તનાર; શુભ અધ્યવસાય રહિત
**असमित.** त्रि० ( अशान्त ) શાન્ત ન થયેલ
**असमिति.** स्त्री० ( असमिति ) બોલવામાં, ચાલવામાં, વસ્તુ લેવા મુકવા કે પર-ઠવવામાં યત્ના ન રાખવી તે; સમિતિનો અભાવ.
**असमित्त.** पुं० ( अश्वमित्र ) ક્ષણિક વાદને માનનાર અશ્વમિત્ર નામનો ચોથો નિન્હવ
**असमिय** पुं० ( असमित ) બોલવા, ચાલવા, ખાવા, પીવા વગેરેમાં ઉપયોગ શૂન્ય
**असमिय.** } अ० ( असम्यक ) અયુક્ત.
**असमिया.** }
**असमोहय.** त्रि० ( असमवहत ) મૃત્યુ વખતે સમુદ્ઘાત કર્યા વિના બંદુકના ભડાકાની માફક એકી સાથે જે જીવના પ્રદેશ શ-રીરને છોડી પરલોક તરફ પ્રયાણ કરે તે, અસમોહિયા મરણે મરનાર જીવ

**असमोहयमरण.** न० ( असमवहतमरण ) જુઓ " અસમોહય " શબ્દ.

**असमम.** त्रि० ( असम्यक ) સમ્યક્ દષ્ટિ રહિત; સમકિત વિનાનો.

**असयं.** अ० ( अस्वयम् ) પોતાના વિના.

**असरण.** त्रि० ( अशरण ) આધાર રહિત: શરણ રહિત. (२) न० જેમાં શરણ-ઘર નથી તે; સંયમ. (૩) અશરણ ભાવના; સંસારમાં ધર્મ સિવાય અન્ય કોઇ શરણ નથી એમ ચિન્તવવું તે.

**असरणभावणा.** स्त्री० ( अशरणभावना ) 'મરણ સમયે અરિહંતદેવ સિવાય કોઇ શરણ આપે તેમ નથી ' એમ ચિંતવવુ તે; બાર ભાવનામાંની બીજી ભાવના.

**असरणाणुप्पेहा.** स्त्री० ( अशरणानुप्रेक्षा ) જીવને જિનભગવાન્ સિવાય કોઇ શરણ નથી એવી ભાવના

**असरिस.** त्रि० ( असदृश ) અસમાન; સમાનપણાથી રહિત

**असरीर.** त्रि० ( अशरीर ) શરીર રહિત; સિદ્ધ.

**असरीरि.** पु० ( अशरीरिन् ) શરીરરહિત જીવ, સિદ્ધભગવાન્.

**असलेसा.** स्त्री० ( अश्लेषा ) અશ્લેષા નક્ષત્ર.

**असह.** पु० स्त्री० ( असह ) દેવકુરૂ અને ઉત્તરકુરૂ ક્ષેત્રના મનુષ્યની એક જાતિ.

**असहाय.** त्रि० ( असहाय ) સહાયરહિત.

**असहिज्ज.** त्रि० ( असाहाय्य ) સહાયની ઇચ્છા ન કરનાર.

**असहीण.** त्रि० ( अस्वाधीन ) પરતંત્ર, પરાધીન.

**असहु.** त्रि० (असह ) ચારિત્રનુ કષ્ટ સહન કરવાને અસમર્થ રાજકુમારાદિ, સુકોમળ શરીરવાળો.

**असहेज्ज.** त्रि० ( असाहाय्य ) જુઓ " અસહિજ્જ " શબ્દ.

**असाढभूइ.** पुं० ( आषाढभूति ) રાષ્ટ્રપાલ નામનું નાટક ભજવનાર એક પતિત મુનિ કે જે વિશ્વકર્મા નટની બે પુત્રીઓ સાથે લુબ્ધ થયા હતા.

**असाढ.** पु० ( आषाढ ) અષાડમાસ. (२) એક જાતની ગાંઠવાળી વનસ્પતિ.

**असाढय.** न० ( असाढक ) તૃણ વિશેષ.

**असाय.** न० ( असात ) વેદનીય કર્મની એક પ્રકૃતિ, કે જેના ઉદયથી જીવ અસાતા પામે.

**असायण.** पु० ( आश्वायन ) અશ્વ ઋષિના વંશજો.

**असायवेयणिज्ज** } न० ( असातवेदनीय )
**असायावेयणिज्ज.** } વેદનીય કર્મની એક પ્રકૃતિ, કે જેના ઉદયથી જીવ દુઃખ પામે છે

**असार** त्रि० ( असार ) સાર રહિત

**असारंभ.** पुं० ( असंरम्भ ) પ્રાણીના વધનો સંકલ્પ ન કરવો તે, પ્રાણાતિપાતના સકલ્પનો અભાવ.

**असावज्जा.** स्त्री० ( असावद्या ) નિર્દોષ ભાષા; પાપરહિત ભાષા.

**असासय.** त्रि० ( अशाश्वत ) નાશવત; અનિત્ય.

**असाहारण.** त्रि० ( असाधारण ) સાધારણ નહિ, અતુલ્ય, અનુપમ

**असाहारणकारण.** न० ( असाधारणकारण ) મુખ્ય કારણ, ઉપાદાન કારણ.

**असाहु.** त्रि० ( असाधु ) અવિનીત. (२) અમંગલ, અસુંદર. (૩) અનર્થકર; અનર્થહેતુ. (૪) ગોશાલા આદિ કુદર્શનના સાધુ. (૫) અસંયતી; અવ્રતી.

**असि.** पु० ( असि ) ખડ્ગ; તલવાર. (२) નારકીના જીવને તલવાર વડે છેદનાર પરમાધામીની એક જાત. (૩) पु० न० તલવાર બાંધી નોકરી કરવી તે; હથિયાર કર્મ.

**असिखेडग.** न० ( असिखेटक ) તરવાર સહિત મ્યાન.

**असिखेवणी.** स्त्री० ( असिक्षेपणी ) ઢાલ.

**असिचम्मपाय.** न० ( असिचर्मपात्र ) તલવાર સહિત મ્યાન.

**असिट्ठ.** त्रि० (        ) ન કહેલું.

**असिणाइ.** त्रि० ( अस्नायिन ) સ્નાન નહિ કરનાર.

**असिणाण.** त्रि० ( अस्नान ) સ્નાન રહિત. (૨) न० સ્નાન નહિ કરવું તે

**असिणाणमहिट्ठग.** त्रि० ( अस्नानाधिष्ठायक ) જેમા સ્નાનનો પ્રતિષેધ છે એવું અનુષ્ઠાન કરનાર

**असित.** त्रि० ( असित ) પુત્ર કલત્રાદિથી અબદ્ધ

**असित्थ.** न० ( असिक्थ ) પ્રવાહી આહાર, કોળીઆ વળી ન શકે એવો આહાર.

**असिद्ध.** पुं० ( असिद्ध ) સંસારી જીવ (૨) त्रि० અનિષ્પન્ન. (૩) તર્કશાસ્ત્ર પ્રસિદ્ધ દુષ્ટ હેતુ.

**असिद्धि.** स्त्री० ( असिद्धि ) સિદ્ધિનો અભાવ, મોક્ષનો અભાવ

**असिद्धिमग्ग.** न० ( असिद्धिमार्ग ) જેમાં મોક્ષ માર્ગ નથી તે; મોક્ષ માર્ગથી વિપરીત અનુષ્ઠાન.

**असिधारव्वय.** न० ( असिधारावत ) તલવારની ધારપર ચાલવા જેવું વ્રત, અતિકઠિન વ્રત.

**असिधारग.** न० ( असिधारक ) જુઓ " અસિધારવ્વય " શબ્દ.

**असिपंजर.** न० ( असिपञ्जर ) તલવારનું પાંજરૂં. ફરતી તલવારથી બનેલું પાંજરૂં.

**असिपत्त.** न० ( असिपत्र ) તલવારની ધાર જેવાં પાંદડાંવાળું ઝાડ, શાલ્મલી નામે નરક। એક ઝાડ. (૨) તલવારનાં જેવાં પાંદડાંવાળું શાલ્મલી નામે વૃક્ષ વિકુર્વી તેની નીચે બેસાડીને નારકીના કકડા કરનાર પરમાધામી દેવતાની નવમી જાત. (૩) તરવાર. (૪) તરવારની પતરી.

**असिप्पजीवि.** पुं० ( अशिल्पजीविन् ) શિલ્પ-આદિ ધંધો કરી જીવન ચલાવનાર નહિ; કારીગરી વગેરે સાવદ્ય વ્યાપારને તજનાર.

**असिय.** न० ( अर्शस ) હરસનો રોગ.

**असिय.** त्रि० ( असित ) કૃષ્ણ, શ્વેત. (૨) અશુભ (૩) વિષયાદિકમાં ન બંધાયેલ; અયન્ત્રિત

**असिय** न० ( असिक ) નાની તલવાર (૨) દાતરડું.

**असिरयण.** न० ( असिरत्न ) ચક્રવર્તીનાં સાત એકેંદ્રિય રત્નમાનું એક રત્ન, ખડ્ગ રત્ન.

**असिलक्खण.** न० ( असिलक्षण ) તલવારનાં લક્ષણ જાણવાની કળા

**असिलट्ठि** स्त्री० ( असियष्टि ) તલવારવાળી લાકડી, ગુપ્તી (૨) ખડ્ગલતા, તલવાર.

**असिलेसा.** स्त्री० ( अश्लेषा ) અશ્લેષા નામનું નક્ષત્ર

**असिलोअ.** / **असिलोग.** पुं० ( अश्लोक ) અપયશ, અપ્રશંસા

**असिव.** न० ( अशिव ) અમંગલ, અશુભ (૨) વિનાશ (૩) દેવતાદિકૃત ઉપદ્રવ, તાવ, મરકી વગેરે

**असी.** / **असीइ.** / **असीति.** स्त्री ( अशीति ) ૮૦, એંશીની સંખ્યા

**असुइ** त्रि० ( अशुचि ) અપવિત્ર, અશુદ્ધ. (૨) न० અપવિત્રતા; અશુદ્ધતા (૩) વિષ્ટા.

**असुइत्त** न० ( अशुचित्व ) અશુચિભાવના, આ શરીર અશુચિનું ભાજન છે, એમ ચિંતવવું તે.

**असुइत्तभावणा** स्त्री० ( अशुचित्वभावना ) ' આ દેહ અશુચિમય છે ' એમ ચિંતવવું તે, બાર ભાવનામાંની છઠ્ઠી ભાવના.

**असुग्णकाल** पुं० ( अशून्यकाल ) વિવક્ષિત સ્થાનમાં કોઇ પ્રકારથી નવો જીવ આવી ઉત્પન્ન ન થાય અને તેમાંથી મરીને

કોઇ બહાર જાય નહિ તેટલો કાળ; અ-વિરહકાળ.

**असुद्ध.** त्रि० ( अशुद्ध ) અશુદ્ધ, દોષ સહિત. (૨) સાવદ્યાનુષ્ઠાન કરનાર.

**असुभ.** त्रि० ( अशुभ ) અશુભ; અમંગલ. (૨) અશુભનામકર્મ. (૩) પાપકર્મ.

**असुभणाम.** न० ( अशुभनामन् ) અશુભ નામ કર્મ. નામ કર્મની અનિષ્ટ પ્રકૃતિ.

**असुभविवाग.** न० ( अशुभविपाक ) અસાતા-વેદનીયાદિ રૂપે પરિણામ આપનાર કર્મ.

**असुभाणुप्पेहा.** स्त्री० ( अशुभानुप्रेक्षा ) સંસારની અશુભતાનુ ચિંતવન કરવુ તે.

**असुमण.** त्रि० ( असुमनस् ) શુભમન વિનાનો, અપ્રસન્ન

**असुय.** त्रि० ( असुत ) પુત્ર રહિત.

**असुय.** त्रि० ( अश्रुत ) નહિ સાંભળેલુ

**असुयक्खरपरिणामा** स्त्री० (अश्रुताक्षरपरिणामा) શ્રુતાનુસાર રહિત શબ્દ માત્ર પરિણામ વાળી મતિ.

**असुयणिस्सिय.** न० ( अश्रुतनिश्रित ) સાંભળ્યા વિના ઉત્પાતકી આદિ બુદ્ધિથી થતુ જ્ઞાન, ઉત્પાતકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી એ ચાર બુદ્ધિ.

**असुयपुव्व.** त्रि० ( अश्रुतपूर्व ) પૂર્વે કદી નહિ સાંભળેલ.

**असुयवंत.** त्रि० ( अश्रुतवत् ) જ્ઞાનથી રહિત

**असुर.** पु० ( असुर ) ભવનપતિ અને વાણ-વ્યંતર એ બે જાતના દેવતા. (૨) અસુર કુમાર દેવતા.

**असुरकुमार.** पु० ( असुरकुमार ) ભવનપતિ દેવતાની એક જાતિ (૨) બારમા તીર્થંકર વાસુપૂજ્યના યક્ષનું નામ.

**असुरकुमारावास.** पुं० ( असुरकुमारावास ) અસુરકુમાર દેવતાનું નિવાસ સ્થાન.

**असुरद्दार.** न० ( असुरद्वार ) સિદ્ધાયતનનું દક્ષિણ દ્વાર કે જ્યાં અસુરો વસે છે.

**असुरिंद.** पु० ( असुरेन्द्र ) અસુરકુમાર દેવતાના ઇન્દ્ર; ચમરેન્દ્ર અને બલેન્દ્ર.

**असुह.** न० ( असुख ) દુઃખ.

**असुह.** त्रि० ( अशुभ ) જુઓ " અસુભ " શબ્દ.

**असुहगइ.** स्त्री० ( अशुभगति ) અશુભ ગતિ, નરકઆદિ અશુભગતિ.

**असुहजोग.** पु० ( अशुभयोग ) અશુભયોગ-વ્યાપાર.

**असुहणाम** न० ( अशुभनामन ) જુઓ "અ-સુભણામ " શબ્દ.

**असुहनवग.** न० ( अशुभनवक ) કાળો, નીલો એ બે વર્ણ, દુરભિગંધ, તીખો, કડવો એ બે રસ, ગુરૂ, ખરખરો, લુખો અને શીત એ ચાર સ્પર્શ, એ નામકર્મની નવ પ્રકૃતિઓનો સમૂહ.

**असूइअ.** त्रि० ( असूचित ) સૂચના નહિ કરેલ. (૨) વ્યંજનાદિથીરહિત. (૩) કહ્યા-વિના આપેલુ અન્ન વગેરે

**असूया** स्त्री० ( असूया ) સ્પષ્ટ વચન

**असूरिय** त्रि० ( असूर्य ) સૂર્યરહિત; અન્ધકારમય. (૨) पु० નરકાવાસો.

**असेस.** त्रि० ( अशेष ) નિઃશેષ; સમગ્ર.

**असेहिय.** त्रि० ( असैद्धिक ) સાંસારિક, મોક્ષ સબંધી નહિ.

**असोग.** पुं० ( अशोक ) આસોપાલવનુ ઝાડ. (૨) જેની નીચે ૧૯ મા તીર્થંકર મલ્લીનાથ સ્વામીને કેવળજ્ઞાન ઉપજ્યું તે ઝાડ. (૩) ચોથા બળદેવનું ત્રીજા પૂર્વ ભવનું નામ. (૪) અશોક નામે ૭૨ મો મહાગ્રહ (૫) સૂર્યાભ વિમાનના અશોક વનનો દેવતા. (૬) અરૂણદ્વીપના દેવતાનું નામ. (૭) કિન્નર દેવની સભા આગળનું ચૈત્યવૃક્ષ. (૮) એ નામની એક લતા; અશોકલતા. (૯) એક જાતનો રંગ.

**असोगजक्ख.** पुं० ( अशोकयक्ष ) પ્રાચીન કાળમાં વિજયપુર નગરના નન્દનવન નામના ઉદ્યાનનો એક યક્ષ.

**असोगलया.** स्त्री० ( अशोकलता ) અશોક વૃક્ષને વીટીને રહેલી લતા.

**असोगललिय.** पु० ( अशोकललित ) ચોથા બલદેવના પૂર્વજન્મનું નામ.

**असोगवडिंसञ्च.** पु० न० } (अशोकावतंसक)
**असोगवडिंसग.** } પહેલા દેવલોકના સૌધર્મ વિમાનની પૂર્વ દિશામાં આવેલ વિમાનનું નામ.

**असोगवण.** पु० ( अशोकवन ) સૂર્યાભ વિમાનના પૂર્વને દરવાજેથી ૫૦૦ જોજનને અંતરે સાડાબાર હજાર જોજન લાંબુ અને ૫૦૦ જોજન પહોળું અશોક વૃક્ષનું વન

**असोगवणिया** स्त्री० ( अशोकवनिका ) અશોક વૃક્ષનું નાનું વન.

**असोगसिरि.** पु० ( अशोकश्री ) ચન્દ્રગુપ્તના દીકરા બિન્દુસારનો પુત્ર અશોક મહારાજા, પાટલીપુત્ર નગરનો એક પ્રાચીન રાજા

**असोगा.** स्त्री० ( अशोका ) નાગકુમાર ઇંદ્રના લોકપાલ કાલની પહેલી અગ્રમહિષી (૨) શીતળનાથ સ્વામીની શાસન દેવીનું નામ (૩) નલિનવિજયની મુખ્ય રાજધાની.

**असोम्म.** त्रि० ( असौम्य ) ક્રૂર; સૌમ્ય નહિ.

**असोय.** न० ( अशौच ) અપવિત્રતા.

**असोय.** पु० ( अशोक ) જુઓ "અસોગ" શબ્દ

**असोय.** पु० ( अश्वयुज ) આસો માસ

**असोयणया.** स्त्री० ( अशोचन ) શોકનો અભાવ.

**असोयपल्लवपविभत्ति.** न० ( अशोकपल्लवप्रविभक्ति ) જેમાં અશોકના પાંદડાંની રચના કરવામાં આવે છે એવું નાટક; ૩૨ નાટકમાંનું એક.

**असोयवडिंसय.** न० ( अशोकावतंसक ) જુઓ " અસોગવડિંસગ " શબ્દ

**असोया.** स्त्री० ( अशोका ) કુમુદાવિજયની મુખ્ય નગરી. (૨) દસમા શીતળનાથ તીર્થંકરની શાસન દેવીનું નામ

**असोहि.** स्त्री० ( अशोधि ) અશુદ્ધિ (૨) વિરાધના.

**असोहिठाण.** न० ( अशोधिस्थान ) પાપકર્મ. (૨) અશુદ્ધિનું સ્થાન. (૩) દુર્જનનો સંસર્ગ.

**अस्स** त्रि० ( अ स्व ) દ્રવ્યરહિત, નિર્ધન. (૨) पु० નિર્ગ્રંથ, સાધુ.

**अस्स.** पु० ( अश्व ) ઘોડો. (૨) અશ્વિની નક્ષત્રનો દેવતા, અશ્વનીકુમાર (૩) એ નામના એક ઋષિ

**अस्संघयणि.** त्रि० ( असंहननिन ) સંહનન-સંઘયણ રહિત.

**अस्सकंता.** स्त्री० ( अश्वकान्ता ) મધ્યમ ગ્રામની પાંચમી મૂર્છના.

**अस्सकरण.** पु० ( अश्वकर्ण ) એ નામનો એક અંતરદ્વીપ, ૫૬ અંતરદ્વીપમાંનો એક.

**अस्सकरणी.** स्त्री० ( अश्वकर्णी ) ઘોડાના કાન જેવા પાંદડાંવાળી વનસ્પતિ, એક જાતનો કંદ.

**अस्सकरण.** न० ( अश्वकरण ) જ્યાં ઘોડાને બાંધવામાં આવે છે તે સ્થાન; તબેલો

**अस्सग्गीव.** पु० ( अश्वग्रीव ) પહેલા પ્રતિવાસુદેવનું નામ.

**अस्सचोरग.** पु० ( अश्वचोरक ) ઘોડાની ચોરી કરનાર; ઘોડાનો ચોર.

**अस्सतर.** पु० ( अश्वतर ) એક જાતનો ઘોડો, ખચ્ચર.

**अस्सत्थ.** पु० ( अश्वत्थ ) પીપળો; અસુરકુમારનું ચૈત્ય વૃક્ષ.

**अस्सपुरा.** स्त्री० ( अश्वपुरी ) પશ્ચિમ મહાવિદેહના દક્ષિણ ખાંડવાની પ્રથમ વિજયની મુખ્ય રાજધાની.

**अस्समिश्र.** त्रि० ( अश्रमित ) શ્રમ રહિત.

**अस्समुह.** पुं० ( अश्वमुख ) આદર્શ મુખ ઉ-પરનો એક અન્તર દ્વીપ; ૫૬ અંતરદ્વીપમાંનો એક.

**अस्समेह.** पुं० ( अश्वमेध ) આ નામનો એક યજ્ઞ; જેમાં ઘોડાનું બલિદાન આપવામાં આવે તે યજ્ઞ.

**अस्सलेसा.** स्त्री० ( अश्लेषा ) અશ્લેષા નક્ષત્ર.

**अस्ससेण.** पुं० ( अश्वसेन ) ૨૩ મા તીર્થંકર પાર્શ્વનાથ સ્વામીના પિતાનું નામ. (૨) ૧૪ મો ગ્રહ.

**अस्सादिय.** त्रि० ( आसादित ) પ્રાપ્ત કરેલું.

**अस्साय.** न० ( असात ) અસાતા વેદનીયના ઉદયથી પ્રાપ્ત થયેલું દુઃખ.

**अस्सायण.** पुं० ( अश्वायन ) અશ્વિની નક્ષત્રનું ગોત્ર. (૨) અશ્વ ઋષિના વંશજ.

**अस्सायणिज्ज.** त्रि० ( आस्वादनीय ) સ્વાદ લેવા યોગ્ય.

**अस्सावि.** त्रि० ( आस्राविन् ) છિદ્રવાળું; જેમાં પાણી આવે એવું. (૨) ઝરતું; ટપકતું.

**अस्सि.** स्त्री० ( अश्रि ) ખુણો.

**अस्सि.** पुं० ( अश्विन् ) અશ્વિની નક્ષત્રનો દેવતા.

**अस्सिणी.** स्त्री० ( अश्विनी ) અશ્વિની નામનું નક્ષત્ર.

**अस्सिय.** त्रि० ( आश्रित ) આશ્રય કરી રહેલ; કોઇને આશરે રહેલ.

**अस्सुय.** त्रि० ( अश्रुत ) ન સાંભળેલું.

**अस्सुय.** त्रि० ( अस्मृत ) યાદ નહિ કરેલ.

**अस्सेसा.** स्त्री० ( अश्लेषा ) અશ્લેષા નક્ષત્ર.

**अस्सोई.** स्त्री० ( आश्वयुजी ) આસો માસની પુર્ણિમા તથા અમાવાસ્યા.

**अस्सोकंता.** स्त्री० ( अश्वोत्क्रान्ता ) મધ્યમ ગ્રામની પાંચમી મૂર્ચ્છના.

**अह.** अ० ( अथ ) હવે; હવે પછી. (૨) પ્ર-કરણ કે વાક્યની શરૂઆત (૩) માંગલ્ય. (૪) પક્ષાન્તર દેખાડવું. (૫) વિકલ્પ. (૬) વિશેષ. (૭) વાક્યાલંકાર. (૮) પ્રશ્ન. (૯) ઉત્તર. (૧૦) યથાર્થતા; વાસ્તવિકતા. (૧૧) પૂર્વપક્ષ.

**अह.** अ० ( अधस् ) નીચે; અધોભાગ. (૨) અધોગતિ; નીચી ગતિ. (૩) અધોલોક; પાતાલ લોક. (૪) અધો દિશા.

**अह.** न० ( अहन् ) દિવસ; દહાડો.

**अहक्कम.** न० ( यथाक्रम ) યથાક્રમ; ક્રમ અ-નુસાર.

**अहक्खाय.** न० ( यथाख्यात ) યથાખ્યાત નામે ચારિત્રનો પાંચમો પ્રકાર.

**अहक्खायचरण.** न० ( यथाख्यातचरण ) } યથાખ્યાત નામે પાંચમું ચારિત્ર.
**अहक्खायचरित्त.** न० ( यथाख्यातचारित्र ) }

**अहक्खायसंजम.** न० ( यथाख्यातसंयम ) યથા-ખ્યાત નામે પાંચમું ચારિત્ર.

**अहक्खायसंजय.** त्रि० ( यथाख्यातसंयत ) યથા-ખ્યાત ચારિત્રવાન્; અકષાય ચારિત્રી.

**अहछंद.** पुं० ( यथाच्छन्द ) સૂત્ર વિરૂદ્ધ આ-ચરણ કરે અને ઉત્સૂત્ર પરૂપણા કરે તે સાધુ.

**अहत्त.** न० ( अधस्त्व ) જઘન્યતા; જઘન્યપણું.

**अहत्ता.** अ० ( अधस्तात् ) નીચે.

**अहत्थ.** त्रि० ( यथास्थ ) યથાવસ્થિત; જેવું હોય તેવું રહેલું.

**अहत्थ.** त्रि० ( यथार्थ ) યથાર્થ; બરાબર.

**अहत्थच्छिण्ण.** त्रि० ( अहस्तच्छिन्न ) અખંડ હાથવાળો

**अहप्पहाण.** न० ( यथाप्रधान ) પ્રધાનને અનુ-સરીને; મુખ્ય વસ્તુને અનુસાર.

**अहम.** त्रि० ( अधम ) અધમ; નીચ.

**अहमंति.** पुं० ( अहमन्तिन् ) જાતિ આદિના અભિમાનવાળો.

**अहम्म.** पुं० ( अधर्म ) અધર્મ; સાવદ્ય અનુ-ષ્ઠાન. (૨) त्रि० અધર્મ હેતુ. (૩) ધર્મરહિત.

**अहम्मजीवि.** त्रि० ( अधर्मजीविन् ) અધર્મથી જીવનાર.

**अहम्मत्थिकाय.** पुं० ( अधर्मास्तिकाय ) જુઓ " અધમ્મત્થિકાય " શબ્દ.

**अहम्मदाण.** पुं० न० ( अधर्मदान ) ચોરાદિને દાન આપવુ તે; અધર્મ દાન.

**अहम्मसेवि.** त्रि० ( अधर्मसेविन ) અધર્મ સેવનાર.

**अहम्मि.** त्रि० ( अधर्मिन् ) જુઓ "અધમ્મિ" શબ્દ.

**अहम्मिट्ठ.** त्रि० ( अधर्मिष्ठ ) જુઓ " અધમ્મિટ્ઠ " શબ્દ.

**अहम्मिय.** त्रि० ( अधार्मिक ) જુઓ " અધમ્મિય " શબ્દ

**अहय.** त्रि० ( अहत ) અખંડ, ફાટેલુ તૂટેલું નહિ. (૨) નવુ, ડાધા દૂધી વગરનું

**अहर.** पुं० ( अधर ) હોઠ. (૨) त्रि० નીચેનો; નીચલો. (૩) નીચ; અધમ.

**अहरगइ.** स्त्री० ( अधरगति ) અધોગતિ, નીચીગતિ.

**अहरिम.** त्रि० ( अधरिम ) જુઓ 'અધરિમ'' શબ્દ.

**अहरिय** त्रि० ( अधरित ) તિરસ્કાર કરેલ.

**अहरी.** स्त्री० ( अधरी ) જુઓ "અધરી"શબ્દ.

**अहरीलोट्ठ.** पु० ( अधरीलोष्ट ) જુઓ "અધરીલોટ્ઠ " શબ્દ.

**अहरुट्ठ. / अहरोट्ठ.** } पुं० ( अधरोष्ठ ) નીચેનો હોઠ

**अहल.** त्रि० ( अफल ) ફળ વિનાનું, નિષ્ફળ.

**अहलंद.** पुं० न० ( यथालन्द ) ભિનો હાથ સુકાય તેટલા વખતથી માંડી પાંચ રાત્રિ પર્યંતનો કાળ.

**अहलंदि.** पु० ( यथालन्दिन ) જિનકલ્પી જેવી કઠિન ક્રિયા કરનાર.

**अहलोय.** पु० ( अधोलोक ) નીચેનો લોક; પાતાલ લોક.

**अहव.** अ० ( अथवा ) અથવા; અગર.

**अहवण.** अ० ( अथवा ) અથવા.

**अहवा.** अ० ( अथवा ) વિકલ્પ; અથવા.

**अहव्वण.** पुं० ( अथर्वन् ) ચાર વેદમાનો ચોથો અથર્વણ વેદ.

**अहसुहुमग.** पुं० ( यथासूक्ष्मक ) મનમાંને મનમાં ક્રોધાદિ કુશીલનો સેવનાર; કષાય કુશીલ

**अहस्सिर.** त्रि० (               ) ખરા ખોટા કારણ વગર હસવાના સ્વભાવવાળો નહિ

**अहं.** अ० ( अधस ) નીચે, નીચી દિશા

**अहा.** अ० ( यथा ) જેમ, જેવી રીતે

**अहा.** अ० ( अथ ) જુઓ " અહ " શબ્દ

**अहाअत्थं** अ० ( यथार्थम ) યથાર્થ; બરાબર

**अहाइरित्त.** त्रि० ( यथातिरिक्त ) પોતાને માટે ઉપયોગ કરતા વધે તે

**अहाउ.** न० ( यथायुष ) જેટલુ આયુષ્ય બાંધ્યુ હોય તેટલુ.

**अहाउणिव्वत्तिकाल** पुं० ( यथायुर्निर्वृत्तिकाल ) જેટલું આયુષ્ય બાંધ્યુ હોય તેટલુ ભોગવવું તે, બાંધેલ આયુષ્ય પુરેપુરી રીતે ભોગવવાનો સમય.

**अहाउय** न० ( यथायुष्क ) જેટલુ આયુષ્ય બાંધેલ હોય તે પ્રમાણે ભોગવવાનો કાળ.

**अहाकड** त्रि० ( यथाकृत ) ગૃહસ્થે પોતાને માટે કરેલ આહારાદિ; આધાકર્માદિ દોષ રહિત (૨) સાધુને માટે ખાસ તૈયાર કરેલ આહારાદિ; આધાકર્મ આદિ દોષ.

**अहाकप्पं.** अ० ( यथाकल्पम् ) કલ્પ પ્રમાણે; જે ક્રિયાનો કલ્પ-વિધિ શાસ્ત્રમાં બતાવેલ હોય તેને અનુસરીને; કલ્પતી રીતે.

**अहाकम्म.** न० ( आधाकर्मन ) સાધુને માટે ખાસ આરંભ સમારંભ કરી નીપજાવેલ આહારાદિ; ઉદ્ગમનના ૧૬ દોષમાંનો પહેલો દોષ

**अहागड.** त्रि० ( यथाकृत ) જુઓ "અહાકડ" શબ્દ.

**अहाचर.** त्रि० ( भवचर ) દરમાં રહેનાર સાપ વગેરે.

**अहाछंद.** पु० ( यथाच्छन्द ) પોતાની મરજી મુજબ વર્તનાર. શાસ્ત્રની આજ્ઞાને આધીન ન રહેતાં પોતાના અભિપ્રાય પ્રમાણે વર્તનાર સાધુ.

**अहाछंदविहारि.** त्रि० ( यथाच्छन्दविहारिन् ) પોતાની મરજી મુજબ ચાલનાર; સ્વેચ્છાચારી.

**अहाजाय.** न० ( यथाजात ) જન્મ વખતે જેમ હાથ જોડેલ હોય તેવી રીતે હાથ જોડીને વન્દના કરવી તે, વન્દનાનો એક પ્રકાર.

**अहाणुपुव्वी.** स्त्री० ( यथानुपूर्वी ) અનુક્રમ, પરિપાટી

**अहातच्च.** न० ( यथातथ्य ) સત્ય, વાસ્તવિક.

**अहातत्थिज्ज.** न० (यथातथ्यक) સૂયડાંગ સૂત્રના તેરમા અધ્યયનનું નામ.

**अहातहं.** अ० ( यथातथ्यम् ) જેમ હોય તેમ.

**अहापज्जत्त.** त्रि० ( यथापर्याप्त ) ઇચ્છા પુરતુ પ્રાપ્ત થયેલ, જોઇએ તેટલું મળેલું.

**अहापडिरूव** त्रि० ( यथाप्रतिरूप ) ઉચિત, યોગ્ય. (૨) યથાયોગ્ય.

**अहापणिहिय.** त्रि० ( यथाप्रणिहित ) યથા વસ્થિત.

**अहापवत्त.** त्रि० ( यथाप्रवृत्त ) અનાદિકાળથી જે સ્વભાવ વર્તે છે તે સ્વભાવે વર્તનાર; સ્વભાવાન્તરને ન પામેલ.

**अहापवित्त.** त्रि० ( यथाप्रवृत्त ) ચાલુ પ્રવૃત્તિમાં જેટલું જોઇએ તેટલું; યથાયોગ્ય.

**अहापवित्ति.** स्त्री० (यथाप्रवृत्ति) ઉચિત પ્રવૃત્તિ.

**अहापवित्तिकरण.** न० ( यथाप्रवृत्तिकरण ) સમકિતને અનુકૂળ અધ્યવસાય વિશેષ.

**अहाबद्ध.** त्रि० ( यथाबद्ध ) જોઇએ તેવુ મજબુત બાંધેલું; દૃઢ ગોઠવેલું.

**अहाबादर.** } **अहाबायर.** } त्रि० ( यथाबादर ) સ્થૂલ; જાડુ. (૨) નિસ્સાર; સાર રહિત.

**अहाबुइय.** न० ( यथोक्त ) જેમ કહ્યું હોય તેમ.

**अहाभूत.** त्रि० ( यथाभूत ) જેમ હોય તેમ; તાત્વિક.

**अहामग्ग.** न० ( यथामार्ग ) જ્ઞાન આદિ મોક્ષ માર્ગને અનુસરિ.

**अहारायणिय.** न० ( यथाराल्निक ) દીક્ષામાં નાના મોટા હોય તેના અનુક્રમને અનુસાર.

**अहारिय.** न० ( यथेर्य ) જેમ ઇરિયા સમિતિ જળવાય તેવી રીતે.

**अहारिह.** त्रि० ( यथार्ह ) યથાયોગ્ય, ઉચિત.

**अहारीय.** न० ( यथारीत ) યથાયોગ્ય રીતિ; ચાલુ પદ્ધતિને અનુસરી. (૨) સ્વભાવ માફક.

**अहालंद.** पु० ( यथालन्द ) જેટલા વખતને માટે કહ્યુ હોય તેટલો વખત, યથાલંદકાળ જઘન્ય હોય તો પાણીથી ભીનો હાથ સુકાય તેટલો વખત, ઉત્કૃષ્ટ યથાલંદકાળ પાંચ દિવસ અને મધ્યમ યથાલંદકાળ તે બેની વચ્ચેનો વખત.

**अहालंदिय.** पुं० ( यथालन्दिक ) જુઓ "અહલંદિ" શબ્દ.

**अहालहुग.** } **अहालहुय.** } त्रि० ( यथालघुक ) અતિલઘુ, અતિનાનો.

**अहालहुसग.** त्रि० (यथालघुस्वक) કંઇક નાનો અને હલકો; ન્હાનામાં ન્હાનો.

**अहावगास.** न० (यथावकाश) જેવુ ઉત્પત્તિ સ્થાન હોય તે પ્રમાણે; અવકાશ અનુસાર.

**अहावच्च.** पु० ( यथापत्य ) પુત્ર સ્થાનીય, પુત્ર સમાન.

**अहावच्चदेव.** पु० ( यथापत्यदेव ) પુત્ર સ્થાનીય દેવ; પુત્ર સમાન દેવ.

**अहावरं.** अ० ( अथापरम् ) ત્યાર પછી; વળી બીજું.

**अहाविहि.** न० ( यथाविधि ) શાસ્ત્રના ન્યાય અનુસાર; બરાબર વિધિપૂર્વક.

**अहासंथड.** न० ( यथासंस्तृत ) જોઇએ તેવી રીતે પાથરેલ; શયનયોગ્ય.

**अहासंथड** न० (यथासंस्कृत) જેવી રીતે ઉપભોગ થઇ શકે તેવી રીતે સસ્કાર પમાડેલું.

**अहासंविभाग.** पुं० ( यथासंविभाग ) ગૃહસ્થે જમતી વખતે પુરાકર્મ અને પશ્ચાત્કર્મ દોષ ન લાગે તેવી રીતે પોતાના ખોરાકમાંથી " અમુક ભાગ સાધુ પધારે તો વ્હોરાવું " એવી ભાવના ભાવવી તે, શ્રાવકનું બારમું વ્રત.

**अहासच्च.** न० ( यथासत्य ) વાસ્તવિક રીતે; બરાબર.

**अहासुत्त.** न० ( यथाश्रुत ) સૂત્રાનુસાર; સૂત્રમાં કહ્યું છે તે પ્રમાણે.

**अहासुय.** न० ( यथाश्रुत ) જેવું સાંભળ્યું હોય તેવું; સાંભળ્યા પ્રમાણે.

**अहासुह.** न० ( यथासुख ) ઇચ્છાનુસાર, જેમ પોતાને સુખ ઉપજે તેમ કરવું તે

**अहासुहुम.** पु० ( यथासूक्ष्म ) નિર્ગ્રંથનો એક પ્રકાર; સર્વે સમયવર્તિ નિર્ગ્રંથ. (२) न० જોઇએ તેવું સૂક્ષ્મ.

**अहासुहुमकसायकुसील.** पु० ( यथासूक्ष्मकषायकुशील ) મનથી સૂક્ષ્મ રીતે ક્રોધાદિનું સેવન કરનાર.

**अहासुहुमणियंठ** पु० ( यथासूक्ष्मनिर्ग्रन्थ ) ગુણઠાણાના સર્વ સમયમાં વર્તમાન નિર્ગ્રંથ, ચરમ સમયાદિ વિશેષ ભેદરહિત સામાન્ય નિર્ગ્રંથ.

**अहासुहुमपुलाय** पु० ( यथासूक्ष्मपुलाक ) મનથી જ્ઞાન આદિના અતિચાર સેવી સયમને નિઃસાર બનાવનાર (સાધુ).

**अहासुहुमबउस.** पु० ( यथासूक्ष्मबकुश ) શરીર સંબંધી કે ઉપગરણ સંબધી કિંચિત્ દોષ લગાડનાર (સાધુ).

**अहि.** पुं० ( अहि ) સાપ; સર્પ.

**अहिआर.** पु० ( अधिकार ) અધિકાર, હોદ્દો.

**अहिंसया.** } **अहिंसा.** } स्त्री० ( अहिंसा ) હિંસાનો અભાવ; પ્રાણીના વધનો અભાવ.

**अहिक.** त्रि० ( अधिक ) અધિક; વિશેષ.

**अहिकय.** त्रि० ( अधिकृत ) જેનો અધિકાર ચાલતો હોય તે; પ્રસ્તુત.

**अहिकरण.** न० ( अधिकरण ) જુઓ " અધિગરણ " શબ્દ.

**अहिक्खेव.** पु० ( अधिक्षेप ) નિન્દા. (२) તિરસ્કાર.

**अहिग.** त्रि० ( अधिक ) જુઓ "અધિક" શબ્દ.

**अहिगम** पु० ( अभिगम ) ઉપચાર; શ્રાવકના પાંચ અભિગમનમાંનો ગમે તે એક

**अहिगम.** पुं० (अधिगम) જુઓ " અધિગમ " શબ્દ. (२) જ્ઞાન. (३) સેવા; ભક્તિ.

**अहिगमण** न० ( अधिगमन ) જ્ઞાન. (२) નિર્ણય (३) પ્રાપ્તિ.

**अहिगमय** त्रि० ( अधिगमक ) અર્થને બતાવનાર, અર્થને જાણનાર

**अहिगमरुइ** पु० ( अधिगमरुचि ) ઉપદેશ સાંભળવાથી થયેલું સમ્યકૃત્વ, સમ્યક્ત્વનો એક પ્રકાર.

**अहिगय.** न० ( अधिकृत ) જુઓ "અધિગય" શબ્દ.

**अहिगरण** न० ( अधिकरण ) એરણ (२) આત્મભિન્ન બાહ્ય વસ્તુ (३) પાપજનક ક્રિયા. (४) આધાર. (५) ઉપહાર, ભેટ. (६) કલેશ, વિવાદ

**अहिगरणिया.** स्त्री० ( अधिकरणिकी ) જુઓ " અધિગરણિયા " શબ્દ.

**अहिगरणी** स्त्री० ( अधिकरणी ) જુઓ "અધિગરણી" શબ્દ.

**अहिगरणीखोडी** स्त्री० ( अधिकरणीखोडि ) જે લાકડામાં એરણ બેસાડેલી હોય છે તે લાકડું.

**अहिगार.** પું० ( अधिकार ) વ્યાપાર; પ્રવૃતિ. (२) વૈભવ; સંપત્તિ. (૩) હક; સત્તા. (૪) પ્રસ્તાવ; પ્રસંગ.

**अहिगारि.** ત્રિ० ( अधिकारिन् ) અધિકારી.

**अहिच्छत्ता.** સ્ત્રી० ( अहिच्छत्रा ) જંગલ દેશની મુખ્ય નગરી.

**अहिच्छत्तागयरी.** સ્ત્રી० ( अहिच्छत्रानगरी ) જુઓ "અહિચ્છત્તા" શબ્દ.

**अहिजाय.** ત્રિ० ( अभिजात ) કુલીન; ઉંચા કુળમાં ઉત્પન્ન થયેલ.

**अहिज्जग. | अहिज्जगा.** ત્રિ० ( अध्येतृक ) ભણનાર; અધ્યયન કરનાર.

**अहिज्झिय.** ત્રિ० ( अभिध्यित ) લોભ રહિત; અલુબ્ધ.

**अहिट्टग.** ત્રિ० ( अधिष्ठक ) અધિષ્ઠાતા, વિધાયક.

**अहिट्टाण.** ન० ( अधिष्ठान ) બેસવું; આશ્રય કરવો તે. (२) માલિક બનવું તે.

**अहिट्ठिआर.** ત્રિ० ( अधिष्ठातृ ) અનુષ્ઠાન કરનાર.

**अहिट्ठिय** ત્રિ० ( अधिष्ठित ) નિવાસ કરેલ; રહેલ (२) વશ થયેલ, તાબે થયેલ. (૩) આક્રાન્ત; આક્રમણ કરેલ.

**अहिणव.** ત્રિ० ( अभिनव ) નવો; નવીન ગુણવાળો.

**अहिणिबोह** પું० ( अभिनिबोध ) જ્ઞાન વિશેષ; મતિજ્ઞાન. (२) મતિજ્ઞાનના આવરણનો ક્ષયોપશમ.

**अहितत्त.** ત્રિ० ( अभितप्त ) અતિ પીડાયેલો, તપેલો. (२) સંતાપ પામેલો.

**अहिताव.** પું० ( अभिताप ) તાપ, ગરમી.

**अहिदट्ठ.** ન० ( अहिदष्ट ) સર્પદંશ.

**अहिनव.** ત્રિ० ( अभिनव ) જુઓ "અહિણવ" શબ્દ.

**अहिन्नाय.** ત્રિ० ( अभिज्ञात ) સંમત.

**अहिमर.** પું० ( अभिमर ) સામે રહીને મરે અથવા મારે તે.

**अहिय.** ત્રિ० ( अधिक ) અધિક; વધારે.

**अहिय.** ત્રિ० ( अहित ) અહિત કરનાર. (२) પું० અહિત; અસુખ.

**अहियगामिणी** સ્ત્રી० ( अहितगामिनी ) અહિતકારી ભાષા.

**अहिया.** સ્ત્રી० ( अधिका ) ભગવાન્ શ્રી નમિનાથ સ્વામીની પ્રથમ શિષ્યા.

**अहियास.** પું० ( अध्यास ) પરિષહ વગેરે સારી રીતે સહન કરવાં તે; ઉપસર્ગથી ચલાયમાન ન થતાં ચારિત્ર બરાબર પાળવું તે.

**अहियासण.** ન० ( अधिकाशन ) અધિક ભોજન, અજીર્ણ.

**अहियासण. | अहियासणया.** ન० ( अध्यासन ) સહન કરવું; ખમવું તે.

**अहियासिय.** ત્રિ० ( अध्यासित ) પરિષહાદિ સહન કરેલ; ઉપસર્ગ આદિ જીતેલ. (२) ન० સહન કરવું તે.

**अहियासिय.** ત્રિ० ( अधिकाधिक ) વધારે નજીકનું; ઘણું પાસેનું.

**अहिरि.** ત્રિ० ( अहारिन् ) અનિષ્ટ, અમનોજ્ઞ.

**अहिरीअ** ત્રિ० ( अह्रीक ) બેશરમ; નિર્લજ્જ.

**अहिरीमण.** ત્રિ० ( अह्रीमनस् ) શીત, ઉષ્ણ આદિ પરિસહ ખમવામા લાજ ન રાખનાર.

**अहिलाण.** ન० ( अभिलान ) મુખબન્ધન, લગામ.

**अहिलाव.** પું० ( अभिलाप ) શબ્દ. (२) અવાજ; ધ્વનિ.

**अहिलावित्थी** સ્ત્રી० ( अभिलापस्त्री ) શબ્દ પ્રયોગમાં સ્ત્રી; સ્ત્રી જાતિનો શબ્દ, જેમ શાલા, માલા ઇત્યાદિ.

**अहिलास.** પું० ( अभिलाष ) અભિલાષા; ઇચ્છા.

**अहिलासि.** ત્રિ० ( अभिलाषिन् ) અભિલાષા વાળો; ઇચ્છાવાળો.

**अहिलोय.** ન० ( अभिलोक ) ઉન્નત સ્થાન.

**अहिल्लिया.** स्त्री० ( अहल्या ) અહલ્યા નામની એક સતી સ્ત્રી.

**अहिव.** पु० ( अधिप ) સ્વામી, અધિપતિ.

**अहिवइ.** पुं० ( अधिपति ) જુઓ "અહિવ" શબ્દ.

**अहिवइजंभग** पु० ( अधिपतिजृम्भक ) જભક દેવતાનો અધિપતિ.

**अहिवासण.** न० ( अधिवासन ) સુગંધી વસ્તુ છાંટવી તે.

**अहिसंधारण** न० ( अभिसन्धारण ) અભિપ્રાય બાંધવો તે

**अहिसक्कण** न० ( अभिष्वष्कण ) ક્રિયાના સમયને ઉલ્લંઘીને તે ક્રિયા કરવી તે (૨) આસપાસ ફરવું તે

**अहिसहण.** न० ( अभिसहन ) સહન કરવું તે.

**अहिसिंचण** न० ( अभिषिञ्चन ) અભિષેક, ઉપરથી પાણીની ધાર સિંચવી તે

**अहिसित्त.** त्रि० ( अभिषिक्त ) રાજ્યાભિષેક કરેલ

**अहिसिलागा** स्त्री० ( अहिशलाका ) એક તરેહનો મુકુલી સર્પ.

**अही** स्त्री० ( अही ) નાગણી.

**अहीण** त्रि० ( अधीन ) સ્વાધીન.

**अहीण** त्रि० ( अहीन ) અવિકલ, સંપૂર્ણ.

**अहीणाइरित्त.** त्रि० ( अहीनातिरिक्त ) હીન નહિ તેમ અધિક નહિ.

**अहीय** त्रि० ( अधीत ) ભણેલ; પઠન કરેલ.

**अहीरग.** त्रि० ( अहीरक ) તન્તુ રહિત, જેને છેદતા રેસા ન પડે તે (ફળાદિ)

**अहुणा.** अ० ( अधुना ) હમણાં; આ ઘડીએ

**अहुणाधोय.** त्रि० ( अधुनाधौत ) તત્કાળનું ધોવણ; જે શસ્ત્ર પરિણત ન થયું હોય તે.

**अहुणाभिन्न.** त्रि० ( अधुनाभिन्न ) તત્કાળના ફુટેલ; નવા અંકુર ઉગેલ.

**अहुणोवलित्त.** त्रि० ( अधुनोपलिप्त ) તરતનું લીંપેલું.

**अहुणोववन्न.** त्रि ( अधुनोपपन्न ) તત્કાળનો ઉત્પન્ન થયેલ.

**अहे** अ० ( अधस् ) નીચે; અધો

**अहे** अ० ( अथ ) જુઓ "અહ" શબ્દ.

**अहेउ.** पु० ( अहेतु ) હેત્વાભાસ; અનુમિતિને ન સાધનાર હેતુ. (૨) त्रि० કારણરહિત, નિત્ય.

**अहेकम्म.** न० ( अधःकर्मन् ) જે ભોજન કરવાથી સાધુને અધોગતિમાં જવું પડે તે આધાકર્મ દોષવાળું ભોજન.

**अहेकाय.** पु० ( अधःकाय ) શરીરનો નીચલો ભાગ

**अहेचर.** त्रि० ( अधश्चर ) સર્પ વગેરે પ્રાણી

**अहेतारग.** पु० ( अधस्तारक ) પિશાચની એક જાત.

**अहेदिसा** स्त्री० ( अधोदिश ) નીચેની દિશા.

**अहेभव** पु० ( अधोभव ) રત્નપ્રભા આદિ નારકીનો ભવ

**अहेलोग.** } पु० ( अधोलोक ) અધોલોક,
**अहेलोय.** } પાતાલ લોક.

**अहेवाय.** पु० ( अधोवात ) અધોવાયુ, નીચી દિશાનો વાયુ.

**अहेवियड.** त्रि० ( अधोविकट ) ભિંત વિનાનું સ્થાન; ખુલ્લું સ્થાન.

**अहेसणिज्ज** त्रि ( यथेषणीय ) સંસ્કાર રહિત, સુધારવા, બગાડવા વગેરે સંસ્કાર વગરનું.

**अहेसत्तमा.** स्त्री० ( अधःसप्तमी ) તમતમા પ્રભા નામની સાતમી નરક.

**अहो** अ० ( अहो ) આશ્ચર્ય, વિસ્મય. (૨) દીનતા. (૩) આમંત્રણ.

**अहो.** अ० ( अधस् ) નીચે.

**अहोअहो.** अ० ( अधोधस् ) નીચે નીચે.

**अहोकंडूयग.** पुं० ( अधःकण्डूयक ) નાભિથી નીચે ખજવાળનાર તાપસનો એક વર્ગ.

**अहोगामि.** त्रि० ( अधोगामिन् ) દુર્ગતિમાં જનાર

**अहोणिसं.** } अ० ( अहर्निशम् ) રાત
**अहोणिसि.** } દિવસ; અહોરાત્ર.

**अहोदाण.** न० ( अहोदान ) આશ્ચર્યકારી દાન; બેહદ દાન.

**अहोदिसा.** स्त्री० ( अधोदिशा ) નીચેની દિશા, અધોદિશા.

**अहोनिसं.** अ० ( अहर्निशम् ) રાતદિવસ.

**अहोभागि.** त्रि० ( अधोभागिन् ) કમભાગી.

**अहोमुह.** त्रि० ( अधोमुख ) નરકાદિમાં લઇ જનાર.

**अहोरत्त.** न० ( अहोरात्र ) રાતદિવસ.

**अहोरत्तिया.** स्त्री० ( अहोरात्रिकी ) } સાધુ-
**अहोरातंदिया.** स्त्री० ( अहोरात्रिन्दिवा ) } નીઅ૧૧
**अहोराइया.** स्त्री० ( अहोरात्रिकी ) } મી ૫
**अहोराई.** स्त्री० ( अहोरात्रिकी ) } ડિમા, કે જેમા છઠ્ઠનું તપ કરવામાં આવે છે અને એક અહોરાત્ર પ્રમાણ ગામ બ-હાર રહી અમુક આસને કાઉસગ્ગ કરવામાં આવે તે ભિક્ષુની ૧૧ મી પડિમા.

**अहोलोग** } पुं० ( अधोलोक ) નીચેનો
**अहोलोय.** } લોક; પાતાળ લોક.

**अहोवाय.** पु० ( अधोवात ) નીચી દિશાનો વાયુ (૨) અધોવાયુ; અપાનવાયુ.

**अहोविहार.** पु० ( अहोविहार ) આશ્ચર્યકારક વિહાર; યથોક્ત સંયમનું અનુષ્ઠાન.

**अहोसिर.** त्रि० ( अधोशिरस् ) જેનું માથુ નીચુ છે તે.

**अहोहि.** त्रि० ( अधोऽवधि ) } પરમ અવ-
**अहोहिअ.** त्रि० ( अधोऽवधिक ) } ધિજ્ઞાનવાળા કરતાં ઉતરતા અવધિજ્ઞાનવાળો. (૨) પુ० સ્ત્રી० નીચલા દરજાનું અવધિજ્ઞાન; અવધિજ્ઞાનનો એક ભેદ.

**आ.** अ० ( आ ) મર્યાદા; હદ. (૨) વાક્યા-લંકાર. (૩) સન્મુખ. (૪) થોડુ, ઇષત્; જરાક. (૫) વ્યાપ્તિ. (૬) વિશેષતા. (૭) વિસ્મય; આશ્ચર્ય.

**आअ.** पुं० ( आय ) લાભ; પ્રાપ્તિ. (૨) જેનાથી જ્ઞાન આદિની પ્રાપ્તિ થાય તે, અધ્યયન; પ્રકરણ.

**आइ.** पुं० ( आदि ) આદિ, પ્રથમ, શરૂઆત. (૨) નાભીની નીચેનો ભાગ. (૩) ઇત્યાદિ, વગેરે. (૪) સંસાર. (૫) સમીપ; પાસે (૬) ભેદ, પ્રકાર. (૭) અવયવ; અંશ.

**आइअंतियमरणा.** न० ( आत्यन्तिकमरणा ) દેહ અને જીવ અત્યંત જુદા પડે તે, મૃત્યુ

**आइं.** अ० ( आइ ) વાક્યાલંકાર.

**आइखिणी** स्त्री० ( आचक्षाणा ) કર્ણપિશાચિકા વિદ્યા.

**आइक्खग.** त्रि० ( आख्यायक ) શુભાશુભ કહેનાર

**आइक्खण** न० ( आख्यान ) કથન; ઉપદેશ

**आइक्खिय.** त्रि० ( आचक्षित ) કહેલું; કથન કરેલ

**आइक्खिया** स्त्री० ( आख्यायिका ) વાર્તા; કથા (૨) એક પ્રકારની મેલી વિદ્યા.

**आइगर** त्रि० ( आदिकर ) આદિ શરૂઆ-તમા આચારંગ આદિ શ્રુતધર્મના કરનાર; તીર્થંકર.

**आइच्च.** पु० ( आदित्य ) સૂર્ય, સુરજ (૨) કૃષ્ણરાજીના આંતરામાં રહેલ અર્ચિમાલી નામના વિમાનના વાસી લોકાંતિક દેવતા (૩) ગ્રૈવેયક વિમાનવિશેષ અને તેના દેવતા. (૪) સૂર્યમાસ, સાડાત્રીસ દિવસ પ્રમાણ આદિત્યમાસ.

**आइच्चजस.** पु० ( आदित्ययशस् ) ભરત ચક્ર-વર્તીનો આદિત્ય યશા નામે પુત્ર.

**आइच्चमास.** पुं० ( आदित्यमास ) સૂર્યમાસ, ૩૦॥ દિવસનો માસ.

**आइच्चसंवच्छर.** पुं० ( आदित्यसंवत्सर ) ત્રણસેં છાસઠ દિવસ પ્રમાણ સોરવર્ષ.

**आइचा.** स्त्री० ( आदित्या ) सूर्यनी બીજી અગ્રમહિષી.

**आइज्ज.** त्रि० ( आदेय ) ગ્રહણ કરવા યોગ્ય. (२) જેનું વચન ગ્રહણ કરવા યોગ્ય હોય તે

**आइट्ठ.** त्रि० (आदिष्ट) પ્રેરણા કરેલ, આદેશ કરાયેલ.

**आइट्ठ.** त्रि० ( आविष्ट ) આવેશવાળો.

**आइट्ठि.** स्त्री० ( आदिष्टि ) ધારણા.

**आइड्ढि.** स्त्री० ( आत्मर्द्धि ) આત્મઋદ્ધિ; આત્મ-શક્તિ.

**आइराण.** त्रि० ( आचीर्ण ) આજ્ઞા કરેલ.

**आइराण.** त्रि० ( आकीर्ण ) વ્યાપ્ત, સંકીર્ણ, ખીચોખીચ ભરેલ. (२) त्रि० જાતિ આદિથીશુદ્ધ ગુણવાન્ ઘોડો. (३) વિનયવાન્ પુરૂષ. (४) આકીર્ણ-જાતના ઘોડાના દૃષ્ટાંતવાળું જ્ઞાતાસૂત્રનું ૧૭ મું અધ્યયન.

**आइत्त** त्रि० ( आदीप्त ) થોડું પ્રકાશિત

**आइत्त.** त्रि० ( आयत्त ) આધીન, વશ થયેલ.

**आइत्तार.** त्रि० ( आदातृ ) લેનાર

**आइद्ध.** त्रि० ( आविद्ध ) વ્યાપ્ત

**आइन्न** त्रि० ( आकीर्ण ) વ્યાપ્ત (२) पु० વસ્ત્ર આપનાર કલ્પવૃક્ષ (३) જાતવાન ઘોડો.

**आइन्न.** ( त्रि० ( आचीर्ण ) આચરેલ.

**आइम.** त्रि० ( आदिम ) પ્રથમનું; પહેલું,

**आइमुहुत्त.** न० ( आदिमुहूर्त ) પ્રથમ મુહૂર્ત, સૂર્યઉગ્યા પછી બે ઘડી સુધીનો સમય

**आइमोक्ख.** पुं० ( आदिमोक्ष ) આદિ-સંસારથી છુટકારો થવો તે.

**आइय.** त्रि० ( आदृत ) આદર પામેલ.

**आइय.** त्रि० ( आचित ) વ્યાપ્ત (२) સંચિત, એકત્ર કરેલું.

**आइयण.** न० ( आदान ) ગ્રહણ કરવું તે.

**आइराय.** पु० ( आदिराज ) ઋષભદેવ પ્રભુ કે જેણે સૌથી પહેલા રાજ્યની સ્થાપના કરી.

**आइल.** त्रि० ( आविल ) મલિન; અસ્વચ્છ.

**आइल्ल** / **आइल्लिम.** त्रि० ( आदिम ) પહેલું, આદિનું પ્રથમનું.

**आइसंघयण** न० ( आदिसंहनन) પ્રથમનુસંઘયણ; વજ્રઋષભનારાચસંઘયણ

**आईण** त्रि० (आदीन ) અત્યન્ત ગરીબ (२) न० દુષિત આહાર

**आईण.** पु० ( ) જુઓ " આઇજ " શબ્દ.

**आईणग.** न० ( आजिनक ) ચર્મમય-ચામડાનું વસ્ત્ર વિશેષ કે જે કમાવીનેઅતિ સુંવાળું કરેલ હોય છે (२) पु० એ નામનો એક દ્વીપ તથા એક સમુદ્ર.

**आईणभद्द.** पु० ( आजिनभद्र ) આજીન દ્વીપનો અધિપતિ દેવતા

**आईणभोइ.** त्रि० (आदीनभोजिन्) દુ:ખે દીધેલો ખોરાક ખાનાર.

**आईणमहाभद्द.** पुं० ( आजिनमहाभद्र ) આજીન દ્વીપનો અધિષ્ઠાતા દેવતા

**आईणमहावर.** पु ( आजिनमहावर ) આજીન સમુદ્ર તથા આજીનવર સમુદ્રનો અધિપતિ દેવતા

**आईणवर.** पु० ( आजिनवर ) એ નામનો એક દ્વીપ તથા એક સમુદ્ર. (२) આજિન સમુદ્ર તથા આજીનવર સમુદ્રનો અધિપતિ દેવતા.

**आईणवरभद्द** पु० ( आजिनवरभद्र ) / **आईणवरमहाभद्द.** पु ( आजिनवरमहाभद्र ) આજીનવર દ્વીપનો અધિપતિ દેવતા

**आईणवरोभास.** पु० ( आजिनवरावभास ) એ નામનો એક દ્વીપ તથા સમુદ્ર.

**आईणवरोभासभद्द.** पु० ( आजिनवरावभासभद्र ) / **आईणवरोभासमहाभद्द.** पु० (आजिनवरावभासमहाभद्र ) આજિનવરોભાસદ્વીપનો અધિપતિ દેવતા.

**आईणवरोभासमहावर** पुं० (आजिनवराभासमहावर) } આજિનવરો ભાસ-
**आईणवरोभासवर.** पुं० (आजिनवराभासवर) } સમુદ્રનો અધિષ્ઠાતા દેવતા.

**आईणवित्ति.** त्रि० ( आदीनवृत्ति ) અત્યન્ત દીન ભિક્ષુ માગણ વગેરે.

**आईय.** त्रि० ( आतीत ) વિશેષ જ્ઞાત. (૨) સંસારમાં ભ્રમનાર, સંસાર પ્રાપ્ત.

**आईरण.** त्रि० ( आजीरण ) લડાઈ જીતનાર.

**आउ.** अ० ( ) અથવા.

**आउ.** स्त्री० ( अप ) પાણી (૨) અપ્કાય પાણીના જીવ (૩) પૂર્વાષાઢા નક્ષત્રનો દેવતા.

**आउ.** न० ( आयुष ) જેના ઉદયથી જીવ જીંદગી ભોગવે છે તે આયુષ્ય કર્મ, આઠ કર્મમાંનુ પાંચમું કર્મ.

**आउंचण.** न० ( आकुञ्चन ) અવયવ સંકોચવા તે.

**आउंटण.** न० ( आकुञ्चन ) સંકોચન.

**आउंटिय.** त्रि० ( आकुञ्चित ) સંકોચેલુ.

**आउकम्म.** न० ( आयुकर्मन ) આઠ કર્મમાંનું પ મું આયુષ્ય કર્મ.

**आउकाइय.** } पुं० (अप्कायिक) પાણીના જીવ
**आउकाय.** } पुं० ( अप्काय )
**आउक्काइय** } पुं० ( अप्कायिक )
**आउक्काय.** } पुं० ( अप्काय )

**आउकाल.** पुं० ( आयुकाल ) મૃત્યુકાળ, મરણનો અવસર.

**आउक्खय.** पुं० ( आयुक्षय ) મરણ, મોત.

**आउक्खेम.** न० ( आयुःक्षेम ) જીવન, આવરદાનું પાલન.

**आउज्ज.** पुं० ( आवर्ज ) મન વચન અને કાયાનો શુભ વ્યાપાર (૨) त्रि० શુભપ્રવૃત્તિ કરનાર

**आउज्ज.** त्रि० ( आयोज्य ) એક બીજા સાથે જોડેલ

**आउज्ज.** पुं० ( आतोद्य ) વીણા આદિ વાજીંત્ર.

**आउज्जण.** न० ( आवर्जन ) મન, વચન અને કાયાનો શુભ વ્યાપાર.

**आउज्जिय.** पुं० ( आयोगिक ) ઉપયોગપૂર્વક વર્તનાર, જ્ઞાની.

**आउज्जियकरण.** } न० ( आयोजिकाकरण )
**आउज्जियाकरण.** } કેવલસમુદ્ઘાતની
**आउज्जीकरण.** } પહેલાં કરવામાં આવતો શુભ મન, વચન, કાયાનો વ્યાપાર-ક્રિયા, એક અન્તર્મુહૂર્તસુધી કર્મપુદ્ગલને ઉદયાવલિકામાં નાખવારૂપ ઉદીરણા વિશેષ

**आउट्ट.** त्रि० ( आवृत्त ) અમુક તરફ વળેલ. (૨) વ્યવસ્થિત થયેલ.

**आउट्ट.** पुं० ( आकुट्ट ) પ્રાણીના અવયવો છેદવા તે, હિંસા કરવી-મારવુ તે.

**आउट्टण** न० ( आवर्त्तन ) પાછુ ફરવવુ તે (૨) અભિલાષા (૩) નિવૃત્તિ. (૪) અભિમુખ હોવું, તત્પર હોવુ. (૫) ભ્રમણ કરવુ, ફરવું.

**आउट्टणया.** स्त्री० ( आवर्त्तनता ) મતિજ્ઞાનનો ભેદ જે અવાય તેનું અપર નામ. (૨) જુઓ " આઉટ્ટણ " શબ્દ.

**आउट्टावण.** न० ( आवर्त्तन ) અભિમુખ કરવું, તત્પર કરવું

**आउट्टि.** स्त्री० ( आकुट्टि ) હિંસા.

**आउट्टि** स्त्री० ( आवृत्ति ) સન્મુખ થઈને રહેવુ તે (૨) ફરી ફરી અભ્યાસ કરવો તે, વારંવાર સ્વાધ્યાય-આવૃત્તિ કરવી તે. (૩) સૂર્ય તથા ચંદ્રનુ અંદરના માંડલેથી બહાર જવુ, અને બહારના માંડલેથી અંદર આવવુ તે.

**आउट्टि.** त्रि० (आकुट्टिन्) જાણી બુઝી હિંસા કરનાર; ઇરાદાપૂર્વક પ્રાણિનું છેદન ભેદન કરનાર. (૨) અકાર્ય કરનાર.

**आउट्टिय.** त्रि० ( आकुट्टित ) છેદેલું; વિદારેલું.

**आउट्टिया.** स्त्री० ( आकुट्टिका ) જાણી બુઝીને ઇરાદાપૂર્વક કરવું તે.

**आउट्टिअ.** त्रि० ( आकुट्टित ) અક્ષર કોતરી નામ પાડેલ. (૨) હણાયેલ; મારેલ.

**आउत्त.** त्रि० ( आयुक्त ) ઉપયોગ સહિત; સાવચેત. (૨) રંધાઇને તૈયાર થયેલ.

**आउत्त.** त्रि० ( आगुप्त ) ગુપ્તિથી ગોપવેલ; રક્ષણ કરેલ. (૨) સંયત–સાધુની ગતિ ચેષ્ટા વગેરે (૩) સંક્ષિપ્ત

**आउधागार.** पु० ( आयुधागार ) આયુધશાળા, હથિયારો રાખવાની જગ્યા.

**आउर.** त्रि० ( आतुर ) આકુલવ્યાકુલ. (૨) રોગી; પીડિત.

**आउरपच्चक्खाण.** न० ( आतुरप्रत्याख्यान ) ૨૯ ઉત્કાલિકસૂત્રમાંનું ૨૮ મુ આઉર પચ્ચખાણ નામે એક પઇન્નો.

**आउरिअ.** त्रि० ( आतुरित ) મદવાડીઓ, આતુર થયેલ.

**आउल.** त्रि० ( आकुल ) આકુલવ્યાકુલ, વ્યગ્ર. (૨) વ્યાપ્ત; ભરેલ. (૩) પું० સમૂહ.

**आउलिय.** त्रि० ( आकुलित ) વ્યાકુલ થયેલ.

**आउलीकरण.** न० ( आकुलीकरण ) પ્રચુરીકરણ–ઘણું કરવું–વધારવું તે: સંસારને વધારવો તે.

**आउव्वेय.** पु० ( आयुर्वेद ) ચિકિત્સાશાસ્ત્ર; વૈદિકશાસ્ત્ર.

**आउस.** न० ( आयुष् ) આયુષ્ય; આવરદા.

**आउस.** पु० ( आक्रोश ) આક્રોશ ભરેલ વચન; ઠપકાનાં વચન.

**आउस.** त्रि० ( आयुष्यमत् ) દીર્ઘાયુ, ચિરંજીવી.

**आउसंत.** त्रि० (आयुष्यमत्) દીર્ઘાયુ; ચિરજીવી.

**आउसणा.** स्त्री० ( आक्रोशना ) આક્રોશ કરવો તે.

**आउस्स.** पुं० ( आक्रोश ) આક્રોશ–કર્કશ વચન.

**आउस्सिय.** त्रि० ( आवश्यक ) જરૂરી. (૨) ક્રિ. વિ. જરૂર; અવશ્ય.

**आउस्सियकरण.** न० ( आवश्यककरण ) મન, વચન ને કાયાનો શુભ વ્યાપાર. (૨) મોક્ષ મેળવવાની પ્રવૃત્તિ.

**आउह.** न० ( आयुध ) આયુધ, શસ્ત્ર; હથીયાર.

**आउहघर.** न० ( आयुधगृह ) આયુધઘર; આયુધશાળા; હથીયાર રાખવાનું સ્થાન.

**आउहघरिय.** त्रि० ( आयुधगृहिक ) આયુધશાળાના ઉપરી.

**आउहि.** त्रि० ( आयुधिन् ) હથિયાર ધારણ કરનાર; યોદ્ધો.

**आऊसिय.** त्रि० ( आयूषित ) પ્રવેશ કરેલ. (૨) સંકુચિત.

**आएज्ज.** त्रि० ( आदेय ) ગ્રહણ કરવા યોગ્ય; માનનીય.

**आएज्जणाम** } **आएज्जनाम.** } न० ( आदेयनामन् ) નામ કર્મની એક પ્રકૃતિ; કે જેના ઉદયથી બોલેલુ વચન ગ્રહણ કરવા યોગ્ય મનાય છે.

**आएस.** त्रि० ( एष्यत् ) આવતુ; આવવાનું.

**आएस.** पु० ( आदेश ) પ્રાહુણો; પરોણો (૨) પ્રકાર; ભેદ. (૩) વિશેષ, વ્યક્તિરૂપ. (૪) સૂત્ર; આગમ; શાસ્ત્ર. (૫) ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય એ ત્રિપદી કે જે ગણધરને પ્રથમ સંભળાવવામાં આવે છે. (૬) વ્યપદેશ; વ્યવહાર. (૭) હુકમ; આજ્ઞા. (૮) મત. (૯) ઉપચાર, આરોપ.

**आएसण.** न० ( आदेशन ) કારખાનું, શિલ્પશાળા.

**आएससव्वय.** पु० ( आदेशसर्व ) ઉપચારથી સર્વ; પ્રચુર અથવા પ્રધાન વસ્તુમાં સર્વનો ઉપચાર કરવો તે. જેમ ભોજનમાં ઘી વધારે હોય તો આજ તો એકલું ઘી જ ખાધું. આમાં ઘીની પ્રધાનતાને લીધે ઘી શિવાયની વસ્તુમાં પણ ઘીનો ઉપચાર કર્યો.

**आएसि.** त्रि० ( आदेशिन् ) આદેશ કરનાર. (૨) અભિલાષી.

**आएसिय.** न० ( आदेशिक ) સાધુને દેવા માટે કલ્પી રાખેલ આહારાદિ; આહારનો એક દોષ.

**आओग.** पुं० ( आयोग ) દ્રવ્ય સંપાદન કરવાનો ઉપાય; ધંધો વ્યાપાર વગેરે. (૨) પૈસાની આવક; વટાવ. (૩) સરંજામ.

**आओगपओग.** पुं० ( आयोगप्रयोग ) દ્રવ્ય સંપાદન કરવાનો ઉપાય; દ્રવ્ય વૃદ્ધિ માટે ધીરધાર કરવી તે.

**आओजिया.** स्त्री० ( आयोजिका ) તીવ્ર પરિણામથી કરવામાં આવતી ક્રિયા કે જેનાથી સંસાર સાથે સમ્બન્ધ વધે છે.

**आओज्ज.** पुं० न० ( आतोद्य ) વાદ્ય; વાજિત્ર.

**आओज्ज.** त्रि० ( आयोज्य ) મર્યાદાપૂર્વક જોડવા યોગ્ય.

**आओस.** पुं० (          ) પરોઢિઉં; સૂર્યોદય પહેલાની બે ઘડી. (૨) પ્રદોષ સમય; સંધ્યાકાલ.

**आओसणा.** स्त्री० ( आक्रोशना ) તિરસ્કાર; તરછોડવું.

**आंताइ.** त्रि० ( आन्तादिन् ) ખાતાંપીતા બાકી રહેલ આહાર લેનાર. ( સાધુ ).

**आंदोलिर.** त्रि० ( आन्दोलिन् ) કમ્પનશીલ.

**आकंखा.** स्त्री० ( आकाङ्क्षा ) ઇચ્છા; અભિલાષા.

**आकंखिर.** त्रि० ( आकाङ्क्षिन ) આકાંક્ષા કરનાર; આકાંક્ષણ શીલ, અભિલાષી.

**आकड.** त्रि० ( आकृष्ट ) સામે ખેંચેલ.

**आकड्ढ.** पुं० ( आकर्ष ) સામે ખેંચવુ તે.

**आकड्ढविकड्ढि.** स्त्री० ( आकर्षविकृष्टि) આમ તેમ ખેંચવું તે; ખેંચાખેંચ કરવી તે.

**आकण्णिय.** त्रि० ( आकर्णित ) શ્રુત; સાંભળેલું.

**आकस्सिय.** त्रि० ( आकस्मिक ) આકસ્મિક; અહેતુ; કારણ વગરનું.

**आकार.** पुं० ( आकार ) આકૃતિ; ચહેરો; આકાર.

**आकास.** पुं० न० ( आकाश ) ગગન; આકાશ.

**आकासफलोवमा.** स्त्री० ( आकाशफलोपमा ) } ખાદ્ય વિશેષ;
**आकासिआ.** स्त्री० ( आकाशिका ) } ખાવાનો એક પદાર્થ.

**आकिइ.** स्त्री० ( आकृति ) આકાર; આકૃતિ; દેખાવ.

**आकिंचण.** न० ( आकिञ्चन्य ) પરિગ્રહ રહિતપણું; સુવર્ણ આદિ પરિગ્રહનો અભાવ.

**आकिति** स्त्री० ( आकृति ) આકાર; દેખાવ; આકૃતિ.

**आकीलवास.** पुं० ( आक्रीडावास ) ગૌતમ દ્વીપમાં રહેતા લવણ સમુદ્રના અધિપતિ સુસ્થિક દેવતાનો ક્રીડાવાસ.

**आकुंचण.** न० ( आकुञ्चन ) સંકોચવું તે; સંક્ષેપ.

**आकुंचणपट्टग.** न० ( आकुञ्चनपट्टक ) પલાંઠી કે કમર બાંધવાનુ વસ્ત્ર.

**आकुंचिय.** त्रि० ( आकुञ्चित ) સંકોચેલ.

**आकुट्ठ.** त्रि० ( आकुष्ट ) જેને આક્રોશ ભરેલ વચન સંભળાવવામાં આવે તે.

**आकुल.** त्रि० ( आकुल ) જુઓ "આઉલ" શબ્દ.

**आकूत.** न० }
**आकूय.** न० } ( आकूत ) અભિપ્રાય; આશય. (૨) અભિપ્રેત–ઇચ્છિત વસ્તુ.

**आक्खेवण.** न० ( आक्षेपण ) આક્ષેપ કરવો તે.

**आगइ.** स्त्री० ( आगति ) આગમન; પરભવમાંથી આ ભવમાં આવવું તે. (૨) ઉત્પત્તિ.

**आगइगइ.** स्त्री० ( आगतिगति ) આવવું જવુ તે; ગમનાગમન; ગત્યાગતિ.

**आगंतगार.** }
**आगंतार.** } न० ( आगन्त्रगार ) મુસાફર–કાપડિ વગેરેને ઉતરવાનુ સ્થાન; ધર્મશાળા.

**आगंतु.** त्रि० ( आगन्तृ ) } અતિથિ; મુસાફર.
**आगंतुग.** त्रि० ( आगन्तुक ) }

**आगति.** स्त्री० ( आकृति ) આકૃતિ.

**आगति.** स्त्री० ( आगति ) જુઓ "આગઇ" શબ્દ.

**आगम.** पुं० ( आगम ) આગમ; સિદ્ધાંત. (૨) આગમપ્રમાણ; આપ્ત વાક્યથી થતું જ્ઞાન. (૩) આગમ વ્યવહાર. (૪) આકાશ. (૫) આગમન; આવવું તે (૬) કેવલ. મન.પર્યવ અને અવધિજ્ઞાન (૭) નવમા પૂર્વથી ચૌદ પૂર્વ સુધી.

**आगमण.** न० (आगमन) આગમન; આવવું તે.

**आगमणगिह** न० ( आगमनगृह ) ધર્મશાળા, મુસાફરખાનું.

**आगमणागमणपविभत्ति** न० ( आगमनागमनप्रविभक्ति ) જેમાં ચંદ્ર આદિનું આગમન ગમન દર્શાવવામાં આવે તેવું બત્રીશ પ્રકારના નાટકમાંનું સાતમું નાટક.

**आगमववहार.** पु० ( आगमव्यवहार ) નવ પૂર્વથી ચૌદ પૂર્વ સુધી જાણનાર તથા કેવલીનો વ્યવહાર–પ્રાયશ્ચિત્ત દાનાદિ વિધિ.

**आगमववहारि.** पु० ( आगमव्यवहारिन् ) પ્રત્યક્ષ જ્ઞાની, નવ પૂર્વી ઉપરાંત કેવલી સુધી.

**आगमि** त्रि० ( आगमिन् ) આવનાર. આવવાનું.

**आगमिस्स.** } त्रि० (आगमिष्यत ) ભવિષ્યમાં થનાર; આવતું.
**आगमेसि.** }

**आगमेसिभद्द.** त्रि० ( आगमिष्यभद्र ) એકભવ કરી જેને મોક્ષ જવાનું છે તે. (૨) ભવિષ્યનું કલ્યાણ.

**आगमेस्स.** त्रि० ( आगमिष्यत् ) આવતા કાળનું, ભવિષ્યનું.

**आगय.** त्रि० ( आगत ) આવેલ. (૨) પ્રાપ્ત થયેલ.

**आगर.** पु० ( आकर ) સોનું રૂપું વગેરેની ખાણ. (૨) મીઠાના અગર.

**आगरि.** त्रि० ( आकरिन् ) } ખાણનો ધણી. (૨) ખાણમાં કામ કરનાર.
**आगरिय** त्रि० ( आकरिक ) }

**आगरिस.** पु० ( आकर्ष ) આકર્ષણ, ખેંચવું તે (૨) ફરીથી ગ્રહણ કરવું તે (૩) તેવી રીતના (ખેંચવાના) પ્રયત્નથી કર્મ પુદ્ગલોનું ગ્રહણ કરવું તે (૪) ચારિત્રની પ્રાપ્તિ.

**आगल्ल.** त्रि० ( आग्लान ) બિમાર. માંદ.

**आगहिअ.** त्रि० ( आगृहीत ) સંગ્રહ કરેલ.

**आगाढ.** त्रि० ( आगाढ ) કઠણ, કઠિન આકરું (૨) ગાઢ કારણ, પ્રબળ કારણ. (૩) અતિ આસક્ત.

**आगाढजोग.** पु० ( आगाढयोग ) ગણિયોગ, આચાર્ય યોગ વહન કરે તે

**आगामि.** त्रि० ( आगामिन् ) ભવિષ્યમાં મળનાર, પ્રાપ્ત થવાનું.

**आगामिय.** त्रि० ( आग्रामिक ) ગામ શહેર નગરનું.

**आगार.** पु० ( आकार ) આકૃતિ, સંસ્થાન (૨) આકાર, સિક્કા વગેરે (૩) ભેદ, પ્રકાર (૪) સ્વરૂપ, વિશેષ લક્ષણ (૫) બાહ્ય ચેષ્ટા, આંતરિક અભિપ્રાયસૂચક આંખ મુખ હાથ વગેરેની ચેષ્ટા. (૬) કાઉસગ્ગના અપવાદ-છૂટ (૭) પચ્ચખ્ખાણના અપવાદ-છૂટ, પચ્ચખ્ખાણમાં મુકેલ આગાર.

**आगार** न० ( आगार ) ઘર, સ્થાન. (૨) ત્રિ० ગૃહસ્થ, ગૃહસ્થાશ્રમી.

**आगारचरित्तधम्म.** पु० ( आगारचारित्रधर्म ) સમકિતપૂર્વક બાર વ્રતરૂપ ગૃહસ્થનો ચારિત્ર ધર્મ

**आगारधम्म.** पु० ( आगारधर्म ) ગૃહસ્થધર્મ.

**आगारवास.** पु० ( आगारवास ) ગૃહવાસ, ગૃહસ્થાશ્રમ

**आगारविणय.** पु० ( आगारविनय ) ગૃહસ્થનો વિનયરૂપ ધર્મ--ગૃહસ્થ ધર્મ.

**आगारावास.** પું० ( आगारावास ) ગૃહસ્થાવાસ; ઘર સંસારમાં લપટાઇ રહેવું તે.

**आगारि.** પું० ( आगारिन् ) ગૃહસ્થ.

**आगारिय.** त्रि० ( आगारिक ) ગ્રહસ્થ સમ્બંધી.

**आगारिय.** त्रि० ( आकारित ) બોલાવેલું. (૨) નજનએલું.

**आगाल.** પુ० ( आगाल ) કર્મની બીજી સ્થિતિમાંથી કર્મના દલિયાને ઉદીરણા પ્રયોગે ખેંચીને ઉદયમાં નાખવા તે. ઉદીરણાનું અપર નામ. (૨) સમાન પ્રદેશમાં રહેવું; ભાવથી રહેવું.

**आगास** પુ० न० ( आकाश ) આકાશ. લોકાલોક વ્યાપી અનન્તપ્રદેશાત્મક છ દ્રવ્યમાંનુ એક અમૂર્ત દ્રવ્ય. ધર્માસ્તિકાય આદિ પાંચ દ્રવ્યના આધારભૂત દ્રવ્ય.

**आगासग** त्रि० ( आकाशक ) પ્રકાશક

**आगासगय** त्रि० ( आकाशगत ) આકાશવર્તિ; આકાશમાં અધર રહેલું. (૨) અતિ ઉંચું; આકાશતલ સ્પર્શી

**आगासगामि.** त्रि० (आकाशगामिन्) આકાશમાં ફરનાર પ્રાણી; પક્ષી વગેરે.

**आगासतल.** न० ( आकाशतल ) આકાશનું તળીયું. (૨) ગગનતલસ્પર્શી-ઉંચા મહેલ

**आगासतलग** न० ( आकाशतलक ) અગાસી. ઝરૂખા.

**आगासत्थिकाय.** પુ० ( आकाशास्तिकाय ) દરેક વસ્તુને અવકાશ આપનાર દ્રવ્ય; છ દ્રવ્યમાંનું ત્રીજું દ્રવ્ય.

**आगासथिग्गल.** न० ( ) શરદ ઋતુનું સ્વચ્છ આકાશ. વાદલથી છુટું થતું આકાશખંડ કે જે અતિ શ્યામ દેખાય છે; થિગડારૂપ આકાશ.

**आगासपंचम.** પું० ( आकाशपञ्चम ) આકાશ જેમાં પાંચમું છે તે; પાંચ મહાભૂત; પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, અને આકાશ.

**आगासपय.** न० ( आकाशपद ) દૃષ્ટિવાદાન્તર્ગત સિદ્ધશ્રેણિપરિકર્મનો ચોથો ભેદ.

**आगासप्पएस.** પુ० ( आकाशप्रदेश ) આકાશનો અવિભાજ્ય અંશ.

**आगासफलिओवमा.** स्त्री० (आकाशस्फटिकोपमा) આકાશ અને સ્ફટિકના જેવી નિર્મળ એક જાતની મીઠા રસવાળી ખાદ્ય વસ્તુ

**आगासफलिह.** પુ० ( आकाशस्फटिक ) અતિ સ્વચ્છ સ્ફટિક; નિર્મળ સ્ફટિક.

**आगासफालिया.** स्त्री० ( आकाशफालिका ) એક મિષ્ટ દ્રવ્ય.

**आगासातिवाइ.** પું० ( आकाशातिपातिन् ) આકાશમાં ઉડી આકાશમાંથી સુવર્ણ વૃષ્ટિ આદિ કરી દિવ્ય પ્રભાવ દર્શાવનાર.

**आगासिय.** त्रि० ( आकर्षित ) આકર્ષણ કરેલ; ઉપાડેલ

**आगासिय.** त्रि० ( आकाशित ) આકાશવર્તિ; આકાશમાં રહેલ.

**आगिइ.** स्त्री० ( आकृति ) આકૃતિ; આકાર, સંઠાણ.

**आगिइत्तिग.** न० ( आकृतित्रिक ) આકૃતિ-સંઠાણ ૬ સંઘયણ ૭ અને જાતિ પાંચ એ નામની ૧૭ પ્રકૃતિનો સમુદાય.

**आगिति.** स्त्री० ( आकृति ) જુઓ "आगिइ" શબ્દ.

**आघं.** ( आख्यानवत् ) કહેનાર. કથન કરનાર; આખ્યાન કરનાર.

**आघंअज्झयण.** न० ( आख्यानवदध्ययन ) સૂયગડાંગ સૂત્રના પહેલા શ્રુતસ્કંધના ૧૦ મા સમાધિ અધ્યયનનું અપરનામ.

**आघंस.** त्रि० ( आघर्ष ) પાણી સાથે ઘસીને પીવા યોગ્ય ઔષધિ વગેરે.

**आघयण.** न० ( आघातन ) વધસ્થાન.

**आघवइत्तार.** त्रि० ( आख्यातृ ) આખ્યાન કરનાર; કથા કરનાર.

**आघवण.** न० } ( आख्यान ) વ્યાખ્યાન,
**आघवणा.** स्त्री० } સામાન્ય કથન.

**आघविय.** त्रि० ( आख्यात ) કહેલું. (૨) સ્વીકારેલ.

**आघाय.** त्रि० ( आख्यात ) કહેલું.

**आघाय.** पु० ( आघात ) મરણ; મૃત્યુ.

**आघायण.** न० ( आघातन ) વધસ્થાન; ફાંસી દેવાની જગા.

**आघायमंडल.** न० ( आघातमण्डल ) વધસ્થાન માંડલો.

**आचरण.** न० ( आचरण ) આચાર; અનુષ્ઠાન.

**आचिराण.** त्रि० ( आचीर्ण ) આચરેલ; આચરણ કરેલ.

**आचेलक्क.** न० (आचेलक्य) પરિમાણ ઉપરાંત વસ્ત્ર ન રાખવા તે; પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓને માટે બાંધેલી એક મર્યાદા.

**आच्छायण.** न० ( आच्छादन ) ઓછાડ.

**आच्छिंदित्तार.** त्रि० ( आच्छेत्तृ ) ભંગાણ પાડનાર.

**आजाइ.** स्त्री० ( आयाति ) પૂર્વભવમાંથી આવવું તે (૨) ભવિષ્યકાળ.

**आजाइ.** स्त्री० ( आजाति ) જન્મવું તે, જન્મ, ઉત્પત્તિ. (૨) જાતિ, પ્રકાર. (૩) આચાર; આચરણ.

**आजाइट्ठाण** न० ( आजातिस्थान ) જન્મ-ઉત્પત્તિનું સ્થાન-સંસાર (૨) આજાઇઠાણ નામે દશાશ્રુત સ્કંધનું દશમું અધ્યયન.

**आजाइट्ठाणज्झयण.** न० (आजातिस्थानाध्ययन) દશાશ્રુત સ્કંધનું અપરનામ; આચાર દશા સૂત્રનું ૧૦ મું અધ્યયન.

**आजीव.** } पु० ( आजीव ) આજીવિકા;
**आजीवग.** } વૃત્તિ; રોજી. (૨) આજીવિકા પુરતો દ્રવ્ય સંચય. (૩) ઉપાયણના ૧૬ દોષમાંનો ચોથો દોષ; જાતિ વગેરે જણાવીને આહારાદિ લેવા તે. (૪) ગોશાલાના મતનું નામ. (૫) ગોશાલાના મતનો સાધુ.

**आजीवग.** पुं० ( आजीवक ) પૈસાનો મદ. (૨) સકળ જીવ.

**आजीवणा.** स्त्री० ( आजीवना ) આજીવિકા.

**आजीववित्तिया.** स्त्री० ( आजीववृत्तिता ) જાતિ કુલ આદિ દર્શાવીને આહાર લેવો તે; ઉપાયણાનો ચોથો દોષ.

**आजीवि.** त्रि० ( आजीविन् ) ગોશાલાનો શિષ્ય; ગોશાલાના મતનો અનુયાયી. (૨) જે સાધુ પોતાની જાતિ કુલ શિલ્પ તપ વગેરેની પ્રશંસા કરી આહાર લ્યે તે; પેટ ભરો સાધુ.

**आजीविय.** त्रि० ( आजीविक ) ગોશાલાનો સાધુ; ગોશાલાના મતનો અનુયાયી.

**आजीविया.** स्त्री० ( आजीविका ) નિર્વાહ. (૨) જૈન સાધુનો ભિક્ષાનો એક દોષ.

**आजीवियोवासग.** पु० } ( आजीविकोपासक )
**आजीवियोवासय.** } ગોશાલાના મતનો શ્રાવક.

**आडंबर.** पु० ( आडम्बर ) મોટું નગારૂ. (૨) વાજાનો અવાજ.

**आडा.** स्त्री० ( आटा ) પાણીમા તરનાર એક જાતનું પક્ષી

**आडोलिय** त्रि० (          ) રોકાયેલું, અટકાવેલુ.

**आडोलिया.** स्त्री० ( आटोलिका ) નાના બાળકોને રમવાનું એક રમકડું.

**आडोव.** पु० ( आटोप ) વિસ્તાર

**आडोविय.** त्रि० ( आटोपिक ) આટોપ-આડંબરવાળો.

**आढई.** स्त्री० ( आढकी ) તુવેરનું ઝાડ; વનસ્પતિ વિશેષ.

**आढग.** पु० न० ( आढक ) ચાર પ્રસ્થ પ્રમાણે ધાન્ય માપ વિશેષ.

**आढत्त.** त्रि० ( आरब्ध ) આરંભેલું. (૨) પ્રારબ્ધ.

**आढय.** पुं० ( आढक ) ચાર પ્રસ્થ પ્રમાણે ધાન્ય માપ વિશેષ.

**उड्ड.** पुं० ( उड्ड ) ઉડ્ડ નામનો એક અનાર્ય દેશ જેને હાલ ઉડીસા કહે છે. (૨) ત્રિ૦ તે દેશના રહેવાસી.

**उड्डंचग.** पु० ( ) ઠઠ્ઠાબાજ.

**उड्डावण.** न० ( उड्डायन ) આકર્ષણ

**उड्डाह.** पु० ( उड्डाह ) ઉપઘાત, નાશ. (૨) પ્રવચનની હલકાઇ કરવી તે. (૩) હેલના, ખીંસાણા (૪) હાનિ, ન્યૂનતા

**उड्डाहकर.** त्रि० ( उड्डाहकर ) હાનિ કરનાર

**उड्डी.** स्त्री० ( औड्डी ) લિપિ વિશેષ.

**उड्डीण.** त्रि० ( उड्डीन ) આકાશમા ઉડેલ

**उड्डुभडग.** पु० ( उड्डुभूतक ) એ નામનો એક દેશ (૨) ત્રિ૦ તેના રહેવાસી.

**उड्डुय** न० ( ) ઓડકાર

**उड्डुवाडिश्र** पु० ( उड्डुवाटिक ) ભગવાન્ મહાવીરના એક ગણનું નામ

**उड्ढ.** न० ( ऊर्ध्व ) ઉંચે, ઉપર (૨) ઉર્દ્ધલોક, સ્વર્ગલોક. (૩) ઉર્ધ્વ દિશા, ઉંચી દિશા. (૪) વમન; ઉલટી (૫) ઉત્તમ, મુખ્ય. (૬) લાકડીની માફક ઉભા રહેવું. (૭) ત્રિ૦ ઉંચુ, ઉન્નત.

**उड्ढकंडुयग.** पु० ( ऊर्ध्वकण्डूयक ) નાભિની ઉપર ખણનાર, તાપસનો એક પ્રકાર

**उड्ढकाय.** पु० ( ऊर्ध्वकाय ) કાગડા.

**उड्ढगामि.** त्रि० ( ऊर्ध्वगामिन् ) ઉપર જનાર

**उड्ढगारवपरिणाम.** पु० ( ऊर्ध्वगौरवपरिणाम ) આયુષ્ય પરિણામનો એક પ્રકાર કે જેનાથી જીવ ઉર્દ્ધ-ઉંચી ગતિમા જાય.

**उड्ढचर** त्रि० ( ऊर्ध्वचर ) ઉપર ચાલનાર, આકાશમાં ઉડનાર

**उड्ढजाणु.** त्रि० ( ऊर्ध्वजानु ) જંઘા ઉંચી રહે તેવે આસને બેસનાર.

**उड्ढदिसा.** स्त्री० ( ऊर्ध्वदिश् ) ઉર્ધ્વ દિશા; ઉપલી દિશા.

**उड्ढदिसिपमाणाइक्कम** पु० ( ऊर्ध्वदिक्प्रमाणातिक्रम ) છઠા દિશિ વ્રતનો પ્રથમ અતિચાર.

**उड्ढभागि** त्रि० ( ऊर्ध्वभागिन् ) આકાશમાં રહેનાર

**उड्ढमुइंग.** पु० ( ऊर्ध्वमृदङ्ग ) ઉંચા મોઢાવાળો ઢોલ.

**उड्ढरेणु.** पु० स्त्री० ( ऊर्ध्वरेणु ) આઠ સન્હસન્હિઆ રજકણ ભેગા થવાથી બનેલ મોટો રજકણ

**उड्ढलोग** } पु० ( ऊर्ध्वलोक ) ઉર્ધ્વલોક,
**उड्ढलोय.** } સ્વર્ગલોગ, લોકનો ઉપરનો ભાગ

**उड्ढवाइय** पु० ( ऊर्ध्ववातिक ) ઉર્ધ્વવાતિક નામનો મહાવીર સ્વામીના નવ ગણમાંનો પાચમો ગણ.

**उड्ढवाय** पु० ( ऊर्ध्ववात ) ઉર્ધ્વદિશાનો વાયુ

**उड्ढा** स्त्री० ( ऊर्ध्वा ) ઉર્ધ્વદિશા.

**उण** अ० ( पुनर् ) ફરીથી, ફરી. (૨) ભેદ, વિશેષ. (૩) નિશ્ચય (૪) અધિકાર, પ્રસ્તાવ. (૫) પક્ષાન્તર. (૬) સમુચ્ચય

**उणअ** त्रि० ( अवनत ) નીચુ નમેલ.

**उणयालीस** स्त्री० ( एकोनचत्वारिंशत् ) ૩૯, ઓગણચાલીસ.

**उणयरिश्रा** स्त्री० ( ऊनोदरिका ) આહાર ઉપધિ વગરે ઓછાં કરવા ઓછા લેવા તે.

**उणणइ** स्त्री० ( उन्नति ) ઉન્નતિ

**उणणइय.** त्रि० ( उन्नत ) ઉન્નત, ઉંચુ.

**उणणकप्पास.** पु० ( ऊर्णाकार्पास ) ઘેટાના વાળ, ઉન

**उणणय.** पु० ( उन्नय ) નીતિનો અભાવ.

**उणणय.** त्रि० ( उन्नत ) ઉંચુ, ઉન્નત, આબાદ (૨) નીકળતુ, ચડતુ (૩) ગુણવાન્. (૪) અભિમાનરૂપ મોહનીય કર્મ. (૫) અભિમાની

**उणणयावट्ट.** पु० ( उन्नतावर्त्त ) ઉંચે આવર્તન કરવુ તે, આવર્તનનો એક પ્રકાર.

**उरणा.** स्त्री० ( ऊर्णा ) ઉન.

**उरणाम** पुं० ( उन्नाम ) ગર્વ; અહંકાર, મદ. (૨) મદના પરિણામથી બંધાતુ મોહનીય કર્મ.

**उरणालोम.** पु० ( ऊर्णारोमन् ) ઉનના રોમ-રેસા.

**उरिणय.** त्रि० ( और्णिक ) ઉનનું; (૨) ઉનના બનેલ રત્નેહરણાદિ

**उराह.** त्रि० ( उष्ण ) ગરમ; ઉનુ; ઉષ્ણ. (૨) પુ० ગરમી; ઉષ્ણતા; તાપ, તડકો

**उराहवणा.** न० ( उष्णापन ) ઉનુ કરવુ તે.

**उत्त.** त्रि० ( उक्त ) કહેલ

**उत्त.** त्रि० ( उप्त ) વાવેલ (૨) બનાવેલ

**उत्तण** त्रि० ( उत्तृण ) જેમા ઘાસ ઉગવુ છે તે, ઉત્પન્ન થયેલ તૃણવાળુ.

**उत्तत्थ.** त्रि० ( उत्त्रस्त ) ત્રાસયુક્ત, ભયભીત

**उत्तम.** त्रि० ( उत्तम ) ઉત્તમ. સર્વોત્કૃષ્ટ, પ્રધાન (૨) સયમ, ત્યાગ.

**उत्तम.** त्रि० ( उत्तमस ) અજ્ઞાન રહિત

**उत्तमंग.** न० ( उत्तमाङ्ग ) મસ્તક, માથુ

**उत्तमकट्ठपत्त** त्रि० ( उत्तमकाष्ठाप्राप्त ) ઉત્તમ અવસ્થાએ પહોંચેલ, ઉચી સ્થિતિને પ્રાપ્ત થએલ

**उत्तमकट्ठा** स्त्री० ( उत्तमकाष्ठा ) પ્રકૃષ્ટ અવસ્થા, ઉત્તમ સ્થિતિ

**उत्तमजोगित्त.** न० ( उत्तमयोगित्व ) યોગની અવસ્થારૂપ સંસ્કાર

**उत्तमट्ठ** पु० ( उत्तमार्थ ) ઉત્તમ પદાર્થ મોક્ષ (૨) ઉપવાસી રહેવુ તે. (૩ મરણ.

**उत्तमट्ठाण.** न० ( उत्तमस्थान ) મોક્ષસ્થાન

**उत्तमणिदंसणा.** न० ( उत्तमनिदर्शन ) પ્રધાન દૃષ્ટાંત-ઉદાહરણ

**उत्तमपुरिस.** पु० ( उत्तमपुरुष ) તીર્થંકર, ચક્રવર્તી, બલદેવ, વાસુદેવ આદિ ઉત્તમ પુરૂષ

**उत्तमा.** स्त्री० ( उत्तमा ) યક્ષના ઈંદ્રપૂર્ણભદ્રની ત્રીજી અગ્રમહિષી. (૨) પખવાડીયાની પંદર રાત્રિમાની પહેલી રાત્રિ (૩) "णायाधम्मकहा" નું એક અધ્યયન.

**उत्तर.** त्रि० ( उत्तर ) શ્રેષ્ઠ; પ્રધાન, ઉત્તમ. (૨) બીજું; ઇતર, અન્ય. (૩) વૃદ્ધિગત. (૪) એરવત ક્ષેત્રમાં આવતી ઉત્સર્પિણીમા થનાર ૨૨ મા તીર્થંકર. (૫) ઉત્તરણ; ઉતરવુ તે. (૬) અધિક. (૭) મુખ્ય નહિ; પેટા ભાગ; મૂલની શાખા. (૮) ઉત્તર દિશા, ઉત્તર પ્રદેશ. (૯) ઉપર. (૧૦) ઉત્તર દિશામાં રહેલ (૧૧) ઉનનું બનાવેલ વસ્ત્ર, કામળી વગેરે. (૧૨) પુ० વર્ષા કલ્પ (૧૩) મહાગિરિના પ્રથમ શિષ્ય, એક જૈન મુનિ.

**उत्तरंग.** न० ( उत्तराङ्ग ) દરવાજા ઉપર આડુ લાકડુ સ્થાપવામાં આવે છે તે.

**उत्तरकंचुय.** पु० ( उत्तरकञ्चुक ) એક પ્રકારનું બખતર.

**उत्तरकरण.** न० ( उत्तरकरण ) શસ્ત્રાદિને પત્થર સાથે ઘસી ધારવાળુ તથા સાફ કરવુ તે. (૨) વિશેષ ગુણાધાન.

**उत्तरकिरिया.** स्त्री० ( उत्तरक्रिया ) વૈક્રિય શરીર દ્વારા ગમન કરવુ તે

**उत्तरकुरा** पु० स्त्री० ( उत्तरकुरु ) મેરૂથી ઉત્તર મહાવિદેહાન્તર્ગત જુગલિયાનુ એક ક્ષેત્ર (૨) ૨૨ મા તીર્થંકરની પ્રવ્રજ્યા પાલખીનું નામ.

**उत्तरकुरु** पु० ( उत्तरकुरु ) એ નામનુ જુગલિયાનુ એક ક્ષેત્ર. (૨) તે ક્ષેત્રના મનુષ્ય. (૩) તે ક્ષેત્રના અધિષ્ઠાતા દેવનું નામ. (૪) ઉત્તરકુરૂ નામનો એક દ્રહ.

**उत्तरकुरुकूड.** न० ( उत्तरकुरुकूट ) માલ્યવત નામે વખારા પર્વતનુ ત્રીજું શિખર. (૨) મહાવિદેહના ગન્ધમાદન પર્વતના ચોથા શિખરનું નામ. (૩) દેવ વિશેષ.

**उत्तरकुरुज्जाण.** न० ( उत्तरकुरूद्यान ) એ નામનું સાકેતપુર નગરની બહારનું એક ઉદ્યાન

**उत्तरकुरुद्दह.** पु० ( उत्तरकुरुह्रद ) ઉત્તરકુરૂ નામનો ૨ જો દ્રહ.

**उत्तरकूलग.** पु० ( उत्तरकूलग ) એક જાતના વાનપ્રસ્થ-તાપસ કે જે ગંગા નદીના ઉત્તર કાંઠે રહેતા હતા.

**उत्तरकोडि.** स्त्री० ( उत्तरकोटि ) ગાન્ધર્વ ગ્રામની ૭ મી મૂર્ચ્છના.

**उत्तरगंधारा.** स्त्री० ( उत्तरगान्धारा ) ગાંધાર ગ્રામની પાંચમી મૂર્ચ્છના

**उत्तरगिह.** न० ( उत्तरगृह ) ઉપરનું બીજું ઘર

**उत्तरगुण.** पु० ( उत्तरगुण ) મૂળગુણની અપેક્ષાયે ઉત્તર ગુણ; સ્વાધ્યાય પિણ્ડવિશુદ્ધિ આદિ દશ પ્રકારના પચ્ચખાણ.

**उत्तरगुणपच्चक्खाण.** पु० ( उत्तरगुणप्रत्याख्यान ) ઉત્તર ગુણરૂપ પચ્ચક્ખાણ; પચ્ચક્ખાણનો એક પ્રકાર

**उत्तरगुणलद्धि.** स्त्री० ( उत्तरगुणलब्धि ) ઉત્તર-ગુણ-પિણ્ડવિશુદ્ધિ આદિ તપની લબ્ધિ

**उत्तरचूल.** न० ( उत्तरचूड )
**उत्तरचूलिया.** स्त्री० ( उत्तरचूलिका ) } વંદના કરીને પછી 'મત્થએણ વંદામિ' કહેવું તે, વંદનાનો ૧૯ મો દોષ.

**उत्तरज्झाय.** पुं० ( उत्तराध्याय ) ઉત્તરાધ્યયન સૂત્રના વિનયાદિ છત્રીસ અધ્યયન

**उत्तरड्ढ.** न० ( उत्तरार्द्ध ) ઉત્તરાર્દ્ધ, વૈતાઢ્યથી કે મેરૂથી ઉત્તર બાજુનો પ્રદેશ.

**उत्तरड्ढभरत.** पु० ( उत्तरार्द्धभरत ) વૈતાઢ્ય પર્વતથી ઉત્તર તરફનો ભારત પ્રદેશ

**उत्तरड्ढभरहकूड.** पु० ( उत्तरार्द्धभरतकूट ) જમ્બૂદ્વીપના વૈતાઢ્ય પર્વતનું ૮ મું શિખર. (૨) તેનો અધિષ્ઠાતા દેવતા.

**उत्तरड्ढभरहा.** स्त्री० ( उत्तरार्द्धभरता ) ઉત્તરાર્દ્ધ ભરતકૂટની પાસે ઉત્તરાર્દ્ધ ભરતા નામની રાજધાની.

**उत्तरण.** न० ( उत्तरण ) તરીજવું પાર ઉતરવું. (૨) અવતરણ; નીચે આવવું.

**उत्तरदारियणक्खत्त.** न० ( उत्तरद्वारिकनक्षत्र ) ઉત્તર દિશા તરફ મુખ રાખનાર નક્ષત્ર; સ્વાતિ આદિ સાત નક્ષત્ર.

**उत्तरदिसा.** स्त्री० ( उत्तरदिश् ) ઉત્તરદિશા

**उत्तरपगइ.**
**उत्तरपगडि.** } स्त्री० ( उत्तरप्रकृति ) જ્ઞાનાવરણીયાદિ મૂળ આઠ કર્મના અવાન્તર ભેદ, કર્મની ઉત્તર પ્રકૃતિ.

**उत्तरपच्चच्छिम.**
**उत्तरपच्चच्छिमिल्ल**
**उत्तरपच्चत्थिम.**
**उत्तरपच्चत्थिमिल्ल.** } पु० ( उत्तरपाश्चात्य ) વાયવ્ય ખુણો; ઉત્તર અને પશ્ચિમ વચ્ચેનો પ્રદેશ.

**उत्तरपट्ट.** पु० ( उत्तरपट्ट ) પથારી ઉપર પાથરવાનું વસ્ત્ર

**उत्तरपयडि.** स्त्री० ( उत्तरप्रकृति ) જુઓ "ઉત્તરપગડિ" શબ્દ

**उत्तरपुरच्छिम**
**उत्तरपुरच्छिमिल्ल.**
**उत्तरपुरत्थिम.** } पु० ( उत्तरपौरस्त्य ) ઉત્તર અને પૂર્વ દિશાની વચ્ચેનો ઈશાન કોણ

**उत्तरपुव्वा.** स्त्री० ( उत्तरपूर्वा ) ઈશાન ખુણો, ઉત્તર અને પૂર્વ વચ્ચેની વિદિશા.

**उत्तरपोट्ठवया.** स्त्री० ( उत्तरप्रोष्ठपदा ) ઉત્તર ભાદ્રપદા નક્ષત્ર

**उत्तरफग्गुणी** स्त्री० ( उत्तरफाल्गुनी ) ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર.

**उत्तरबलिय.** पु० ( उत्तरबलिय ) ઉત્તર બલિય નામે એક ગણ.

**उत्तरबलिसह.**
**उत्तरबलिस्सह.** } पु० ( उत्तरबलिस्सह ) ઉત્તર બલિસ્સહ સ્થવિરથી નિકળેલ એક જાતનો ગણ; ભગવાન્ મહાવીરનો બીજો ગણ. (૨) એક પ્રસિદ્ધ જૈન સાધુ.

**उत्तरभद्दवया** स्त्री० ( उत्तरभाद्रपदा ) ઉત્તરા ભાદ્રપદ નક્ષત્ર.

**उत्तरमंदा.** स्त्री० ( उत्तरमंदा ) ગંધાર સ્વર અન્તર્ગત એક મૂર્છના; મધ્યમ ગ્રામની પહેલી મૂર્છના.

**उत्तरवडिंसग.** न० ( उत्तरावतंसक ) એ નામનું એક વિમાન

**उत्तरवाय.** पु० ( उत्तरवाद ) ઉત્તરવાદ.

**उत्तरवेउव्विय.** त्रि० ( उत्तरवैक्रिय ) જન્મ પછી ગમે તે વખતે વૈક્રિય શક્તિથી વૈક્રિય શરીર બનાવનાર.

**उत्तरवेउव्विया.** स्त्री० ( उत्तरवैक्रिया ) મૂળ શરીરથી ન્હાનુ યા મ્હોટું રૂપ બનાવવાથી પ્રાપ્ત થયેલ શરીરની અવગાહના.

**उत्तरसमा.** स्त्री० ( उत्तरसमा ) મધ્યમ ગ્રામની ચોથી મૂર્છના.

**उत्तरसाला.** स्त्री० ( उत्तरशाला ) એક જાતનું ઘર. બેસવાનું સ્થાન-મંડપ વગેરે.

**उत्तरा** स्त्री० ( उत्तरा ) ઉત્તરાષાઢા આદિ નક્ષત્ર (૨) મધ્યમ ગ્રામની પહેલી અને ત્રીજી મૂર્છના. (૩) ઉત્તર દિશા (૪) એક દિશા કુમારી દેવી (૫) દિગમ્બર મતના આચાર્ય શિવભૂતિની બ્હેન.

**उत्तराकोडि.** स्त्री० ( उत्तराकोटि ) એ નામની ગંધાર ગ્રામની સાતમી મૂર્છના.

**उत्तरज्झयण.** न० ( उत्तराध्ययन ) એ નામનું એક મૂળ સૂત્ર, છત્રીશ અધ્યયનના સમૂહરૂપ ઉત્તરાધ્યયન નામે સૂત્ર.

**उत्तराफग्गुणी.** स्त्री० ( उत्तराफाल्गुनी ) એ નામનું નક્ષત્ર.

**उत्तराभद्दवया.** स्त्री० ( उत्तराभाद्रपदा ) એ નામનું નક્ષત્ર.

**उत्तरायण.** न० ( उत्तरायण ) સૂર્ય દક્ષિણ દિશામાંથી ઉત્તર દિશામાં જાય તે.

**उत्तरायणगय.** पु० ( उत्तरायणगत ) કર્ક સંક્રાન્તિનો દિવસ. (૨) ઉત્તરાયણમાં પ્રવેશ કરતો સૂર્ય.

**उत्तरायणणियट्ट.** पु० ( उत्तरायणनिवृत्त ) સૂર્ય ઉત્તરને માંડલેથી દક્ષિણને માંડલે જાય તે

**उत्तरायया.** स्त्री० ( उत्तरायता ) ગાંધાર ગ્રામની સાતમી મૂર્છના.

**उत्तरावग.** पु० ( उत्तरापथक ) ઉત્તરાપથ દેશનો રૂપાનો એક સિક્કો.

**उत्तरावह.** पु० ( उत्तरापथ ) ઉત્તર તરફનો એક દેશ.

**उत्तरासंग.** पु० ( उत्तरासङ्ग ) મુખ ઉપર દુપટ્ટાનું આવર્તન કરવું તે; ઉત્તરાસણ કરવું તે.

**उत्तरासमा** स्त्री० ( उत्तरासमा ) મધ્ય ગ્રામની ચોથી મૂર્છના.

**उत्तरासाढा.** स्त्री० ( उत्तराषाढा ) ઉત્તરાષાઢા નક્ષત્ર

**उत्तराहुत्त.** न० ( उत्तराभिमुख ) ઉત્તર તરફ (૨) त्रि० ઉત્તર સન્મુખ મુખ કરેલ

**उत्तरिज्ज.** न० ( उत्तरीय ) ખભા ઉપર રાખવાનું વસ્ત્ર-દુપટ્ટો.

**उत्तरिय.** पु० ( औत्तरिक ) ઉત્તરગુણ સમિતિ વગેરે. (૨) त्रि० પ્રધાન; શ્રેષ્ઠ (૩) न० દુપટ્ટો, ખભે રાખવા વસ્ત્ર

**उत्तरिल्ल** त्रि० ( औत्तर ) ઉત્તર દિશામાંનુ, ઉત્તર દિશા સંબંધી. (૨) ઉત્તર દિશા યા કાળમાં ઉત્પન્ન થયેલ; ઉત્તરીય

**उत्तरिल्ल.** त्रि० ( उत्तार्य ) ઉતરવા યોગ્ય

**उत्तरीकरण** न० ( उत्तरीकरण ) જેની આલોચના કરી છે તેની વધારે વિશુદ્ધિ કરવા કાર્યોત્સર્ગ કરવો તે.

**उत्तरुट्ठ.** पुं० ( उत्तरौष्ठ ) ઉપલો હોઠ.

**उत्तरोत्तर.** पु० ( उत्तरोत्तर ) ઉત્તરોત્તર, એક બીજાથી શ્રેષ્ઠ

**उत्तरोट्ठ.** पु० ( उत्तरौष्ठ ) ઉપલો હોઠ.

**उत्ताडण.** न० ( उत्ताडन ) એક પ્રકારનું વાજીંત્ર

**उत्ताण** त्रि० ( उत्तान ) ચત્તુપાટ; સમુ; સિધુ (૨) છીછરૂં; ઊંડુ નહી તે. (૩) न० પલકારો માર્યા વિના આંખ ખુલી રા-

ખવી તે. (૪) ત્રિ૦ ચત્તા સુવાનો અભિગ્રહ ધરનાર.

**उत्ताणग्र** } त्रि० ( उत्तानक ) ચત્તા સુનાર (૨) લાંબુ કરેલું. પસારેલું
**उत्ताणग.** }

**उत्ताणिग्र.** त्रि० ( उत्तानिक ) ચત્તા સુવાનો અભિગ્રહ ધરનાર.

**उत्ताणोदहि** पुं० ( उत्तानोदधि ) છીછરા પાણીવાળો દરીયો

**उत्तार** पुं० ( उत्तार ) નદીનો ઉતાર. પાણીનો આરો (૨) ઉતરવું. પાર લાવવો (૩) પરિત્યાગ.

**उत्तरणा.** न० ( उत्तारणा ) ઉતરવું-પારજવું તે (૨) બહાર નીકળવું (૩) દૂર કરવું

**उत्ताल** त्रि० ( उत्ताल ) તાલ બહાર ગાવું તે. ગાયનનો એક દોષ.

**उत्तासइत्तार.** त्रि० ( उत्त्रासयितृ ) અતિશય ત્રાસ આપનાર

**उत्तासणग.** } त्रि० ( उत्त्रासनक ) ત્રાસ ઉપજાવનાર, ભય ઉત્પન્ન કરનાર
**उत्तासणाय** }

**उत्तासणिज्ज.** त्रि० ( उत्त्रासनीय ) મહા ભયંકર

**उत्तासिय** त्रि० ( उत्त्रासित ) ત્રાસ આપેલ (૨) પરસ્પર મળેલ

**उत्ति.** स्त्री० ( उक्ति ) વાણી. વચન

**उत्तिंग** पुं० ( उत्तिङ्ग ) કીડીયારૂં કીડીનું દર (૨) न० છિદ્ર, બાકું. (૩) पुं० ઘાસના અગ્ર ભાગ પર રહેલું પાણીનું ટીપું (૪) ભિલાડીનો દોષ.

**उत्तिंगलेण.** न० ( उत्तिङ्गलयन ) કીડીયારૂં

**उत्तिण्ण.** त्रि० ( उत्तीर्ण ) પાર ઉતરેલ

**उत्तुप्पिय** त्रि० (          ) સ્નિગ્ધ, ચીકણું

**उत्तेइग्र.** } त्रि० ( उत्तेजित ) ઉત્સાહવાળું; પ્રેરણાવાળું.
**उत्तेजिग्र.** }

**उत्तेड.** पुं० (          ) ઘાસનાં ઉપર જામેલ ઓસના બિંદુ.

**उत्थ.** न० ( उक्थ ) સ્તોત્ર વિશેષ. (૨) યાગ વિશેષ.

**उत्थइय** त्रि० } ( अवस्तृत ) ઢાંકેલું; આચ્છાદન કરેલું.
**उत्थय.** }

**उत्थर** पुं० ( उत्थर्ष ) ઓભાર. ઉભડકો.

**उत्थल.** न० ( उत्स्थल ) ધૂળનો ટેકરો.

**उत्थाण.** न० ( उत्थान ) ઉઠવું, ઉભા થવું. (૨) બળ; પરાક્રમ.

**उत्थिय.** त्रि० ( अवस्तृत ) આચ્છાદન કરેલ, ઢાંકેલ

**उत्थुमण** न० ( अवष्ठीवन ) એક પ્રકારનું કૌતક. થુ. થુ, અવાજ કરવો

**उद.** न० ( उद ) પાણી. જળ

**उदइ.** त्रि० ( उदयिन् ) ઉદય પામનાર

**उदइग्र.** त्रि० ( औदयिक ) કર્મનો ઉદય (૨) કર્મના ઉદયથી નિષ્પન્ન થએલ ભાવ. છ ભાવમાંનો એક ભાવ

**उदइअभाव** पुं० ( औदयिकभाव ) જુઓ "ઉદઇઅ" શબ્દ

**उदउल्ल** त्रि० ( उदकार्द्र ) પાણીથી ભીનું થએલ.

**उदगचर** त्रि० ( उदकचर ) જળચર.

**उदओदर.** पुं० ( उदकोदर ) જલોદર રોગ

**उदंक** पुं० ( उदङ्क ) પાણીના એક પાત્રનું નામ.

**उदंचण** न० ( उदञ्चन ) ઉપર ફેંકવું. (૨) त्रि० ઉંચે ફેંકનાર

**उदंत.** पुं० ( उदन्त ) હકીકત, સમાચાર

**उदक.** } पुं० न० ( उदक ) પાણી, જળ. (૨) એક જાતની વનસ્પતિ (૩) જળાશય (૪) પું એક જૈન સાધુ. (૫) આવતી ચોવીશીના સાતમા તીર્થંકર.
**उदग** }

**उदगगब्भ.** पुं० ( उदकगर्भ ) પાણીનો ગર્ભ-પાણીરૂપે થનાર પુદ્ગલ પરિણામ; વાદળાં.

**उदगजोणिय.** पुं० ( उदकयोनिक ) પાણીમાં ઉત્પન્ન થનાર જીવ

**उदगणाय.** पुं० ( उदकज्ञात ) ખાઇના પાણીના દૃષ્ટાંતવાળું જ્ઞાતાસૂત્રનું ૧૨ મું અધ્યયન;

**उदगदोणि.** स्त्री० ( उदकद्रोणि ) પાણી ભેચવાની ડોલ. (૨) ન્હાની હોડી, મળવો. (૩) લોહારની પાણીની કુંડી કે જેમાં તપેલું લોઢું ઠારવામાં આવે છે. (૪) નાનો ઘડો.

**उदगपोग्गल.** न० ( उदकपौद्गल ) પાણીના પુદ્ગલનો સમૂહ, વાદળું; (૨) વરસાદ.

**उदगमच्छ.** पु० ( उदकमत्स्य ) ઇંદ્ર ધનુષ્યના કટકા.

**उदगमाल.** पु० स्त्री० ( उदकमाल ) ઉપરા ઉપર રહેલ પાણીની શિખા, હજમાલો.

**उदगलेव.** पु० ( उदकलेप ) નાભી આવે તેટલા પાણીમા ચાલવું, નદી ઉતરવી તે. (૨) પાણીનો લેપ, પાણીથી ભિંજવું તે.

**उदगवत्थि.** स्त्री० ( उदकवस्ति ) પાણીની મસક.

**उदगसंभारणिज्ज.** त्रि० ( उदकसम्भारणीय ) પાણીને શુદ્ધ કરવાની વસ્તુ.

**उदगसाला** स्त्री० ( उदकशाला ) પાણીનું પર્બ (પરબ)

**उदगसिहा.** स्त्री० ( उदकशिखा ) દરીયાની વેળ, પાણીની ભરતી ઓટ.

**उदगसीम** पु० ( उदकसीमन् ) એ નામનો એક વેલંધર નાગરાજનો આવાસ પર્વત

**उदग्ग.** त्रि० ( उदग्र ) ઉત્કટ, ઉન્નત, ઉત્તરોત્તર વૃદ્ધિવાળું (૨) પ્રધાન; મુખ્ય.

**उदत्त** त्रि० ( उदात्त ) ઉદાત્ત, પ્રધાન; શ્રેષ્ઠ (૨) અકારાદિસ્વરનો એક પ્રકાર.

**उदत्ताभ.** पु० ( उदात्ताभ ) ગૈતમ ગોત્રની એક શાખા અને તેના પુરૂષ.

**उदधि.** पु० ( उदधि ) સમુદ્ર.

**उदय** पु० न० ( उदक ) જલ; પાણી. (૨) પાણીમાંની એક વનસ્પતિ. (૩) પર્વગ જાતની વનસ્પતિ; એક જાતનું વૃક્ષ (૪) પુ० એ નામના એક અન્યતીર્થિ વિદ્વાન. (૫) ગોશાળાના એક મુખ્ય શ્રાવકનું નામ. (૬) ઉદક નામે (અપર નામ પેઢાળ પુત્ર) એક પાર્શ્વનાથના સંતાનીયા નિર્ગ્રંથ કે જેનો ગૌતમ સ્વામી સાથે સંવાદ થયો હતો

**उदय.** पु० ( उदय ) ઉગવું, પ્રગટ થવું, ઉદય થયો તે. (૨) અભ્યુદય, ચડતી (૩) ઉપજવું, ઉત્પત્તિ. (૪) જંબુદ્વીપના ભરતખંડમા થનાર સાતમા તીર્થંકરનું નામ. (૫) જંબુદ્વીપના ભરત ક્ષેત્રમા થનાર ત્રીજા તીર્થંકરના પૂર્વ ભવનું નામ. (૬) કર્મનું વિપાકાભિમુખ થવું તે, જ્ઞાનાવરણીયાદિ કર્મનો ઉદય (૭) ઉદયભાવ, છ ભાવમાંનો પ્રથમ ભાવ.

**उदयसीम.** पु० ( उदकसीमन् ) લવણ સમુદ્રમા ઉત્તર દિશાએ આવેલા એક આવાસ પર્વત.

**उदयसेण.** पु० ( उदयसेन ) વીરસેન ને શૂરસેનનો પિતા

**उदयायल.** पु० ( उदयाचल ) ઉદયાચલ પર્વત.

**उदर.** न० ( उदर ) જઠર; પેટ.

**उदरवली.** स्त्री० ( उदरवलि ) કાળજું, કલેજું

**उदरि.** त्रि० ( उदरिन् ) પેટનો રોગી, જલોદર રોગવાળો.

**उदरिक** त्रि० } ( उदरिक ) જલોદરના રાગવાળો.
**उदरिय.** त्रि० }

**उदवाह** पु० ( उदवाह ) જળનો ન્હાનો પ્રવાહ. (૨) ત્રિ० પાણી લઇ જનાર.

**उदहि.** पु० ( उदधि ) સમુદ્ર; દરિયો (૨) ઉદધિકુમાર નામે ભવનપતિ દેવતાની એક જાત. (૩) ઘનોદધિ. (૪) સમુદ્ર-સાગરોપમ, કાળવિભાગવિશેષ

**उदहिकुमार.** पु० ( उदधिकुमार ) ઉદધિકુમાર નામે ભવનપતિ દેવતાની એક જાત.

**उदहिकुमारावास** पु० ( उदधिकुमारावास ) ઉદધિકુમાર દેવતાના રહેવાના સ્થાન ભવન.

**उदहिकुमारी.** स्त्री० ( उदधिकुमारी ) ઉદધિકુમાર જાતના ભવનપતિની દેવી.

**उदहिसरिस.** त्रि० ( उदधिसदृश ) સાગરોપમ, દસ કોડાકોડી પલ્યોપમ પ્રમાણ કાળ વિભાગ.

**उदाइ** पु० ( उदायिन् ) કુડિકાયન ગોત્રમાં જન્મેલ ઉદાયી નામનો એક માણસ કે જે ગોશાલાનો છઠ્ઠો પ્રોટ પરિહાર હતો. (૨) કુણિક રાજાનો ઉદાયિ નામનો એક હાથી. (૩) કોણિકનો એક પુત્ર કે જેણે કોણિકના અવસાન પછી પાટલીપુત્ર નગર વસાવી ત્યાં પોતાની રાજધાની સ્થાપી

**उदायजीव.** पु० ( उदायिजीव ) કોણિકના પુત્ર-ઉદાયિ રાજાના જીવ કે જે આવતી ચોવીસીમાં ત્રીજા સુપાર્શ્વ નામના તીર્થંકર થશે

**उदायण.** पु० ( उदायन ) સિંધુસૌવીર દેશના વીતિભય નગરના રાજા કે જેણે દિકરાને રાજ્ય ન આપતાં કેશી નામના ભાણેજને રાજ્ય આપી મહાવીરસ્વામી પાસે દીક્ષા લીધી. (૨) કોશાંબી નગરીના રાજા શતાનીકનો પુત્ર.

**उदायि.** पु० ( उदायिन ) કોણિક મહારાજાના હાથીનું નામ.

**उदार.** त्रि० ( उदार ) ઉદાર, પ્રધાન, શ્રેષ્ઠ.

**उदारत्त.** न० ( उदारत्व ) ઉદારપણું, સત્ય વચનનો ૨૨ મો અતિશય

**उदासीण.** त्रि० ( उदासीन ) રાગદ્વેષ રહિત, શાન્ત; મધ્યસ્થ (૨) ઉપેક્ષા કરનાર.

**उदाहड.** त्रि० ( उदाहृत ) કહેલ, દર્શાવેલ.

**उदाहरण** न० ( उदाहरण ) ઉદાહરણ, દાખલો (૨) કથન; પ્રતિપાદન.

**उदाहरिय.** / **उदाहिय.** त्रि० ( उदाहृत ) કથન કરેલ, વ્યાખ્યાન કરેલ

**उदाहु.** अ० ( उताहो ) વિકલ્પ; અથવા

**उदिओदिअ.** त्रि० ( उदितोदित ) આ લોક અને પરલોક બન્ને આશ્રી ઉદય પામેલ જેમ ભરતમહારાજા.

**उदिण्ण** त्रि० ( उदीर्ण ) જુઓ "ઉઇણ્ણ" શબ્દ

**उदिण्णमोह** त्रि० ( उदीर्णमोह ) ઉત્કટ મોહના ઉદયવાળો.

**उदित.** त्रि० ( उदित ) ઉદય થયેલ, બહાર આવેલ

**उदिन्न.** त्रि० ( उदीर्ण ) જુઓ " ઉદિણ્ણ " શબ્દ.

**उदिय.** त्रि० ( उदित ) ઉદય પામેલ, ઉગેલ (૨) ઉન્નત. (૩) ઉક્ત; કથિત

**उदीची.** स्त्री० ( उदीची ) ઉત્તર દિશા

**उदीण.** त्रि० ( उदीचीन ) ઉત્તર દિશાના સબંધ રાખનાર, ઉત્તરમાં ઉત્પન્ન થયેલ

**उदीणपाईणा.** स्त्री० ( उदीचीनप्राचीना ) ઈશાન ખૂણો,

**उदीणवाय** पु० ( उदीचीनवात ) ઉત્તર દિશાનો વાયુ.

**उदीणा** स्त्री० ( उदीचीना ) ઉત્તર દિશા

**उदीरग.** त्रि० ( उदीरक ) ઉદીરણા કરનાર. (૨) પ્રતિપાદક (૩) પ્રેરક, પ્રવર્તક

**उदीरण** न० ( उदीरण ) ઉદીરણા કરવી તે.

**उदीरणया.** स्त्री० / **उदीरणा.** स्त्री० ( उदीरणा ) જુઓ "ઉઇરણયા" શબ્દ.

**उदीरय.** त्रि० ( उदीरक ) જુઓ "ઉદીરગ" શબ્દ.

**उदीरिय** त्रि० ( उदीरित ) જુઓ 'ઉઇરિય" શબ્દ.

**उदीरित्तार.** त्रि० / **उदीरेत्तार.** ( उदीरयितृ ) ઉદેરનાર; પ્રેરણા કરનાર.

**उदु.** पु० ( ऋतु ) ઋતુ; મોસમ.

**उदुंबर.** न० ( उदुम्बर ) એ નામનું વિપાક સૂત્રનું આઠમું અધ્યયન.

**उंबरिज्जिया.** स्त्री० ( औदुम्बरिका ) ઉદ્દેહ ગણથી નીકળેલ એક શાખા.

**उदुब्भेय.** पुं० ( उदकोद्भेद ) પર્વતતટ આદિમાંથી પાણીનું નિકળવું.

**उद्दूहल** पु० न० ( उलूखल ) ખાંડણી. ઉખલ.

**द्दू.** न० ( ) સિંધ દેશમાં થતી ઉદ્દા જાતની માછલીના ચામડાની બનાવટનું વસ્ત્ર.

**उद्दंड.** }
**उद्दंडग** } पु० (उद्दण्ड ) ઉંચો દંડ કરી ચાલે તે, તાપસની એક જાત.

**उद्दंडपुर** पु० ( उद्दण्डपुर ) ઉદ્દંડપુર નામનું એક નગર

**उद्दंस** पु० ( उद्दंश ) }
**उद्दंसगा** स्त्री० ( उद्दंशका ) } ઉદ્ધાઇ, એક જાતનો તેઇંદ્રિય જીવ (२) માકડ (३) મધમાખી

**उद्दड्ढ.** पु० ( उद्दग्ध ) રત્નપ્રભા પૃથ્વીના સીમન્તકપ્રભ નામે પૂર્વ તરફના આવલિકાબધ નરકાવાસાથી २० મા નરકાવાસાનું નામ.

**उद्दड्ढमज्झिम** पु० ( उद्दग्धमध्यम ) રત્નપ્રભા પૃથ્વીના સીમન્તકપ્રભનામે ઉત્તર આવલિકાબધ નરકાવાસાથી २० મા નરકાવાસાનું નામ.

**उद्दड्ढावत्त** पु० (उद्दग्धावर्त ) રત્નપ્રભા પૃથ્વીના સીમન્તક આવર્ત નામે પશ્ચિમ આવલિકાબધ નરકાવાસાથી २० મો નરકાવાસો.

**उद्दड्ढावसिट्ठ.** पु० ( उद्दग्धावशिष्ट ) રત્નપ્રભા પૃથ્વીના સીમન્તકાવર્ત નામે પશ્ચિમ આવલિકાબધ નરકાવાસાથી २० મો નરકાવાસો.

**उद्दरिय** त्रि० ( उद्दृप्त ) કર્મરૂપી શત્રુને જીતવાને મગરૂર થયેલ. (२) અભિમાની.

**उद्दवण.** न० ( उपद्रवण ) }
**उद्दवणा.** स्त्री० ( उपद्रवणा ) } મારવું; ઘાત કરવી; ઉપદ્રવ; મરણાંત કષ્ટ.

**उद्दवित्तार.** त्रि० ( उपद्रावितृ ) ઉપદ્રવ કરનાર; દુઃખ આપનાર.

**उद्दविय.** त्रि० ( उपद्रुत ) ડરાવેલ; ઉદ્વેગ પામેલ.

**उद्दविया.** स्त्री० ( उपद्रविका ) મરકી.

**उद्दहक** पु० ( उद्दाहक ) અટવી વગેરેનો દાહ કરનાર.

**उद्दाहु.** अ० ( उताहो ) અથવા.

**उद्दाम.** त्रि० ( उद्दाम ) ઉદ્ધત; સ્વચ્છંદી.

**उद्दामिय.** त्रि० ( उद्दामित ) લટકી ગયેલ, દબાયેલ.

**उद्दाल** पु० ( अवदाल) એ નામનું એક જાતનું ઝાડ. (२) રેતી વગેરેનો પોચો-ઢિલો થર (३) અવસર્પિણી કાળનો પ્રથમ આરો.

**उद्दाह.** पु० ( उद्दाह ) મોટો દાહ

**उद्दाहग.** पु० ( उद्दाहक ) આગ લગાડનાર.

**उद्दिट्ठ.** त्रि० ( उद्दिष्ट ) સામાન્યપણે ઉદ્દેશ કરેલ; કહેલ; પ્રતિપાદન કરેલ (२) સાધુને ઉદ્દેશી બનાવેલ આહારાદિ

**उद्दिट्ठकड** }
**उद्दिट्ठकय** } त्रि० ( उद्दिष्टकृत ) સાધુ આદિને ઉદ્દેશીને કરેલ.

**उद्दिट्ठभत्त** पु० ( उद्दिष्टभक्त ) સાધુને ઉદ્દેશીને બનાવેલ ભોજન.

**उद्दिट्ठभत्तपरिराणाय** त्रि० ( उद्दिष्टभक्तपरिज्ञात ) દશમી પડિમા આદરનાર શ્રાવક કે જે દસમાસસુધી ઉદ્દિષ્ટ ભક્તપાન એટલે પોતાને ઉદ્દેશી કરેલ ભાત પાણીનો ત્યાગ કરે.

**उद्दिट्ठा.** स्त्री० ( उद्दिष्टा) અમાવાસ્ય; અમાસ.

**उद्दित्त.** त्रि० (उद्दीप्त) પ્રજ્વલિત, પ્રકાશમાન.

**उद्दिसिश्र.** त्रि० (उद्दिष्ट) જુઓ "ઉદ્દિટ્ઠ" શબ્દ.

**उद्देस.** पु० ( उद्देश ) સામાન્ય આદેશ; સામાન્ય કથન. (२) બોધ; શિખામણ. (३) ક્ષેત્ર કાળ વિભાગ. (४) અધ્યયન કે શતકનો એક પેટા વિભાગ. (५) વ્યવહાર. (६) લક્ષ્ય. (७) અભિપ્રાય; મતલબ. (८) ગુરૂપ્રતિજ્ઞા; ગુરૂ વચન.

**उद्देसण.** न० ( उद्देशन ) અંગસૂત્ર આદિનું પઠન કરવું તે (૨) યોગ્યતા; અધિકારપણું.

**उद्देसणंतेवासि.** त्रि० ( उद्देशनान्तेवासिन् ) જેને સૂત્ર મૂળ પાઠે ભણાવવામાં આવ્યાં હોય તે શિષ્ય.

**उद्देसणकाल.** पु० ( उद्देशनकाल ) વર્ગ અધ્યયન કે શતકનો એક વિભાગ; ઉદ્દેસો.

**उद्देसणायरिय.** पु० ( उद्देशनाचार्य ) આચારંગ આદિ સૂત્ર, મૂળ પાઠે ભણાવનાર.

**उद्देसिय.** त्रि० ( उद्दिष्ट ) સાધુએ પથારીની ગવેષણા કરવાને લેવાના અભિગ્રહમાંનો એક.

**उद्देसिय.** न० ( औद्देशिक ) એક સાધુને ઉદ્દેશી બનાવેલ આહારાદિ બીજાઓને પણ ન ખપે એવો પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓનો કલ્પ (૨) ત્રિ અમુક સાધુને ઉદ્દેશીને નીપજાવેલું આહાર પાણી; ઉદ્દેશ દોષવાળું.

**उद्देहगण.** पु० ( उद्देगण ) એ નામનો મહાવીરસ્વામીનો એક ગણ; નવ ગણમાંનો એક.

**उद्देहिगा.** } **उद्देहिया** } स्त्री० ( ) ઉધેઈ; ત્રણ ઇંદ્રિયવાળો જીવવિશેષ.

**उद्ध.** त्रि० ( ऊर्ध्व ) ઉંચુ

**उद्धअ.** त्रि ( उद्धत ) અભિમાની. (૨) અનિ પ્રબલ.

**उद्धंसणा.** स्त्री० ( उद्धर्षणा ) તિરસ્કારી વચન. (૨) નિન્દા. (૩) હિંસા.

**उद्धचलणाबंध.** पु० ( ऊर्ध्वचरणाबन्ध ) ઉંચે પગ બાંધવારૂપ શરીરદણ્ડ.

**उद्धडा.** स्त्री० ( उद्धृता ) ગૃહસ્થે પોતાના માટે રાંધવાના વાસણમાંથી બીજા વાસણમાં કાઢયું હોય તે ભિક્ષા લેવી તે; ત્રીજી પિંડેષણા.

**उद्धत.** त्रि० ( उद्धत ) ઉંચું; ઉત્કટ. (૨) ઉદ્ધત; સ્વેચ્છાચારી.

**उद्धया.** स्त्री० ( उद्धता ) દેવતાની ગતિ વિશેષ.

**उद्धरण.** न० ( उद्धरण ) ખેંચી કાઢવું; બહારેલ કાઢવું.

**उद्धरिय.** त्रि० ( उद्धृत ) ઉખેડેલ; મૂળથી કાઢી નાખેલ. (૨) ધારણ કરેલ.

**उद्धरेणु.** स्त्री० ( ऊर्ध्वरेणु ) જુઓ "ઉડ્ઢરેણુ" શબ્દ

**उद्धाइय.** त्रि० ( उद्धावित ) દોડી આવેલ, (૨) ઉતાવળથી આવેલ.

**उद्धार.** पु० ( उद्धार ) ગોશાળાના મતને અનુસાર કાળ પ્રમાણ વિશેષ (૨) અપહરણ.

**उद्धारपलिओवम.** न० ( उद्धारपल्योपम ) } **उद्धारपल्ल.** न० ( उद्धारपल्य ) } એક યોજનના કુવામાં ઠાંસીને ભરેલ વાલાગ્રમાંથી સમયે સમયે એકેક વાલાગ્ર અપહરતાં જેટલા વખતમાં કુવો ખાલી થાય તેટલો વખત.

**उद्धारसमय** पु० ( उद्धारसमय ) અઢી સાગરોપમના સમયનો સમૂહ.

**उद्धारसागरोवम** न० ( उद्धारसागरोपम ) દશ કોડાકોડિ પલ્યોપમ પરિમિત કાળ વિશેષ'

**उद्धि.** स्त्री० ( उद्धि ) ગાડાંની ઉંધ.

**उद्धिय.** त्रि० ( उद्धृत ) ઉખેડી નાખેલ (૨) દેશ બહાર કરેલ.

**उद्धी** स्त्री० ( उद्धी ) બે પગના આગલા ફણા પાસે પાસે રાખી પેનીને વિસ્તારી પહોળી રાખી કાઉસગ્ગ કરવો તે; કાઉસગ્ગના ૧૯ દોષમાંનો એક.

**उद्धुमाय.** त्रि० ( ) પરિપૂર્ણ; ભરેલ.

**उद्धुय.** त्रि० ( उद्धुत ) ઉંચે ફેલાવેલ, ઉંચે ફરકેલ. (૨) ઉત્કટ; પ્રકૃષ્ટ. (૩) ઉત્પન્ન થયેલ, ઉઠેલ. (૪) પ્રકમ્પિત.

**उद्धुया.** स्त्री० ( उद्धुता ) આકાશમાં ઉડતી ધુળના જેવી ત્વરિત ગતિ.

**उद्धूय.** त्रि० ( उद्धूत ) હાલેલું; કંપેલું.

**उन्नअ.** त्रि० ( उन्नत ) ઉન્નત; માની.

**उ[illegible]य.** त्रि० ( उन्नतिक ) ઉન્નતિવાળુ.

**[illegible]यावत्त.** पुं० ( उन्नतावर्त ) ઉંચે ચડતો આ-વર્ત-વંટોલીઓ (૨) પર્વત ઉપર જતો ફરતો માર્ગ.

**[illegible]ाम.** पु० ( उन्नाम ) માન કષાયનો પર્યાય. (૨) ઉંચાઇ.

**[illegible]ामिश्र** त्रि० ( उन्नामित ) અમુક નામથી પ્રસિદ્ધિ પામેલ.

**[illegible]ीय.** त्रि० ( और्णिक ) ઉનનું બનેલું, ધા-બળો વગેરે

**[illegible]ुपित.** त्रि० ( ) લીલું થયેલ, ભિન્નું.

**[illegible]एस** पु० ( उपदेश ) ઉપદેશ

**उपश्रोग.** पु० ( उपयोग ) ઉપયોગ, ધ્યાન

**उपट्ट.** पु० ( उत्पट्ट ) શણના વસ્ત્ર વણનાર, પટોલીયો.

**उपगाय.** पु० ( उपनय ) ઉદાહરણ આપી સાધ્ય અને સાધનનો સમ્બંધ મેળવવો તે.

**उप्पुत्र.** त्रि० ( उपप्लुत ) ભીનું થયેલ; પલળી ગયેલ.

**उपयुत्त.** त्रि० ( उपयुक्त ) ઉપયુક્ત, ઉપયોગ સહિત.

**उपरिं.** } **उपरिं.** } अ० ( उपरि ) ઉપર; ઉંચે

**उपविट्ठ.** त्रि० ( उपविष्ट ) બેઠેલ.

**उपसंत.** पु० ( उपशान्त ) ઐરવત ક્ષેત્રના વર્ત-માન ચોવીસીના પંદરમા તીર્થંકરનુ નામ.

**उपसंपया.** स्त्री० ( उपसद ) જ્ઞાનાદિકને માટે બીજા ગુરૂનો આશ્રય લેવો તે.

**उपहाण.** न० ( उपधान ) તપ વિશેષ.

**उपहाणपडिमा.** स्त्री० ( उपधानप्रतिमा ) બાર ભિક્ષુની અને અગીયાર શ્રાવકની પડિમા.

**[illegible]पाय.** पुं० ( उपाय ) ઉપાય; કારણ.

**[illegible]पालद्ध.** त्रि० ( उपालब्ध ) ઠપકો આપાયેલ.

**[illegible]पेहा.** स्त्री० ( उपेक्षा ) બેદરકાર રહેવું તે

**उप्पइश्र.** त्रि० ( उत्पतित ) સંયમ લેતી વખતે સિંહની પરે ઉઠેલ; સંયમને ઉંચે સ્થાનકે ચડેલ–કુદકો મારેલ. (૨) ઉપર આવેલ; ઉપજેલ. (૩) ઉંચે ઉછળેલ; ઉડેલ. (૪) न० બહાર આવવું; ઉડવુ.

**उप्पइया.** स्त्री० ( औत्पातिकी ) જેથી અણદીઠુ અણસાંભળ્યું તર્કથીસુજી આવે તેવી બુદ્ધિ; તર્કબુદ્ધિ

**उप्पकडा.** स्त्री० ( उत्प्रकथा ) ચાલુ કથા.

**उप्पड.** पु० ( उत्पट ) તેઇંદ્રિય જીવ વિશેષ

**उप्पएण** त्रि० (उत्पन्न) ઉત્પન્ન થયેલ; ઉપજેલુ.

**उप्पतिश्र.** त्रि० ( उत्पतित ) ઉંચે ચડેલ; આકાશ તરફ ગતિ કરેલ.

**उप्पत्ति** स्त्री० ( उत्पत्ति ) ઉત્પત્તિ; આવિર્ભાવ.

**उप्पत्तिया.** स्त्री० ( औत्पातिकी ) તર્ક બુદ્ધિ; સ્વાભાવિક મતિ.

**उप्पय.** पु० ( उत्पात ) ઉંચે કુદવુ તે. (૨) ઉત્પત્તિ

**उप्पयण.** न० ( उत्पतन ) ઉંચે જવુ તે.

**उप्पयणिया.** स्त्री० ( उत्पातिनिका ) } **उप्पयणी.** स्त्री० ( उत्पतनी ) } નીચેથી ઉંચે ચ-ડવાની વિદ્યા.

**उप्पयनिवय.** पु० ( उत्पातनिपात ) ઉપર જવુ નીચે આવવું. (૨) નાટ્ય વિધિનો એક પ્રકાર.

**उप्पल.** न० ( उत्पल ) સૂર્ય વિકાશી કમળ; નીલ કમળ (૨) ગંધ દ્રવ્ય વિશેષ. (૩) દશમા કલ્પનુ ઉત્પલ નામનું એક વિ-માન. (૪) ૮૪ લાખ ઉત્પલાંગ પ્રમાણ કાળ વિભાગ. (૫) પું० એ નામનો એક દ્વીપ તથા એક સમુદ્ર.

**उप्पलंग.** पु० ( उत्पलाङ्ग ) ૮૪ લાખ હુહુ પ્રમાણ એક કાળ વિભાગ.

**उप्पलगुम्मा.** स्त्री० ( उत्पलगुल्मा ) જંબુ વૃક્ષના અગ્નિ ખુણાના વનખંડમાં પચાસ જોજન ઉપર આવેલ એક વાવડી.

**उप्पलवेंटिय.** पुं० ( उत्पलवृन्तिक ) કમળના બિંટડાની ભિક્ષા લેનાર ગોશાલાના મતનો અનુયાયી.

**उप्पलहत्थग.** पुं० ( उत्पलहस्तक ) કમળ ફૂલ વિશેષ.

**उप्पला.** स्त्री० ( उत्पला ) સાવથી નગરીના રહેવાસી શંખ નામના શ્રાવકની સ્ત્રી. (૨) પિશાચના ઈંદ્રકાળની ત્રીજી અગ્રમહીષી (૩) જમ્બૂ વૃક્ષના અગ્નિ ખુણામાના વનખંડની એક વાવડીનું નામ. (૪) હસ્તિનાપુર નિવાસી ભીમ નામના કસાઇની સ્ત્રી. (૫) જ્ઞાતાધર્મ કથાના એક અધ્યયનનું નામ.

**उप्पलिणीकंद** पुं० ( उत्पलिनीकन्द ) એક જાતની પાણીની વનસ્પતિ.

**उप्पलुज्जला.** स्त्री० ( उत्पलोज्ज्वला ) જમ્બૂવૃક્ષના અગ્નિ ખુણાના વનખંડની એક વાવડી

**उप्पलुद्देसय** पुं० ( उत्पलोद्देशक ) કમલના અધિકારવાળો ભગવતીના ૨૧ મા શતકનો એક ઉદ્દેશો.

**उप्पह.** पुं० ( उत्पथ ) ઉન્માર્ગ. ઉલટો માર્ગ

**उप्पहजाइ.** त्रि० ( उत्पथयायिन् ) ઉલટે રસ્તે જનાર; વિપથગામી.

**उप्पा.** स्त्री० ( उत्पाद ) ઉત્પત્તિ; પ્રાદુર્ભાવ

**उप्पाइ.** त्रि० ( उत्पादिन् ) ઉત્પન્ન થનાર.

**उप्पाइत्तार** त्रि० ( उत्पादितृ ) ઉત્પાદક; ઉત્પન્ન કરનાર.

**उप्पाइय.** त्रि० ( औत्पातिक ) સહજ, સ્વાભાવિક. (૨) न० ઉત્પાત કરનાર અનિષ્ટ સૂચક બનાવ; ઉલ્કાપાતાદિ ઉપદ્રવ

**उप्पाडण.** न० ( उत्पाटन ) ઉખેડી નાખવું; મૂળથી ઉખેડવું.

**उप्पाडित.** } **उप्पाडिय.** } त्रि० ( उत्पाटित ) ઉપાડેલ.

**उप्पातिया.** स्त्री० ( उत्पातिकी ) જુઓ " ઉપ્પાઇયા " શબ્દ.

**उप्पाय.** पुं० न० ( उत्पात ) ઉડવું; ઉંચે કુદવું. (૨) પ્રકૃતિનો વિકાર-રૂધિર વૃષ્ટિ-આદિ. (૩) આકાશમાંથી લોહી વગેરેની વૃષ્ટિ થાય છે તેના લક્ષણસૂચક શાસ્ત્ર; ૨૯ પાપસૂત્રમાંનુ એક

**उप्पाय.** पुं० ( उत्पाद ) વૃદ્ધિ; વધારો થવો. (૨) ઉત્પત્તિ (૩) ઉત્પાદનદોષ; સાધુને પોતાથી લાગતા આહારના ધાત્રી આદિ ૧૬ દોષ. (૪) ચૌદ પૂર્વમાનુ પ્રથમ ઉત્પાદ નામે પૂર્વશાસ્ત્ર

**उप्पायक** } **उप्पायग** } त्रि० ( उत्पादक ) ઉત્પન્ન કરનાર

**उप्पायण.** न० ( उत्पादन ) ઉત્પન્ન કરવું. પેદા કરવું (૨) ઉપ્પાયણના ૧૬ દોષ

**उप्पायणा.** स्त्री० ( उत्पादना ) ઉત્પન્ન કરવું; પેદા કરવું. (૨) ધાત્રી આદિ આહારના ૧૬ દોષ કે જે સાધુને પોતા આશ્રિ લાગે છે

**उप्पायपव्वय** पुं० ( उत्पातपर्वत ) સૂર્યાભવિમાનના વનખંડમાંનો એક પર્વત (૨) ચમરેંદ્રને ઉપર આવવાનો પર્વત.

**उप्पायपुव्व.** न० ( उत्पादपूर्व ) દ્રવ્યપર્યાયના ઉત્પાદનો જેમાં વર્ણન છે તે ઉત્પાદ નામે ૧૪ પૂર્વમાંનો પ્રથમ પૂર્વ-શાસ્ત્ર

**उप्पाया.** स्त्री० ( उत्पाता ) ત્રણ ઇંદ્રિયવાળા જીવની એક જાત

**उप्पिं.** अ० ( उपरि ) ઉપર; ઉંચે.

**उप्पिंजल.** त्रि० ( उत्पिंजल ) ક્ષોભજનક; વ્યાકુળ.

**उप्पिच्छ.** त्रि० ( ) અધર શ્વાસે જ લદીથી ગાવુ તે; ગાયનનો એક દોષ

**उप्पिलण** न० ( उत्प्लावन ) શરીર ઉપર પાણી રેડવું.

**उप्पीलिय.** त्रि० ( उत्पीडित ) ખેંચીને બાંધેલું; તંગ કરેલ.

**उप्पुय.** न० ( उत्प्लुत ) ગાયનનો એક દોષ. (२) त्रि० ભયભીત.

**उप्पूर.** पु० ( उत्पूर ) પાણીનો પ્રચંડ પ્રવાહ (२) ઘણુ; ઝાઝું.

**उप्फालग.** त्रि० ( ) નઠારૂ બોલનાર; નિંદા કરનાર.

**उप्फिडंत.** पु० ( ) તીડ.

**उप्फुल्ल.** त्रि० ( उत्फुल्ल ) વિકસિત.

**उप्फेणउप्फेणिय.** त्रि० ( उत्फेनोत्फेनित ) દૂધના ઉફાણની પેઠે ઉકળેલ-ક્રોધાયમાન થયેલ

**उप्फेस.** पु० ( ) મુગટ, તાજ.

**उब्बंधण.** न० ( उद्बन्धन ) ઉંચે શાખાદિકમા લટકી મરવુ તે

**उब्बद्धय** पु० ( उद्बद्धक ) વિદ્યા મંત્ર યંત્ર વગેરેમા બંધાયેલો કે જેને દીક્ષા આપવાની મના કરેલ છે.

**उब्भट्ठ.** त्रि० ( ) માગેલું, યાચેલું.

**उब्भड.** त्रि० ( उद्भट ) ખુલ્લુ, ઉઘાડ. (२) વિકરાળ; ભયંકર.

**उब्भव.** पु० ( उद्भव ) ઉત્પત્તિ

**उब्भसुक्क.** त्रि० ( ) ઝાડમાંને ઝાડમાં ઉભા ઉભા સુકાઈ ગયેલ.

**उब्भाम.** पु० ( उद्भ्राम ) ભિક્ષાને વાસ્તે ભ્રમણ કરવુ તે. (२) त्रि० પરિભ્રમણ કરનાર.

**उब्भामग.** } पु० ( उद्भ्रामक ) જાર, વ્યભિ-
**उब्भामग.** } ચારી. (२) એક જાતનો વાયુ; વટોળીઓ.

**उब्भामिला.** स्त्री० ( उद्भ्रामिणी ) કુલટા સ્ત્રી.

**उब्भावणा.** स्त्री० ( उद्भावना ) પ્રગટ કરવું; જાહેર કરવું; ઉત્પન્ન કરવું. (२) પ્રભાવના (३) ઉત્પ્રેક્ષા

**उब्भिज्ज.** त्रि० ( उद्भिद् ) જમીન ભેદી ફણગા રૂપે બહાર આવનાર મેથી વિગેરે ભાજીપાલો. (२) ખજનક આદિ જીવ.

**उब्भिन्न.** त्रि० ( उद्भिन्न ) સાધુને ઘી આદિ વહોરાવવા માટે કમાડ ઉઘાડીને કે ડાટો ઉખેડી આપવાથી લાગતો દોષ; ૧૬ ઉદ્ગમનમાંનો ૧૨ મો. (२) અંકુર આવેલ. (३) ભેદીને બહાર આવેલ. (४) ખોલેલુ.

**उब्भिय.** त्रि० ( उद्भिद् ) ભેદીને નીકળેલ-જન્મેલ; ખજુરીટ ડેડકા વગેરે

**उब्भियलोण.** न० ( उद्भिलवण ) દરિયા પાસ ખારા પાણીથી ઉત્પન્ન થતુ લવણ; દરિયાઇ મીઠુ.

**उब्भूइया.** स्त्री० ( औद्भूतिकी ) એ નામની કૃષ્ણ વાસુદેવની ભેરી.

**उब्भेइम** न० ( उद्भेदिम ) સમુદ્ર આદિમા ઉત્પન્ન થતુ લવણ, મીઠુ.

**उभओ.** अ० ( उभयम् ) બે બાજુએ, બે તરફ (२) त्रि० બે.

**उभउओपासिं.** अ० ( उभयत.पार्श्वे ) બે પડખે, બે બાજુ.

**उभय.** त्रि० ( उभय ) બે.

**उभयभाग** पु० ( उभयभाग ) ચન્દ્રને બે પડખે રહી જોગ જોડનાર નક્ષત્ર

**उभयवाय.** पु० ( उभयवात ) બન્ને તરફનો વાયુ.

**उभयहा** अ० ( उभयथा ) બે પ્રકારે; બન્ને રીતે

**उमा** स्त्री० ( उमा ) બીજા વાસુદેવની માતાનુ નામ.

**उमाण.** न० ( अपमान ) તિરસ્કાર, અનાદર

**उम्मग्ग.** न० ( उन्मग्न ) પાણીમાંથી ઉપર આવવુ, તરવુ.

**उम्मग्ग.** पु० ( उन्मार्ग ) ઉંચે આવવાનો માર્ગ; ડુબકી મારીને બહાર નીકળવાનો માર્ગ (२) ઉલટો માર્ગ. (३) ઉન્માર્ગ દર્શક (४) અકાર્ય્ય કરવુ તે. (५) છિદ્ર

**उम्मग्गजला.** स्त्री० ( उन्मग्नजला ) તિમિસ-ગુફાને મધ્ય ભાગે એ નામની એક નદી કે જેમાં કોઇ વસ્તુ પડે તેને ઉચ્છાળીને બહાર ફેંકી દીએ.

**उम्मग्गणा.** स्त्री० ( उन्मार्गणा ) છિદ્ર; વિવર

**उम्मज्ज.** पुं० ( उन्मज्जन ) પાણીની અંદરથી સપાટી ઉપર આવવું તે. (૨) સંસારની સપાટી-મોક્ષ ઉપર લઇ જનાર શ્રદ્ધા સંયમ વીર્ય વગેરે.

**उम्मज्जक** } **उम्मज्जग.** } पु० ( उन्मज्जक ) સ્નાન કરવાને એક વાર પાણીમાં પેસી તરત બહાર નીકળે તેવો તાપસ, તાપસની એક જાત.

**उम्मज्जणिमज्जिया.** स्त्री० ( उन्मज्जनिमज्जिका ) પાણીમાંથી ઉપર આવવું અને નીચે જવું તે; ડુબકી ખાવી તે.

**उम्मज्जा** स्त्री० ( उन्मज्जा ) પાણીમાં નીચેથી ઉપર આવવું તે

**उम्मत्त.** त्रि० ( उन्मत्त ) ગાંડો; ઉદ્ધત (૨) ગર્વિષ્ઠ; ભૂત વગેરેના વળગાડવાળું.

**उम्मत्तजला.** स्त्री० ( उन्मत्तजला ) રમ્યક વિજયની પશ્ચિમ સરહદ ઉપરની નદી; મહા વિદેહની બાર અંતર નદીમાંની એક.

**उम्मद्दण.** न० ( उन्मर्दन ) ઉલટી રૂંવાટીએ મર્દન કરવું તે.

**उम्मद्दिया** स्त्री० ( उन्मर्दिका ) ઉલટી રૂંવાટીએ મર્દન કરનાર દાસી.

**उम्माण.** न० ( उन्मान ) તોલથી પરિમાણ થાય તે; શેર મણ-કર્ષ, માસા વગેરે (૨) જેને તોલતાં અર્ધ ભાર થાય તેવો પુરૂષ ઉન્માનોપેત કહેવાય. (૩) સામા ત્રાજવામાં જોખ નાખી વસ્તુને જોખવી-તોલવી તે.

**उम्माद.** पु० ( उन्माद ) ગાંડપણ; ચિત્તવિભ્રમ. (૨) અત્યન્ત કામથી ઉન્મત્ત. (૩) યક્ષાદિનો આવેશ. (૪) આલિંગન.

**उम्मादण.** न० ( उन्मादन ) કામનું ઉદ્દીપન થાય તે

**उम्माय.** पु० ( उन्माद ) જુઓ "ઉમ્માદ" શબ્દ.

**उम्मि.** पु स्त्री० ( ऊर्मि ) તરંગ. મોજા; લહેર. (૨) મોજાને આકારે જન સમુદાય.

**उम्मिमालिणी.** स्त्री० ( ऊर्मिमालिनी ) સુવપ્રવિજયની પૂર્વ સરહદ ઉપરની અંતર નદી.

**उम्मिलित.** } **उम्मिलिय.** } त्रि० ( उन्मीलित ) વિકસિત, ખીલેલ, ઉઘડેલ.

**उम्मिल्लिर.** त्रि० ( उन्मीलनशील ) ખીલનાર.

**उम्मिसिय.** त्रि० ( उन्मिषित ) પ્રકાશિત. (૨) पु० આંખ વિંચાઇને ઉઘડે તેટલો કાળ. (૩) न० વિકાસ

**उम्मिस्स.** त्रि० ( उन्मिश्र ) ભેળસેળવાળું, એકઠું થયેલ, (૨) એષણાનો ૭ મો દોષ

**उम्मीलिय.** त्रि० ( उन्मीलित ) ખીલેલ (૨) न० વિકાસ

**उम्मीस** त्रि० ( उन्मिश्र ) જુઓ 'ઉમ્મિસ્સ' શબ્દ

**उम्मुक्क** त्रि० ( उन्मुक्त ) ઉંચે કે કેલ. (૨) સર્વથા ત્યાગ કરેલ; છોડેલ

**उम्मुग्ग.** त्रि० ( उन्मग्न ) પાણીમાં તરનાર. (૨) न० પાણીમાં તરવું

**उम्मुग्गनिमुग्गिया** स्त्री० ( उन्मग्ननिमग्नता ) જુઓ 'ઉમ્મજ્જણિમજ્જિયા' શબ્દ.

**उम्मुग्गा.** } **उम्मुज्जा.** } स्त्री० ( उन्मग्न ) પાણી ઉપર આવવું; તરવું.

**उम्मुयणा.** स्त्री० ( उन्मोचना ) ત્યાગ.

**उम्मूलणा.** स्त्री० ( उन्मूलना ) મૂળથી ઉખેડવું; ચુંટી બહાર કાઢવું.

**उम्मूलिय.** त्रि० ( उन्मूलित ) જડ મૂળથી ઉખેડેલ.

**उम्मेस.** पुं० ( उन्मेष ) આંખ વીંચવી ઉઘાડવી તે; આંખનો પલકારો.

**उम्ह.** पुं० स्त्री० ( ऊष्मन् ) ઉષ્ણતા; ગરમી. (૨) સંતાપ.

**उय** પુ० ( ऋतु ) વસંત આદિ ઋતુ.

**उय.** અ० ( उत ) અથવા.

**उयंसि.** त्रि० ( ओजस्विन् ) ઓજસ્વી, અધિક મનોબળવાળો.

**उयट्ट.** त्रि० ( उद्वृत्त ) નરક ગતિમાંથી બહાર નીકળેલ, મૃત.

**उयट्ट.** त्रि० ( अपवर्त्त ) } કર્મની લાંબી
**उयट्टणा.** न० ( अपवर्तन ) } સ્થિતિને ટુંકી કરવી તે.

**उयर.** પુ० ( उदर ) પેટ; જઠર.

**उयरिय.** त्रि० ( उदरिक ) જલોધર રોગવાળો.

**उर.** पुं० न० ( उरस् ) વક્ષસ્થલ, છાતી (૨) त्रि० સુંદર.

**उरंउरेणं** अ० ( ) છાતી સાથે અડળ્યું કરવું તે, છાતી સરસા (૨) સાક્ષાત્.

**उरग** પુ० स्त्री० (उरग) પેટે ચાલનાર; સર્પ વગેરે

**उरगपरिसप्पी** स्त्री० ( उरगपरिसर्पिणी ) નાગણ; છાતીએ ચાલતા સર્પની સ્ત્રી.

**उरगवीहि.** स्त्री० ( उरगवीथि ) શુક્રની ઉરગ નામની વીથિ-ગતિ વિશેષ.

**उरतव** પુ० ( उरतपस् ) ગોશાલાના ઉપાસકનું એક જાતનું તપ.

**उरत्थ** न० ( उरःस्थ ) છાતીમાં પહેરવાનું આભરણ.

**उरपरिसप्प.** પુ० ( उरःपरिसर्प ) છાતીથી ચાલનાર પ્રાણી સર્પ વિગેરે.

**उरपरिसप्पिणी.** स्त्री० ( उरःपरिसर्पिणी ) નાગણ; સર્પની સ્ત્રી.

**उरब्भ.** પુ० स्त्री० ( उरभ्र ) મેંઢું; ઘેટું.

**उरब्भिय.** न० ( उरभ्रीय ) ઉત્તરાધ્યયન સૂત્રનું સાતમું અધ્યયન.

**उरय.** पुं० ( उरत ) એક જાતનો ગુચ્છો.

**उरस.** त्रि० ( औरस ) પોતાનો પુત્ર.

**उरसप्प** पुं० ( उरःसर्प ) છાતીયે ચાલનાર તિર્યંચ; સર્પ વગેરે.

**उरसी** स्त्री० ( उरसी ) એક જાતનો ગુચ્છો

**उरसुत्तिया** स्त्री० ( उरस्सूत्रिका ) છાતીમા પહેરવાનું આભૂષણ.

**उरस्स** त्रि० ( उरस्य ) છાતીનુ, છાતી સંબંધી. (૨) સંતાન; બચ્ચુ (૩) હાર્દિક, આભ્યન્તર.

**उराल** त्रि० ( उदार ) સમર્થ; શક્તિયુક્ત. (૨) ઉજ્વલ સ્વભાવવાળો. (૩) ઉદાર. (૪) પ્રધાન, શ્રેષ્ઠ. (૫) અતિ અદ્ભુત (૬) વિશાળ, વિસ્તારવાળુ (૭) न० એક જાતનું શરીર, ઉદારિક શરીર. (૮) त्रि० ઉદારિક શરીર સબંધી. (૯) સ્થૂલ, પ્રસિદ્ધ. (૧૦) न० પ્રધાન તપ (૧૧) એ નામની લીલી વનસ્પતિ.

**उरालमिस्स.** पुं० ( उदारमिश्र ) ઉદારિક મિશ્ર યોગ.

**उरालिय.** त्रि० ( औदारिक ) હાડ માસ ને રૂધિરવાળું શરીર, મનુષ્ય અને તિર્યંચનુ સ્થૂલ શરીર

**उरालियसरीर.** न० ( औदारिकशरीर ) જુઓ ઉપલો શબ્દ.

**उरिआ.** स्त्री० ( उड्डिका ) એક પ્રકારની લિપિ.

**उरू.** त्रि० ( उरू ) વિસ્તીર્ણ; વિશાળ.

**उरूणग.** पुं० ( ) વનસ્પતિનો ગર; એક સુવાળો પદાર્થ.

**उरूलुंबगा.** स्त्री० ( उरूलुम्बका ) ત્રણ ઇંદ્રિયવાળો જીવ.

**उरोरूह.** न० ( उरोरूह ) સ્તન. (૨) જૈન સાધ્વીઓનું એક જાતનું ઉપકરણ

**उरोविसुद्ध.** न० ( उरोविशुद्ध ) ગાયનની શુદ્ધિનો એક પ્રકાર.

**उलुग्ग** त्रि० ( अवरुग्ण ) ગ્લાન થયેલ; દુર્બલ થયેલ.

**उलूअ.** } पु० ( उलूक ) ધુવડ; ઘુડ. (૨)
**उलूग.** } વૈશેષિક દર્શનના નેતા કણાદ મુનિ.

**उलूगी.** स्त्री० ( उलूकी ) એક પ્રકારની વિદ્યા (૨) ઘુવડની માદા.

**उल्ल.** त्रि० ( आर्द्र ) લીલુ; ભીનું

**उल्लंघण.** न० ( उल्लङ्घन ) ઉલ્લંઘવું; કુદી જવુ તે (૨) त्रि० વિનય મર્યાદા ઉલ્લંઘનાર.

**उल्लंबण** न० ( उल्लम्बन ) ઝાડની ડાળીએ લટકતું બાંધવુ, (૨) ફાસો નાખી લટકવુ તે

**उल्लंबिय** त्रि० ( उल्लम्बित ) ઝાડમા લટકેલ.

**उल्लग** त्रि० ( आर्द्रक ) આર્દ્ર, ભિનુ

**उल्लगच्छ** न० ( आर्द्रगच्छ ) કેદ્દ્રક ગણથી નીકળેલ એ નામનુ એક કુલ (૨) કાશ્યપગોત્રથી નીકળેલ ત્રીજો ગણ.

**उल्लण** न० ( ) ઓસામણ (૨) ભીનું શરીર લુછવું તે.

**उल्लणिया.** स्त्री० ( आर्द्रयणिका ) ભીના શરીરને લુછવાનું વસ્ત્ર

**उल्लविय** न० ( उल्लपित ) કામદેવ સમ્બન્ધી વાતચીત કરવી તે; કામકથા (૨) त्रि० કથિત, ઉક્ત

**उल्लसिय** त्रि० (उल्लसित) ઉલ્લાસ -આનંદ પામેલ.

**उल्लाइय.** त्रि० ( उल्लापित ) માટી છાણાદિથી લિંપેલ.

**उल्लाय.** पुं० ( ) પ્રહાર; લાત (૨) વક્ર વચન (૩) કથન

**उल्लालिय** त्रि० ( उल्लालित ) તાડન કરેલ, ઉછાળેલ.

**उल्लाव.** पु० ( उल्लाप ) વાતચિત. (૨) કાકુ વચન બોલવુ તે. (૩) પ્રત્યુત્તર; જવાબ.

**उल्लास.** पु० ( उल्लास ) પ્રગટ કરવુ તે

**उल्लिहण.** न० ( उल्लेखन ) ઉલ્લેખ કરવો તે; લખવુ તે.

**उल्लिहिय.** त्रि० ( उल्लिखित ) ઘસાયેલ; ઉઝરડા પાડેલ.

**उल्लीण.** त्रि० ( उल्लीन ) ગુપ્ત રહેલ, એકાંતમાં રહેલ

**उल्लुंचिय** त्रि० ( उल्लुञ्चित ) ઉખેડેલ, ચુંટેલ.

**उल्लुगा.** स्त्री० ( उल्लुका ) એ નામની એક નદી

**उल्लुगातीर.** } न० ( उल्लुकातीर ) ઉલ્લુગા
**उल्लुयातीर.** } નામની નદીને કાંઠે આવેલું એક નગર કે જેમા ગંગાચાર્ય નામના નિહ્નવ થયા હતા.

**उल्लूह.** त्रि० ( ) શુષ્ક; સુકુ

**उल्लोइय.** न० ( उल्लोचित ) ખડી માટી વગેરેથી ભિંત વગેરેનું લેપન કરવુ તે (૨) ચંદ્રવો બાંધેલ, ઉલ્લેચથી શણગારેલ

**उल्लोच.** } पु० ( उल्लोच ) છત. (૨) ચંદ્ર-
**उल्लोय.** } રવો, ઉલ્લેચ (૩) त्रि० દેખવા યોગ્ય, દર્શનીય

**उल्लोय.** पु० ( उल्लोक ) અગાસી, છત

**उव** अ० ( उप ) સમીપ-પાસના અર્થમા (૨) સમસ્તપણુ, સમગ્રપણું (૩) સદૃશતા, તુલ્યતા (૪) એક વાર. (૫) બીનર; અંદર.

**उवइट्ठ** त्रि० ( उपदिष्ट ) ઉપદેશેલુ; બાંધેલુ

**उवइय** त्रि० ( उपचित ) યુક્ત. (૨) ઉન્નત (૩) માંસલ; પુષ્ટ. (૪) पु० એક જાતનો તે ઇંદ્રિય જીવ કે જે જમીનમાં ઘર કરી રહે છે

**उवउत्त.** त्रि० ( उपयुक्त ) ઉપયોગ સહિત (૨) સાવધાન; સાવચેત.

**उवउत्तया.** स्त्री० ( उपयुक्तता ) ઉપયોગ; સાવચેતી.

**उवएस.** पु० ( उपदेश ) ઉપદેશ; શોધ. (૨) પ્રતિપાદન (૩) શાસ્ત્ર; સિદ્ધાંત.

**उवएसग.** त्रि० ( उपदेशक ) ઉપદેશ–બોધ કરનાર.

**उवएसण.** } न० ( उपदेशन ) ઉપદેશ;બોધ.
**उवएसणया.** } સ્ત્રી० (૨) ઉપદેશ આપવો
**उवएसणा.** } તે; બીજાને કોઇ કાર્યમાં પ્રવર્તાવવું તે.

**उवएसय.** ત્રિ० ( उपदेशक ) ઉપદેશ કરનાર.

**उवएसरुइ.** સ્ત્રી० ( उपदेशरुचि ) ગુરૂનો ઉપદેશ સાંભળી જાગૃત થયેલ તત્ત્વરૂચિ; રૂચિ-સમકિતનો એક પ્રકાર. (૨) ત્રિ० તેવી રૂચિવાળો.

**उवएसिय** ત્રિ० ( उपदेशित ) ઉપદિષ્ટ.

**उवओग** પુ० ( उपयोग ) જીવનો જ્ઞાન દર્શન મય વ્યાપાર, ચૈતન્ય શક્તિ. (૨) સાવધાની; સાવચેતી (૩) પન્નવણા સૂત્રના ૨૯ મા પદનું નામ. (૪) પન્નવણા સૂત્રના ચોથા પદના ૧૩ મા દ્વારનું નામ.

**उवओगपद.** ન० ( उपयोगपद ) પન્નવણાસૂત્રના ૨૯ મા પદનું નામ.

**उवंग.** પુ० ન० ( उपाङ्ग ) શરીરના અવયવના અવયવ, મુખ્ય અવયવના અવયવ; ઉપાંગ. (૨) અંગસૂત્રની પાસેના ઉપાંગ સૂત્ર, ઉવવાઈ આદિ બાર ઉપાંગો

**उवंगतिग** ન० ( उपाङ्गत्रिक ) ઉદારિકશરીરના અંગોપાંગ વૈક્રિયશરીરના અંગોપાંગ અને આહારક શરીરના અંગોપાંગ એ ત્રણનો સમૂહ.

**उवंजण.** ન० ( उपाञ्जन ) ગાડીના પૈડાને ઉંગણુ દેવું-ચીકણો પદાર્થ લગાડવો તે.

**उवकय.** ત્રિ० ( उपकृत ) ઉપકાર કરાયેલ; અનુગૃહીત.

**उवकरण.** ન० ( उपकरण ) સાધન; ઉપકરણ, વસ્ત્રાદિ પરિગ્રહ. (૨) બાહ્ય ઇંદ્રિય વિશેષ.

**उवकरणोमोयरिया.** સ્ત્રી० ( उपकरणावमोदरिका ) ઉપકરણની ઉણોદરી.

**उवकासिय.** ન० (        ) શરીરના અવયવ; ગાત્ર.

**उवकुल.** ન० ( उपकुल ) કુલ નક્ષત્રની પાસેના નક્ષત્રો, જેમકે અશ્વિનીકુલ તો ભરણી ઉપકુલ કૃતિકાકુલ તો રોહિણી ઉપકુલ.

**उवक्कंत.** ત્રિ० ( उपक्रान्त ) પાસે લાવેલ. (૨) પ્રારબ્ધ; પ્રસ્તાવિત.

**उवक्कम.** પુ० ( उपक्रम ) દૂર રહેલ વસ્તુને પ્રતિપાદન શૈલીથી નજીક લાવીને નિક્ષેપ યોગ્ય કરવી. (૨) જેથી જીંદગીનો અંત આવે-આયુષ્ય તુટી જાય તે; (૩) અનુદિત કર્મને ઉદયમાં લાવવા તે. (૪) બંધનો આરંભ-શરૂઆત. (૫) ઉપાય, ઇલાજ. (૬) કર્મોની પરિણતિના કારણભૂત જીવનો પ્રયત્ન વિશેષ. (૭) જ્ઞાન; નિશ્ચય (૮) અનુવર્તન; અનુકૂળપ્રવૃત્તિ. (૯) સંસ્કાર; પરિકર્મ.

**उवक्कमण.** ન० ( उपक्रमण ) ઉપક્રમ કરવો; વિશેષતા કરવી.

**उवक्कमिय.** ત્રિ० ( औपक्रमिक ) આરંભમાં સંબંધ રાખનાર.

**उवक्कमिया** સ્ત્રી० ( औपक्रमिकी ) રોગાદિક કારણથી થતી પીડા.

**उवक्कर.** પુ० ( उपस्कर ) સંસ્કાર; શુશ્રૂષા.

**उवक्काम.** પુ० ( उपक्रम ) જુઓ " ઉવક્કમ " શબ્દ.

**उवक्कामण.** ન० ( उपक्रमण ) જુઓ " ઉવક્કમણ " શબ્દ.

**उवक्खड.** ત્રિ० } ( उपस्कृत ) રાંધવાને આ-
**उवक्खडिय.** } રંભેલું; રાંધેલું (૨) વઘારી સ્વાદિષ્ટ બનાવેલ, સસ્કાર પમાડેલ. (૩) પુ० ન० રસોઇ; પકવાન.

**उवक्खर.** પું० ( उपस्कर ) ઘરના ઉપકરણ; ઘરવખરી. (૨) હિંગ આદિ.

**उवक्खरसंपयाण** ત્રિ० ( उपस्करसम्पन्न ) ઉપસ્કાર-હિંગ આદિથી વઘારેલ.

**उवक्खाइया.** स्त्री० ( उपख्यायिका ) ઉપકથા; પ્રાસંગિક કથા

**उवक्खाइत्तार.** त्रि० ( उपाख्यातृ ) ખ્યાતિ-પ્રસિદ્ધિ મેળવનાર.

**उवग.** त्रि० ( उपग ) પાસે જનાર

**उवगय.** त्रि० ( उपगत ) પામેલ; પ્રાપ્ત થયેલ. (૨) યુક્ત. (૩) જ્ઞાત. (૪) અન્તર્ભૂત; અન્તર્ગત.

**उवगयसलाहत्त.** न० ( उपगतश्लाघत्व ) ૨૪ મો સત્ય વચનનો અતિશય.

**उवगरण.** न० ( उपकरण ) વસ્ત્ર પાત્ર વગેરે નિર્વાહના સાધન (૨) બાહ્ય ઇન્દ્રિય વિશેષ.

**उवगरणदव्वोमोयरिया** स्त्री० ( उपकरणद्रव्यावमोदरिका ) સાધુને રાખવા જોઇએ તેના કરતા પણ ઓછા ઉપકરણ રાખવા તે, દ્રવ્ય ઉણોદરીનો એક પ્રકાર.

**उवगरणपणिहाण.** न० ( उपकरणप्रणिधान ) લૌકિક ઉપકરણ-ગૃહાદિ અને લોકોત્તર ઉપકરણ-વસ્ત્ર પાત્રાદિ તેનુ પ્રણિધાન ઉપભોગ-પ્રવર્તન.

**उवगरणसंजम** पुं० ( उपकरणसंयम ) મહા-મુલ્યવાળા વસ્ત્રનો ત્યાગ કરી સાદા ધોળાં વસ્ત્ર પહેરવાં તે, સયમનો એક પ્રકાર.

**उवगरणसंवर.** पुं० ( उपकरणसंवर ) સાધુએ પ્રમાણ ઉપરાંત તથા અકલ્પનીય ઉપ-કરણ ન લેવા તે.

**उवगरणिंदिय.** न० ( उपकरणेन्द्रिय ) શબ્દાદિને જાણવામા હેતુરૂપ શક્તિ વિશેષ

**उवगार.** पु० ( उपकार ) ઉપકાર.

**उवगारण.** न० ( उपकारण ) ઉપકાર કરવો કરાવવો તે.

**उवगारि.** त्रि० ( उपकारिन् ) ઉપકાર કરનાર.

**उवगारियलेण.** न० ( उपकारिकालयन ) પ્રાસા-દમાં દાખલ થવાને ઉપકારક થાય તેવો ચોતરો વગેરે; પ્રાસાદપીઠ.

**उवगूढ.** त्रि० ( उपगूढ ) સસ્પૃષ્ટ, અડકેલ. (૨) યુક્ત. (૩) છુપાઇ રહેલ; ભરાઇ રહેલ.

**उवगूहण.** न० ( उपगूहन ) આલિંગન.

**उवगूहिय.** त्रि० ( उपगूढ ) આલિંગન કરેલ.

**उवग्ग.** न० ( उपाग्र ) સમીપમાં; નજિકમાં.

**उवग्गह.** पु० ( उपग्रह ) ઉપાધિ, જેથી ભવ વધે તે (૨) અવલંબ; ટેકો (૩) આજ્ઞા. (૪) પુષ્ટિ; પોષણ. (૫) ગ્રહણ. ઉપાદાન (૬) ઉપકરણ, સાધન.

**उवग्गहकम्म.** न० ( उपग्रहकर्मन् ) ભવોપગ્રાહી કર્મ; વેદનીય આયુષ્ય નામ અને ગોત્ર એ ચારમાંનુ ગમે તે એક

**उवग्गहिय.** त्रि० ( औपग्रहिक ) પાઢીયારૂ, સાધુએ થોડો વખત રાખી પાછુ ધણીને સોંપી દેવા યોગ્ય વસ્તુ ઉપધિ

**उवग्गहिय.** त्रि० ( उपगृहीत ) ઉપસ્થાપન કરેલ.

**उवग्घाय** पुं० ( उपोद्घात ) પ્રસ્તાવ, ઉપોદ્ઘાત

**उवघाइ** त्रि० ( उपघातिन ) ઘાત કરનાર, મારનાર.

**उवघाइअ.** त्रि० ( उपघातिक ) ઉપઘાત નાશ કરનાર (૨) હિંસામા સબંધ રાખનાર

**उवघाइया.** स्त्री० ( उपघातिकी ) પ્રાયશ્ચિત્તનો એક પ્રકાર; ભારે પ્રાયશ્ચિત્તમાંથી થોડો વખત બાદ કરી લઘુ પ્રાયશ્ચિત્ત આપવુ તે (૨) ૨૮ આચાર પ્રકલ્પમાંનુ એક.

**उवघाय** पु० ( उपघात ) વિનાશ, મરણ; સહાર (૨) આઘાત-શ્રોત્રાદિ ઇંદ્રિયોને વાજીંત્ર વગેરેના શબ્દથી ધક્કો લાગે તે. (૩) પિંડ શય્યા વગેરેનુ અકલ્પનિકપણુ; જેથી સાધુને આહાર શય્યા વગેરે કલ્પે નહિ તેવો દોષ.

**उवघायकम्म.** न० ( उपघातकर्मन् ) બીજાની ઘાત થાય તેવી ક્રિયા.

**उवघायणाम.** न० ( उपघातनामन् ) નામકર્મની એક પ્રકૃતિ.

**उवघायणिस्सिय.** न० ( उपघातनिश्रित ) ઉપઘાત આશ્રી મૃષા-જુઠ.

**उवचय.** પું० ( उपचय ) પુષ્ટિ; વધારો; વૃદ્ધિ (૨) ઇંદ્રિય યોગ્ય પુદ્ગલનો સંગ્રહ કરી ઇંદ્રિય પર્યાપ્તિ બાંધવી તે (૩) સમૂહ (૪) શરીર.

**उवचरय.** त्रि० ( उपचरक ) સેવાને મિષે બીજાને ઉતારી પાડવાની ભેદ જોનાર.

**उवचरिश्र.** त्रि० ( उपचरित ) ઉપચાર કરેલ.

**उवचार.** પુ० ( उपचार ) પૂજા સામગ્રી.

**उवचिय** त्रि० ( उपचित ) પુષ્ટ થયેલું, વૃદ્ધિ પામેલું. (૨) જીવના પ્રદેશથી વ્યાપ્ત થયેલું. (૩) સહિત. (૪) સ્થાપેલ; ગોઠવેલ. (૫) સમારેલું, કમાવેલું.

**उवजीवि.** त्रि० ( उपजीविन ) આજીવિકા ચલાવનાર; ઉપકારક.

**उवजुत्त.** त्रि० ( उपयुक्त ) ઉપયોગ સહિત.

**उवजोइय.** त्रि० ( उपज्योतिष्क ) અગ્નિ પાસે રહેનાર, રસોઇઓ (૨) અગ્નિહોત્રી

**उवजोइ.** त्रि० ( उपज्योतिष ) જ્યોતિ-અગ્નિ-સમીપવર્તી.

**उवज्झय.** } पु० ( उपाध्याय ) ઉપાધ્યાય,
**उवज्झाय** } શાસ્ત્રનું અધ્યયન કરાવનાર. (૨) સૂત્રના અધ્યાપક જૈન મુનિને આપવામાં આવતી એક પદવી

**उवट्ठंभ** पु० ( उपष्टम्भ ) ટેકો (૨) અનુકંપા. કરૂણા

**उवट्ठप्प.** त्रि० ( उपस्थाप्य ) ઉપસ્થિત કરવા યોગ્ય (૨) દીક્ષા લેવા યોગ્ય

**उवट्ठवणा.** स्त्री० ( उपस्थापना ) મહાવ્રતનું આરોપણ કરવું તે.

**उवट्ठवणीय.** त्रि० ( उपस्थापनीय ) જુઓ "ઉવટ્ઠપ્પ" શબ્દ.

**उवट्ठाण** न० ( उपस्थान ) બેઠક; સભા; મંડપ. (૨) સંયમ અનુષ્ઠાન.

**उवट्ठाणसाला.** स्त्री० ( उपस्थानशाला ) સભા મંડપ; સભાસ્થાન.

**उवट्ठाणिश्र.** न० ( उपस्थानिक ) ભેટ; બક્ષીસ; નજરાણો.

**उवट्ठाणिया.** स्त्री० ( उपस्थानिका ) પાસે બેસનારી દાસી.

**उवट्ठावणा.** न० ( उपस्थापन ) દીક્ષા લીધા પછી સાત દિવસે ચાર મહિને કે છ મહિને મહાવ્રતનું આરોપણ કરવું-મ્હોટી દીક્ષા આપવી તે, છેદોપસ્થાપનીય ચારિત્ર આરોપવું તે.

**उवट्ठावणायरिश्र** } पु० ( उपस्थापनाचार्य )
**उवट्ठावणारिय.** } મોટી દીક્ષા આપનાર આચાર્ય-ગુરૂ.

**उवट्ठिय** त्रि० ( उपस्थित ) પાસે આવેલ; હાજર થએલ. (૨) આશ્રિત. (૩) પ્રવ્રજ્યા લેવા તૈયાર થએલ.

**उवडहित्तार.** त्रि० ( उपदाहयितृ ) બાળનાર.

**उवणगर** न० ( उपनगर ) શાખાનગર; શહેરની પાસેનું પરૂં.

**उवणत्थ.** त्रि० ( उपन्यस्त ) તૈયાર કરેલ.

**उवणद्ध.** त्रि० ( उपनद्ध ) ઘણું. (૨) ઘટિત; યુક્ત

**उवणय.** पु० ( उपनय ) પ્રકૃત વસ્તુની સાથે ઉદાહરણની ઘટના કરવી તે. (૨) ભેટણું; બક્ષીસ. (૩) ગુણની તારીફ, પ્રશંસા. (૪) ઉપસંહાર.

**उवणयण.** न० ( उपनयन ) કલાચાર્ય પાસે બાળકને કળા શિખવવી તે (૨) ઉપવીત સંસ્કાર, જનોઇ આપવી તે.

**उवणयवयण.** न० ( उपनयवचन ) પ્રશંસા વચન જેમ અમુક સ્વરૂપવાન અને સુશીલ છે તે

**उवणिक्खित्त.** त्रि० ( उपनिक्षिप्त ) મુકેલ. વ્યવસ્થા કરેલ.

**उवणिग्गय** त्रि० ( उपनिर्गत ) નીકળેલ, બહાર આવેલ.

**उवणिमंतण.** न० ( उपनिमन्त्रण ) નિમન્ત્રણ.
**उवणिविट्ठ.** त्रि० ( उपनिविष्ट ) સમીપ રહેલ, પાસે બેઠેલ.
**उवणिहि.** पुं० स्त्री० ( उपनिधि ) પાસે લાવેલ (૨) રચના; નિર્માણ.
**उवणिहिश्रा.** स्त्री० ( औपनिधिकी ) જુદી જુદી અનેક વસ્તુઓના પૌર્વાપર્યભાવ અનુક્રમની યોજના; આનુપૂર્વી–અનુક્રમનો એક પ્રકાર.
**उवणिहिय.** त्रि० ( उपनिहित ) પાસે સ્થાપેલ. (૨) પું० વિશેષ નિયમ ધારણ કરનાર સાધુ.
**उवणीय.** त्रि० ( उपनीत ) પાસે આવેલ; પ્રાપ્ત થએલ. (૨) બક્ષીસ આપેલ, સમર્પણ કરેલ. (૩) પ્રશસા; તારીફ; મહિમા. (૪) સયુક્ત. (૫) પ્રસ્તાવના ઉપસહાર વગેરેથી યુકત. (૬) યોજના કરેલ.
**उवणीयचरश्र.** पुं० ( उपनीतचरक ) ક્યાંકથી આણેલ હોય કે બક્ષીસ આવી હોય તેની ગવેષણા કરનાર; અભિગ્રહ વિશેષ ધારણ કરનાર સાધુ.
**उवणीयवयण.** न० ( उपनीतवचन ) પ્રશસા રૂપ વચન જેમકે આ સ્ત્રી રૂપાળી છે.
**उवणुप्पयणी.** स्त्री० ( अवपातोत्पतनी ) આકાશમા ચડવા ઉતરવાની વિદ્યા
**उवणास.** पु ( उपन्यास ) પ્રસ્તાવના; ઉપોદ્ઘાત. (૨) દષ્ટાન્ત વિશેષ
**उवताव.** पुं० ( उपताप ) સંતાપ; પીડા.
**उवत्थड.** त्रि० ( उपस्तृत ) આસપાસ ઢકાયેલુ.
**उवत्थाणिश्र.** न० ( उपस्थानिक ) જુઓ "ઉવટ્ઠાણિઅ" શબ્દ.
**उवत्थाणिया.** स्त्री० ( उपस्थानिका ) જુઓ "ઉવટ્ઠાણિયા" શબ્દ.
**उवत्थिय.** त्रि० ( उपस्थित ) જુઓ "ઉવટ્ઠિય" શબ્દ.
**उवदंसण.** पुं० ( उपदर्शन ) નીલવંત પર્વત ઉપરનુ નવમુ શિખર. (૨) દેખાડવું; બતાવવુ.
**उवदंसणकूड.** पु० ( उपदर्शनकूट ) નીલવંત પર્વત ઉપરનું એક શિખર.
**उवदंसणया.** स्त्री० ( उपदर्शन ) નામની અર્થ સાથે યોજના કરી વસ્તુનું નિદર્શન કરવુ તે.
**उवदंसिय.** त्रि० ( उपदर्शित ) દર્શાવેલું; બતાવેલુ
**उवदाई** स्त्री० ( उदकदायिका ) પાણી આપનાર દાસી.
**उवदिट्ठ.** त्रि० ( उपदिष्ट ) ઉપદેશેલુ; દર્શાવેલું.
**उवदेस.** पु० ( उपदेश ) ઉપદેશ; ધર્મનો બોધ
**उवदेसग.** त्रि० ( उपदेशक ) વ્યાખ્યાન આપનાર; ઉપદેશક.
**उवदेसण** न० ( उपदेशन ) જુઓ "ઉવદેસ" શબ્દ.
**उवदेसणया.** स्त्री० ( उपदेशना ) જુઓ "ઉવએસણયા" શબ્દ
**उवद्दव** पुं० ( उपद्रव ) મહાકષ્ટ; આફત.
**उवद्दविय.** त्रि० ( उपद्रुत ) પીડાયેલ; ભયભીત થયેલ
**उवधारणया.** स्त्री० ( उपधारणा ) અર્થાવગ્રહનું એક નામ. (૨) ધારણ કરવુ.
**उवधारिय.** त्रि० ( उपधारित ) ધારણ કરે ।
**उवनंदणभद्द.** पु० ( उपनन्दनभद्र ) આર્યસભૂત વિજયના એ નામના એક શિષ્ય.
**उवनिबंधण** न० ( उपनिबन्धन ) સબધ. (૨) त्रि० સબધ હેતુ.
**उवनिहिश्र.** त्रि० ( औपनिधिक ) ગૃહસ્થ બેઠો હોય તેની નજીકમા જે આહારાદિ હોય તેની ગવેષણા કરવાનો અભિગ્રહ ધરનાર.
**उवन्नासोवणाश्र.** पु० ( उपन्यासोपनय ) વાદિને જિતવાને પ્રત્યુત્તર આપવો તે.
**उवप्पदाण.** } **उवप्पयाण.** } न० ( उपप्रदान ) રાજનીતિનો બીજો પ્રકાર; પહેલા પ્રકારથી દુશ્મન વશ ન થાય તો પછી કંઈક આપી–લલચાવી તેને વશ કરવાની નીતિ.

**उवबूह.** पुं० ( उपबृंह ) સમાન ધર્મિઓના સદ્‌ગુણની પ્રશંસા કરી તેમના મનને ઉત્સાહિત કરવા તે.

**उवबूहण.** न० ( उपबृंहण ) નિભાવ; રક્ષણ; વૃદ્ધિ; પોષણ.

**उवबूहणिय.** त्रि० ( उपबृंहणिक ) વૃદ્ધિ–પુષ્ટિ-કારક.

**उवबूहा.** स्त्री० ( उपबृंहा ) ગુણી જનોના ગુ-ણની પ્રશંસા કરવી; સમકિતના આઠ આચારમાંનો પાંચમો આચાર.

**उवभुत्त.** त्रि० ( उपभुक्त ) ભોગવેલ.

**उवभोग्र.** } **उवभोग.** } पुं० ( उपभोग ) ઉપભોગની વ-સ્તુ; જેનો વારવાર ઉપયોગ થઇ શકે તેવા સ્ત્રી વસ્ત્ર ભૂષણ વગેરે તથા એકવાર ઉપભોગ થાય તેવા ખા-નપાન વગેરે.

**उवभोगंतराय.** न० ( उपभोगान्तराय ) અંતરાય કર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી વસ્ત્ર આભૂષણ વગેરેનો ઉપભોગ થઇ શકે નહિ.

**उवभोगपरिभोगपरिमाण.** न० ( उपभोगपरिभो-गपरिमाण ) ગૃહસ્થોના સાતમા વ્રતનું નામ કે જેમાં એકવાર કે વારવાર ભોગવાય તેવી વસ્તુઓનુ પરિમાણ બાંધવામાં આવે છે.

**उवभोग्ग.** } **उवभोज्ज.** } त्रि० ( उपभोग्य ) ઉપભોગ કરવા યોગ્ય.

**उवमा.** स्त्री० ( उपमा ) મુકાબલો, સરખા-મણી; ઉપમા (૨) ધારણા; માન્યતા. (૩) એક ઇન્દ્રાણી. (૪) એક ખાવા યોગ્ય પદાર્થ. (૫) અલંકાર વિશેષ. (૬) "પ્રશ્ન વ્યાકરણ" સૂત્રનું એક લુપ્ત અધ્યયન.

**उवमाण.** न० ( उपमान ) પ્રમાણ વિશેષ.

**उवमिय.** त्रि० ( उपमित ) ઉપમાયુક્ત. (૨) न. ઉપમા; સરખાપણું.

**उवमिय.** त्रि० ( औपमिक ) જેનું કાળ પ્રમાણ ઉપમા વિના બીજાથી જાણી ન શકાય માત્ર ઉપમાથીજ જાણી શકાય તે; પલ્યોપમ સાગરોપમ વગેરે.

**उवयरिय.** त्रि० ( उपचरित ) ઉપચાર કરેલ.

**उवयाइय.** त्रि० ( उपयाचित ) પ્રાર્થના કરા-યેલ; અભ્યર્થના કરાયેલ. (૨) न० એક જાતની માનતા; કોઇ કામ પુરૂં કરવા વાસ્તે દેવતાની આરાધનાનો માનસિક સંકલ્પ.

**उवयाण** न० ( उपयान ) પાસે જવુ તે.

**उवयार.** पु० ( उपचार ) પૂજા સામગ્રી. (૨) કારણમાં કાર્યનો અને કાર્યમાં કારણનો આરોપ કરવો તે. (૩) સમૂહ; ઢગલો. (૪) એક વિષયથી બીજા વિષયનુ ગ્રહણ કરવુ. (૫) લોકવ્યવહાર.

**उवयार.** पु० ( उपकार ) ઉપકાર; મદદ; ભેટ.

**उवयारण.** न० ( उपकारण ) અન્યદ્વારા ઉપ-કાર કરવો તે.

**उवयारि** त्रि० ( उपकारिन् ) ઉપકાર કરનાર.

**उवयारिश्र** पु० ( औपचारिक ) ઔપચારિક વિનય, વિનયનો એક પ્રકાર.

**उवयारियलयण.** पुं० ( उपकारिकलयन ) સૂર્યા-ભના વનખંડમાંના મધ્ય ભાગનુ એક ઘર –ભુવન કે જે એક લાખ જોજનનુ લાંબુ પહોળુ છે.

**उवयालि.** पु० ( उपजालि ) અંતગડ સૂત્રના ચોથા વર્ગના ત્રીજા અધ્યયનનું નામ. (૨) વસુદેવ રાજાની ધારણી રાણીના પુત્ર. (૩) અણુત્તરોવવાઇના પ્રથમ વર્ગના ત્રીજા અધ્યયનનું નામ. (૪) શ્રેણિક રાજાની ધારણી રાણીના પુત્ર.

**उवयोग** पु० ( उपयोग ) શબ્દાદિ વિષય તરફ ઇંદ્રિયની પ્રવૃત્તિ–વ્યાપાર. (૨) પાંચ જ્ઞાન ત્રણ અજ્ઞાન અને ચાર દર્શન એ બારમાંનું ગમે તે એક.

**उवरइ** स्त्री० ( उपरति ) વિરામ; નિવૃત્તિ.

**उवरम.** पु० ( उपरम ) અભાવ; નિવૃત્તિ (૨) નાશ.

**उवरय.** त्रि० ( उपरत ) પાપથી નિવૃત્તિ પામેલ. (૨) વૈરભાવ વિનાનો.

**उवराग.** } **उवराय.** } पु० ( उपराग ) ગ્રહણ.

**उवराय.** पु० ( उपरात्र ) દિવસ.

**उवरि.** } **उवरिं.** } अ० ( उपरि ) ઉપર, ઉંચે

**उवरिचर.** त्रि० ( उपरिचर ) આકાશમાં અધર ફરનાર.

**उवरिपुंछणी** स्त्री० ( उपरिपुंछनी ) સાદડીની જાત ઉપર ઝીણા તરણાનું મજબુત આચ્છાદન.

**उवरिम** त्रि० ( उपरितन ) ઉપરનું, ઉપલુ.

**उवरिमगेवेज्जग.** पु० ( उपरिमग्रैवेयक ) ગ્રૈવેયકના નવ વિમાનમાંના ઉપરના ત્રણ વિમાન. (૨) ઉપરની ત્રિકના દેવતા.

**उवरिमगेवेज्जगकप्पातीय** न० ( उपरितनग्रैवेयककल्पातीत ) ઉપરની ગ્રૈવેયકના કલ્પાતીત દેવતા

**उवरिमगेवेज्जय** पु० ( उपरितनग्रैवेयक ) જુઓ " ઉવરિમગવેજ્જગ " શબ્દ

**उवरिमा** स्त्री० ( उपरितना ) નવ ગ્રૈવેયકની ત્રણ ત્રિકમાંની ઉપરની ત્રિક-ત્રણ વિમાન.

**उवरिमाउवरिम.** पु० ( उपरितनोपरितन ) ઉપલિ ત્રિકમાં ઉપર-નવમા ગ્રૈવેયકમા રહેનાર દેવતા

**उवरिमामज्झिम.** पु० ( उपरितनामध्यम ) ઉપલી ત્રિકમાં મધ્યમ આઠમા ગ્રૈવેયકના દેવતા.

**उवरिमाहिट्ठिम.** पु० (         ) ઉપલી ત્રિકમાં અધસ્તન-સાતમા ગ્રૈવેયકના દેવતા.

**उवरिल्ल.** त्रि० ( उपरितन ) ઉપર ; ઉપલુ

**उवरुद्द.** न० ( उपरुद्र ) નારકીના અંગોપાંગ તોડી દુઃખદે તે ઉપરૌદ્ર; પરમાધામીની છઠી જાત.

**उवरुवरि.** अ० ( उपर्युपरि ) એક બીજાની ઉપર.

**उवरोह.** पु० ( उपरोध ) દુઃખ. પીડા. (૨) આગ્રહ (૩) અટકાવ. રોકાણ (૪) શહેર ઉપર ઘેરો.

**उवरोहि.** त्रि० ( उपरोधिन ) અડચણ કરનાર

**उवल** पु० (उपल ) પત્થર. પાણો.

**उवलंबग.** पु० ( उपलम्बक ) સાંકળવાળો એક જાતનો દીવો

**उवलंभ** पु० ( उपलम्भ ) ઇંદ્રિય જ્ઞાન. સાક્ષાત્કાર (૨) સમૂહ

**उवलंभणा** स्त्री० ( उपलम्भना ) સ્પર્શ. ઉલંભો

**उवलक्खणा** न० ( उपलक्षण ) પરિજ્ઞાન-ઇશારો, મુખ્ય વસ્તુનુ જ્ઞાન થવાથી ગૌણ વસ્તુનું જ્ઞાન જેથી થાય તે.

**उवलद्ध.** त्रि० ( उपलब्ध ) જાણવામાં આવેલ (૨) પ્રાપ્ત થએલ.

**उवलद्धार.** त्रि० ( उपलब्धृ ) વસ્તુનો સાક્ષાત્કાર કરનાર, વસ્તુને જાણનાર

**उवलद्धि.** स्त्री० ( उपलब्धि ) જ્ઞાન. સાક્ષાત્કાર. (૨) લાભ

**उवललिय.** न० ( उपललित ) એક જાતની કામચેષ્ટા.

**उवलित्त.** त्रि० ( उपलिप्त ) છાણ વડે લિપેલ. (૨) કર્મથી લિપ્ત થયેલ.

**उवलेव.** पु० ( उपलेप ) કર્મનો લેપ. (૨) સંલેપ (૩) આક્ષેપ

**उवलेवण.** न० ( उपलेपन ) છાણ વગેરેથી લિંપવું તે.

**उवल्लीण.** त्रि० ( उपलीन ) સ્થિર રહેલ; સ્પષ્ટપણે રહેલ

**उववज्झ** त्रि० ( औपवाह्य ) સેનાપતિ, પ્રધાન, રાજા, વગેરેને બેસવા યોગ્ય.

**उववण** न० ( उपवन ) નાનું વન, વનની પાસેનુ વન.

**उववण्ण.** त्रि० ( उपपन्न ) ઉત્પન્ન થએલ, પેદા થયેલ. (૨) પ્રેરિત. (૩) ન. ઉત્પત્તિ; જન્મ.

**उववत्तार** त्रि० ( उपपत्तृ ) ઉત્પન્ન થનાર.

**उववत्ति.** स्त्री० ( उपपत्ति ) ઉત્પત્તિ, ઉપજવુ તે.

**उववन्न.** त्रि० (उपपन्न) જુઓ "ઉવવણ્ણ" શબ્દ

**उववाइय.** त्रि० ( औपपातिक ) એક ભવમાંથી બીજા ભવમા જનાર (૨) દેવતા અને નારકી જે સેજ્જા અને કુંભીમાં ઉપજે છે તે. (૩) ઓગણત્રીશ ઉત્કાલિક સૂત્રમાનુ પાયમુ ઉવવાઇ (औपपातिक) નામે પ્રથમ ઉપાગસૂત્ર

**उववाइयगम.** न० ( औपपातिकगम ) ઔપપાતિક સૂત્રમા દર્શાવેલુ છે તે પ્રમાણે.

**उववाय.** पु० ( उपपात ) ઉત્પન્ન થવુ, ઉત્પત્તિ (૨) ઉત્પત્તિ–દેવતા અને નારકીનો જન્મ થાય તે (૩) વિજય દેવતાની સભાનુ નામ (૪) ભગવતી સૂત્રના એકત્રિશમા શતકનુ નામ. (૫) ઉપાય કારણ (૬) સેવા. ભક્તિ. (૭) સમીપે–નજીકમા સ્થિતિ કરવી, પાસે બેસવુ.

**उववायकारि.** त्रि० ( उपपातकारिन् ) આચાર્યાદિની પાસે નિવાસ કરી તેમના આદેશ ઉઠાવનાર.

**उववायकारिया.** स्त्री० ( उपपातकारिका ) ચરણ સેવનારી દાસી.

**उववायगइ.** स्त्री० ( उपपातगति ) જીવ અથવા પુદ્ગલને એક ભવ છોડીને બીજે ભવ ગ્રહણ કરવો કે એક સ્થાનેથી બીજે સ્થાને જવુ તે.

**उववायसभा.** स्त्री० ( उपपातसभा ) દેવતાને ઉપજવાની સભા.

**उववास.** पु० न० ( उपवास ) એક દિવસ અને એક રાત અન્ન પાણીનો વિધિ પૂર્વક ત્યાગ કરવો તે.

**उववीअ.** न० ( उपवीत ) યજ્ઞસૂત્ર, જનોઇ.

**उववेय.** त्रि० ( उपेत ) યુકત, સહિત.

**उवसंखा.** स्त्री० ( उपसंख्या ) યથાયોગ્ય પદાર્થજ્ઞાન.

**उवसंगिहिअ.** त्रि० ( उपसंगृहीत ) સ્વીકાર કરેલ. (૨) ઉપસંહાર કરેલ.

**उवसंत** त्रि० ( उपशान्त ) શાન્ત વૃત્તિવાળો. (૨) આકુળતા રહિત. (૩) ક્ષમાવાન્. (૪) સૌંદર્ય નિરીક્ષણ વગેરે વિકારથી નિવૃત્તિ પામેલ. (૫) ઉદયમા આવેલ નહિ, દબાયેલ. (૬) પું. જમ્બુદ્વીપમાં એરવત ક્ષેત્રના ચાલુ અવસર્પિણીના પંદરમા તીર્થંકર (૭) ત્રિ० નષ્ટ; અપગત.

**उवसंतकसाइ** पु० ( उपशान्तकषायिन् ) જેના ક્રોધ વગેરે કષાય નાશ પામ્યા છે તે.

**उवसंतकसायवीयराग.** पु० ( उपशान्तकषायवीतराग ) જેના કષાય શાન્ત થયા છે તે; ૧૧ મા ગુણસ્થાનવર્તી.

**उवसंति.** स्त्री० ( उपशान्ति ) ઉપશમ

**उवसंपज्जण** न० ( उपसंपादन ) પદવીનો સ્વીકાર

**उवसंपज्जणावत्त.** न० ( उपसंपादनावर्त ) ઉપસંપજ્જણસેણિઆ પરિકર્મનો ચઉદમો ભેદ

**उवसंपज्जसेणिया.** स्त्री० ( उपसंपादनश्रेणिका ) દૃષ્ટિવાદાન્તર્ગત પરિકર્મનો એક વિભાગ.

**उवसंपज्जसेणियापरिकम्म** पु० ( उपसंपादनश्रेणिकापरिकर्मन् ) દૃષ્ટિવાદના પરિકર્મનો ચોથો ભેદ.

**उवसंपण्ण** त्रि० ( उपसंपन्न ) ઉત્પન્ન થએલ.

**उवसंपया.** स्त्री० ( उपसम्पद् ) જ્ઞાનાદિ સંપત્તિ માટે આચાર્યાદિકની નિશ્રા સ્વીકારવી તે. (૨) લાભ, પ્રાપ્તિ

**उवसंहार.** पु० ( उपसंहार ) સમેટી લેવુ (૨) રોકવુ, નિરોધ કરવો

**उवसग्ग.** पु० ( उपसर्ग ) પ્ર ' પરિ ' ઉપ ' પ્રતિ ' નિ ' આ ' સમ્, ઇત્યાદિ ધાતુની આદિમાં રહેનાર શબ્દ સમૂહ. (૨) કષ્ટ;

પરિષહ (૩) દેવતાએ કરેલ ઉપદ્રવ. (૪) તીર્થંકર વિચરે ત્યાં સવાસો જોજનમાં માર મરકી ન હોય છતાં મહાવીરસ્વામિના સમવસરણમાં ગોશાળાએ બે સાધુઓના ઉપર તેજુલેશ્યા મુકી ઉપસર્ગ આપ્યો તે; દશ અછેરામાંનુ પહેલું અછેરૂં.

**उवसग्गपरिराणा.** સ્ત્રી૦ ( उपसर्गपरिज्ञा ) સૂયગડાંગ સૂત્રના ત્રીજા અધ્યયનનું નામ.

**उवसज्जण.** ન૦ ( उपसर्जन ) ઉપસર્ગ, ઉપદ્રવ (૨) અપ્રધાનભૂત-ગૌણરૂપ. (૩) સબંધ

**उवसत्त** ત્રિ૦ ( उपसक्त ) ગાઢ આસક્તિવાળો.

**उवसम.** પુ૦ ( उपशम ) ક્ષમા; શાન્તિ. (૨) પખવાડીયાના પંદરમા દિવસનુ નામ. (૩) અહોરાત્રના ત્રીશ મુહૂર્તમાંના પંદરમા અથવા વીશમા મુહૂર્તનુ નામ (૪) મોહનીયની ઉદયમાં આવેલી પ્રકૃતિનો ક્ષય કરવો અને ઉદયમાં આવવાની હોય તેને દબાવી દેવી-ઉદયમા આવવા ન દેવી તે.

**उवसमश्र.** } પુ૦ ( उपशमक ) ઉપશમભાવ-
**उवसमग** } વાળા મુનિ-ઉપશમ શ્રેણિયે ચડનાર.

**उवसमणा.** સ્ત્રી૦ ( उपशमना ) જુઓ "ઉવસમ" શબ્દ.

**उवसमनिप्फराण.** પુ૦ ( उपशमनिष्पन्न ) જે પ્રકૃતિનો ઉપશમ કરવામા આવ્યો છે-ઉપશમની નિષ્પત્તિ થઇ ચુકી છે તે.

**उवसमसम्म** ન૦ ( उपशमसम्यक्त्व ) સમ્યક્ત્વ વિશેષ.

**उपसमसेणि.** સ્ત્રી૦ ( उपशमश्रेणि ) અનતાનુબંધિ આદિ પ્રકૃતિઓને શાસ્ત્રમાં કહેલ ક્રમ પ્રમાણે ઉપશમાવતાં ઉપશમાવતાં ગુણશ્રેણિ ઉપર ચડવુ તે; આ શ્રેણિથી અગીયારમા ગુણઠાણા પર્યંત જવાય છે.

**उवसमि.** ત્રિ૦ ( उपशमिन् ) ઔપશમિક-ઉપશમ સમકિતવાળો.

**उवसमिय** પું૦ ( औपशमिक ) મોહનીય કર્મની પ્રકૃતિનો ઉપશમ. (૨) ઉપશમ નિષ્પન્ન ઔપશમિક ભાવ (૩) ત્રિ૦ શાંત.

**उवसाम.** પુ૦ ( उपशम ) જુઓ "ઉવસમ" શબ્દ.

**उवसामश्र.** } પુ૦ ( उपशमक ) મોહનીયની
**उवसामग.** } ૨૮ પ્રકૃતિઓને સર્વથા ઉપશમાવનાર (૨). ઉપશમમા સબંધ રાખનાર.

**उवसामणया.** } સ્ત્રી૦ ( उपशमना ) શાન્તિ-
**उवसामणा.** } ઉપશમવૃત્તિ.

**उवसामिय.** ત્રિ૦ ( औपशमिक ) ઉપશમ સબંધી. (૨) ભાવ વિશેષ. (૩) સમ્યક્ત્વ વિશેષ

**उवसुद्ध** ત્રિ૦ ( उपशुद्ध ) નિર્દોષ

**उवसेवण.** ન૦ ( उपसेवन ) સેવા કરવી.

**उवसोभिय** ત્રિ૦ } ( उपशोभित ) શોભિતુ
**उवसोहिय** } થએલું.

**उवसोहिय.** ત્રિ૦ ( उपशोधित ) નિર્મળ કરેલ, શોધેલ.

**उवस्सय.** પુ૦ ( उपाश्रय ) સાધુ સાધ્વીને રહેવાનુ સ્થાન. ઉપાશ્રય.

**उवहड.** ત્રિ૦ ( उपहृत ) વાસણમાં કાઢેલ હોય તેજ વ્હોરવુ એવો અભિગ્રહ વિશેષ. (૨) વાસણમા કાઢેલું-પીરસેલું.

**उवहणण.** ન૦ ( उपहनन ) ઘાત કરવો તે. (૨) નાશ કરવો તે.

**उवहति.** સ્ત્રી૦ ( उपहति ) વ્યાઘાત-અંતર.

**उवहय.** ત્રિ૦ ( उपहत ) લોકોમાં પરાભવ પામેલ નાશ પામેલ. (૨) દૂષિત.

**उवहसिश्र.** ત્રિ૦ ( उपहसित ) હસી કહાડેલ

**उवहाण.** ન૦ ( उपधान ) અનશન આદિ બાર પ્રકારનું તપ. (૨) કરવું તે; વિધાન. (૩) ઓસિકુ. (૪) સૂત્રની વાચના ઉપર તપ કરવું તે.

**उवहाणसुय.** न० ( उपधानश्रुत ) ઉપધાન શ્રુત નામનું આચારાંગસૂત્રનું આઠમુ અધ્યયન.

**उवहार.** पु० ( उपहार ) ભેટ; બક્ષીસ. (૨) વિસ્તાર; ફેલાવો.

**उवहारिश्र.** त्रि० ( उपधारित ) અવધારિત; નિશ્ચિત.

**उवहि.** पुं० स्त्री० ( उपधि ) વસ્ત્ર, ઘરેણાં, શ્રૃંગાર વગેરે ઉપધિ, ઉપકરણ; સામગ્રી. (૨) માયા; કપટ.

**उवहिय.** त्रि० ( उपहित ) અર્પણ કરેલ; પાસે મુકેલ.

**उवहिय.** त्रि० ( औपधिक ) માયાવડે પાપને ઢાંકનાર.

**उवाइक्कंत** त्रि० ( उपातिक्रान्त ) વ્યતીત થએલ, પસાર થઇ ગયેલ.

**उवाइय** त्रि० ( उपायित ) યાચેલુ, ઇચ્છેલુ (૨) દેવની આરાધનાથી પ્રાપ્ત થએલ (૩) ન. દેવની માનતા

**उवाएज्ज** } **उवाएय** } त्रि० ( उपादेय ) ગ્રાહ્ય, ગ્રહણ કરવા યોગ્ય.

**उवागय** त्रि० ( उपागत ) પ્રાપ્ત થએલ; મેળવેલ.

**उवाचिय.** त्रि० ( उपाचित ) ભરેલ; વ્યાપ્ત

**उवाडिय.** त्रि० ( उत्पाटित ) ઉખડેલ.

**उवाणहा** स्त्री० ( उपानह् ) પગરખાં, જોડા.

**उवादाण.** न० ( उपादान ) મુખ્ય કારણ. (૨) ગ્રહણ; સ્વીકાર.

**उवादेय.** त्रि० ( उपादेय ) ઉપાદેય–આદરવા યોગ્ય વસ્તુ.

**उवाय** पु० ( अवपात ) આચાર્યનો નિર્દેશ–આજ્ઞા. (૨) ખાડો.

**उवाय.** पुं० ( उपाय. ) ઉપાય; સાધન. (૨) યુક્તિ. (૩) પ્રતિકાર.

**उवायण.** न० ( उपायन ) ભેટ. (૨) યાચના કરવી; માગણી કરવી.

**उवायपव्वज्जा.** स्त्री० ( उपायप्रव्रज्या ) ગુરૂની સેવા કરી દીક્ષા લેવી તે.

**उवायाय.** त्रि० ( उपायात ) પાસે આવેલ.

**उवालंभ.** पुं० ( उपालम्भ ) ઠપકો આપવો તે; ઓલંભો.

**उवास** पु० ( अवकाश ) અવકાશ; આકાશ. (૨) ઉપાશ્રય, નિવાસસ્થાન.

**उवासंतर.** न० ( अवकाशान्तर ) ઘનવા તનવા વગેરેની વચ્ચેનું આકાશ; આંતરારૂપ આકાશ.

**उवासग.** त्रि ( उपासक ) સાધુની ઉપાસના કરનાર, ધર્મ સાંભળવાની અભિલાષાવાળો (૨) પુ० શ્રાવક; જૈન ગૃહસ્થ.

**उवासगदसा.** स्त्री० ( उपासकदशा ) ઉપાસક-શ્રાવકના અધિકારનાં દશ અધ્યયન જેમાં છે એવા સાતમા અંગસૂત્રનું નામ; ઉપાસકદશાસૂત્ર.

**उवासगपडिमा.** स्त्री० ( उपासकप्रतिमा ) ઉપાસકની–શ્રાવકની ૧૧ પડિમા.

**उवासय.** त्रि० ( उपासक ) ઉપાસના કરનાર; સેવક.

**उवासिया.** स्त्री० ( उपासिका ) સિદ્ધાંત સાંભળવાની ઇચ્છાવાળી સ્ત્રી; શ્રાવિકા.

**उवाहणा.** स्त्री० ( उपानह ) પગરખું; ખાસડુ.

**उवाहि** पु० स्त्री० ( उपाधि ) ઉપાધિ; કર્મ જનિત વિશેષણ (૨) સામીપ્ય; સન્નિધિ.

**उविश्र.** त्रि० (        ) સત્કાર પામેલ.

**उविक्खश्र.** त्रि० ( उपेक्षक ) ઉપેક્ષા કરનાર; બેદરકાર.

**उविक्खा.** स्त्री० ( उपेक्षा ) ઉપેક્ષા.

**उवीला.** स्त्री० ( अवपीडा ) પરને પીડા ઉપજાવવી તે.

**उवेश्र.** त्रि० ( उपेत ) યુક્ત; સંયુક્ત; સહિત.

**उवेहलिय.** पु० (        ) કંદમૂળની એક જાત.

**उवेहा** स्त्री० ( उत्प्रेक्षा ) જ્ઞાન, સમજણ. (૨) કલ્પના. (૩) નિશ્ચય.

**उवेहा.** स्त्री० ( उपेक्षा ) તિરસ્કાર; અનાદર.

**उवेहिअ.** त्रि० ( उपेक्षित ) ઉપેક્ષા કરેલ.

**उव्वट्ट.** त्रि ( उद्वृत्त ) નારકી અને દેવતાનો ભવ પુરો કરી બીજી ગતિમાં ગયેલ

**उव्वट्टण.** न० ( अपवर्त्तन ) કર્મની સ્થિતિ ટુંકી થાય એવો જીવનો પ્રયત્ન.

**उव्वट्टण.** न० ( उद्वर्त्तन ) કર્મની ટુંકી સ્થિતિને અધ્યવસાય વિશેષથી લાંબી કરવી તે. (૨) ઉલટી રુંવાટીએ મર્દન કરવું તે. (૩) પડખું ફેરવવું તે. (૪) શરીર પરથી મેલ વગેરે દૂર કરવો તે. (૫) શરીરને નિર્મળ કરનાર દ્રવ્ય (૬) એક ભવ પુરો કરી બીજા ભવમાં જવું, મરણ.

**उव्वट्टणा.** स्त्री० ( उद्वर्त्तना ) દેવતા અને નારકીનો ભવ પુરો કરી બહાર નીકળવું તે. (૨) ઉગટણું, મર્દન વિશેષ.

**उव्वट्टणावय.** त्रि० ( उद्वर्त्तनाकारक ) પાછી ફેરાવનાર.

**उव्वट्टिय.** त्रि० ( उद्वर्त्तित ) નરક આદિનો ભવ પુરો કરી બહાર નીકળેલ (૨) ઉવટાણું કરેલ, પાછી ચોળેલ. (૩) પદભ્રષ્ટ થયેલ.

**उव्वण.** त्रि० ( उल्वण ) ઉત્કટ.

**उव्वत्त** त्रि० ( उद्वृत्त ) રોગી ગિલાન કે સથારો કરનાર સાધુની વૈયાવચ્ચ કરનાર નિર્યામક સાધુનો એક વર્ગ કે જે રોગીની ઉદ્વર્તના-પાસુ ફેરવવુ વગેરે રૂપે શુશ્રૂષા કરે

**उव्वत्तण** न० ( उद्वर्त्तन ) અધર રહેવું; ઉર્ધ્વ વર્ત્તન.

**उव्वरिय.** त्रि० ( ) આહારનો એક દોષ. (૨) જુદું કાઢેલ

**उव्वलण.** न० ( उद्वलन ) ઉલટી રુંવાટીયે મર્દન કરવુ, મર્દન કરી મેલ ઉતારવો તે.

**उव्वलणा.** स्त्री० ( उद्वलना ) ઉખેડવું.

**उव्विग्ग.** त्रि० ( उद्विग्न ) ઉદ્વેગ પામેલ; અશાન્ત થયેલ.

**उव्विद्ध** त्रि० ( उद्विद्ध ) ઉંચુ (૨) ઉચ્છ્રિત; ઉંચું. (૩) ગહન; ગભીર.

**उव्विह.** पु० ( उद्विध ) ગોશાલાના મુખ્ય શ્રાવકનું નામ.

**उव्विहिय** त्रि० ( उद्विद्ध ) ઉંચે ફેંકેલ.

**उव्वीढ.** त्रि० ( उद्विद्ध ) ઉંચુ બાણુ ફેંકેલુ.

**उव्वीलय.** पु० ( अपव्रीडक ) આલોયણના લેનારને લજ્જા થતી હોય તે સમજાવી દૂર કરનાર.

**उव्वेअग्गह** पु० ( उद्वेगग्रह ) ઉદ્વેગ ઉત્પન્ન થાય એવો રોગ.

**उव्वेग.** } पु० ( उद्वेग ) ઉદ્વેગ, ખેદ (૨)
**उव्वेय** } વ્યાકુળતા.

**उव्वेयणअ.** } त्रि० ( उद्वेजनक ) ઉદ્વેગ કર-
**उव्वेयणग** } નાર, ઉદ્વેગજનક.

**उव्वेयणिय.** त्रि० ( उद्वेजक ) ઉદ્વેગકારી.

**उव्वेल्लिअ.** त्रि० ( उद्वेल्लित ) ઉત્સારિત, દૂર કરેલ

**उव्वेह.** पु० ( उद्वेध ) જમીનમા ઉંડાઇ, ઉડા પાયા.

**उव्वेहलिया.** स्त्री० ( उद्वेधलिका ) એક જાતની વનસ્પતિ.

**उसण्ण.** पु० ( उत्सन्न ) સયમથી થાકેલ, ભ્રષ્ટ સાધુ.

**उसण्ण.** अ० ( ) મ્હોટે ભાગે; પ્રાયે

**उस्सण्हसण्हिणाआ.** } स्त्री० ( उच्छ्लक्ष्णश्लक्ष्णिका)
**उस्सण्हसण्हिआ.** } અનત વ્યવહારિક પરમાણુ ભેગા થવાથી બનેલ ન્હાનામાં ન્હાના સ્કંધની સજ્ઞા; ઉર્ધ્વરેણુનો ૬૪ મો ભાગ

**उसत्त** त्रि० ( उत्सक्त ) ઉપર બાંધેલ.

**उसन्न.** अ० ( ) બહુલતા; પ્રાયે.

**उसभ.** पु० ( ऋषभ ) પ્રથમ તીર્થંકર, ઋષભદેવ સ્વામી. (૨) ત્રિ૦ ઉત્તમ; શ્રેષ્ઠ. (૩) પું૦ પંદરમા કુલગરનું નામ. (૪) બળદ; બેલ. (૫) અગીયારમા બારમા દેવલોકના ઇંદ્રનું ચિન્હ (૬) બળદના ચિત્રવાળું વસ્ત્ર અથવા આભરણ. (૭) ચામડાનો પાટો. (૮) બ્રાહ્મણ વિશેષ.

**उसभकंठ.** पु० ( ऋषभकण्ठ ) એક જાતનું રત્ન. (૨) બળદની ડોક

**उसभकूड.** पु० ( ऋषभकूट ) એક પર્વતનું નામ (૨) સિંધુ કુંડની પૂર્વે ગંગા કુંડની પશ્ચિમે નીલવંત પર્વતના દક્ષિણ કાંઠે ઉત્તરાર્દ્ધ કચ્છ વિજયમાંનો આઠ જોજનનો ઉંચો એક ફૂટ–શિખર.

**उसभदत्त.** पु० ( ऋषभदत्त ) ઋષભદત્ત નામે એક બ્રાહ્મણ કે જેના ઘરમાં મહાવીરસ્વામી પ્રથમ આવ્યા હતા (૨) ઉસુયાર નગરનિવાસી એક ગાથાપતિ

**उसभनारायसंघयण.** न० ( ऋषभनाराचसंहनन ) જેમાં હાડકાના સાંધા પાટા જેવા પટ્ટાથી વિંટાએલ અને ઉપરા ઉપરિ મર્કટ બંધથી બંધાયેલ હોય તે સંઘયણ, છ સંઘયણમાંનું બીજું સંઘયણ.

**उसभपुर.** न० ( ऋषभपुर ) એ નામનું એક નગર કે જેમાં તિષ્યગુપ્ત નામે એક નિન્હવ થયા.

**उसभसेण.** पु० ( ऋषभसेन ) ઋષભદેવ સ્વામીના ચોરાશી હજાર સાધુઓમાંના મુખ્ય સાધુ (૨) ૨૦ મા તીર્થંકરને પ્રથમ ભિક્ષા આપનાર ગૃહસ્થ.

**उसभा.** स्त्री० ( ऋषभा ) શાશ્વતી ચાર પ્રતિમાઓ પૈકી પહેલી પ્રતિમાનું નામ.

**उसभासण.** पुं० न० ( ऋषभासन ) બળદના આકારનું આસન.

**उसह.** पु० ( ऋषभ ) આદિ તીર્થંકર, પહેલા તિર્થંકરનું નામ.

**उसह.** पुं० ( ऋषभ ) બળદ.

**उसहकूड** पु० ( ऋषभकूट ) એ નામનો એક પર્વત ગંગાકૂટ અને સિંધુકૂટની વચ્ચે ચુલહિમવંત પર્વતને દક્ષિણ તટે છે.

**उसहसेण.** पु० ( ऋषभसेन ) જુઓ " ઉસભસેણ " શબ્દ.

**उसा.** स्त्री० ( उषा ) ગાર; ઝાકળ. (૨) પ્રભાત.

**उसिण.** पु० न० ( उष्ण ) ઉષ્ણસ્પર્શ; ઉષ્ણતા, ગરમી (૨) ત્રિ૦ ઉનું, ગરમ. (૩) ઉષ્ણકાળ; ઉનાળો.

**उसिणपरिसह.** पुं० ( उष्णपरिषह ) તાપ–ગરમીનો પરિષહ.

**उसिणफास.** पु० ( उष्णस्पर्श ) ઉષ્ણ સ્પર્શ; ગરમી; આઠ સ્પર્શમાંનો એક.

**उसिणोदग.** न० ( उष्णोदक ) ઉનું પાણી; ગરમ પાણી.

**उसिणोसिण** त्रि० ( उष्णोष्ण ) ઉનું ઉનું

**उसिय** त्रि० ( उच्छ्रित ) વ્યાપી રહેલ, ફેલાયેલ.

**उसिय.** त्रि० ( उषित ) નિવાસ કરેલ, રહેલ.

**उसीर** न० ( उशीर ) વાળો, એક સુગંધિ દ્રવ્ય, વીરણના મૂળ

**उसु.** पु० ( इषु ) બાણ; તીર; કામદ્દ.

**उसुअ** पु० ( इषुक ) બાણને આકારે બાળકનું એક આભરણ.

**उसुकारिज्ज** न० ( इषुकारीय ) ઉતરાધ્યયનના ચૌદમા અધ્યયનનું નામ જેમાં ઇષુકાર રાજા કમળાવતી રાણી ભૃગુ પુરોહિત અને તેની સ્ત્રી તથા તેના પુત્રોનો અધિકાર છે.

**उसुगार.** पु० ( इषुकार ) ધાતકી ખંડમાં દક્ષિણ અને ઉત્તર દિશાનો વિભાગ કરનાર એક પર્વત.

**उसुयार.** पु० ( इषुकार ) એ નામનું ઇષુકાર રાજાનું નગર. (૨) ઇષુકાર નગરીનો રાજા.

**उसुयाल.** न० (          ) ઉખલ.

**उसूलग.** पु० (          ) ખાઈ.

**उसोवणी.** स्त्री० ( अवस्वापिनी ) સામા માણસને ગાઢ નિદ્રા આવી જાય તેવી વિદ્યા.

**उस्स.** पुं० ( उषा ) ઓસ; ઠાર; ઝાકળ.

**उस्सअ.** पुं० ( उच्छ्रय ) ઉન્નતિ.

**उस्संकलिअ.** त्रि० ( उत्संकलित ) તજાયેલ.

**उस्सक्कण.** न० ( उत्ष्वष्कण ) જેને માટે જે કાળ નિર્માણ કરેલ છે તેને ઉલ્લંઘીને તે કાર્ય કરવું તે. (२) ઉંચે કુદવું

**उस्सग्ग.** पुं० ( उत्सर्ग ) કાઉસ્સગ્ગ; કાયાના વ્યાપારનો ત્યાગ. (२) મળમૂત્રાદિનો ત્યાગ.

**उस्सग्गि.** त्रि० ( उत्सर्गिन् ) ઉત્સર્ગ માર્ગ તથા અપવાદ માર્ગને જાણનાર; શાસ્ત્રીય બારીક નિયમોને સમજનાર

**उस्सण्ण.** त्रि० ( अवसन्न ) નિમગ્ન.

**उस्सण्ण.** अ० ( ) બહુલતા. ઘણે ભાગે; પ્રાયે.

**उस्सण्हसण्हिआ.** स्त्री० ( उच्छ्लक्ष्णश्लक्ष्णिका ) અનંત વ્યવહારિ પરમાણુ ભેગા થવાથી બનેલ સ્કંધની સંજ્ઞા.

**उस्सन्न.** अ० ( ) જુઓ "ઉસ્સણ્ણ" શબ્દ.

**उस्सप्पिणी.** स्त्री० ( उत्सर्पिणी ) } ચડતા
**उस्सप्पिणीकाल.** पु० (उत्सर्पिणीकाल) } છ આરા પુરા થાય તેટલો કાળ, દશ કોડાકોડી સાગરોપમ પ્રમાણનો ચડતો કાળ

**उस्सय.** पु० ( उच्छ्रय ) ઉન્નતિ; ઉચ્ચતા. (२) અહિંસા.

**उस्सयंगुल.** न० ( उच्छ्रयांगुल ) ત્રણ પ્રકારના અંગુલ પૈકી બીજું ઉત્સેધાંગુલ; જેનાથી અશાશ્વતી વસ્તુની લંબાઇ પહોળાઇ વગેરેનો માપ થાય અથવા શરીરની અવગાહના મપાય તે અંગુલ.

**उस्सयण.** पुं० ( उच्छ्रयण ) માન; અહંકાર.

**उस्सव.** पुं० ( उत्सव ) ઈંદ્ર આદિનો મહોત્સવ.

**उस्सवणया.** स्त्री० (उच्छ्रयणता) ઉંચું કરવું તે

**उस्ससण.** न० ( उच्छ्वास ) ઉશ્વાસ..

**उस्ससिअ.** न० ( उच्छ्वसित ) ઉંચો શ્વાસ લીધેલ.

**उस्सा.** स्त्री० ( उषा) ઝાકળ.

**उस्सार.** पुं० ( उत्सार ) અનેક દિવસ ભણવા યોગ્ય ગ્રંથનું છેવટ એક પણ દિવસ પઠન કરવું તે.

**उस्सारग.** त्रि० ( उत्सारक ) દૂર કરનાર.

**उस्सारण** न० ( उत्सारण ) દૂર કરવું.

**उस्सास.** पु० ( उच्छ्वास ) પ્રજ્ઞાપનાના સાતમા પદનું નામ. (२) ઉંચો શ્વાસ લેવો તે. (३) નામ કર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ શ્વાસોશ્વાસ લઇ શકે છે.

**उस्सासग.** त्रि० ( उच्छ्वासक ) શ્વાસોશ્વાસ લેનાર

**उस्सासनिस्सास.** पु० ( उच्छ्वासनिश्वास ) શ્વાસોશ્વાસ લેવો તે; ઉંચેથી નીચે ને નીચેથી ઉંચે શ્વાસ લેવો તે.

**उस्सासपअ.** पु० ( उच्छ्वासपद ) ઉચ્છ્વાસપદ; પ્રજ્ઞાપના સૂત્રના સાતમા પદનું નામ.

**उस्सासय.** त्रि० ( उच्छ्वासक ) જુઓ " ઉસ્સાસગ " શબ્દ.

**उस्सासविस.** पु० ( उच्छ्वासविष ) જેના શ્વાસમાં ઝેર છે એવી જાતિનો એક સર્પ

**उस्सिअ** त्रि० ( उच्छ्रित ) ઉંચુ કરેલ; ઉંચે ઉપાડેલ.

**उस्सिंचण** न० ( उत्सेचन ) તળાવાદિનું પાણી ઉલેચી બહાર કાઢવું તે. (२) છાંટવું તે. (३) છાંટવાનું સાધન.

**उस्सिंचित्तार.** त्रि० ( उत्सेक्तृ ) પાણી ઉલેચનાર.

**उस्सित.** त्रि० ( उत्सृत ) ઉંચું કરેલું.

**उस्सित्त.** त्रि० ( उत्सिक्त ) ઉંચુ કાંધેલું. (२) ગર્વિષ્ટ; ઉદ્ધત.

**उस्सिय.** त्रि० ( उत्सृत ) ફેલાયેલ; પસરેલ. (२) ઉંચું કરેલ.

**उस्सीस.** न० ( उच्छीर्ष ) ઓશીકું.

**उस्सुअ.** न० ( औत्सुक्य ) ઉછાંછળાપણું.

**उस्सुक्क.** त्रि० ( उच्छुल्क ) કર રહિત; જગાત રહિત.

**उस्सुग.** त्रि० ( उत्सुक ) ઉત્કંઠિત; ઉત્સાહયુક્ત.

**उस्सुत्त.** त्रि० ( उत्सूत्र ) સૂત્રથી વિરૂદ્ધ; સિદ્ધાન્તથી ઉલટું.

**उस्सुय.** त्रि० ( उत्सुक ) ઉત્કંઠિત, ઉત્સાહવાળો. (૨) પુ૦ ઉત્સુક નામના એક કુમાર.

**उस्सुय** न० ( औत्सुक्य ) ઉત્સુકપણું, ઉત્કંઠા.

**उस्सूलग्र.** पुं० ( ) દુશ્મનના લશ્કરને પાડવા માટે ઢાંકેલી છુપી ખાડ; એક જાતની ખાઇ.

**उस्सेइम.** त्रि० ( उत्स्वेदिम ) લોટનું ધોવાણ; ડાંગર વગેરેનો લોટ ઓસાવવામાં આવે તે લોટવાળું પાણી.

**उस्सेयण.** न० ( उत्स्वेदन ) ઓસામણનું પાણી

**उस्सेह.** पु० ( उत्सेध ) ઉંચાઇ, અવગાહના (૨) શિખર

**उस्सेहंगुल** पु० ( उत्सेधांगुल ) ઉત્સેધાંગુલ; આઠ જવમધ્ય પ્રમાણ એક ભરપ; આ અંગુલથી નારકી તિર્યંચ વગેરે સર્વ જીવોના શરીરની અવગાહના-ઉંચાઇનું પ્રમાણ ગણવામાં આવ્યું છે.

**उहर.** न० ( उपगृह ) નાનું ઘર, રહેઠાણની પાસેનું ઘર.

**उहासणाभिक्खा.** स्त्री० ( अवभाषणभिक्षा ) પોતાની ઓળખાણ આપીને ભિક્ષા લેવી તે.

## ऊ.

**ऊण.** त्रि० ( ऊन ) ઉણું, ઓછું; ન્યૂન.

**ऊणाइरित्तमिच्छादंसण.** न० ( ऊनातिरिक्तमिथ्यादर्शन ) શરીરના પ્રમાણથી જીવને ન્હાનો અથવા મ્હોટો માનવો તે. મિથ્યાત્વનો એક પ્રકાર.

**ऊणिय.** त्रि० ( ऊनित ) ન્યૂન.

**ऊणोयरिया.** स्त्री० ( ऊनोदरिका ) હમેશના ખોરાક કરતાં કંઇક ઓછું ખાવું તે, ઉણોદરી તપ.

**ऊरणी.** स्त्री० ( ) ગાડર.

**ऊरणीअ.** पु० ( और्णिक ) ગાડર પાળનાર; રબારી.

**ऊरस.** त्रि० ( औरस ) પોતાનો પુત્ર.

**ऊरु.** पु० ( ऊरु ) સાથળ.

**ऊरुघंटा** स्त्री० ( ऊरुघण्टा ) } સાથળ
**ऊरुघंटिया.** स्त्री० ( ऊरुघण्टिका ) } ઉપર લટકતી ઘંટડી.

**ऊरुजाल** न० ( ऊरुजाल ) જાંઘ સુધી લટકતું એક ઘરેણું

**ऊस.** पु० ( ऊष ) ખારો, લવણમિશ્ર રેતી, ખારી માટી.

**ऊसड** त्रि० ( उत्सृत ) ઉંચું કરેલ.

**ऊसढ.** त्रि० ( उच्छ्रित ) ઋદ્ધિ સંપદા વગેરેથી ઉંચું. (૨) સારૂ રસદાર સુગંધિ ભોજન. (૩) ઉછરીને મ્હોટા થઇ આવેલ (છોડવા વગેરે.)

**ऊसढ.** त्रि० ( उत्सृष्ट ) તજેલું, નાખી દેવાનું.

**ऊसढपिंड.** न० ( उत्सृष्टपिण्ड ) નાખી દેવાનું પિંડ-ભોજન.

**ऊसर.** न० ( ऊषर ) ખારી જમીન.

**ऊसरण.** न० ( उत्सरण ) ઉપર ચડવું.

**ऊसव.** पु० ( उत्सव ) ઉત્સવ; મહોત્સવ.

**ऊसविय.** त्रि० ( ) ઉંચુ કરેલ.
**ऊसस.** पु० ( उच्छ्वास ) ઉંચો શ્વાસ.
**ऊससिय** न० ( उच्छ्वसित) ઉંચો શ્વાસ લેવો તે
**ऊसारिय.** त्रि० ( उत्सारित ) પસારેલ, વિસ્તારેલ
**ऊसास.** पु० ( उच्छ्वास ) શ્વાસ ઉંચો લેવો તે. (૨) ગાયનનું એક ચરણ બોલતા જેટલો વખત લાગે તેટલા વખત પ્રમાણનો કાળ વિભાગ (૩) મરણ.
**ऊसासग.** पु० ( उच्छ्वासक ) શ્વાસ લેનાર.
**ऊसासणीसास** पु० ( उच्छ्वासनिश्वास ) શ્વાસોશ્વાસ.
**ऊसासणाम** न० ( उच्छ्वासनामन् ) નામ કર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ શ્વાસોશ્વાસ લઇ શકે.
**ऊसासद्धा** स्त्री० ( उच्छ्वासाध्वन ) ઉચ્છ્વાસ પ્રમાણ કાળ-સમય.
**ऊसिय** त्रि० ( उच्छ्रित ) ઉંચુ કરેલ. (૨) ઉન્નત.
**ऊसिय.** त्रि० ( उत्सृत ) ઉંચુ કરેલ, ઉંચુ મુકેલ. (૨) વ્યાપ્ત
**ऊसियारी.** स्त्री० ( ) બીલાડી
**ऊसीस.** न० ( उच्छीर्ष ) ઓશીકુ.
**ऊसीसमूल.** न० ( उच्छीर्षमूल ) ઓશીકાની પાસે-નીચે.
**ऊह.** पु० ( ऊह ) ઓઘ-સામાન્ય સંજ્ઞા આહાર, ભય, મૈથુન અને પરિગ્રહવિષયક સંજ્ઞા-ઇચ્છા. (૨) તર્કવિતર્ક.
**ऊह.** न० ( ऊधस् ) ગાય-ભેંસ વગેરેનો આઉ, સ્તન.
**ऊहसण्णा.** स्त्री० ( ओघसंज्ञा ) જુઓ "ઊહ" શબ્દ.

# ए.

**ए.** अ० ( ए ) સંબોધન (૨) વાક્યાલંકાર.
**ए.** अ० ( एव ) આ પ્રમાણે.
**एइय.** त्रि० ( एजित ) કંઇક કંપેલુ; ધ્રુજેલું.
**एक.** त्रि० ( एक ) એક, એકલુ, એકજ. (૨) અસહાય; નિ:સહાય (૩) અન્ય; બીજું. (૪) સમાન; તુલ્ય.
**एकंचणं.** अ० ( एकश्च ) એક, કોઇએક
**एकचत्तालीसा.** स्त्री० ( एकचत्वारिंशत् ) એકતાલીસ.
**एकजडि** पु० ( एकजटिन् ) એક જટાવાળો-પુછડીવાળો ગ્રહ. ૮૮ ગ્રહમાંનો એક.
**एकतीसा.** स्त्री० ( एकत्रिंशत ) એકત્રિસ. ૩૧
**एकराइया.** स्त्री० ( एकरात्रिका ) એક રાત્રિની બારમી ભિક્ષુ પડિમા.
**एकलविहार** } पु० ( एकाकिविहार ) સાધુએ
**एकल्लविहार.** } એકલા વિચરવું તે.
**एकवीसा** स्त्री० ( एकविंशति ) એકવીશ. ૨૧
**एकाणउइ** स्त्री० ( एकनवति ) એકાણું.
**एकाणिय** त्रि० ( एकाकिन ) એકલુ, સહાય વગરનું
**एकारस** त्रि० ( एकादशन ) અગીયાર. ૧૧.
**एकारसंग.** न० ( एकादशाङ्ग ) આચારાંગાદિ ૧૧ અંગસૂત્ર
**एकारसी** स्त्री० ( एकादशी ) અગીયારસ
**एकावली.** स्त्री० ( एकावली ) કનકાવલીના જેવું એક પ્રકારનું તપ; અનુક્રમે ચઢતા ઉતરતા તપની આવલી-સમૂહ. (૨) એક સરો હાર, એક જાતનું ઘરેણુ.
**एकासण** न० ( एकाशन ) આખા દિવસમા એકજ વખત ખાવાનું વ્રત લેવુ તે.
**एकासणिय.** त्रि० ( एकाशनिक ) હમેશાં એક વખત જમનાર.
**एकासीइ.** स्त्री० ( एकाशीति ) ૮૧; એક્યાશી.

**एक्कूणवीसा.** स्त्री० ( एकोनविंशति ) ઓગણીસ; ૧૯.

**एक्क.** त्रि० ( एक ) એક, અદ્વિતીય.

**एक्कअ.** त्रि० ( एकक ) ફક્ત એકલો; એકલ વિહારી સાધુ.

**एक्कगदत्ति.** स्त्री० ( एकदत्ति ) જે તપમાં એકજ દાત અન્ન પાણીની લેવાય તે.

**एक्कगसित्थ** न० ( एकसिक्थ ) જે તપમાં આખા દિવસ અન્નની એક સિથ ઉપરાંત ખવાય નહી તે તપ

**एक्कत्तीसा.** स्त्री० ( एकत्रिंशत् ) એકત્રીશ, ૩૧.

**एक्कवीसा.** स्त्री० ( एकविंशति ) એકવીશ; ૨૧.

**एक्कसत्तरि.** स्त्री० ( एकसप्तति ) ૭૧-એકોતેર.

**एक्कसरग.** त्रि० ( एकसर्ग ) એક સમાન; એક સરખુ.

**एक्कसाडिअ.** न० ( एकशाटिक ) વચ્ચે સાંધો ન હોય તેવું વસ્ત્ર, સાલ, દુપટ્ટો

**एक्कसिं** अ० ( एकदा ) કોઈ વખતે.

**एक्कसीइ** स्त्री० ( एकाशीति ) એકાશી

**एक्कसेस** पु० ( एकशेष ) એક શેષ નામનો સમાસ, સમાસનો એક પ્રકાર.

**एक्काइ** पु० ( एकादि ) આ નામનો એક માણ્ડલિક સૂબો

**एक्काईनाम** न० ( इक्काइनामन् ) એક્કાઈ નામનો રાઠોડ

**एक्कारस.** त्रि० ( एकादशन् ) અગીયાર, ૧૧.

**एक्कारसंग** न० ( एकादशाङ्ग ) આચારાંગાદિ ૧૧ અંગશાસ્ત્ર.

**एक्कारसंगि.** त्रि० ( एकादशाङ्गिन् ) આચારાંગ આદિ ૧૧ અંગના જાણનાર.

**एक्कारसी.** स्त्री० ( एकादशी ) એકાદશી તિથિ; અગીયારસ.

**एक्कावरणा.** स्त्री० ( एकपञ्चाशत् ) એકાવન્ન, ૫૧.

**एक्कावादि.** पु० ( एकवादिन् ) એકજ આત્મા છે એમ માનનાર; એકવાદી.

**एक्कासग** न० ( एकाशन ) એકાસણુ; એક આસને બેસી દિવસમાં એકજ વખત ભોજન કરવાનું વ્રત.

**एक्कासी.** स्त्री० ( एकाशीति ) એકાશી, ૮૧.

**एक्कासीति.** स्त्री० ( एकाशीति ) જુઓ "એક્કાસી" શબ્દ

**एक्किक्क.** त्रि० ( एकैक )
**एक्केक्किय.** त्रि० ( एकैकक )
**एक्केक्क.** त्रि० ( एकैक )
} એકએક, દરેક; પ્રત્યેક.

**एग.** त्रि० ( एक ) જુઓ "એક" શબ્દ.

**एगइय.** त्रि० ( एकक ) કોઈ એક, એક એક; કેટલાએક. (૨) એકાકી.

**एगओ.** अ० ( एकतस् ) એક તરફ.

**एगओखहा.** स्त्री० ( एकतःखा ) જેમા જીવ ડાબી તરફથી પ્રવેશ કરી ડાબી બાજુએ જઈ ઉત્પન્ન થાય તે શ્રેણિ, વામશ્રેણિ-આકાશ પ્રદેશ પંક્તિ.

**एगओवंका.** स्त्री० ( एकतोवक्रा ) એક તરફથી વાંકી શ્રેણિ; એક વાંકવાળી શ્રેણિ આકાશ પ્રદેશ પંક્તિ

**एगओवत्त.** पु० ( एकतोवृत्त ) બે ઇંદ્રિયવાળા જીવની એક જાત.

**एगंगिय.** त्रि० ( एकाङ्गिक ) સકલ; આખુ, અખંડ.

**एगंचण.** अ० ( एकचन ) કોઈએક.

**एगंत.** न० ( एकांत ) એકાન્ત સ્થળ, નિર્જન સ્થાન (૨) નક્કી, ચોક્કસ (૩) એકાંત; ફક્ત, કેવળ (૪) નિરંતર, ચાલુ (૫) સર્વથા, પુરેપુરૂ.

**एगंतदंड.** पु० ( एकान्तदण्ड ) એકાંત-ચોક્કસ દંડાય તેવો, હિંસક.

**एगंतदिट्ठि.** स्त्री० (एकान्तदृष्टि ) જૈનેતર દર્શન. (૨) त्रि० જૈનેતર દર્શન માનવાવાળા. (૩) સ્ત્રી૦ નિશ્ચિત સમ્યક્ત્વ; નિશ્ચિલ શ્રદ્ધા.

**एगंतदुसमा.** स्त्री० ( एकान्तदुष्षमा ) અવસર્પિણી કાળનો છઠ્ઠો અથવા ઉત્સર્પિણી કાળનો પહેલો આરો.

**एगंतपंडिय.** त्रि० ( एकान्तपण्डित ) એકાંત પંડિત-પાપથી નિવૃત્ત, સર્વ વિરતિ સાધુ.

**एगंतबाल.** पु० ( एकान्तबाल ) સર્વથા બાલ-અજ્ઞાની જીવ; મિથ્યાદૃષ્ટિ અને અવિરતિ.

**एगंतयारि.** त्रि० ( एकान्तचारिन् ) એકાન્ત-જનરહિત સ્થાનમાં વિચરનાર; એકાંતવાસી.

**एगंतर.** त्रि० ( एकान्तर ) એકએક દિવસને આંતરે આવતા આયંબિલ ઉપવાસ વિગેરે; એકાન્તરૂ તપ. (२) અનન્તર સમય: અન્તર રહિત-એક સમય.

**एगंतरिय.** त्रि० ( एकान्तरित ) એક એકને અંતરે આવેલ; એકાંતર. (ઉપવાસ, આયંબિલ વગેરે)

**एगंतसुत्त.** न० ( एकान्तसुप्त ) એકાન્ત-નિશ્ચયે સુતેલ; ભાવનિદ્રા-મોહમાં ઉંઘેલ

**एगंतसुसमा.** स्त्री० ( एकान्तसुषमा ) અવસર્પિણી કાળનો પ્રથમ અને ઉત્સર્પિણી કાળનો છઠ્ઠો આરો.

**एगंतसो.** अ० ( एकान्तशः ) એકાંતથી, સર્વથા.

**एगंतिय.** त्रि० ( एकान्तिक ) " અવશ્યભાવી " માનનાર.

**एगखुर.** त्रि० ( एकखुर ) એક ખરીવાળા તિર્યચપંચેન્દ્રિય ઘોડા ગધેડા વિગેરે, થલચર તિર્યચ પંચેંદ્રિયનો એક ભેદ.

**एगगुण.** त्रि० ( एकगुण ) એકગણો, વર્ણ ગંધ આદિની સરખામણી કરતાં જે બમણો ત્રણગણો ન હોય કિન્તુ એક ગણો હોય તે. (२) पुं० न० સિદ્ધસેણિઆ અને મણુસ્સસેણિયા પરિકર્મનો સાતમો ભેદ અને પુટ્ઠસેણિઆદિ પાંચ પરિકર્મનો ચોથો ભેદ.

**एगग्ग.** न० ( एकाग्र ) ચિત્તની એકાગ્રતા; એક મુદ્દા ઉપર મનની સ્થિરતા. (२) त्रि० ચિત્તની એકાગ્રતાવાળો.

**एगचक्खु.** त्रि० ( एकचक्षुष्क ) શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન રહિત માત્ર એક ચક્ષુઇન્દ્રિય રૂપ દ્રવ્ય ચક્ષુ ધરનાર. (२) એક આંખવાળો, કાણો.

**एगचरिया** स्त्री० ( एकचर्या ) એકલ વિહારી; થવુ-એકલા વિચરવુ તે.

**एगचारि.** त्रि० ( एकचारिन् ) એકલ વિહારી, એકાકી વિચરનાર.

**एगच्च.** पु० ( एकार्च ) એકાવનારી પુરૂષ; જેને એકવાર ફરી મનુષ્યમાં અવતાર લઇ મોક્ષે જવાનું છે તે.

**एगच्छत्त** त्रि० ( एकच्छत्र ) એકલ છત્ર. (२) પૂર્ણ પ્રભુત્વવાળો.

**एगजंबुय.** पु० ( एकजम्बुक ) ઉલ્લુકતીર નગરીની બહારનો એ નામનો એક બગીચો.

**एगजडि** त्रि० ( एकजटिन् ) જુઓ " એકજડિ " શબ્દ.

**एगजाय** त्रि० ( एकजात ) એકલું; બીજા નજર વગરનુ (२) સહાય વિનાનુ.

**एगट्ठ.** त्रि० ( एकस्थ ) એકત્રિત, એકઠુ થયેલ.

**एगट्ठ** त्रि० ( एकार्थ ) એક અર્થવાળો; પર્યાય શબ્દ.

**एगट्ठाण.** न० ( एकस्थान ) જેમાં દિવસમાં એક વખત એક ઠેકાણે બેસીનેજ ખવાય તે તપ, એકઠાણુ.

**एगट्ठिय.** त्रि० ( एकार्थिक ) એક અર્થવાળા, સમાન અર્થવાળા.

**एगट्ठिय.** पु० ( एकास्थिक ) એક ગોટલીવાલું ફલકેરી વિગેરે.

**एगट्ठियपय.** न० ( एकार्थिकाद ) સિદ્ધ સેણિઆ અને મણુસ્સસેણિઆ પરિકર્મનો બીજો ભેદ. (२) त्रि० એક અર્થવાલું; સમાન અર્થવાલું.

**एगट्ठिया.** स्त्री० ( एकास्थिका ) નાની નાવા; હોડી; તરી.

**एगणासा.** स्त्री० ( एकनासा ) એક દિશાકુમારીનું નામ.

**एगतर.** त्रि ( एकतर ) બે કે અનેકમાંનો એક.

**एगतालीसा.** स्त्री० ( एकचत्वारिंशत् ) એકતાલીસ; ૪૧

**एगतिय.** पु० ( एकक ) કોઈએક

**एगत्त.** अ० ( एकत्र ) એકત્ર; એક સ્થાને; એકજ ઠેકાણે.

**एगत्त.** न० ( एकत्व ) એકપણું; એકલાપણું.

**एगत्तवियक्क** पु० ( एकत्ववितर्क ) એક દ્રવ્ય આશ્રી રહેલ પર્યાયોનુ અભેદરૂપે ચિંતવવું અથવા, અનેકપર્યાયોમાંના એક પર્યાયને અવલંબી ચિંતવન કરવું તે.

**एगत्ताणुप्पेहा.** स्त्री० ( एकत्वानुप्रेक्षा ) આ જીવ એકલો આવ્યો છે અને એકલો જવાનો છે એમ ચિંતવવું તે.

**एगत्तीकरण.** न० ( एकत्रीकरण )
**एगत्तीभावकरण.** न० ( एकत्रीभावकरण ) } એકાગ્રપણું કરવું તે.

**एगत्थ.** अ० ( एकत्र ) એક સ્થળે, એક ઠેકાણે.

**एगनाणि.** पु० ( एकज्ञानिन् ) કેવળ જ્ઞાનવાળો.

**एगनासा.** स्त्री० ( एकनासा ) પશ્ચિમ દિશાના રૂચક પર્વત પર વસનારી આઠ દિશા કુમારિકામાંની પાંચમી.

**एगनिक्खमण.** न० ( एकनिष्क्रमण ) ગુરૂની મર્યાદામાંથી વંદના વખતે એકવાર અવગ્રહથી બ્હાર નિકળવું તે.

**एगपएसिया.** स्त्री० ( एकप्रदेशिका ) એક પ્રદેશની (શ્રેણી.)

**एगपक्ख.** त्रि० ( एकपक्ष ) નિષ્પ્રતિપક્ષ, પ્રતિપક્ષ વગરનું.

**एगपक्खिय.** त्रि० ( एकपाक्षिक ) એક ગુરૂના ચેલા; એક પક્ષના.

**एगपज्जवसिय.** पुं० ( एकपर्यवसित ) જે સંખ્યાને ચારે ભાંગતા એક બાકી રહે તે.

**एगपासग.** त्रि० ( एकपार्श्वक ) તપ કરવામાં એકજ તરફની ભૂમિ સાથે સબંધ રાખનાર.

**एगभत्त.** न० ( एकभक्त ) એકાસણું; દિવસમાં એક વાર જમવુ તે.

**एगभविअ.** त्रि० ( एकभविक ) એક ભવને આંતરે જે રૂપે ઉત્પન્ન થવાનું હોય તે, જેમ એક ભવ પછી શંખ રૂપે ઉત્પન્ન થવું હોય તો તે એકભવિક શંખ કહેવાય.

**एगभूय.** त्रि० ( एकभूत ) ભેગુ કરેલ; મેળવેલ.

**एगमेग.** त्रि० ( एकैक ) એકેક; પ્રત્યેક; દરેક.

**एगय.** त्रि० ( एकग ) એકલા જનાર.

**एगय.** त्रि० ( एकक ) એકાકી; એકલું.

**एगयर.** त्रि० ( एकतर ) બેમાંનો ગમે તે એક.

**एगया.** स्त्री० ( एकता ) એકત્વભાવના, જીવ એકલો આવ્યો છે અને એકલો જવાનો છે એમ ચિંતવવું તે.

**एगया.** अ० ( एकदा ) એકદા પ્રસ્તાવે; કોઈ પ્રસંગે; કોઇ વખતે.

**एगराइंदिया.** स्त्री० ( एकरात्रिंदिवा ) એક રાત્રિ અને એક દિવસની ભિક્ખુપડિમા.

**एगराइय.** त्रि० ( एकरात्रिक ) એક રાત્રિ સંબધી, એક રાતમાં થનાર.

**एगराइया.** स्त्री० ( एकरात्रिकी ) જેમાં અટ્ઠમ તપ કરી એક રાત શ્મશાન ભૂમિમાં કાઉસ્સગ કરવામા આવે છે તે બારમી ભિક્ખુપડિમા.

**एगराय.** न० ( एकरात्र ) એક રાત.

**एगलया.** स्त्री० ( एकलता ) પહેલે દિવસે ઉપવાસ, બીજે દિવસે એકાસણું, ત્રીજે દિવસે એકસીથ; ચોથે દિવસે એકઠાણું, પાંચમે દિવસે એકદાત, છઠે દિવસે નીવી, સાતમે દિવસે આયંબિલ અને આઠમે દિવસે આઠકવલ એમ આઠ દિવસ સુધી

ઉપર કહ્યા પ્રમાણે તપ કરવામાં આવે તે એકલના તપ.

**एगल्ल.** त्रि० ( एकक ) એકાકી; એકલો.

**एगविहारि.** त्रि० ( एकविहारिन् ) એકલ વિહારી; એકલા વિચરનાર.

**एगवीसा.** स्त्री० ( एकविंशति ) એકવીશ, ૨૧.

**एगसट्ठि.** स्त्री० ( एकषष्टि ) એકસઠ; ૬૧.

**एगसरिया.** स्त्री० ( एकसरिका ) એકાવળી હાર.

**एगसाडिय** न० ( एकशाटिक ) એક પનાવાળું-સાંધ્યાવગરનુ વસ્ત્ર; સાડી; સેલું

**एगसाल.** त्रि० ( एकशाल ) એક માળવાળું (ઘર), એક ભોંયાળી (મેડી).

**एगसिद्ध.** पु० ( एकसिद्ध ) એક સમયમાં એકજ જીવ સિદ્ધ થાય તે.

**एगसेल.** पु० (एकशैल) પુષ્કલાવર્ત અને પુષ્કલાવતી વિજયની વચ્ચેનો વખારા પર્વત.

**एगसेलकूड.** पु० न० ( एकशैलकूट ) એકશૈલ વખારા પર્વતના ચાર કૂટમાનુ બીજું કૂટ-શિખર.

**एगसेस.** पु० ( एकशेष ) વ્યાકરણમાં આવેલ સમાસનુ નામ

**एगहा.** अ० ( एकधा ) એક પ્રકારનુ

**एगाइ** पु० ( एकादि ) એ નામના એક ક્રૂર રાઠોડ

**एगागार.** त्रि० ( एकाकार ) એકાકાર થયેલો; સરખા આકારવાળો

**एगागि.** त्रि० ( एकाकिन ) એકલો; એકાકી.

**एगागिय** त्रि० ( एकाकिन् ) એકલું.

**एगागी.** स्त्री० ( एकाकिनी ) એકલી સ્ત્રી.

**एगाणुप्पेहा.** स्त्री० ( एकानुप्रेक्षा ) હું એકલો છું, મારૂં કોઈ નથી, હું કોઇનો નથી એવા પ્રકારની ભાવના.

**एगामोस.** त्रि० ( एकामर्श ) પડિલેહવાના વસ્ત્રનો મધ્યભાગ પકડી બે તરફના છેડાને એકી સાથે ઘસવાથી લાગતો દોષ; પડિલેહણના દોષનો એક પ્રકાર.

**एगायय.** त्रि० ( एकायत ) એક સાથે બંધાયેલ.

**एगारस.** त्रि० ( एकादशन् ) જુઓ "એકારસ" શબ્દ.

**एगारसी.** स्त्री० ( एकादशी ) એકાદશી, અગીયારસ.

**एगावली.** स्त्री० ( एकावली ) મણિ જડિત હાર; એકસરો હાર

**एगावलीपविभत्ति.** न० ( एकावलीप्रविभक्ति ) એકાવલિ હારની વિશેષ રચનાથી યુક્ત-નાટ્ય વિશેષ; ૩૨ નાટકમાંનુ એક.

**एगावाई.** पु० ( एकवादिन् ) સર્વમા એક આત્મા માનનાર દર્શન; વેદાન્તદર્શન.

**एगासण.** न० ( एकाशन ) એક સ્થાનમાં બેશીને દિવસમાં એકજ વખત જમવું તે

**एगासी** स्त्री० ( एकाशीति ) જુઓ "એકાસીઈ" શબ્દ

**एगाह** पु० न० ( एकाह ) એક દિવસ.

**एगाहच्च** त्रि० ( एकाहत्य ) એક ઘાએ મારવા યોગ્ય એક ઘાથી બે કટકા કરવા યોગ્ય

**एगाहिय** त्रि० ( एकाहिक ) એક દિવસનુ (૨) पु० એકાતરીઓ તાવ.

**एगिंदिय** त्रि० ( एकेन्द्रिय ) ફક્ત એક સ્પર્શેન્દ્રિયવાળા (જીવ).

**एगिंदियसय.** न० ( एकेन्द्रियशत ) એકેન્દ્રિય શતક, ભગવતી સૂત્રના ૩૩ મા શતકના બીજા ઉદ્દેશાનુ નામ.

**एगीभूय.** त्रि० ( एकीभूत ) અનેક મટીને એક થયેલો.

**एगुत्तरिय.** त्रि० ( एकोत्तरिक ) એક જેનો ઉત્તર અવયવ છે તે; એક વધતું-જેમ-૧૧-૨૧ વગેરે.

**एगूण.** त्रि० ( एकोन ) એકઊણું; એક ઓછું.

**एगूणचत्तालीसा.** स्त्री० ( एकोनचत्वारिंशत् ) ઓગણચાળીશ; ૩૯.

**एगूणणउइ.** स्त्री० ( एकोननवति ) નવ્યાસી–૮૯ ની સંખ્યા.

**एगूणतीसइ.** / **एगूणतीसा.** स्त्री० ( एकोनत्रिंशत् ) ૨૯ ની સંખ્યા.

**एगूणपएणा.** / **एगूणपन्न.** / **एगूणपन्नास.** / **एगूणवन्ना.** स्त्री० ( एकोनपञ्चाशत् ) ઓગણ પચાશ; ૪૯.

**एगूणवीसइ.** / **एगूणवीसा.** स्त्री० ( एकोनविंशति ) ૧૯ ની સંખ્યા; ઓગણીસ.

**एगूणसट्ठि.** स्त्री० ( एकोनषष्टि ) ઓગણ-સાઠ, ૫૯.

**एगूणसत्तरि.** स्त्री० ( एकोनसप्तति ) એકેન્યન સીત્તેર, ઓગણોતેર; ૬૯

**एगूणासी.** स्त्री० ( एकोनाशीति ) ૭૯, ઓગણએંશી

**एगूरुई** स्त्री० ( एकोरुका ) એકોરૂકદ્વીપની સ્ત્રી.

**एगूरुय.** / **एगोरुय** पु० ( एकोरुक ) એ નામનો એક અંતરદ્વીપ, છપ્પન્ન અંતરદ્વીપમાનો પહેલો (૨) પુ० સ્ત્રી० એ દ્વીપમાં રહેનાર.

**एज.** पु० ( एज ) વાયુ; પવન, વાયરો

**एज्ज** त्रि० ( एत्य ) આવવા યોગ્ય.

**एडय** पु० ( एडक ) ૮૪ લાખ એડયાગ પરિમિત કાળ વિભાગ.

**एणी.** स्त्री० ( एणी ) હરણી, મૃગલી.

**एणीयार.** पु० ( एणीचार ) હરણને ચારનાર તથા તેનું પોષણ કરનાર.

**एणेज्ज.** पु० ( एणेय ) ગોશાળે પહેલો પ્રોટ્ટ પરિહાર કર્યો તે. (૨) ત્રિ० હરણ સંબંધી; મૃગનું.

**एत.** त्रि० ( एतत् ) આ; એ; પહેલું

**एतावंत.** त्रि० ( एतावत् ) એટલું

**एतोवम** त्रि० ( एतदुपम ) એની બરોબર, એના જેવો

**एत्तिय.** त्रि० ( इयत् ) આટલું, આ પ્રમાણનું

**एत्तो.** अ० ( इत ) અહિંથી; હવે પછી. (૨) આ (લોક) માં.

**एत्तोवरं.** अ० ( अत पर ) એના પછી; એ ઉપરાંત.

**एत्थ.** अ० ( अत्र ) અહિં; એ સ્થળે

**एत्थंतरे** अ० ( अत्रान्तरे ) એટલા વખતમાં.

**एमाइ.** त्रि० ( एवमादि ) ઇત્યાદિ, એ વિગેરે.

**एमेव.** अ० ( एवमेव ) એવીજ રીતે; એમજ.

**एय.** त्रि० ( एतत् ) આ, સામે રહેલી ચીજ વગેરે.

**एय.** पु० ( एज ) ગતિ; ચાલવું.

**एयण.** न० ( एजन ) કંપવું, ધ્રુજવું

**एयणा.** स्त्री० ( एजना ) ગતિ; ચાલવું.

**एयणुद्देसय.** पु० ( एजनोद्देशक ) ભગવતી સૂત્રના પાંચમા શતકના આઠમા ઉદ્દેશાનું નામ.

**एयलई.** स्त्री० ( एलकी ) એક જાતની વનસ્પતિ.

**एयारिस.** त्रि० ( एतादृश ) એવું, એના જેવું

**एयारूव** त्रि० ( एतद्रूप ) એ પ્રકારનું.

**एयावंति** अ० ( एतावत ) એટલા.

**एरंड** पु० ( एरण्ड ) એરંડો; એરંડાનું વૃક્ષ. (૨) તૃણ વિશેષ

**एरंडमिंजिया** स्त्री० (एरण्डमिञ्जिका) એરંડાનું ફળ

**एरंडइय.** / **एरंडय.** पु० ( ) હડકાયો કુતરો.

**एरणावत.** न० / **एरणावय.** पुं० ( एरणयवत् ) ઐરણ્યવય નામનું અકર્મભૂમિનું એક ક્ષેત્ર (૨) ત્રિ० તે ક્ષેત્રમાં વસનાર

**एरवय.** न० ( ऐरवत ) મેરૂથી ઉત્તરમાં આવેલું કર્મભૂમિનું ભરત જેવડું છેલ્લું ક્ષેત્ર. (૨) ત્રિ० ઐરવત ક્ષેત્રમાં વસનાર. (૩) પુ० પર્વત વિશેષ.

**एरवयकूड.** पु० ( ऐरवतकूट ) શિખરી પર્વતના ૧૧ કૂટમાંનું દશમું કૂટ-શિખર.

**एरावच्च.** पु० ( ऐरावत ) જુઓ " એરવય " શબ્દ.

**एरावई.** स्त्री० ( ऐरावती ) કુણાલાનગરી પાસે વહેતી ઐરાવતી નામની નદી

**एरावण.** पुं० ( ऐरावण ) પ્રથમ દેવલોકના ઇંદ્રનો હાથી; જે દેવતા હાથીનુ રૂપ લઇ ઇંદ્રને પોતાના ઉપર બેસાડે તે. (૨) શક્રેન્દ્રના હાથીના લશ્કરનો અધિપતિ. (૩) એ નામે એક ગુચ્છ જાતની વનસ્પતિ. (૪) ઉત્તરકુરૂક્ષેત્રમાંનો એક દ્રહ કે જેની બે પાસે વીશ કચનક પર્વત છે.

**एरावत.** पुं० ( ऐरावत ) ઐરાવત ક્ષેત્રના પ્રથમ ચક્રવર્તી (૨) ઐરાવત ક્ષેત્રનો અધિષ્ઠાતા દેવતા.

**एरावती.** स्त्री० ( ऐरावती ) જુઓ " એરાવઈ " શબ્દ.

**एरिस.** त्रि० ( ईदृश ) એના જેવું.

**एल.** पु० ( एल ) ઘેટો; મેંઢો. (૨) મૃગની એક જાતિ.

**एलइज्ज.** न० ( एलकीय ) ઉત્તરાધ્યયન સૂત્રના સાતમા અધ્યયનનુ નામ.

**एलग.** पुं० ( एडक ) ઘેટો; મેંઢો.

**एलगा.** स्त्री० ( एडका ) ગાડર.

**एलमूयत्त.** न० ( एडमूकत्व ) ગાડરની પેઠે (બેબે) ન સમજી શકાય તેવુ બોલવુ તે; બોબડાપણું.

**एलय.** पुं० ( एल ) બકરો; મેંઢો.

**एला.** स्त्री० ( एला ) એલચી.

**एलालुय.** पुं० न० ( एलालुक ) બટાટા, રતાળુ ઇત્યાદિ કંદ.

**एलावच्च** पु० ( एलापत्य ) મંડુક ગોત્રની શાખા રૂપ એક ગોત્રનું નામ. (૨) त्रि० તે ગોત્રમાં ઉત્પન્ન થયેલ પુરૂષ.

**एलावच्चसगुत्त.** न० ( एलापत्यसगोत्र ) આર્ય મહાગિરિનું ગોત્ર.

**एलावच्चा.** स्त्री० ( एलापत्या ) પખવાડીયાની ૧૫ રાત્રિઓમાંની ત્રીજી રાતનું નામ.

**एलिंघ.** पुं० ( एलिङ्ग ) એક જાતનું ધાન્ય.

**एलिक्ख.** त्रि० ( ईदृक्ष ) એવુ; એના જેવુ.

**एलुय** पु० न० ( एलुक ) ઘરનો ઉમરો; (ઉબરો). (૨) ડેલી.

**एव.** अ० ( एव ) અવધારણ; નિશ્ચય; નક્કી.

**एवइखुत्तो** अ० ( एतावत्कृत्वस् ) એટલીવાર.

**एवइय.** त्रि० ( इयत् ) આટલુ.

**एवं** अ० ( एवम् ) એ પ્રકાર; પૂર્વોક્ત રીતે; પહેલાં કહ્યું તેમ.

**एवंपि.** अ० ( एवमपि ) એમ પણ.

**एवंभूत.** पु० / **एवंभूय** ( एवंभूत ) જે શબ્દનો જે અર્થ થતો હોય તે અર્થ પુરેપુરી રીતે, તે વસ્તુમાં જુએ ત્યારેજ તેને તે વસ્તુ કહે, એમ માનનાર એક નય; સાત નયમાંનો ૭ મો નય. (૨) વિચ્છેદ ગયેલ બારમા દૃષ્ટિવાદ અંગના બીજા વિભાગ સૂત્રનો ૧૬ મો ભેદ.

**एवतिय** त्रि० ( इयत् ) જુઓ " એવઇય " શબ્દ

**एवमाइ.** त्रि० ( एवमादि ) ઇત્યાદિ; વગરે.

**एवमेव.** / **एवामेव.** अ० ( एवमेव ) એમજ.

**एस** त्रि० ( एष्यत् ) આવતુ; ભવિષ્યનુ- ભવિષ્યમા થવાનુ.

**एसकाल** पु० ( एष्यत्काल ) આવતો કાળ.

**एसग.** त्रि० ( एषक ) તપાસીને જોનાર.

**एसज्ज.** न० ( ऐश्वर्य ) વૈભવ; સપત્તિ.

**एसण.** न० ( एषण ) એષણીય વસ્તુ; નિર્દોષ આહારાદિ.

**एसणा.** स्त्री० ( एषणा ) આહારાદિની ગવેષણામાં સાધુ અને ગૃહસ્થી બન્નેથી લાગતા શંકિતાદિ દશ દોષ. (૨) ઉપયોગપૂર્વક આહારાદિની ગવેષણા કરવી; એષણા નામની ત્રીજી સમિતિ. (૩) આમિ; લાભ.

(૪) પ્રાર્થના. (૫) નિર્દોષ ભિક્ષા (૬) ભિક્ષાનું ગ્રહણ કરવું.

**एसणासमिइ.** સ્ત્રી० ( एषणासमिति ) ૪૨ પ્રકારના દૂષણ ટાળી શુદ્ધ આહાર પાણીની ગવેષણા કરવી તે; પાચ સમિતિમાની ત્રીજી સમિતિ.

**एसणिज्ज. / एसणिय.** ત્રિ० ( एषणीय ) મુનિને એષણા કરવા યોગ્ય; લેવું કલ્પે તેવું; દોષ વગરનું.

**एसि.** ત્રિ० ( एषिन् ) ગવેષણા કરનાર, તપાસનાર.

**एसिय** ત્રિ० ( एषित ) ગોચરીની વિધિથી પ્રાપ્ત થયેલ, (આહારાદિ).

**एसिय.** પુ० ( एषिक ) અસખ્યાત એકેંદ્રિય જીવોની હિંસા થાય એવા આહાર કરતાં એક હાથીને મારી ખાવું તે શ્રેય એમ માનનાર એક તાપસ; હાથી તાપસ. (૨) ગવેષણા કરનાર; તપાસ કરનાર. (૩) શિકારી. (૪) પાખણ્ડિ વિશેષ. (૫) મનુષ્યની એક નીચ જાતિ

**एसिय** ત્રિ० ( एषित ) ગવેષણા કરાયેલ.

**एस्स.** પું० ( एष्यत् ) ભવિષ્યકાળ; ભાવી

**एहा** સ્ત્રી० ( एधा ) શમી, ખીજડીના કાષ્ટ; ઇંધણ.

**एहिअ.** ત્રિ० ( ऐहिक ) આલોકસમ્બન્ધી; આલોકનુ

# ओ.

**ओ** अ० ( ओ ) પાદપૂર્તિ.

**ओअंसि** ત્રિ० ( ओजस्विन ) મનની ધીરજ વાળો; ધૈર્યવાન્; ધીર.

**ओअरिअ.** ત્રિ० ( औदरिक ) પેટ ભરનાર; પેટ ભરવાની ચિંતા કરનાર.

**ओअवण.** न० ( ) વિજય; વશ કરવું.

**ओआर** પુ० ( अवतार ) અવતારણ (૨) પ્રવેશ.

**ओइण्ण.** ત્રિ० ( अवतीर्ण ) અવતરેલ; ઉતરી આવેલ.

**ओकार** પુ० ( ॐकार ) ૐ કારનો ઉચ્ચાર કરવો.

**ओकच्छिया** સ્ત્રી० ( औकक्षिका ) જુઓ “ ઉક્કચ્છિયા ” શબ્દ.

**ओकड्ढ** ત્રિ० ( अपकृष्ट ) ખેંચી કાઢેલ. (૨) न० ઉલટું વર્તન, ખેંચવું.

**ओकड्ढग** પુ० ( अपकर्षक ) જુઓ “ ઉક્કડ્ઢગ ” શબ્દ.

**ओकड्ढणा.** સ્ત્રી० ( अपकर्षणा ) અપવર્તના

**ओकंत** ત્રિ० ( अवक्रान्त ) નિરાકૃત. પરાજિત.

**ओगहिअ.** ત્રિ० ( अवगृहीत ) પીરસેલ ભાજનમાથી હાથમાં લીધેલ

**ओगाढ.** ત્રિ० ( अवगाढ ) આકાશ પ્રદેશને અવગાહી–સ્પર્શ કરીને રહેલ. (૨) જમીનમા ઊંડુ. (૩) આશ્રિત; અધિષ્ઠિત. (૪) વ્યાપ્ત. (૫) નિમગ્ન.

**ओगाढरुइ** સ્ત્રી० ( अवगाढरुचि ) ઉપદેશ કે શાસ્ત્રને અવગાહવાથી ઉત્પન્ન થતી ધર્મરૂચિ.

**ओगाढसेणिआपरिकम्म.** न० ( अवगाहनश्रेणिकापरिकर्मन् ) દૃષ્ટિવાદના પરિકર્મનો છઠ્ઠો ભેદ.

**ओगाढावत्त.** न० ( अवगाढावर्त्त ) ઓગાઢ સેણિઆ પરિકર્મના ૧૪ મો ભેદ.

**ओगास.** पु० ( अवकाश ) અવકાશ–ખુલ્લી જમીન.

**ओगाह.** पु० ( अवगाह ) અવગાહના. અવકાશ. (૨) આકાશનુ લક્ષણ.

**ओगाहण.** न० ( अवगाहन ) જીવ શરીર આદિ વસ્તુ જેટલા ક્ષેત્રને અવગાહી રહે એટલુ ક્ષેત્ર.

**ओगाहणग.** त्रि० ( अवगाहनक ) અવગાહનાર

**ओगाहणसेणिया** स्त्री० ( अवगाहनश्रेणिका ) અવગાહન શ્રેણી નામે દૃષ્ટિવાદાન્તર્ગત પરિકર્મનો એક ભાગ.

**ओगाहणा.** स्त्री० ( अवगाहना ) શરીર આદિની ઉંચાઇ. (૨) આધારભૂત આકાશ પ્રદેશ. (૩) શરીર (૪) અવસ્થાન, અવસ્થિતિ.

**ओगाहणानामनिहत्ताउय.** न० ( अवगाहनानामनिधत्तायुष्क ) ઔદારિકાદિશરીરનામ કર્મ સાથે આયુષ્ય કર્મનો બંધ થાય તે. આયુષ્યબંધનો એક પ્રકાર.

**ओगाहणासंठाण.** न० ( अवगाहनासंस्थान ) પ્રજ્ઞાપનાના ૨૧ મા પદનુ નામ.

**ओगाहिम.** त्रि० ( अवगाहिम ) પકવાન્ન, સુખડી, માલપુવા વગેરે.

**ओगिण्हण.** न० ( अवग्रहण ) અર્થાવગ્રહનુ એક નામ.

**ओगिण्हणया.** स्त्री० ( अवग्रहणता ) સામાન્યજ્ઞાન વિશેષ; અર્થાવગ્રહનુ એક નામ. (૨) મનથી જાણવુ.

**ओगुंडिय** त्रि० ( अवगुण्ठित ) લિપ્ત.

**ओगूहिय.** त्रि० ( अवगूहित ) આલિંગિત

**ओग्गह.** पु० (अवग्रह) આજ્ઞા; સંમતિ, રજા.

**ओग्गहण.** स्त्री० ( अवग्रहण ) ઇંદ્રિયોના વિષયરૂપ પુદ્‌ગલોનુ ગ્રહણ કરવુ તે.

**ओग्गहिय** त्रि० ( अवगृहीत ) અવગ્રહ જ્ઞાનથી જાણેલ. (૨) આજ્ઞાથી લીધેલ. (૩) બંધાયેલ. (૪) આપવા માટે ઉઠાવેલ

**ओग्गहिय.** त्रि० ( अवग्रहिक ) આજ્ઞાથી લેનાર.

**ओग्घसिय.** त्रि० ( अवघर्षित ) ઘસીને સાફ કરેલ

**ओघ** पुं० ( ओघ ) પ્રવાહ (૨) સમૂહ; રાશી; જથ્થો. (૩) સામાન્ય; સમુચ્ચય. (૪) સંસાર. (૫) અવિચ્છેદ, અવિચ્છિન્નતા.

**ओघसण्णा.** स्त्री० ( ओघसंज्ञा ) મતિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી સામાન્ય બોધ થાય તે.

**ओघस्सरा** स्त्री० ( ओघस्वरा ) ચમરચંચા રાજધાનીના દેવતાઓને સંદેશો પોચાડનારી ઘંટા.

**ओघादेस** पु० ( ओघादेश ) સામાન્ય વિવક્ષા

**ओचार** पु० ( अवचार ) ધાન્યનો લાંબો કોઠાર

**ओचूलअ.** न० ( अवचूलक ) લગામ, ચોકડો.

**ओच्छअ.** / **ओच्छइय** त्रि० ( अवस्तृत ) આચ્છાદન કરેલ (૨) અટકાવેલ

**ओच्छण्ण.** / **ओच्छन्न.** त्रि० ( अवच्छन्न ) ઢાંકેલ, આચ્છાદિત. (૨) આક્રમણ કરેલ.

**ओच्छाइय.** त्रि० ( अवच्छादित ) આચ્છાદિત; ઢાંકેલ.

**ओच्छाहिअ** त्रि० ( उत्साहित ) ઉત્સાહવંત કરેલ, વખાણ કરી ઉત્સાહ ચડાવેલ

**ओच्छिण्ण** त्रि० ( अवच्छिन्न ) આચ્છાદિત

**ओज.** न० ( ओजस् ) બળ, તાકાત.

**ओट्ठ.** पु० ( ओष्ठ ) હોઠ.

**ओणय.** त्रि० ( अवनत ) વાંકુ વળેલુ, નીચે નમેલુ (૨) न० પ્રણામ.

**ओतार.** पु० ( अवतार ) પ્રવેશ કરવો; અંદર ઉતરવુ.

**ओतिण्ण.** त्रि० ( अवतीर्ण ) પાર ઉતરેલો; પાર પામેલો

**ओदइय.** त्रि० ( औदयिक ) ઉદય, કર્મવિપાક. (૨) ઉદય નિષ્પન્ન. (૩) કર્મોદયરૂપ ઉદય. ભાવ. (૪) ઉદય પર ઉદય; ઉપરા ઉપર

**ओदण.** न० ( ओदन ) ભાત; રાંધેલ ચોખા.
**ओधारिणी.** स्त्री० ( अवधारिणी ) નિશ્ચય કારિણી (ભાષા).
**ओनियट्ट.** त्रि० ( अवनिवृत्त ) પાછા હઠેલ.
**ओपल्ल** त्रि० (  ) કુત્સિત થએલ
**ओप्पाइय.** त्रि० ( औत्पातिक ) ઉત્પાત સંબંધી.
**ओबद्धअ.** त्रि० ( अवबद्धक ) અમુક સમય સુધી કોઇની અધીનીમાં આવેલ; પરવશ
**ओभट्ट.** त्रि० (  ) માગેલુ, યાચેલુ
**ओभावणा** स्त्री० ( अवभावना ) ઉપહાસ,હેલના, મશકરી.
**ओभास.** पु० ( अवभास ) ૮૫ મા મહાગ્રહનુ નામ. (૨) પ્રભા, ઝાંઇ.
**ओभासण.** न० ( अवभासन ) પ્રકાસવુ તે, ઉદ્યોત થવો. (૨) આવિર્ભાવ (૩) પ્રાપ્તિ
**ओभासिय** त्रि० ( अवभाषित ) યાચના કરેલ; માગી લાવેલ. (૨) न० યાચના, પ્રાર્થના
**ओभुग्ग.** त्रि० ( अवभुग्न ) વક્ર, વાંકુ
**ओम** त्रि० ( अवम ) ઊણુ; ઓછુ, ન્યૂન, અધુરૂ (૨) न० દુકાળ, દુર્ભિક્ષ (૩) त्रि० અસાર, તુચ્છ. (૪) લઘુ, નહાનુ
**ओमंथिय** त्रि० (  ) નીચુ મસ્તક કરીને બેઠેલ
**ओमच्चय.** त्रि० ( अवमत्यय ) આહારનો એક દોષ.
**ओमकोट्ठ.** त्रि० ( अवमकोष्ठ ) ઉણોદર; થોડુ ખાધેલ હોય તે
**ओमचेलग.** त्रि० ( अवमचेलक ) જૂના ને મેલાં કપડાં પહેરનાર
**ओमज्जायण.** पु० ( अवमज्जायन ) એક ઋષિનુ નામ.
**ओमरत्त.** पु० ( अवमरात्र ) ક્ષયતિથિ, ઘટેલ તિથિ. (૨) અહોરાત્ર; રાતદિન
**ओमराइणिअ.** पु० ( अवमरात्निक ) દીક્ષાયે નહાનો (સાધુ).
**ओमाण.** न० ( अवमान ) ક્ષેત્રાદિકની ભરપ.
**ओमाण.** पु० ( अवमान ) અપમાન; માન ભંગ; અનાદર.
**ओमिणण.** न० ( अवमान ) માપવુ
**ओमिस** त्रि० ( अवमिश्र ) મિશ્રિત. (૨) સમીપસ્થ. (૩) न० સમીપતા
**ओमुद्धग.** त्रि० ( अवमूर्द्धक ) ઉંધુ મસ્તક કરેલ
**ओमुय** न० ( उन्मुक ) અંગારો; બળતો કાલસો
**ओमोय.** पु० ( ओमोक ) આભૂષણ; ઘરેણાં.
**ओमोयर** त्रि० ( अवमोदर ) ઓછુ ખાનાર.
**ओमोयरण.** न० ( अवमोदर ) ઉણોદરી તપ, નિત્ય આહારથી ઓછુ ખાવુ તે.
**ओमोयरिअ.** न० ( अवमोदर्य ) દુકાળ; દુર્ભિક્ષ. (૨) થોડુ ખાવુ, ઉણોદરીતપ
**ओमोयरिया.** स्त्री० ( अवमोदरिका ) ઉણોદરી તપ, છબાહ્ય તપમાનુ બીજું.
**ओय.** त्रि० ( ओज ) એક; અસહાય. (૨) મધ્યસ્થ; તટસ્થ
**ओय** न० ( ओजस् ) વિષમસંખ્યા, જેવી કે એક-ત્રણ-પાચ વિગેરે. (૨) त्रि० નિષ્કિંચન; નિષ્પરિગ્રહી (૩) રાગ દ્વેષથી રહિત; કર્મમલ રહિત-શુદ્ધ (૪) पु० જીવ ઉત્પન્ન થતા વેત પ્રથમ આહાર ગ્રહણ કરે તે; માતાનુ રેતસ અને પિતાનુ વીર્ય. (૫) તેજ, પ્રકાશ
**ओयंसि.** त्रि० ( ओजस्विन ) મનોબળવાળુ. (૨) તેજસ્વી.
**ओयण.** पु० ( ओदन ) રાંધેલા ચોખા, ભાત.
**ओयरण** न० ( अवचरण ) પાછુ ફરવુ, પાછુ હઠવુ
**ओयरण.** न० ( अवतरण ) ઉપરથી ઉતરવુ; હેઠે જવુ
**ओयविय.** त्रि० (  ) પરિકર્મિત; સત્કારિત.
**ओयस्सि.** त्रि० ( ओजस्विन् ) જુઓ "ઓયસિ" શબ્દ.
**ओया.** स्त्री ( ओजस् ) શક્તિ, સામર્થ્ય.

**ओयाय.** त्रि० ( उपयात ) પ્રાપ્ત કરેલ; પાસે આવેલ.

**ओयार.** પુ० ( अवतार ) સમાવેશ; અંતર્ભાવ.

**ओयारग.** त्रि० ( अवतारक ) ઉતારનાર; પ્રવૃત્તિ કરનાર

**ओयाहार.** त्रि० ( ओजआहार ) ઓજ આહારવાળા.

**ओरस.** त्रि० ( उपरस ) અનુરાગી, સ્નેહથી જોડાયેલ.

**ओरस.** त्रि० ( औरस ) અંગજાત પુત્ર, દત્તક નહિ તે. (૨) ઉરસ્ય, હૃદયોત્પન્ન.

**ओरस्स.** त्रि० ( औरस्य ) છાતી સંબંધી ( હિમ્મત. )

**ओराल.** त्रि० ( उदार ) ઉદાર, પ્રધાન (૨) સ્થૂલ; મ્હોટું. (૩) ઐદારિક શરીર, પાંચ શરીરમાંનુ એક.

**ओरालसरीर.** न० ( उदारशरीर ) ઉદારિક શરીર; પ્રધાન શરીર.

**ओरालिय.** पुं० न० ( औदारिक ) ઉદારિક શરીર; મનુષ્ય અને તિર્યંચનુ સ્થૂલ શરીર (૨) त्रि० ઉદારિક શરીરવાળા.

**ओरालियपोग्गलपरियट्ट.** પુ० ( औदारिकपुद्गलपरिवर्त ) ઐાદારિક પુદ્ગલ પરાવર્તન; લોકના તમામ પુદ્ગલોને એક જીવ જેટલા વખતમા ઉદારિક શરીર રૂપે ગ્રહણ કરી પરિણમાવી પુરા કરે તેટલો વખત.

**ओरालियमीसग.** પુ० ( औदारिकमिश्रक ) વૈક્રિય આદિ સાથે મિશ્રિત થયેલ ઉદારિક શરીર યોગ.

**ओरालियसरीर.** न० ( औदारिकशरीर ) ઐાદારિક શરીર, હાડ માંસવાળુ શરીર.

**ओरुहण.** न० ( अवरोहण ) નીચે ઉતરવુ

**ओरोह.** પુ० ( अवरोध ) અંતેપુર, જનાનખાનુ (૨) દરવાજાની અંદરનો અવાંતર કોઠો

**ओरोहिया** स्त्री० ( अवरोधिका ) અંતેપુરમાં રહેનાર સ્ત્રી.

**ओलंब** પુ० ( अवलम्ब ) નીચે લટકવું.

**ओलंबणदीव.** પુ० ( अवलम्बनदीप ) સાંકળથી બાંધેલો દીવો; લટકતો દીવો.

**ओलंबिय.** त्रि० ( अवलम्बित ) દોરડી બાંધી લટકેલ.

**ओलंभ.** પુ० ( उपालम्भ ) ઠપકો.

**ओलग्ग** त्रि०( अवरुग्ण) ગ્લાનિ પામેલ, બિમાર (૨) દુર્બળ.

**ओलित्त.** त्रि० ( अवलिप्त ) છાણ વગેરેથી લીંપી મુખ બંધ કરેલ. (૨) લેપાયેલ; ખરડાએલ.

**ओलुग्ग.** त्रि० ( अवरुग्ण ) માંદો; ગ્લાનિ પામેલ. (૨) નાશ પામેલ.

**ओलुग्गसरीर.** त्रि० ( अवरुग्णशरीर ) દુબળા શરીરવાળો, માંદો-

**ओलोइअ.** त्रि० ( अवलोकित ) જોયેલું

**ओलोय.** પુ० ( अवलोक ) પ્રકાશ

**ओवइणी.** स्त्री० ( अवपातिनी ) વિદ્યા વિશેષ

**ओवइय.** પુ० स्त्री० (  ) ત્રણ ઇંદ્રિયવાળા જંતુ.

**ओवगारिय.** त्रि० ( औपकारिक ) ઉપકાર કરનાર.

**ओवग्गहिअ.** त्रि० ( औपग्रहिक ) ગચ્છસાધારણ; એકલાનુ નહિ (૨) દંડ-લાકડી આદિ સાધુનાં પાટીયારા ઉપકરણ.

**ओवघाइय** त्रि ( औपघातिक ) ઉપઘાત કરનાર; પીડા કરનાર.

**ओवचिय.** પુ० (  ) ત્રણ ઇંદ્રિયવાળા જીવની એક જાત.

**ओवट्टणा.** स्त्री० ( अपवर्तना ) અપવર્તના; ભાગાકાર.

**ओवट्टिय.** त्रि० ( अपवर्त्तित ) અપવર્તન કરેલ; ભાગ પાડેલ.

**ओवड्ढि.** स्त्री० ( अपवृद्धि ) હાનિ.

**ओवणिहिअ.** त्रि० ( औपनिधिक ) ગૃહસ્થે સમીપે આણેલ અન્નાદિની ગવેષણા કરનાર.

**ओवणिहिया.** स्त्री ( औपनिधिकी ) અનુપૂર્વી વિશેષ; અનુક્રમ વિશેષ.

**ओवतिणी.** स्त्री० ( अवपातिनी ) ઉપરથી નીચે પાડવાની વિદ્યા.

**ओवत्तिय** त्रि० ( अपवर्तित ) ફેરેલ, ઘુમાવેલ.

**ओवत्थाणिय.** त्रि० ( औपस्थानिक ) સભાનું કામ કરનાર નોકર.

**ओवमिअ.** त्रि० ( औपमिक ) ઉપમા વડે દર્શાવાય તેવું

**ओवम्म.** न० ( औपम्य ) ઉપમાન પ્રમાણ; એક વસ્તુની સરખામણીથી થતું બીજી સદશ વસ્તુનું જ્ઞાન

**ओवम्मसच्च** पु० ( औपम्यसत्य ) ઉપમા સત્ય, જેમ મ્હોટું તળાવ જોઇને કહે કે સમુદ્ર જેવું તળાવ છે તે ઉપમાસત્ય

**ओवयण** न० ( अवपतन ) પોંખવું; ઓવારણાં લેવા. (૨) નીચે ઉતરવું, નીચે આવવું

**ओवयाइय** त्रि० ( औपपातिक ) જેની ઉત્પત્તિ થાય છે તે (૨) પુ० સંસારી; પ્રાણી. (૩) દેવને નરક ગતિના જીવ. (૪) न० જૈનાગમ ઔપપાતિક સૂત્ર

**ओवयाइयय.** त्रि० ( औपयाचितक ) માનતાથી પ્રાપ્ત કરેલ.

**ओवरअ** पु० ( अपवरक ) ઓરડા.

**ओवसग्गिय.** त्रि० ( औपसर्गिक ) ઉપસર્ગ કરનાર. (૨) પુ० પ્ર, પરા આદિ ઉપસર્ગ રૂપ શબ્દ

**ओवसमिय.** न० ( औपशमिक ) ઉપશમ સમકિત.

**ओवहिअ.** त्रि० ( औपधिक ) પોતાના દોષને ઢાંકનાર. (૨) કપાય નિમિત્તક કર્મ

**ओवाडण.** न० ( अवपाटन ) વિદારવું; ચીરવું.

**ओवाडित.** त्रि० ( अवपाटित ) વિદારેલું; ચીરેલું.

**ओवात.** } **ओवाय.** } पु० ( अवपात ) પડવાનું સ્થાન; ઠેસવાગે તેવી ખાડાવાળી જમીન. (૨) સેવા; ભક્તિ.

**ओवाय.** त्रि० ( औपाय ) ઉપાય-સાધન સંબંધી.

**ओवायपव्वज्जा.** स्त्री० ( अवपातप्रव्रज्या ) ગુરૂ સેવા રૂપ સાધનથી લીધેલી દીક્ષા.

**ओवायवंत.** त्रि० ( अवपातवत् ) નમ્ર; વિનયવાન્.

**ओविय** त्रि० (        ) સરખી રીતે ગોઠવેલ; સમારેલ; જડેલ. (૨) પ્રકાશિત.

**ओवीलग.** त्रि० ( अवव्रीडक ) બીજાને નિર્લજ્જ કરનાર.

**ओवीलय** त्रि० ( अवव्रीडक ) જુઓ " ઉવ્વીલય " શબ્દ.

**ओवेहा.** स्त्री० ( उपेक्षा ) જુઓ " ઉવેહા " શબ્દ.

**ओस.** पु० ( अवश्याय ) ઝાકળ; ખારી જમીનમાંથી નીકળી તરણાં ઉપર જામેલ પાણીનાં બિન્દુ. (૨) ઝાકળ; ઠાર.

**ओसक्कण.** न० ( अवष्वष्कण ) અમુક ક્રિયાનો જે સમય નિયમિત હોય તે પહેલાં તેની શરૂઆત કરવી જેમકે ગોચરીનો મધ્યાન્હ સમય હોય છતાં રાંધવાને વખતે ગોચરી જવું તે. (૨) ઉત્તેજન.

**ओसण्ण.** त्रि० ( अवसन्न ) અવશ્ય કરવા લાયક ધર્મક્રિયા કરવામાં આળસ કરનાર; સંયમમાં ખેદ ધરનાર (૨) ખુંચી ગયેલ; ફસાઇ ગયેલ.

**ओसण्णं.** अ० (        ) પ્રાયે કરી; ઘણું કરીને.

**ओसण्णविहारि.** त्रि० ( अवसन्नविहारिन् ) શિથિલ આચારવાળો. (૨) સ્વાધ્યાયાદિ ન કરનાર.

**ओसत्त.** त्रि० ( अवसक्त ) સંબદ્ધ; સંયુક્ત.

**ओसन्न.** पु० ( अवसन्न ) જુઓ "ઓસણ્ણ" શબ્દ.

**ओसन्नं.** अ० (        ) જુઓ" ઓસણ્ણં" શબ્દ.

**ओसप्पिणी.** स्त्री० ( अवसर्पिणी ) દશ કોડા કોડી સાગરોપમ પ્રમાણે ઉતરતો એક કાળવિભાગ; ઉતરતા ૭ આરા પુરા થાય તેટલો કાળ.

**ओसप्पिणीकाल.** पुं० ( अवसर्पिणीकाळ ) ઉતરતો કાળ; દશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ કાળ વિભાગ.

**ओसमिश्र.** त्रि० ( उपशमित ) શાન્તિ પ્રાપ્ત.

**ओसर** पुं० ( अवसर ) અવસર; સમય.

**ओसरण.** न० ( अवसरण ) સાધુઓનો સમુદાય.

**ओसविय.** त्रि० ( उपशमित ) શાંત થએલ; શાંત વૃત્તિવાળું.

**ओसह.** न० ( औषध ) ઓસડ-સુંઠ, લવીંગ, મરી, વિગેરે દવા.

**ओसहा** स्त्री० ( औषधा ) પુષ્કલા વિજયની મુખ્ય રાજધાની.

**ओसहि.** स्त्री० ( औषधि ) ફળ પાકે ત્યાં સુધી રહેનાર વનસ્પતિ; જુવાર, બાજરો વગેરે.

**ओसा.** स्त्री० ( अवश्याय ) ઓસ, ઝાકળ. (२) ઝાકળ.

**ओसाण.** न० ( अवसान ) સમીપ, નજીક (२) અંત; અવસાન.

**ओसायण.** न० ( अवसादन ) નાશ કરવો તે

**ओसारिय.** त्रि० ( अवसारित ) અવલંબિત; ઉપરથી લટકેલ.

**ओसास.** पु० ( उच्छ्वास ) ઉંચે શ્વાસ મુકવો તે.

**ओसिंचित्तार.** त्रि० ( अवसेचयितृ ) છાંટનાર

**ओसित्त.** त्रि० ( अवसिक्त ) સિંચેલ.

**ओसिय** त्रि० ( अवसित ) પર્યવસિત. (२) ઉપશાન્ત. (३) જીતાએલ.

**ओसीर.** न० ( उशीर ) જુઓ "ઉસીર" શબ્દ.

**ओसुय.** न० ( औत्सुक्य ) ઉત્સુકતા; ઉત્કંઠા.

**ओसेइम.** न० ( उत्स्वेदिम ) લોટ આદિ ધોવાનું પાણી; ધોવણ.

**ओसोवणी.** स्त्री० ( अवस्वापिनी ) અવસ્વાપિની નિદ્રા; અતિગાઢ નિદ્રા.

**ओह.** पु० ( ओघ ) સંસારસમુદ્ર. (२) અસંયમ. (३) સંક્ષેપ. (४) સમૂહ; જત્થો. (५) પ્રવાહ. (६) સમુચ્ચય; સામાન્ય. (७) न० સૂત્ર; શાસ્ત્ર સંબંધી વાક્ય.

**ओहंजलिया.** स्त्री० ( ) ચાર ઇંદ્રિયવાળા જીવની એક જાત.

**ओहंतर.** त्रि० ( ओघतर ) ઓઘ-સંસાર પ્રવાહને તરનાર; સંસાર પારગામી.

**ओहट्ट. / ओहट्टय.** त्रि० ( अवघट्टक ) નિવારણ કરનાર; હઠાવનાર.

**ओहनाण** न० ( ओघज्ञान ) ઓઘિક જ્ઞાન.

**ओहय.** त्रि० ( अवहत ) હણેલ; વિનાશ કરેલ.

**ओहय.** त्रि० ( उपहत ) ઉપઘાત પ્રાપ્ત.

**ओहर.** न० ( उपगृह ) નાનું ઘર.

**ओहरिय.** त्रि० ( अवहृत ) ઉતારેલું; હેઠે મુકેલું.

**ओहसन्ना.** स्त्री० ( ओघसंज्ञा ) સામાન્ય બોધ.

**ओहसुय.** न० ( ओघश्रुत ) ઉત્સર્ગશ્રુત-શાસ્ત્ર.

**ओहाइय.** त्रि० ( अवहीन ) ચારિત્ર-સંયમથી ભ્રષ્ટ થયેલ.

**ओहाडणी.** स्त्री० ( अवघाटनी ) કમાડ બંધ કરવાની ટાંકી (२) પાતળી છોઇની ગુંથેલી કથા સાદડી વિશેષ.

**ओहाडिय** त्रि० ( अवघाटित ) બાંધેલું.

**ओहाण.** न० ( अवधान ) ઉપયોગ; ખ્યાલ.

**ओहादेस.** पुं० ( ओघादेश ) સામાન્ય પ્રકાર; દ્રવ્ય સામાન્ય.

**ओहामिश्र.** त्रि० ( ) તિરસ્કાર કરેલું

**ओहार.** पुं० ( ) કાચબો.

**ओहारइत्तार.** त्रि० ( अवधारयितृ ) નિશ્ચયકારી ભાષા બોલનાર; અસમાધિનું ૧૧ મું સ્થાનક સેવનાર.

**ओहारणी.** स्त्री० ( अवधारिणी ) નિશ્ચયકારિણી ભાષા; હું આમજ કરીશ, એવી ચોક્કસ રૂપ વાણી.

**ओहावण.** न० ( अवधावन ) અપકીર્તિ; અવહેલના.

**ओहासण.** न० ( अवभाषण ) યાચના; વિશિષ્ટ ભિક્ષા.

**ओहासिय.** त्रि० ( अवभाषित ) ઇચ્છેલું; પ્રાર્થનાપૂર્વક માગેલું.

**ओहि.** पु० स्त्री० ( अवधि ) ઇંદ્રિયોની સહાય વિના આત્મ પ્રકાશથી રૂપી પદાર્થોનું હદવાળુ જ્ઞાન; અવધિજ્ઞાન; વિકળ પ્રત્યક્ષ જ્ઞાનનો એક પ્રકાર. (૨) પન્નવણાના તેત્રીશમા પદનું નામ કે જેમાં અવધિ-જ્ઞાનનું વર્ણન છે. (૩) અવધિ; હદ; મર્યાદા.

**ओहिजलिया.** स्त्री० ( अवधिजलिका ) ચો-ઇંદ્રિય જીવ વિશેષ.

**ओहिजिण.** पु० ( अवधिजिन ) અવધિજ્ઞાન-વાળા સાધુ.

**ओहिणाण.** न० (अवधिज्ञान) અવધિજ્ઞાન, ઇંદ્રિય અને મનના વ્યાપાર વિના માત્ર આત્મ-જ્યોતિથી અમુક હદમાં પ્રત્યક્ષરીતે રૂપી પદાર્થોનું જાણવું; જ્ઞાનના પાંચ પ્રકારમાંનો ત્રીજો પ્રકાર.

**ओहिणाणि.** त्रि० ( अवधिज्ञानिन ) અવધિ-જ્ઞાનવાળો જીવ.

**ओहिदंसण.** न० ( अवधिदर्शन ) દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની મર્યાદાથી રૂપી પદાર્થોનું જોવું, જે અવધિજ્ઞાનની પહેલા થાય છે તે

**ओहिदंसणावरण.** पु० न० ( अवधिदर्शनावरण ) દર્શનાવરણીય કર્મનો એક પ્રકાર કે જે અવધિ દર્શનને રોકે છે.

**ओहिदंसणि.** त्रि० ( अवधिदर्शनिन ) અવધિ-દર્શનવાળો જીવ.

**ओहिनाण.** न० ( अवधिज्ञान ) અવધિજ્ઞાન.

**ओहिनाणावरण.** न० } ( अवधिज्ञानावरण )
**ओहिनाणावरणिज्ज.** पु० } અવધિજ્ઞાનાવરણ; જ્ઞાનાવરણીય કર્મની એક પ્રકૃતિ.

**ओहिनाणि.** त्रि० ( अवधिज्ञानिन् ) અવધિ-જ્ઞાનવાળો.

**ओहिपद.** न० ( अवधिपद ) પન્નવણા સૂત્રના તેત્રીશમા પદનું નામ.

**ओहिमरण.** न० ( अवधिमरण ) અવધિમરણ; એકવાર એક ગતિના આયુષ્યના દલિયા ભોગવી મરી, ફરી તેવા દલીયા ભોગવીને મરે તે.

**ओहिय** पुं० ( औघिक ) સામાન્ય; અવિશેષ; સમુચ્ચય.

**ओहीरिय.** त्रि० (अवधीरित) તિરસ્કાર કરેલ.

**ओहूणण.** न० ( अवधूनन ) કમ્પ. (૨) ઉલ્લં-ઘન. (૩) અપૂર્વકરણથી ભેદાએલ ગ્રંથિનો ભેદ કરવો તે.

**ओहूय.** त्रि० ( अवधूत ) ઉલ્લંઘન કરેલ.

# क.

**क.** त्रि० ( किम् ) કોણ ? શું ?

**कइ.** त्रि० ( कति ) કેટલા ?

**कइ.** पुं० ( कवि ) કવિ.

**कइत्थ.** त्रि० ( कतिथ ) કેટલામું; કઈ સંખ્યાવાળું.

**कइय.** त्रि० ( क्रयिक ) ખરીદનાર; ગ્રાહક.

**कइयव.** न० ( कैतव ) કપટ.

**कइया.** अ० ( कदाचित् ) કોઈ વખત.

**कइर.** पुं० ( कदर ) વાંસની એક જાત.

**कइलास.** पुं० ( कैलास ) અનુવેલંધર નામે નાગરાજ દેવતાનો આવાસ પર્વત. (२) તે દેવતાની રાજધાની (૩) એ નામના એક અનુવેલંધર દેવતા. (૪) નંદીશ્વર દ્વીપના પૂર્વાર્દ્ધનો અધિપતિ દેવતા.

**कइलासा.** स्त्री० ( कैलासा ) એક દેવતાની રાજધાની.

**कइवय.** त्रि० ( कतिपय ) કેટલા ?

**कइविया** स्त्री० ( कैतविका ) કોણિથી મણિબંધ સુધીનો હાથનો ભાગ.

**कइविया.** स्त्री० ( ) પાકદાની.

**कइविह** त्रि० ( कतिविध ) કેટલા પ્રકારનું

**कइहसिअ.** न० ( कपिहसित ) સ્વચ્છ આકાશમાં અચાનક વીજળીનું દર્શન. (२) વાંદરાની પેઠે વિકૃત મુખ કરીને હસવું તે.

**कउह.** पु० न० ( ककुद् ) બળદની ખાંધ. (२) त्रि. પ્રધાન; મુખ્ય.

**कउहि.** पु० ( ककुद्मन् ) ખુંટીયો.

**कओ.** अ० ( कुतस् ) શાથી; ક્યાંથી ?

**कओ.** अ० ( क ) ક્યાં; કયા સ્થાનમાં.

**कओहिंतो** अ० ( कुतस् ) ક્યાંથી.

**कंक.** पुं० ( कङ्क ) એક જાતનું પક્ષી.

**कंकड.** पुं० ( कङ्कट ) કવચ; બખ્તર.

**कंकडइय.** त्रि० ( कङ्कटित ) કવચ જડેલ.

**कंकण.** न० ( कङ्कण ) કંકણ.

**कंकय.** पु० ( कङ्कत ) નાગબળા નામની ઔષધિ. (२) સર્પની એક જાતિ. (૩) पुं० स्त्री० વાળ ઓળવાનું સાધન, કાંકસી.

**कंकावंस** पु० ( कङ्कावंश ) ગાંઠવાળી વનસ્પતિની એક જાત.

**कंकिल्लि** } पु० ( कंकेल्लि ) આશોપાલવનું
**कंकेल्लि** } ઝાડ, અશોક વૃક્ષ.

**कंकोल.** पुं० ( कङ्कोल ) એક પ્રકારની વનસ્પતિ

**कंखा** स्त्री० ( काङ्क्षा ) ઇચ્છા. (२) આસક્તિ; ગૃદ્ધિ.

**कंखापदोस** पु० ( काङ्क्षाप्रदोष ) મિથ્યાત્વ મોહનીયનો એક પ્રકાર.

**कंखामोहणिज्ज.** न० ( काङ्क्षामोहनीय ) જુઓ ઉપલો શબ્દ.

**कंखि** त्रि० ( काङ्क्षिन् ) ઇચ્છનાર.

**कंखिय** त्रि० ( काङ्क्षित ) ઇચ્છેલું

**कंगणी.** स्त्री० ( ) એક જાતની વેલ; કાગની.

**कंगु.** स्त्री० न० ( कङ्गु ) એક જાતનું ધાન્ય; કાંગ. (२) એક વેલનું નામ.

**कंगुलया.** स्त्री० ( कङ्गुलता ) એ નામની એક જાતની વેલ.

**कंगुलिया.** स्त्री० ( कङ्गुलिका ) લઘુનીત અથવા વડીનીત કરવી તે.

**कंचण** न० ( काञ्चन ) સુવર્ણ; સોનું (२) કંચન નામનો એક પર્વત. (૩) કંચન પર્વતના અધિપતિ દેવતાનું નામ.

**कंचणउर** न० ( काञ्चनपुर ) કલિંગ દેશનું એક પ્રખ્યાત નગર.

**कंचणकूड.** न० ( काञ्चनकूट ) કંચનકૂટ નામનું ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન. (२) સોમનસ વખારા પર્વતના સાત કૂટમાંનું છઠ્ઠું કૂટ-શિખર. (૩) રૂચક પર્વતનું એક શિખર.

(६) ક્રોધ માન માયા અને લોભ. (७) વર્ણ વિશેષ; લીલા, પીળા રંગ.

**कसायकुसील.** પુ૦ ( कषायकुशील ) કષાય યુક્ત સાધુ; ૭ પ્રકારના નિગ્રંથમાંનો એક.

**कसायपद.** ન૦ ( कषायपद ) પન્નવણા સૂત્રના ચોથા પદનું નામ.

**कसायमोहणिज्ज.** ન૦ ( कषायमोहनीय ) કષાયરૂપ મોહનીય કર્મની પ્રકૃતિ.

**कसायसमुग्घाय** પુ૦ ( कषायसमुद्घात ) ક્રોધાદિ કષાયને ઉદયે જીવના પ્રદેશ શરીર અંદર અને બહાર વિસ્તરવાથી નેત્ર વિકાર કે મુખ વિકારનું થવું અને કષાય મોહનીયનો ભોગવટો કરી કષાયના પુદ્ગળોને નિર્જરવાં તે.

**कसायात** પુ૦ ( कषायात्मन् ) કષાયવાળો આત્મા.

**कसाहि.** પુ૦ સ્ત્રી૦ ( कषाहि ) એક જાતનો મુકુલિત સર્પ.

**कसि.** પું૦ ( कृषि ) ખેતી, કૃષિ કર્મ.

**कसिण.** ત્રિ૦ ( कृत्स्न ) પુરેપુરૂં (૨) અખંડ, ખંડિત ન થયેલ. (૩) પુ૦ પરિપૂર્ણ સ્કંધ, મહાસ્કંધ, જેનાથી મ્હોટો બીજો સ્કંધ નથી તે.

**कसिण.** ત્રિ૦ ( कृष्ण ) કાળું; કાળાશવાળું.

**कसिणा.** સ્ત્રી૦ ( कृत्स्ना ) જે પ્રાયશ્ચિત્તમાં અધિક સમાઇ શકે નહી તે. પ્રાયશ્ચિત્તનો એક પ્રકાર.

**कसेरु.** પુ૦ ન૦ ( कशेरु ) પાણીમાં ઉત્પન્ન થતો કશેરૂ નામનો પ્રસિદ્ધ કંદ.

**कसेरुग.** પુ૦ ( कसेरुक ) કસેરૂ નામની પાણીમાં ઉગતી વનસ્પતિ.

**कस्सइ.** અ૦ ( कस्यचित् ) કોઇ એકનું.

**कह.** } **कहं.** } અ૦ ( कथम् ) કેમ; શા માટે, કેવી રીતે ?

**कहंकहा** સ્ત્રી૦ ( कथकथा ) વિકથા; રાગદ્વેષ ઉત્પન્ન કરનારી કથા.

**कहंचि** અ૦ ( कथंचित् ) કોઇ પ્રકારે.

**कहकह** પુ૦ ( कहकह ) ઘણા જણનો ખુશાલીનો અવાજ.

**कहकहकह.** પુ૦ ( कहकहकह ) ખુશાલીનો પોકાર.

**कहग** પુ૦ ( कथक ) કથા કરનાર.

**कहण.** ન૦ ( कथन ) } **कहणा.** સ્ત્રી૦ ( कथना ) } કથન

**कहल्ल** પુ૦ ન૦ ( ) ખપ્પર

**कहवि.** અ૦ ( कथमपि ) કોઇપણ રીતે.

**कहा** સ્ત્રી૦ ( कथा ) કથા; વાર્તા

**कहाणग** ન૦ ( कथानक ) કથા; વાત.

**कहासमुल्लाव** પુ૦ ( कथासमुल्लाप ) પરસ્પર વાર્તાલાપ

**कहि.** ત્રિ૦ ( कथिन् ) કહેનાર

**कहि** અ૦ ( क्व ) ક્યાં, ક્યે ઠેકાણે ?

**कहिअ.** ત્રિ૦ ( कथित ) કહેલું.

**कहिं** અ૦ ( क्व ) ક્યાં.

**कहिं.** અ૦ ( कदा ) ક્યારે

**कहिंचि.** અ૦ ( क्वचित ) ક્યાંયપણ; કોઇસ્થળે.

**कहित** ત્રિ૦ ( कथित ) કહેલ.

**कहित्तार** } **कहेत्तार** } ત્રિ૦ ( कथयितृ ) કહેનાર, બોલનાર.

**कह्लार.** ન૦ ( कह्लार ) સંધ્યાવિકાસી સફેદ કમળ.

**काइ.** અ૦ ( काचित् ) કોઇ, સ્ત્રીજાતિ વિશેષ પદાર્થ.

**काइय** ત્રિ૦ ( कायिक ) શરીર સબંધી, શારીરિક.

**काइया** સ્ત્રી૦ ( कायिकी ) શરીરના વ્યાપારથી થતી ક્રિયા; પાંચ ક્રિયામાંની એક. (૨) મૂત્ર, પેશાબ.

**काई.** સ્ત્રી૦ ( काकी ) કાગડી.

**काईअंडअ.** ન૦ ( काक्यण्डक ) કાગડીનાં ઇંડા.

**काउ.** સ્ત્રી૦ ( कापोती ) કાપોતલેશ્યા; આત્માના એક પ્રકારનું પરિણામ

**काउंबरि** પુ૦ ( काकोदुम्बरि ) એક જાતનું ઝાડ.

**काउंबरिय.** पु० ( काकोदुम्बरिक ) વૃક્ષ વિશેષ.

**काउंबरी.** स्त्री० ( काकोदुम्बरी ) એક જાતની ઔષધિ

**काउकाम.** त्रि० ( कर्तुकाम ) કરવાની ઇચ્છાવાળુ.

**काउज्जुयया.** स्त्री० ( कायर्जुकता ) શરીર યોગની સરલતા; સીધાપણુ.

**काउड्डावण.** न० ( कायोड्डायन ) દૂર રહીને બીજાના શરીરનુ આકર્ષણ કરવુ તે.

**काउदर** पु० ( काकोदर ) એક જાતનો ફણવાળો સર્પ

**काउरिस.** पु० ( कापुरुष ) કાયર, બીકણ.

**काउलि** स्त्री० ( काकोली ) એક જાતની વનસ્પતિ.

**काउलेसा.** } स्त्री० ( कापोतलेश्या ) છ લેશ્યા
**काउलेस्सा** } માંની ત્રીજી કાપોત લેશ્યા.

**काउस्सग्ग** पु० ( कायोत्सर्ग ) કાયાના વ્યાપારનો ત્યાગ, કાઉસગ્ગ કરવો તે. (२) આવશ્યક સૂત્રના પાંચમા અધ્યયનનુ નામ. (૩) શરીર પરના મમત્વનો ત્યાગ.

**काओदर.** पु० ( काकोदर ) એક જાતનો સર્પ

**काओय.** पु० ( कापोत ) જુઓ "કાઉ" શબ્દ.

**काओली.** स्त्री० ( काकोली ) એ નામની એક વનસ્પતિ, કંદ વિશેષ.

**काओवग** पु० ( कायोपग ) સંસારી આત્મા

**कांची.** स्त्री० ( काञ्ची ) કાંચી નામની એક નગરી.

**काक.** पु० ( काक ) કાગડો (२) ગ્રહ વિશેષ (૩) ગ્રહાધિષ્ઠાયક દેવ વિશેષ.

**काकंतिअ** पु० ( काकन्तिक ) લોકડી.

**काकंदग.** पु० ( काकन्दक ) } એક જૈન
**काकंदिय.** पुं० ( काकन्दिक ) } મહર્ષિ

**काकंदिया.** } स्त्री० ( काकन्दिका ) જીતશત્રુ
**काकंदी** } રાજાની કાકંદી નામની નગરી. (२) જૈન મુનિઓની એક શાખા.

**काकणी.** स्त्री० ( काकिणी ) ચક્રવર્તીના ચૌદ રત્નમાંનું એક રત્ન.

**काकजंघा** स्त्री० ( काकजङ्घा ) એક જાતની વનસ્પતિ.

**काकलि.** स्त्री० ( काकलि ) સૂક્ષ્મ ગીતિધ્વનિ.

**काकलि** पु० स्त्री० ( काकली ) એક જાતની વનસ્પતિ.

**काग.** पु० ( काक ) કાગડો (२) કાક નામનો ગ્રહ

**कागंदी.** स्त्री० ( काकन्दी ) જુઓ "કાકંદી" શબ્દ

**कागणि** न० ( काकिणी ) કોડી (२) એ નામનો એક વેલ. (૩) ચક્રવર્તીના ચૌદ રત્નમાનુ એક કે જેથી ચક્રવર્તી તિમિસ ગુફામાં પ્રકાશ કરવાને માંડલા આલેખે છે

**कागणिरयण.** न० ( काकिणीरत्न ) ચક્રવર્તીનુ કાકિણી નામનુ રત્ન

**कागणिलक्खण.** न० ( काकिणीलक्षण ) કાકણિ રત્નને જોવાની કળા.

**कागणी** स्त्री० ( काकिणी ) કોડી; સોનું રૂપુ માપવાનુ એક વજન, સવા ચણોઠી ભારનુ માપ. માસાનો ચોથો ભાગ

**कागतालिज्ज** न० ( काकतालीय ) કાકને બેસવુ ને તાલને પડવુ તેમ અનાયાસે કોઈ કાર્ય બની જાય તે ઠેકાણે વપરાતો ન્યાય.

**कागपिंडी** स्त्री० ( काकपिण्डी ) અગ્રપિણ્ડ.

**कागस्सर** पु० ( काकस्वर ) કાગડાની પેઠે કર્કશ સ્વરથી ગાવુ તે, ગાયનનો એક દોષ

**कागिणी.** स्त्री० ( काकिणी ) ચક્રવર્તીનાં ચૌદ રત્નમાંનુ એક રત્ન કે જેને છ તળા આઠ ખુણા અને બાર હાંસા હોય છે. (२) કોડી; માસાનો ચોથો હિસ્સો.

**कागिणीमंस.** न० ( काकिणीमांस ) કોડીને આકારે કોડી જેવડા માંસના કકડા શરીરમાંથી કાઢવા તે.

**कागिणीमंसखाइम.** न० ( काकिणीमांसखादिम ) કોડી પ્રમાણે કકડા કરી પોતાનું માસ પોતાને ખવડાવે તે.

**कागिणिमंसखावियंग.** त्रि० ( काकिणीमांसखादिताङ्ग ) કોડીને આકારે માંસના કકડા કરવા તે; એક પ્રકારની શારીરિક શિક્ષા.

**कागी.** स्त्री० ( काकी ) કાગડી. (૨) કાગડા સબંધી વિદ્યા, કાક વિદ્યા.

**कागोणंद.** पु० ( काकोनन्द ) આ નામની એક મ્લેચ્છ જાતિ.

**काण** त्रि० ( काण ) } છિદ્રવાળુ. કાણું (૨)
**काण** } એક આખવાળો; કાણો

**काणक** न० ( काणक ) બાણ.

**काणण** न० ( काणक ) શેરડીનો એક રોગ કે જેથી તેમા છિદ્ર છિદ્ર પડી જાય (૨) તેવા છિદ્રવાળી શેરડી.

**काणण.** त्रि० (        ) ચોરેલુ.

**काणण.** न० ( कानन ) પ્રવીણ ઝાડોવાળુ વન, જગલ (૨) ઉપવન, બગીચા.

**काणिक्का** स्त्री० (        ) માટી ઈંટ.

**काणिय** न० ( काणय ) કાણાપાય, માળ રોગમાનો એક રોગ

**कादंब.** पु० ( कादम्ब ) એક જાતનો હસ

**कादूसणिया** स्त्री० ( कदूषिणिका ) તમસ્કાયના પ્રભાવથી મદ થયેલી ચદ્રની કાન્તિ.

**कापालिअ.** पु० ( कापालिक ) કાપાલિક યોગી.

**कापिसायण** न० ( कापिशायन ) એક જાતની માદરા.

**कापुरिस.** पु० ( कापुरुष ) કાયર પુરૂષ

**काम.** पु० ( काम ) મનોજ્ઞ શબ્દ અને મનોજ્ઞ રૂપ. (૨) શબ્દાદિ પાંચ વિષય (૩) ઇચ્છા, કામના, વાસના, અભિલાષા (૪) કામકદર્પ; મૈથુન સેવા.

**कामं.** अ० ( कामम् ) અત્યન્ત; અતિશય. (૨) અવધારણ (૩) સ્વીકાર.

**कामंग.** न० ( कामाङ्ग ) કામોત્તેજક સ્નાન વગેરે.

**कामकंत** न० ( कामकान्त ) દેવ વિમાન વિશેષ.

**कामकम.** त्रि० ( कामकम ) ઇચ્છા પ્રમાણે ગતિ કરનાર, સ્વચ્છદે ચાલનાર. (૨) લાતક નામે છઠ્ઠા દેવલોકના ઇંદ્રનુ મુસાફરી વિમાન.

**कामकाम** त्रि० ( कामकाम ) વિષયની ઇચ્છાવાળો.

**कामकूड** न० ( कामकूट ) દેવ વિમાન વિશેષ.

**कामग.** त्रि० ( कामक ) અભિલાષાવાળો (૨) ચાહનાર.

**कामगम** पुं० ( कामगम ) છઠા દેવલોકના ઇદ્રનુ વિમાન (૨) છઠા દેવલોકના ઇદ્રના યાન વિમાનનો વ્યવસ્થાપક દેવતા (૩) त्रि० સ્વેચ્છાચારી

**कामगुण.** पु० ( कामगुण ) કામને-વિષયને ગુણ કરનાર-ઉત્તેજન આપનાર ગુણો; શબ્દાદિ પાચ વિષય. (૨) न० મૈથુન.

**कामजल** न० ( कामजल ) સ્નાન કરવાનો બાજોઠ

**कामजुग.** पु० ( कामयुग ) પક્ષી વિશેષ.

**कामज्झय** न० (कामध्वज) દેવ વિમાન વિશેષ.

**कामज्झया.** स्त्री० ( कामध्वजा ) કામધ્વજા નામની એક વેશ્યા

**कामट्ठि** त्रि० ( कामार्थिन् ) વિષયાભિલાષી.

**कामड्ढिय.** पु० ( कामर्द्धिक ) જૈન સાધુઓનો એક ગણ.

**कामदुहा.** स्त्री० ( कामदुघा ) જોઇએ તેટલું દૂધ પૂર્ણ કરનાર કામદુઘા ગાય.

**कामदेव.** पु० ( कामदेव ) એ નામના એક શ્રાવક; મહાવીર સ્વામિના દશ શ્રાવકમાંના એક.

**कामपिपासिय.** त्रि० ( कामपिपासक ) વિષયાભિલાષી.

**कामप्पभ.** न० ( कामप्रभ ) દેવવિમાન વિશેષ.

**कामफास.** पु० ( कामस्पर्श ) ૪૭ મા ગ્રહનું નામ.

**काममहावण** न० ( काममहावन ) કાશી-વાણારસી નગરી બહારનું એક ચૈત્ય-ઉદ્યાન.

**कामय.** पु० ( कामक ) કામની ઇચ્છાવાળો, કામી.

**कामरूवि** त्रि० ( कामरूपिन् ) ઇચ્છાનુસાર રૂપ બનાવનાર.

**कामलेस्स.** न० ( कामलेश्य ) દેવ વિમાન વિશેષ.

**कामवराग.** न० ( कामवर्ण ) એક દેવ વિમાન

**कामसमणुराण** त्रि० ( कामसमनोज्ञ ) કામાન્ધ

**कामसिंगार** न० ( कामशृङ्गार ) દેવ વિમાન વિશેષ

**कामसिट्ठ** न० ( कामशिष्ट ) દેવ વિમાન વિશેષ

**कामावट्ट.** न० ( कामावर्त्त ) દેવ વિમાન વિશેષ.

**कामासंसा.** स्त्री० ( कामाशंसा ) વિષયાભિલાષ.

**कामि** त्रि० ( कामिन् ) કામની ઇચ્છાવાળો; કામી

**कामिश्र** त्रि० ( कामिक ) કામની ઇચ્છાવાળો

**कामिश्रा.** स्त्री० ( कामिका ) ઇચ્છા. અભિલાષા.

**कामिजुग** पु० ( कामियुग ) એક તગેડનાં રૂવાંની પાંખવાળું પક્ષી

**कामिड्ढि** पु० ( कामर्द्धि ) આર્ય સુહસ્તીના શિષ્ય.

**कामिड्ढियगण** पु० ( कामर्द्धिकगण ) કામર્ધિક નામનો મહાવીર સ્વામીના નવ ગણમાનો એક ગણ.

**कामिय.** त्रि० ( कामित ) ઇચ્છેલું.

**कामुत्तरवडिंसग.** न० ( कामोत्तरावतंसक ) દેવ વિમાન વિશેષ

**कामुय** त्रि० ( कामुक ) કામની ઇચ્છાવાળો, કામી.

**काय.** पु० ( ) પાણી લાવવાની કાવડ

**काय.** पु० ( काक ) કાગડો (૨) વનસ્પતિ વિશેષ, કાળા ઉમ્બર

**काय.** न० ( काच ) કાચ

**काय.** पु० ( काय ) કાયા; શરીર. (૨) એ નામનો એક અનાર્ય દેશ. (૩) પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ છ કાય (૪) કાય દેશમાં રહેવાવાળા મનુષ્ય. (૫) એ નામની વનસ્પતિ (૬) પ્રકાર, ભેદ (૭) કાય દેશમા ઇન્દ્ર નીલમણીના રંગનો કપાસ થાય છે તે કપાસના સુતરનું બનેલું વસ્ત્ર (૮) ૩૬ મા ગ્રહનું નામ. (૯) પન્નવણા સૂત્રના ત્રીજા પદના ચોથા દ્વારનું નામ. (૧૦) સમૂહ.

**कायंदग.** त्रि० ( काकन्दक ) કાકંદી નગરીમા વસનાર.

**कायंदी.** स्त्री० ( काकन्दी ) પ્રાચીન સમયની કાકંદી નામની નગરી.

**कायंब** न० ( कदम्ब ) કદમ્બનું વૃક્ષ

**कायंबग** पु० ( कादम्बक ) કલહંસ.

**कायक.** न० ( कायक ) વસ્ત્રની એક જાત.

**कायकोडिय.** पुं० ( कायकोटिक ) કાવડીઓ. કાવડથી ભાર ઉપાડનાર

**कायगुत्त** त्रि० ( कायगुप्त ) શરીરને વશ રાખનાર.

**कायगुत्ति.** स्त्री० ( कायगुप्ति ) શરીર વશ રાખવું, જીતેન્દ્રિયતા

**कायजोग्र.** / **कायजोग.** पु० ( काययोग ) શારીરિક ક્રિયા

**कायजोगि.** त्रि० ( काययोगिन् ) શરીરજન્ય ક્રિયાવાળો.

**कायट्ठिइ** पु० ( कायस्थिति ) પૃથ્વી વગેરે કાયમાં અવિચ્છિન્નપણે રહેવું તે. (૨) પ્રજાપના સૂત્રના અઢારમા પદનું નામ કે જેમાં નરકાદિ જીવોનું કાયસ્થિતિનું વર્ણન આપેલ છે.

**कायणिरोह.** पु० ( कायनिरोध ) શરીરના વ્યાપારનો પરિત્યાગ.

**कायतिगिच्छा.** स्त्री० ( कायचिकित्सा ) શરીરના રોગ મટાડવાનુ ચિકિત્સા દર્શાવનાર શાસ્ત્ર; આયુર્વેદનો એક ભાગ.

**कायपावार.** न० ( कायप्रावार ) કાય દેશમાં બનેલ વસ્ત્ર.

**कायपुराण.** न० ( कायपुण्य ) કાયાએ સેવા કરવાથી થતું પુણ્ય

**कायबलिअ** त्रि० ( कायबलिक ) મજબુત શરીરવાળો; કાયાના બળવાળો

**कायभवत्थ.** त्रि० ( कायभवस्थ ) માતાના ગર્ભમા રહેલ.

**कायमंत** त्रि० ( कायवत ) ઉંચા શરીરવાળો.

**कायमणि.** पु० ( काचमणि ) કાચનો કકડો

**कायमाई.** स्त्री० ( काकमाची ) મીઠુ ફળ આપનારી એક વનસ્પતિ.

**कायय.** त्रि० ( कायक ) કાય દેશનુ બનેલુ

**कायर.** त्रि० ( कातर ) કાયર, નિર્માલ્ય, નાહિમ્મત (૨) એ નામનો એક દેશ

**कायरिय.** पुं० ( कातरक ) ગોશાળાના મુખ્ય શ્રાવકનુ નામ.

**कायरिय.** पु० ( कातय ) દેવના વિશેષ.

**कायरिया.** स्त्री० ( कातरिका ) માયા, કપટ

**कायवज्ज.** पु० ( काकवर्ज्य ) એ નામનો ગ્રહ.

**कायवायाम.** पु० ( कायव्यायाम ) કાયયોગ, કાયાનો વ્યાપાર.

**कायसंवेह.** पु० ( कायसंवध ) શરીરની સ્થિતિ.

**कायसमाधारणाया.** } **कायसमाहारणाता.** } स्त्री० ( कायसमाधारणा ) સંયમમાંજ કાયાનુ પ્રવર્તન કરવુ તે.

**कायसमिइ** स्त्री० ( कायसमिति ) કાયાને જતનાયે પ્રવર્તાવવી તે; કાય સમિતિ.

**कायसमिय** त्रि० ( कायसमित ) યત્નપૂર્વક કાયાને પ્રવર્તાવનાર.

**कायसुप्पणिहाण.** न० ( कायसुप्रणिधान ) કાયાનું સુપ્રણિધાન; કાયાને શુભ કૃત્યમાં એકાગ્રતાથી રોકવી તે.

**कायाइक्क** त्रि० ( कादाचित्क ). કોઇ વખતનું.

**कायाग.** पु० ( कायाक ) નટ વિશેષ; બહુરૂપી.

**कायोवग** त्रि० ( कायोग ) એક કાયામાથી બીજી કાયામાં જનાર.

**कार** पु० ( कार ) ક્રિયા; કૃતિ; વ્યાપાર.

**कार** पु० न० ( कारा ) કારાગૃહ; કેદખાનું.

**कारंड** पु० ( कारण्ड ) બતક પક્ષી

**कारग.** त्रि० ( कारक ) કરનાર. (૨) न० કારકસમકિત, સમકિતના દશ પ્રકારમાંનો એક. (૩) કરાવનાર (૪) न० કર્તા, કર્મ વગેરે વ્યાકરણપ્રસિદ્ધ કારક (૫) ઉદાહરણ, દૃષ્ટાન્ત.

**कारण.** न० ( कारण ) કારણ, નિમિત્ત (૨) આહાર લેવાના બતાવેલા કારણ સિવાય આહાર લેવાથી યતિને લાગતો એક દોષ (૩) પ્રયોજન. (૪) અપવાદ.

**कारणिअ.** त्रि० ( कारणिक ) કોઇપણ કારણથી નિષ્પન્ન થયેલ (૨) पु० ન્યાય કરનાર; ન્યાયાધીશ.

**कारभारिअ.** पु० ( कार्यभारिक ) કારભારી; દિવાન ( મંત્રી )

**कारय** न० ( कारक ) જુઓ "કારગ" શબ્દ.

**कारवाहिआ** स्त्री० ( कार्यवाहिका ) કાર્યવહન કરનારી

**कारावण.** न० ( कारण ) કરાવવું; કરવાને પ્રેરવું.

**काराविय.** त्रि० ( कारित ) કરાવેલ; બનાવેલ.

**कारि.** त्रि० ( कारिन् ) કરનાર; કર્તા.

**कारिय.** न० ( कार्य ) કાર્ય; પ્રયોજન.

**कारिय** त्रि० ( कारित ) કરાવેલ; બનાવેલ.

**कारियल्लइ.** स्त्री. कारवल्ली) કારેલાંની વેલ; કારેલી.

**कारिया** स्त्री० ( कारिका ) કામ કરનારી.

**कारिल्लअ.** न० ( कारिल्लक ) કારેલાં.

**कारिल्ली.** स्त्री० ( ) કારેલાંની વેલ; કારેલી.

**कारीस.** पु० ( करीष ) છાણાનો અગ્નિ.

**कारीसंग.** न० ( करीषाङ्ग ) જેનાથી અગ્નિ પ્રજ્વલિત કરાય તે અગ્નિ ફુંકવાના ધમ્મો

**कारुइज्ज.** त्रि० ( कारुकीय ) કારીગર સાથે સબંધ રાખનાર.

**कारुणिय.** त्रि ( कारुणिक ) દયાળુ; કરૂણાવાન.

**कारुण्ण.** } न० ( कारुण्य ) કરૂણા; દયા
**कारुन्न.** }

**कारेल्लुय** न० ( ) કારેલું, તરકારી વિશેષ.

**कारोडिय** पु० ( कारोटिक ) ભિક્ષુક વિશેષ, કાપાલિક (૨) તામ્બુલ વાહક

**काल** पु० ( काल ) સમય, વખત, અવસર. (૨) સ્થિતિ (૩) પ્રાતઃકાળ (૪) ૫૬ મા ગ્રહનું નામ. (૫) ભયાનક, કાળ સ્વરૂપ. (૬) વેલમ્ત્ર તથા પ્રભજન ઇંદ્રના લોકપાળનું નામ. (૭) વાયુકુમાર જાતિના દેવતાના ઇંદ્રનું નામ. (૮) જે નારકીને કડાયામાં રાંધે અને પોતે રંગ કાળો તે કાળ નામે પરમાધામીની એક જાત (૯) ન० આઠમા દેવલોકનું એક વિમાન (૧૦) પુ० પૂર્વ દિશામાંનો કાળ નામનો સાતમી નરકનો નરકાવાસો (૧૧) ન० જુનાને નવો અને નવી વસ્તુને જુની બનાવનાર, પર્યાયને પલટાવનાર એક દ્રવ્ય, છ દ્રવ્યમાનુ એક દ્રવ્ય (૧૨) ચક્રવર્તીના નવ નિધાનમાનું એક કે જેમા સર્વ કારીગરી શિલ્પ કર્મનો સમાવેશ થાય છે (૧૩) ત્રિ० કાળારંગનુ. (૧૪) પુ० કૃષ્ણપક્ષ (૧૫) પિશાચ જાતના વ્યંતર દેવતાનો ઇંદ્ર. (૧૬) મરણ; મૃત્યુ. (૧૭) ન० નિરયાવલિકાના પહેલા અધ્યયનનુ નામ (૧૮) પુ० પૂર્વના લવણ સમુદ્ર કે પાતાળના અધિષ્ઠાતા દેવ. (૧૯) રાજા શ્રેણિકના એક પુત્ર. (૨૦) કાળ નામના એક ગૃહપતિ. (૨૧) અભાવ (૨૨) પિશાચ દેવોની એક જાત. (૨૩) ન० કાળી દેવીનુ સિંહાસન

**कालक.** न० ( कालक ) કાળા પુદ્ગલ.

**कालकंखि** त्रि० ( कालकाङ्क्षिन् ) કાળ-પંડિત મરણને ચાહનાર (૨) સમયની અપેક્ષા કરનાર. (૩) અવસરના જાણનાર

**कालकाल** पु० ( कालकाल ) મૃત્યુ સમય

**कालकूड.** न० ( कालकूट ) વિષ; ઝેર

**कालग.** त्रि० ( कालक ) કાળા રંગનુ. (૨) પુ० કાળકાચાર્ય.

**कालगय.** त्रि० ( कालगत ) મરણ પામેલ.

**कालगाहावइ** पु० ( कालगृहपति ) કાળ નામના ગૃહપતિ-શેઠ.

**कालचक्क.** न० ( कालचक्र ) વીશ સાગરોપમપરિમિત સમય.

**कालचारि.** त्रि० ( कालचारिन् ) પોતાના ઠરાવેલ સમયે ચાલે તે

**कालट्ठिइ** } स्त्री० ( कालस्थिति ) કાળ પરિમિત સ્થિતિ, આયુષ્ય.
**कालट्ठिति** }

**कालद्धरत्त.** न० (कालार्द्धरात्र) અંધારીયા પક્ષની-અમાસની અર્ધી રાત્રિ

**कालणाण.** न० ( कालज्ञान ) કાળસબંધી જ્ઞાન.

**कालणाणि.** त्रि० ( कालज्ञानिन् ) કાળજ્ઞાની, અમુક માણસનુ ક્યારે મોત થશે તે જાણનાર.

**कालण्णुया** स्त्री० ( कालज्ञता ) અવસર જાણવો તે, દેશકાળની ઓળખાણ.

**कालतुल्लय.** त्रि० ( कालतुल्यक ) કાળની અપેક્ષાએ બરાબર, સમાનકાળવાળો.

**कालधम्म.** पु० ( कालधर्म ) કાળધર્મ, મરણ.

**कालन्न** त्रि० ( कालज्ञ ) કર્તવ્ય પરાયણ, વખતને જાણનાર, ઉચિત અનુચિત સમયને જાણનાર.

**कालपडिलेहणया** स्त्री० (कालप्रतिलेखना) કાળ-વખતનુ નિરીક્ષણ, જે વખતનુ જે કામ શાસ્ત્રમા બતાવ્યુ હોય તેના પ્રત્યે જાગૃત રહેવું તે

**कालपरमाणु.** पुं० ( कालपरमाणु ) સૂક્ષ્મમાં સૂક્ષ્મકાળ; સમય.

**कालपरियाश्र.** पुं० ( कालपर्याय ) મોતને વખતે કરવાનો સંલેખનાવિધિ. ભક્તપરિજ્ઞાદિ પંડિતમરણ.

**कालपरिहीण.** न० (कालपरिहीन) વિલમ્બ, ઢીલ

**कालपाल.** पुं० ( कालपाल ) એ નામના ધરણેન્દ્ર અને ભૂતાનંદના લોકપાળ.

**कालपिसायकुमारिंद.** पुं० ( कालपिशाचकुमारेन्द्र) કાળ નામે પિશાચોનો ઇંદ્ર

**कालपुरिस.** पुं० ( कालपुरुष ) જે પુરૂષવેદ કર્મનો અનુભવ કરતા હોય તે.

**कालप्पभ.** पुं० (कालप्रभ ) એ નામનો એક પર્વત.

**कालमास.** पुं० ( कालमास ) મરણ સમય

**कालमासिणी.** स्त्री० ( कालमासिनी ) પ્રસવ સમયને પ્રાપ્ત થયેલ ગર્ભવતી સ્ત્રી

**कालमिय.** पुं० ( कालमृग ) કાળા મૃગની એક જાતિ

**कालमुह.** पुं० ( कालमुख ) ઉત્તર ભરતમાંનો એક દેશ

**कालय** पुं० ( कालक ) કાળોવર્ણ

**काललोय.** पुं० ( काललोक ) કાળની અપેક્ષાએ લોક

**कालवडिंसयभवण** न० ( कालावतंसकभवन ) કાળીદેવીનું કાળાવતંસક નામનું ભવન

**कालवराण** पुं० ( कालवर्ण ) કાળો રંગ

**कालवाइ.** त्रि० ( कालवादिन् ) જગત્‌ને કાળકૃત માનનાર.

**कालवाल.** पुं० ( कालपाल ) ધરણેન્દ્રના લોકપાળનું નામ.

**कालवासि.** पुं० ( कालवर्षिन् ) સમયે વરસનાર, ચોમાસામાં વરસનાર (મેઘ).

**कालसंसार.** पुं० ( कालसंसार ) રાતદિવસ, માસ, વર્ષ, પલ્યોપમ, સાગરોપમ પર્યંત ભટકવું તે કાલસંસાર.

**कालसमय** पुं० ( कालसमय ) કાળરૂપી સમય.

**कालसिरी.** स्त्री० ( कालश्री ) કાળ ગૃહપતિની કાળશ્રી નામની ધર્મ પત્ની.

**कालसीहासण** न० ( कालसिंहासन ) કાળ નામવાળું સિંહાસન

**काला** स्त्री० ( काला ) કાલેન્દ્રની કાલા નામની રાજધાની (૨) ચમરેન્દ્રની એક અગ્રમહિષી (૩) એ નામની એક વેશ્યા.

**कालाइक्कंत.** पुं० ( कालातिक्रान्त ) ભુખને સમયે નહિ પણ તેને ઉલ્લંઘીને મળેલો ખોરાક. (૨) કાળની જે મર્યાદા બાંધેલ હોય તેને ઉલ્લંઘી ગયેલ

**कालाइयर** पुं० ( कालातिचर ) કાળ-આયુષ્યના પ્રમાણનું અતિચાર-ઉલ્લંઘન કરવું તે, આયુષ્ય તોડી નાખવું તે

**कालागुरु** पुं० ( कालागुरु ) કાળું અગર, સુગંધિ ધૂપનું દ્રવ્ય, કૃષ્ણાગર.

**कालाणुट्ठाइ.** त्रि० ( कालानुष्ठायिन् ) વખતસર અનુષ્ઠાન કરનાર, નકામો વખત નહિ ગાળનાર

**कालाणुपुव्वी** स्त्री० ( कालानुपूर्वी ) કાળવિષયક અનુપૂર્વી—અનુક્રમ.

**कालादेस.** पुं० ( कालादेश ) કાળની અપેક્ષા

**कालाभिग्गह** पुं० ( कालाभिग्रह ) પહેલે પહોરે કે છેલ્લે પહોરે અમુક વખતે મળે તો જ લેવું એમ કાળ સંબંધી નિયમ ધારવો તે

**कालायस** न० ( कालायस ) કાળું લોઢું; પોલાદ; ગજવેલ

**कालालोण.** न० ( काललवण ) કોઇ પર્વતમાં ઉત્પન્ન થતું કાળું મીઠું.

**कालावभास.** पुं० ( कालावभास ) કાળી કાંતિ; કાળી પ્રભા.

**कालासवेसियपुत्त.** पुं० ( कालास्यवैशिकपुत्र ) શ્રી પાર્શ્વનાથ પ્રભુના શાસનના એક સાધુ; પાર્શ્વનાથના સંતાનિયા કે જેણે થિવર સાધુઓને પ્રશ્નો પુછ્યા હતા.

**कालिंगी.** स्त्री० ( कालिङ्गी ) તરબુચ; તરબુચની વેલ.

**कालिंजर.** पु० ( कालिञ्जर ) એ નામનો એક પર્વત.

**कालिगी.** स्त्री० ( कालिकी ) સંજ્ઞા વિશેષ; ઘણા સમય પહેલાં થઈ ગયેલી વસ્તુનું પણ જેનાથી સ્મરણ થાય છે તે.

**कालिज्ज.** न० ( कालेय ) કાળજું; શરીરની અંદરનો એક અવયવ.

**कालिय.** त्रि० ( कालिक ) રાત અને દિવસના પહેલે તથા છેલ્લે પહોરે ભણાય પણ બીજે ત્રીજે પહોરે ન ભણાય તેવું સૂત્ર, આચારાંગ આદિ કાલિક સૂત્ર (૨) કાલાન્તરે માનવાનું, અનિશ્ચિત (૩) એ નામનો એક દ્વીપ-બેટ.

**कालियदीव.** पु० ( कालिकद्वीप ) કાલીય નામનો દ્વીપ

**कालियपुत्त** पु० ( कालिकपुत्र ) કાલિકપુત્ર નામે શ્રી પાર્શ્વનાથ પ્રભુના શાસનના એક વિદ્વાન્ થિવર સાધુ

**कालियवाय.** पु० ( कालिकवात ) પ્રચંડ વાયુ, પ્રતિકૂળવાયુ.

**कालियसुय.** न० ( कालिकश्रुत ) }
**कालियाणुओग.** पु० ( कालिकानुयोग ) } આચારાંગાદિ; કાલે વંચાય તે સૂત્ર

**कालिया** स्त्री० ( कालिका ) કાળકાદેવી (૨) એક પ્રકારનો તોફાની પવન

**काली.** स्त्री० ( काली ) અંતગડ સૂત્રના આઠમા વર્ગના પહેલા અધ્યયનનું નામ. (૨) શ્રેણિક રાજાની રાણી અને કોણિકની ઓરમાન માતા. (૩) વનસ્પતિ વિશેષ; કાકજંઘા. (૪) કાળારંગની સ્ત્રી. (૫) ચમરેન્દ્રની મુખ્ય દેવી (૬) અભિનંદન સ્વામિની શાસન દેવીનું નામ.

**कालीदारिआ.** स्त्री० ( कालीदारिका ) કાળી કુમારી.

**कालीवडिंसयभवण** न० ( काल्यवतंसकभवन ) કાળીદેવીનું કાલાવતંસક નામે ભવન.

**कालुण** न० ( कारुण्य ) દયા, કરૂણા.

**कालुणवडिया.** स्त्री० ( कारुण्यवृत्ति ) ભીખ માગી આજીવિકા ચલાવનાર.

**कालुणिय.** त्रि० ( कारुणिक ) કરૂણાજનક.

**कालेय.** न० ( कालेय ) જુઓ "કાલિજ્જ" શબ્દ

**कालेयणा.** स्त्री० ( कालेजना ) કાળ આશ્રી એજના-કંપન

**कालोगाहणा** स्त्री० ( कालावगाहना ) કાળની અવગાહના ક્ષેત્ર વિસ્તારે અઢિદ્વીપ પ્રમાણ

**कालोद.** पु० ( कालोद ) }
**कालोदहि.** पुं० ( कालोदधि ) } ઘાતકી ખંડને ફરતો આઠ લાખ જોજન પ્રમાણનો કાળોદધિ સમુદ્ર.

**कालोदाइ.** पु० ( कालोदायिन् ) કાલોદાયી નામના એક અન્ય દર્શની ગૃહસ્થ.

**कालोभास.** पु० ( कालावभास ) કાળી પ્રભા.

**कालोय** पु० (कालोद) જુઓ "કાલોદ" શબ્દ.

**काव.** पु० ( काव्य ) કાવ્ય બનાવીને સંભળાવનાર.

**काव** }
**कावड** } पु० ( ) કાવડ.

**कावलिय** पु० ( कावलिक ) કવલ આહાર.

**कावि.** अ० ( कापि ) કોઇપણ.

**काविट्ठ.** पु० ( काविष्ठ ) કાવિષ્ઠ નામનું એક વિમાન.

**काविल.** न० ( कापिल ) કપિલ શાસ્ત્ર; સાંખ્ય દર્શનનું શાસ્ત્ર. (૨) त्रि० સાંખ્ય મતના અનુયાયી.

**काविलिअ** न० ( कापिलिक ) કપિલ મતનો એક ગ્રન્થ. (૨) " ઉત્તરાધ્યયન " સૂત્રનું આઠમું અધ્યયન (૩) त्रि० કપિલ સબંધી.

**काविसायण.** पु० न० ( कापिशायन ) જુઓ ' કવિસાયણ ' શબ્દ.

**काबोय.** पु० (        ) કાવડ ફેરવી ભિક્ષા માગનાર એક વર્ગ.

**काबोया.** स्त्री० ( कापोतिका ) પારેવીવૃત્તિ, કબૂતરની માફક ઘણી સભાળથી આહારાદિક લેવુ તે.

**कास.** पुं० ( कास ) ઉધરસ; ખાંસી.

**कास.** पुं० ( काश ) કાશ નામનો ઘાસ. (૨) કાશ નામની વનસ્પતિનો ગુચ્છો. (૩) રસ. (૪) સંસાર; જગત્.

**कासंकस.** त्रि० ( कासकष ) પ્રમાદી, અસ્વસ્થ, આકુળવ્યાકુળ.

**कासग** पुं० ( कर्षक ) ખેડુત, ખેતી કરનાર.

**कासग.** पु० ( काशक ) એક જાતની વનસ્પતિ.

**कासण.** न० ( कासन ) ઉધરસ ખાવી. ખાં ખારવુ.

**कासमद्दग.** पु० ( कासमर्दक ) એક જાતની વનસ્પતિ.

**कासव.** पुं० ( काश्यप ) કાશ્યપ ગોત્રીય મહાવીરસ્વામી, ચોવીશમા તીર્થંકર. (૨) त्रि० કાશ્યપ ગોત્રમાં ઉત્પન્ન થયેલ, મુનિ સુવ્રત અને નેમી સિવાયના બાવીશ તીર્થંકર ચક્રવર્તી વગેરે. (૩) न० એક પ્રસિદ્ધ ગોત્રનું નામ, કાશ્યપ નામે ગોત્ર (૪) पुं० શ્રી પાર્શ્વનાથ પ્રભુના શાસનના એક વિદ્વાન્ સાધુ. (૫) न० અનગડ સૂત્રના છઠ્ઠા વગના ચોથા અધ્યયનનું નામ (૬) पुं० રાજગૃહ નિવાસી એક ગાથાપતિ (૭) હજામ. (૮) न० ઉત્તરાફાલ્ગુણી નક્ષત્રનું ગોત્ર.

**कासवग.** पुं० ( काश्यपक ) નાવી, હજામ

**कासवगुत्त.** } **कासवगोत्त.** } पु० ( काश्यपगोत्र ) સિદ્ધાર્થ રાજા વગેરેનું ગોત્ર.

**कासवनालिया.** स्त्री० ( काश्यपनालिका ) શ્રીપર્ણીનું ફલ.

**कासवय.** पुं० ( काश्यपक ) જુઓ " કાસવગ " શબ્દ.

**कासविज्जया.** स्त्री० ( काश्यपीया ) જૈન મુનિઓની એક શાખા.

**कासवी.** स्त्री० ( काश्यपी ) પાંચમા તીર્થંકરની મુખ્ય સાધ્વી; કાશ્યપ ગોત્રમાં ઉત્પન્ન થયેલ સ્ત્રી.

**कासवीरइ.** स्त्री० ( काश्यपीरति ) ભગવાન્ સુમતિનાથની પ્રથમ શિષ્યા.

**कासाइय.** न० ( काषायिक ) નાહીને શરીર લુછવાનુ વસ્ત્ર

**कासाइया.** } **कासाई** } स्त्री० ( काषायी ) કષાય રંગથી રંગેલી સાડી, ભગવી સાડી.

**कासिल्ल** त्रि० ( कासिक ) ખાંસીવાળો

**कासिवड्ढण.** पु० ( काशिवर्धन ) આ નામનો એક રાજા, જેણે ભગવાન્ મહાવીર પ્રભુ પાસે દીક્ષા લીધી હતી.

**कासिह.** पुं० ( कासिह ) જળચારી મત્સ્યાહારી એક જાતનુ પક્ષી

**कासी** स्त्री० ( काशी ) કાશીપુર, વણારસી નગર (૨) કાશીદેશ; આર્ય દેશમાનો એક.

**कासीराय** पु० ( काशीराज ) કાશી દેશનો રાજા.

**काहल** त्रि० ( काहल ) અસ્પષ્ટ, અવ્યક્ત. (૨) पु० न० વાદ્ય વિશેષ

**काहलिया** स्त्री० ( काहलिका ) કાહલિકા નામે એક સોનાનુ આભરણ

**काहार** पु० ( काहार ) કાવડ.

**काहावण** पु० ( कार्षापण ) મુદ્રા; સિક્કો.

**काहिय.** पु० ( कायिक ) ગૃહસ્થને ઘેર અનાવી અનાવી કથા કહેનાર સાધુ

**काहे.** अ० ( कदा ) ક્યારે ?

**किइकम्म** न० ( कृतिकर्मन् ) ગુર્વાદિકને વિધિપૂર્વક વદના કરવી તે (૨) કાર્ય કરણ.

**किं.** त्रि० ( किम् ) કોણ; શુ; કયો ?

**किंकत्तव्वया.** स्त्री० ( किंकर्तव्यता ) શુ કરવાનું છે તે જાણવું તે.

**किंकम्म.** न० ( किंकर्मन् ) અંતગડ સૂત્રના છઠ્ઠા વર્ગના બીજા અધ્યયનનું નામ. (૨) રાજગૃહ નિવાસી એક ગાથાપતિ.

**किंकर.** પું० ( किङ्कर ) દાસ, ચાકર.

**किंगिरिड.** પુ० ( किङ्किरीट ) ત્રણ ઇંદ્રિયવાળા જીવની એક જાત.

**किंच.** અ० ( किञ्च ) અને; વળી.

**किंचण** અ० ( किञ्चन ) કંઇપણ; કંઇક. (૨) ન० દ્રવ્ય, પરિગ્રહ.

**किंचि.** અ० ( किञ्चित् ) કિંચિત્માત્ર; કંઇક

**किंचिम्मत्त** ત્રિ० ( किञ्चितमात्र ) કિંચિત્માત્ર.

**किंजक्क.** પુ० ( किञ्जल्क ) પરાગ, પુષ્પરજ.

**किंतु** અ० ( किन्तु ) પણ, વિશેષતા બતાવવાને આ અવ્યય વપરાય છે.

**किंथुग्घ.** न० ( किंस्तुघ्न ) ૧૧ કરણમાંનું ૧૧ મું કરણ.

**किंनर** પુ० ( किन्नर ) કિંનર જાતના વ્યંતર દેવતા. (૨) ચમરેંદ્રના રથની સેનાનો ઉપરી (૩) એક ઇંદ્ર.

**किंनरकंठ.** પુ० ( किन्नरकण्ठ ) એક જાતનું રત્ન

**किंनरी.** સ્ત્રી० ( किन्नरी ) એક સ્ત્રી કે જેને લીધે યુદ્ધ થયું હતું.

**किंपाग.** પુ० ( किंपाक ) કિંપાક વૃક્ષ, એક ઝેરી ફળવાળું વૃક્ષ.

**किंपि.** અ० किमपि ) કાંઇક; કાંઇપણ.

**किंपुण** } **किंपुणा** } અ० ( किंपुनर् ) તેમાં તો કહેવું જ શું એ તા મહત્તાવાળો નિશ્ચય દર્શાવવામાં આનો ઉપયોગ થાય છે.

**किंपुरिस.** પુ० ( किम्पुरुष ) કિંપુરુષ દેવતા, વ્યંતર દેવતાની એક જાત (૨) વૈરોચન ઇંદ્રના રથની સેનાનો અધિપતિ. (૩) કિંનર નિકાયના ઉત્તર દિશાના ઇંદ્ર.

**किंपुरिसकंठ.** પુ० ( किम्पुरुषकण्ठ ) એક જાતનું રત્ન.

**किमज्झ** ત્રિ० ( किंमध्य ) અસાર; નિઃસાર.

**किमय.** ત્રિ० ( किम्मय ) સ્વરૂપ કે પ્રાધાન્ય વિષયક પ્રશ્નાર્થમાં વપરાતુ. આનું શું સ્વરૂપ છે કે આમાં પ્રધાનપણે શું છે એવા પ્રશ્નાર્થમાં આ રૂપ વપરાય છે.

**किंवा** અ० ( किंवा ) અથવા

**किंसुय.** પું० ( किंशुक ) કેશુડાનું ઝાડ, ખાખરાનું વૃક્ષ

**किंस्तुग्घ** न० ( किंस्तुघ्न ) જુઓ "કિંથુગ્ઘ" શબ્દ

**किच्च.** न० ( कृत्य ) કૃત્ય; કાર્ય. પ્રયોજન. (૨) ત્રિ० કૃતિ-વંદનાને લાયક, ગુરૂ, આચાર્ય વગેરે. (૩) ન० પચન, પાચનાદિ કૃત્ય. (૪) કરવા યોગ્ય. (૫) પુ० ગૃહસ્થ. (૬) ન० શાસ્ત્રોક્ત અનુષ્ઠાન

**किच्चण.** न० (        ) ધોવું.

**किच्चाकिच्च.** न० ( कृत्याकृत्य ) કૃત્યાકૃત્ય; કાર્ય અને અકાર્ય

**किच्छ.** न० ( कृच्छ्र ) કષ્ટ મુશ્કેલી.

**किज्ज** ત્રિ० ( क्रय ) ખરીદવાને યોગ્ય.

**किट्ट.** પુ० ( किट्ट ) લોઢાનો કાટ.

**किट्टकरणद्धा** સ્ત્રી० ( किट्टिकरणाद्धा ) સંજ્વલન લોભની પ્રથમ સ્થિતિના ત્રણ ભાગ કરીએ તેમાંના બીજા ત્રિભાગની સંજ્ઞા કિટ્ટિકરણાદ્ધા છે

**किट्टण.** न० ( कीर्त्तन ) સ્તુતિ (૨) વર્ણન; પ્રતિપાદન. (૩) કથન; ઉક્તિ.

**किट्टि.** સ્ત્રી० ( किट्टि ) સૂક્ષ્મ.

**किट्टिक** પુ० ( किट्टिक ) એક જાતની વનસ્પતિ.

**किट्टिकर.** ત્રિ० ( कीर्त्तिकर ) કીર્તિનું ગાન કરનાર

**किट्टिय.** ત્રિ० ( कीर्तित ) વર્ણવેલું, ભજવેલું.

**किट्टिया** સ્ત્રી० ( कीटिका ) એક જાતની સાધારણ વનસ્પતિ.

**किट्टिस.** न० ( किट्टिष ) બે ત્રણ જાતના વાળના મિશ્રણથી બનેલું સૂત્ર. (૨) બાળ; તલ આદિનું તેલ રહિત ચૂર્ણ,

**किट्टी** स्त्री० ( किट्टी ) એક જાતની વનસ્પતિ.

**किट्ठ.** त्रि० ( कृष्ट ) હળથી ખેડેલ. (૨) ન. દેવ વિમાન.

**किट्ठ.** त्रि० ( क्लिष्ट ) કલેશ યુક્ત.

**किट्टि.** पुं० न० ( कृष्टि ) ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન. (૨) ન૦ ખેંચવું; ખેડવુ.

**किट्टिकूड.** न० ( कृष्टिकूट ) ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન.

**किट्टिघोस.** न० ( कृष्टिघोष ) ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન.

**किट्टिजुत्त.** न० ( कृष्टियुक्त ) એ નામનુ ત્રીજા અને ચોથા દેવલોકનું એક વિમાન.

**किट्टिज्झय.** न० ( कृष्टिध्वज ) કૃષ્ટિધ્વજ નામનુ ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન.

**किट्टिप्पभ.** न० ( कृष्टिप्रभ ) ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન.

**किट्टियापत्त.** न० ( कृष्टिकापत्र ) ત્રીજા ચોથા દેવલોકનુ એક વિમાન.

**किट्टियावत्त.** न० ( कृष्ट्यावर्त ) ત્રીજા ચોથા દેવલોકનુ એક વિમાન.

**किट्टिलेस्स.** न० ( कृष्टिलेश्य ) ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન.

**किट्टिसिंग.** न० ( कृष्टिशृंग ) ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન.

**किट्टिसिट्ठ.** न० ( कृष्टिशिष्ट ) ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન.

**किट्टिसिद्ध.** पु० न० ( कृष्टिसिद्ध ) ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન.

**किट्टुत्तरवडिंसग** पुं० न० (कृष्ट्युत्तरावतंसक) ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન.

**किडिकिडिया.** स्त्री० ( किटिकिटिका ) દુર્બલ શરીરવાળા માણસના માંસ વિનાના હાડકાનો ઉઠતા બેસતાં અવાજ થાય તે.

**किडिभ.** पुं० ( किटिभ ) ફોડીઆરૂ; રાફી. (૨) એક જાતનો રોગ.

**किड्डकर.** त्रि० ( क्रीडाकर ) ક્રીડાકારક.

**किड्डा.** स्त्री० ( क्रीडा ) ક્રીડા. રમત; ગમત; રતિ, આનદ (૨) બાલ્યાવસ્થા.

**किड्डाविया.** स्त्री० ( क्रीडिका ) ક્રીડા કરાવનારી દાસી.

**किढि.** त्रि० (  ) સ્થવિર, વૃદ્ધ.

**किढिण.** न० ( किठिन ) એક જાતનુ વાંશનુ કામ; તાપસનુ એક ઉપકરણ; કાવડની બે બાજુના છાબડા.

**किढिणपडिरूवग** त्रि० ( किठिनप्रतिरूपक ) કાવડના આકારની વસ્તુ

**किढिणसंकाइय** न० ( किठिनसाङ्कायिक ) કાવડ.

**किणण.** न० ( क्रयण ) ખરીદવુ તે.

**किणित.** } न० ( किणित ) એક જાતનુ વાજિંત્ર.
**किणिय.** }

**किणिया.** स्त्री० ( किणिका ) એક જાતનુ વાજિંત્ર.

**किण्ण** त्रि० ( कीर्ण ) આકીર્ણ, વ્યાપ્ત. (૨) ક્ષિપ્ત. ફેંકેલુ

**किण्णं** अ० ( किम् ) કયુ? શું?

**किण्णमुंड.** पु० ( कीर्णमुण्ड ) એક જાતનુ વાજિંત્ર

**किण्णर** पु० ( किन्नर ) વ્યતર જાતના દેવતાની એક જાત.

**किण्णा.** अ० ( कथम ) કેવી રીતે.

**किण्णाइ.** अ० ( किञ्चित ) કિંચિત્.

**किण्णु.** अ० ( किंनु ) પ્રશ્ન. (૨) વિતર્ક. (૩) સાદૃશ્ય. (૪) સ્થાન. (૫) વિકલ્પ.

**किण्ह** पु० ( कृष्ण ) કાળો રગ (૨) त्रि० કાળા રગનુ, શ્યામ. (૩) પુ૦ કૃષ્ણ નામના નવમા વાસુદેવ. (૪) કૃષ્ણપક્ષ; અધારીયુ.

**किण्हकेसर.** पु० ( कृष्णकेशर ) કાળી કેશર.

**किण्हपडल.** न० ( कृष्णपटल ) એ નામની સાધારણ વનસ્પતિ.

**किराहपडिवक्ख.** पुं० ( कृष्णप्रतिपक्ष ) અંધારીયુ પખવાડીયું.

**किराहपत्त.** पुं० ( कृष्णपत्र ) ચાર ઇંદ્રિયવાળો એક જીવ.

**किराहमिग.** पुं० ( कृष्णमृग ) કાળીયાર મૃગ, કાળો હરણ

**किराहलेस्सा** } **किराहलेस्सा** } स्त्री० ( कृष्णलेश्या ) કૃષ્ણલેશ્યા.

**किराहसिरी.** स्त्री० ( कृष्णश्री ) છઠ્ઠા ચક્રવર્તીની કૃષ્ણશ્રી નામની સ્ત્રી

**किराहा** स्त्री० ( कृष्णा ) મેરૂના ઉત્તરમા આવેલી રક્તા નદીમાં જઇને મળતી એક નદી (૨) કૃષ્ણલેશ્યા (૩) એક જાતની વનસ્પતિ (૪) કાળી પ્રભા

**किराहाभास** त्रि० ( कृष्णाभास ) કૃષ્ણ રંગ જેવુ દેખાતુ; કાળી પ્રભા.

**किराहोभास.** पुं० ( कृष्णावभास ) કાળીપ્રભા.

**कित्तण** न० ( कीर्तन ) વખાણ, પ્રશંસા, સ્તુતિ. (૨) વર્ણન, પ્રતિપાદન (૩) કથન, ઉક્તિ

**कित्तवीरिश्र.** पुं० ( कार्तवीर्य ) ભરતની ગાદીએ તેજવીર્ય પછી આવેલ તેના પુત્ર.

**कित्ति.** स्त्री० (कीर्ति ) કીર્તિ, પ્રસિદ્ધિ. યશ. (૨) કીર્તિદેવીની પ્રતિમા (૩) કીર્તિદેવી; નીલવત પર્વતના કેશરી દ્રહની અધિષ્ઠાત્રી દેવી. (૪) સૌધર્મ દેવલોકની એક દેવી (૫) નીલવંત પર્વતનુ શિખર

**कित्ति.** स्त्री० ( कृत्ति ) ચામડાનો ચોખંડો કકડો કે જે બેસવાને પાથરવામા કામ આવે તે.

**कित्तिश्र** त्रि० ( कीर्तित ) વખાણેલ.

**कित्तिश्रा.** स्त्री० ( कृत्तिका ) કૃતિકા નક્ષત્ર.

**कित्तिकूड.** पुं० ( कीर्तिकूट ) નીલવંત વખારા પર્વતનાં નવ કૂટમાનુ પાચમુ કૂટ-શિખર.

**कित्तिम.** त्रि० (कृत्रिम) બનાવટી, કોઇએ કરેલુ

**कित्तिय.** त्रि० ( कियत् ) કેટલુ.

**कित्तियमित्त.** त्रि० ( कियन्मात्र ) કેટલા.

**किन्नर.** पुं० ( किन्नर ) કિન્નર જાતના દેવતા; વ્યંતર દેવતાની એક જાત. (૨) ધર્મનાથજીના યક્ષનુ નામ.

**किन्ह.** पुं० ( कृष्ण ) જુઓ " કણ્હ " શબ્દ.

**किब्बिस.** त्रि० ( किल्बिष ) અધમ, નીચ; બીભત્સ; બીહામણુ (૨) न० કિલ્બિષ; માયાનુ પર્યાય નામ, પાપ (૩) पुं० ચાણ્ડાલ સ્થાનીય દેવ જાતિ.

**किब्बिसत्त.** न० ( किल्बिषत्व ) અસુર ભાવ; અસરપણુ.

**किब्बिसिय** पुं० ( किल्बिषिक ) હલકી જાતના દેવતાની જાત, ચંડાળ જેવા દેવતાની એક જાત. (૨) બીજાને હસાડનાર; વિદૂષક. (૩) ચતુર્વિધ સંઘ તથા જ્ઞાનાદિનુ અવર્ણવાદ બોલનાર. (સાધુ.) (૪) त्रि० અધમ, નીચ. (૫) પાપનું ફળ ભોગવનાર દરિદ્ર, પાગળા વગેરે

**किब्बिसियभावना.** स्त्री० ( किल्बिषिकभावना ) ગુરૂનિંદા, ગુરૂદ્રોહ, વગરે દુર્ગુણો કે જેથી કિલ્બિષિ જાતના દેવતામા ઉત્પન્ન થવુ પડે તે.

**किब्बिसिया.** स्त्री० ( कैल्बिषिकी ) કેવળ વેષધારી સાધુની વૃત્તિ

**किमंग.** अ० ( किमङ्ग ) કિમગપુણ ' એ વિશેષાર્થ બનાવનાર વાકયમા સહયોગી તરીકે વપરાતુ અવ્યય

**किमंगपुण.** अ० ( किमङ्गपुनर् ) શું કહેવુ ' તેમા તો કહેવુજ શુ ? અથવા સામાન્ય આમ છે, વિશેષ વાતતો શું કરવી ?.

**किमट्ठं.** अ० ( किमर्थम् ) શા માટે.

**किमण** त्रि० ( कृपण ) ગરીબ; રંક, દીન. (૨) દરિદ્ર, નિર્ધન. (૩) કાયર.

**किमि** पुं० ( कृमि ) એક જાતનો કીડો; કરમીયો (૨) લાખ. (૩) એક જાતનું કંદ.

**किमिच्छिय.** न० ( किमिच्छक ) આ ચીજ છે ? આ છે ? એમ ઇચ્છા પ્રમાણે માગી માગી લેવુ તે; સાધુના પર અનાચીર્ણમાંનું એક.

**किमिण.** त्रि० ( कृमिमत् ) કૃમિજીવયુક્ત.

**किमियकवल.** पु० ( कृमिककवल ) કરમીયાનો કવલ-કોળીઓ.

**किमिया.** स्त्री० ( कृमिका ) જઠરમા ઉત્પન્ન થતા જન્તુ, કરમિયા.

**किमिराग.** }
**किमिराय.** } न० ( कृमिराग ) કિરમજી રંગવાળુ સૂત્ર; લોહી પાઇ ઉછેરેલ કીડાની લાળમાંથી લોહીના રંગવાળુ બનેલુ સૂત્ર. (૨) કિરમચી રંગ, એક જાતનો પાકો રંગ.

**किमिरासि.** पु० ( कृमिराशि ) એ નામની એક વનસ્પતિ.

**किमु.** अ० ( किमु ) શુ ? પ્રશ્નાર્થે.

**किमुय.** अ० ( किमुत ) પ્રશ્ન. (૨) વિકલ્પ (૩) વિતર્ક. (૪) અતિશય.

**कियकम्म.** न० ( कृतकर्मन् ) કૃતકર્મ, વંદના.

**किर.** अ० ( किल ) નિશ્ચય, ખરેખર.

**किरण.** पु० न० ( किरण ) કિરણ, તેજ; પ્રભા.

**किराय.** पु० ( किरात ) કિરાત નામનો એક અનાર્ય દેશ.

**किरिकिरिया.** स्त्री० (  ) ભાંડ લોકોનું એક વાજીત્ર.

**किरिमिर.** पु० ( किरिमिर ) એક જાતનુ સુગંધી દ્રવ્ય.

**किरियविसाल.** न० ( क्रियाविशाल ) એ નામનો ચૌદ પૂર્વમાંનો તેરમો પૂર્વ.

**किरिया.** स्त्री० ( क्रिया ) કર્મબન્ધન હેતુ, કાયિકી આદિ પાચ ક્રિયા. (૨) પ્રજ્ઞાપના સૂત્રના વીશમા પદનું નામ કે જેમા કાયિકી આદિ પાંચ ક્રિયાનુ વર્ણન કરેલ છે. (૩) આત્મા તથા પરલોક છે એમ માનવુ તે. (૪) કૃતિ, પ્રયત્ન. (૫) શાસ્ત્રોક્ત અનુષ્ઠાન; ધર્માનુષ્ઠાન. (૬) સાવદ્ય વ્યાપાર.

**किरियाठाण.** न० ( क्रियास्थान ) સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના બીજા અધ્યયનનું નામ. (૨) કર્મ બન્ધનનું કારણ.

**किरियारुइ.** स्त्री० ( क्रियारुचि ) ક્રિયા-અનુષ્ઠાનમાં રૂચિ-ઇચ્છા, સમકિતનો એક પ્રકાર.

**किरियावाइ** }
**किरियावादि** } त्रि० ( क्रियावादिन् ) ક્રિયા-નેજ મોક્ષ સાધક માનનાર (૨) ક્રિયાનુ-જીવાજીવાદિ પદાર્થનુ અસ્તિત્વ સ્વીકારનાર

**किरियाविसालपुव्व** पु० ( क्रियाविशालपूर्व ) ક્રિયાવિશાલ નામે તેરમો પૂર્વ.

**किरीड.** न० ( किरीट ) મુકુટ

**किल.** अ० ( किल ) નિશ્ચય.

**किलंजय.** पु० ( किलिञ्जक ) વાસની સુડલી

**किलंत** त्रि० ( क्लान्त ) દુઃખથી પીડિત.

**किलाम.** पु० ( क्लम ) પીડા. (૨) થાક.

**किलामणया** स्त्री० ( क्लमना ) પીડા, દુઃખ

**किलामिअ.** त्रि० ( क्लमित ) ગ્લાનિ પામેલુ, મુઝાઇ ગયેલું

**किलिंच.** न० (  ) વાંસની ખપાટ

**किलिट्ठ.** त्रि० ( क्लिष्ट ) સંક્લિષ્ટ પરિણામી; રાગદ્વેષના પરિણામવાળો. (૨) ક્લેશયુક્ત; દુઃખી. (૩) અશુભ, દુષ્ટ.

**किलिण्ण** }
**किलिन्न.** } त्रि० ( क्लिन्न ) આર્દ્ર, ભિન્નું.

**किलिस्स.** पु० ( क्लेश ) દુઃખ, ક્લેશ.

**किली.** स्त्री० ( किली ) શલાકા, સળી; ખીલી.

**किलेस.** पु० ( क्लेश ) ક્લેશ, દુઃખ. (૨) દુઃખનુ કારણ (૩) શુભાશુભ કર્મ.

**किव** पु० ( कृप ) આ નામના એક ઋષિ; કૃપાચાર્ય.

**किवण.** त्रि० ( कृपण ) કૃપણ; દરિદ્રી, રાંક; ભિખારી. (૨) કલીબ; કાયર.

**किवाण.** पु० न० ( कृपाण ) ખડગ, તલવાર.

**किविण.** त्रि० ( कृपण ) જુઓ "કિવણ" શબ્દ.

**किस** त्रि० ( कृश ) પાતળુ; દુબળુ.

**किसलय.** पु० न० ( किसलय ) પત્રાંકુર; ટીશી; કુંપળ.

**किसि** स्त्री० ( कृषि ) ખેતીવાડી, ખેતીકર્મ

**किसोर.** त्रि० ( किशोर ) કિશોર અવસ્થાવાળો.

**किसोरी.** स्त्री० ( किशोरी ) કુમારી, યુવતી

**किह.** अ० ( क ) ક્યાં ? ક્યે ઠેકાણે.

**किं.** अ० ( कथम् ) કેમ ? કેવી રીતે

**कीड** पु० ( कीट ) જંતુ, કીડા (૨) ચાર ઇંદ્રિયવાળા જીવની એક જાત

**कीडय.** न० ( कीटज ) કીડાની લાળથી ઉત્પન્ન થતુ સુત્ર. (૨) વસ્ત્ર વિશેષ.

**कीडा** स्त्री० ( क्रीडा ) જુઓ "કિડ્ડા" શબ્દ (૨) માણસની દશ દશાઓ પૈકી બીજી દશા

**कीडाकारी.** स्त्री० ( क्रीडाकारिणी ) ક્રીડા કરાવનારી દાસી

**कीणास.** पु० ( कीनाश ) યમરાજ.

**कीव** न० ( क्लीब ) કાયર; નપુંસક (૨) એક જાતનુ પક્ષી. (૩) ક્લીબ કુમાર

**कीय.** त्रि० ( क्रीत ) ખરીદેલું. વેચાતુ લીધેલુ (૨) સાધુને માટે આહારાદિ વેચાતુ લઈને આપવાથી લાગતો એક દોષ, ૧૬ ઉદ્ગમનમાંનો આઠમો દોષ. (૩) न० ક્રય, ખરીદ.

**कीय** पु० ( कीचक ) વાસ

**कीयकड** त्रि० ( क्रीतकृत ) સાધુને વાસ્તે અગાઉથી વેચાતુ લઈ રાખેલ.

**कीयग.** पु० ( कीचक ) કીચક નામનો રાજા

**कीयगड.** त्रि० ( क्रीतकृत ) જુઓ "કીયકડ" શબ્દ.

**कीया.** स्त्री० ( कीका ) આંખની કીકી

**कीर.** पु० ( कीर ) કાશ્મીર દેશ (૨) त्रि० કાશ્મીર દેશ સબંધી. (૩) કાશ્મીર દેશમાં ઉત્પન્ન થયેલ.

**कीरी.** स्त्री० ( कीरि ) લિપિ વિશેષ; કીર દેશની લિપિ.

**कील** पु० ( कील ) ખીતિ; ખીલો.

**कीलग.** पु० ( कीलक ) ખીલો.

**कीलण** न० ( क्रीडन ) ક્રીડા, રમ્મત

**कीलणधाई** स्त्री० ( क्रीडनधात्री ) બાળકને રમાડનાર દાઈ.

**कीला** स्त्री० ( क्रीडा ) રમ્મત.

**कीलावण** न० ( क्रीडन ) રમાડવુ.

**कीलावणग** त्रि० ( क्रीडनक ) ક્રીડા કરાવનાર.

**कीलावणधाई** स्त्री० ( क्रीडनधात्री ) ક્રીડા કરાવનારી સ્ત્રી-ધાવમાતા.

**कीलिय.** न० ( क्रीडित ) ક્રીડા કરવી, રમવું; ખેલવુ

**कीलिय.** त्रि० ( कीलित ) મંત્રાદિકથી ખીલી મુકેલ.

**कीलिया.** स्त्री० ( कीलिका ) જેમાં હાડકાના સાંધા ખીલીથી જડેલ હોય તે સંઘયણ, ૭ સંઘયણમાંનું પાંચમુ સંઘયણ.

**कीलियासंघयण.** न० ( कीलिकासंहनन ) ૭ સંઘયણમાંનુ પાંચમુ 'કીલિકા' સંઘયણ.

**कीलियासंघयणि.** त्रि० ( कीलिकासंहननिन् ) કીલિકા સંઘયણવાળો.

**कीव** पु० ( कीव ) એ જાતનુ એક પક્ષી.

**कीस.** त्रि० ( कीदृश ) કેવુ ?

**कीस** त्रि० ( किंस्व ) કેવા સ્વભાવવાળો.

**कु.** अ० ( कु ) કુત્સિત, નઠારૂં. (૨) કુમાર. (૩) અધિક; વિશેષ.

**कुइय** त्रि० ( कुचित ) ભરેલું; ઝરેલું

**कुइयण्ण.** पु० ( कुविकर्ण ) ઘણીગાયોનો ધણી; ગો મંડળનો અધિપતિ. (૨) આ નામનો એક ગૃહપતિ

**कुउअ** पु. न० ( कुतुप ) ચામડાનું ઘી ભરવાનુ કુડલુ; કુડલી.

**कुओ.** अ० ( कुतस् ) ક્યાંથી ?

**कुंकण** न० (      ) કોકણદ; રક્ત કમળ. (૨) પુ૦ ચાર ઇંદ્રિયવાળો એક જીવ.

**कुंकण.** पु० ( कोङ्कण ) દેશ વિશેષ.

**कुंकणग्र.** त्रि० ( कोङ्कणज ) કોંકણ દેશમાં જન્મેલ; કોકણ દેશનો વસનાર

**कुंकुम.** न० ( कुङ्कुम ) કેશર (૨) કંકુ

**कुंच.** पु० ( क्रौञ्च ) ક્રૌંચ પક્ષી (૨) પાંચમા તીર્થંકરનું લાંછન.

**कुंच.** पुं० ( क्रौञ्च ) કુંચ નામનો એક અનાર્ય દેશ.

**कुंचिय.** त्रि० ( कुञ्चित ) આગળ વળેલ. કુંડલાકારે થયેલ; વાંકું

**कुंचिया.** स्त्री० ( कुञ्चिका ) કુંચી

**कुंजर.** पु० ( कुञ्जर ) હાથી

**कुंजरसेणा.** स्त्री० ( कुञ्जरसेना ) બ્રહ્મદત્ત ચક્રવર્તીની એક રાણી

**कुंट.** त्रि० ( कुण्ट ) વિકૃત હાથવાળો. ઠુંઠો (૨) કુબડો; ઠીંગણો.

**कुंड.** न० ( कुण्ड ) કુંડી (૨) જલાશય વિશેષ (૩) આજ્ઞા, આદેશ.

**कुंडकोलिय.** पु० ( कुण्डकौलिक ) એ નામના મહાવીર સ્વામીના એક શ્રાવક, દશ શ્રાવકમાંનો એક

**कुंडग** पु० ( कुण्डक ) કણુસલું

**कुंडधार.** पु० ( कुण्डधार ) એક જાતના દેવ

**कुंडधारि.** त्रि० ( कुण्डधारिन् ) આજ્ઞાકારી

**कुंडपुर.** न० ( कुण्डपुर ) એ નામનું એક ગામ

**कुंडमोय.** पु० ( कुण्डमोद ) હાથીના પગના આકારનું કુંડા જેવું માટીનું ઠામ

**कुंडय.** पु० (कुण्डक) એક જાતનું વાસણ; કુંડો.

**कुंडरीय.** पु० ( कुण्डरिक ) કુંડરિક નામનો એક રાજકુમાર.

**कुंडल.** पुं० न० ( कुण्डल ) કાનમાં પહેરવાનું એક આભૂષણ. (૨) કુંડલ નામે દશમો દ્વીપ અને દશમો સમુદ્ર. (૩) દેવ વિશેષ. (૪) પર્વત વિશેષ

**कुंडलभद्द.** पु० ( कुण्डलभद्र ) કુંડલ દ્વીપના અધિપતિ દેવતાનું નામ

**कुंडलमहाभद्द.** पु० ( कुण्डलमहाभद्र ) કુંડલદ્વીપના અધિપતિ દેવતાનું નામ.

**कुंडलवर.** पुं० (कुण्डलवर ) કુંડલવર નામનો દ્વીપ તથા સમુદ્ર. (૨) કુંડલ દ્વીપને ચારે તરફ ફરતો કુંડલવર નામનો પર્વત. (૩) કુંડલવર સમુદ્રના અધિપતિ દેવતા.

**कुंडलवरभद्द** पु० ( कुण्डलवरभद्र ) કુંડલવર દ્વીપના અધિપતિ દેવતાનુ નામ.

**कुंडलवरमहाभद्द.** पु० ( कुण्डलवरमहाभद्र ) કુંડલવર દ્વીપના અધિપતિ દેવતાનુ નામ.

**कुंडलवरोभास.** पु० ( कुण्डलवरावभास ) કુંડલવરોભાસ નામનો એક દ્વીપ તથા સમુદ્ર.

**कुंडलवरोभासभद्द.** पु० ( कुण्डलवरावभासभद्र ) કુંડલવરાવભાસ દ્વીપના અધિપતિ દેવતાનુ નામ

**कुंडलवरोभासमहाभद्द** पु० ( कुण्डलवरावभासमहाभद्र ) કુંડલવરાવભાસ દ્વીપના અધિપતિ દેવતાનુ નામ.

**कुंडलवरोभासमहावर** पु० ( कुण्डलवरावभासमहावर ) કુંડલવરાવભાસ સમુદ્રના દેવતાનુ નામ

**कुंडलवरोभासवर** पु० ( कुण्डलवरावभासवर ) કુંડલવરાવભાસ નામે સમુદ્રના દેવતાનુ નામ

**कुंडला.** स्त्री० ( कुण्डला ) સુવચ્છવિજયની મુખ્ય રાજધાની.

**कुंडलोद.** पु० ( कुण्डलोद ) કુણ્ડલોદ નામનો એક સમુદ્ર.

**कुंडिय.** पु० ( कुण्डिक ) કમડળ.

**कुंडिया.** स्त्री० ( कुण्डिका ) ભાજન વિશેષ; કુંડી. (૨) કમડળ.

**कुंडियायणीय.** पु० ( कुण्डिकायनीय ) કુંડિકાયન ગોત્રવાળો.

**कुंत.** पु० ( कुन्त ) ભાલો.

**कुंतग्ग.** न० ( कुन्ताग्र ) ભાલાની અણી.

**कुंतग्गाह** त्रि० ( कुन्तग्रह ) ભાલો રાખનાર.

**कुंतीदेवी.** स्त्री० ( कुन्तीदेवी ) પાણ્ડુ રાજાની રાણી

**कुंथु.** पु० ( कुन्थु ) કુંથુનાથ નામના ચાલુ ચોવીસીના ૧૭ મા તીર્થંકર અને છઠ્ઠા ચક્રવર્તી. (૨) ત્રણ ઇંદ્રિયવાળો એક જીવ; કુંથવો. (૩) ચમરેન્દ્રની હાથીની સેનાનો અધિપતિ દેવ.

**कुंद** पु० ( कुन्द ) પુષ્પવૃક્ષ વિશેષ (૨) ન૦ મચકુન્દનું ફૂલ; મોગરાનું ફૂલ. (૩) કુંદ નામની વનસ્પતિ; વેલ.

**कुंदुरु.** पु० ( कुन्दुरु ) વનસ્પતિ વિશેષ

**कुंदुरुक्क.** पु० ( कुन्दुरुक्क ) એક જાતની સાધારણ વનસ્પતિ (૨) ચીડ-એક જાતનું સુગંધી ધૂપ દ્રવ્ય; સીલારસ.

**कुंभ** पु० ( कुम्भ ) ઘડો, કળશ (૨) ૧૯ મા તિર્થંકરના પિતા (૩) ૧૮ મા અરનાથ તીર્થંકરના પ્રથમ ગણધરનું નામ. (૪) કુંભીમાં નારકીને પકાવનાર પરમાધામી (૫) કુંભ સ્વપ્ન, ચૌદ સ્વપ્ન તીર્થંકર ચક્રવર્તીની માતા જુએ છે તેમાનું એક. (૬) સાઠ આઢક અથવા ૨૪૦ પ્રન્થ પ્રમાણ માન વિશેષ.

**कुंभकार.** पु० ( कुम्भकार ) કુંભાર

**कुंभकारकडग.** न० ( कुम्भकारकटक ) એક પ્રાચીન નગરનું નામ; જ્યાં પાલક પ્રધાનના પાંચસો શિષ્યોને ઘાણીમાં પીલ્યા હતા.

**कुंभकारी.** स्त्री० ( कुम्भकारी ) કુંભારની સ્ત્રી, કુંભારણ.

**कुंभग.** पु० ( कुम्भक ) મિથિલા નગરીના રાજાનું નામ.

**कुंभग्ग** न० (कुम्भाग्र) મગધ દેશનું એક માપ.

**कुंभय.** पुं० ( कुम्भक ) કુંભરાજા, મલ્લિનાથના પિતા.

**कुंभराय** पु० ( कुम्भराज ) કુંભરાજા.

**कुंभार.** पु० ( कुम्भकार ) કુંભાર.

**कुंभारावाय.** पु० ( कुम्भकारापाक ) કુંભારનો નિભાડો.

**कुंभि.** पु० ( कुम्भिन् ) ઉત્કટ મોહના ઉદયથી જેનું પુરૂષચિન્હ તથા વૃષણ કુંભ જેવડા મ્હોટા થતા હોય તે, દીક્ષાને અયોગ્ય પુરૂષમાંના એક

**कुंभिय** न० ( कुम्भिक ) મગધદેશપ્રસિદ્ધ એક પ્રમાણ. (૨) त्रि० કુંભ પ્રમાણે; ઘડા જેવડું. (૩) पु० એક જાતની વનસ્પતિ.

**कुंभी.** स्त्री० ( कुम्भी ) હાથીનો કુંભસ્થળ. (૨) કુંડી. (૩) નારકીનું ઉત્પત્તિ સ્થાન

**कुंभीपाग.** पु० ( कुम्भीपाक ) કુંભી નામના પાત્રમાં પકાવવું. (૨) નારકીની એક પ્રકારની યાતના

**कुंभीमुह** न० ( कुम्भीमुख ) સાંકડા મોઢાવાળી હાંડલી

**कुम** पु० ( कूर्म ) કાચબો.

**कुकम्मि** त्रि० ( कुकर्मिन् ) કુત્સિત કામ-ધંધા કરનાર, લુહાર, કુંભાર વગેરે.

**कुकम्म** न० ( कुकर्मन् ) ખરાબ કામ.

**कुकुइअ.** न० ( कौकुच्य ) શરીરાદિની ચપલાઇ-કુચેષ્ટા.

**कुकुइअ** त्रि० ( कौकुचिक ) કુચકુચ એવો અવાજ કરનાર.

**कुकुल.** पु० (          ) છાણા.

**कुकुस.** पु० (          ) ધાન્ય આદિનાં ફોતરાં, ભૂસું, કુસકા વગેરે.

**कुकूल.** पु० ( कुकूल ) છાણાનો અગ્નિ.

**कुक्कगय** न० (          ) એક જાતનું ઘરેણું.

**कुक्कुअ.** न० ( कौकुच्य ) કુચેષ્ટા, કામોત્પાદક અંગ વિકાર.

**कुक्कुअ.** त्रि० ( कुकूज ) આક્રન્દ કરનાર.

**कुक्कुआ.** स्त्री० ( कुचकुचा ) ખરવું; ઝરવું.

**कुक्कुइअ.** त्रि० ( कौकुचिक ) ભાંડની માફક કુચેષ્ટા કરનાર; કામ ચેષ્ટા કરનાર.

**कुक्कुइय.** न० ( कौकुच्य ) મુખ નેત્રના વિકારવાળી ક્રિયા–ચેષ્ટા.

**कुक्कुड.** पु० ( कुक्कुट ) કુકડો (૨) એ નામની એક વનસ્પતિ.

**कुक्कुडमंसय.** न० ( कुक्कुटमांसक ) કુકડાનું માંસ. (૨) કોળાપાક.

**कुक्कुडय.** न० ( कुक्कुटक ) જુઓ "કુક્કયય" ૨૦૬.

**कुक्कुडलक्खण** न० ( कुक्कुटलक्षण ) કુકડાના લક્ષણ જોવાની કળા.

**कुक्कुडवसभ.** पु० ( कुक्कुटवृषभ ) મોટો કુકડો

**कुक्कुडिया.** स्त्री० ( कुक्कुटिका ) મુરઘી, કુકડી

**कुक्कुडी.** स्त्री० ( कुक्कुटी ) કુકડી. (૨) માયા, કપટ.

**कुक्कुयय.** न० ( ) ખુંખળો, ધુંધરો.

**कुक्कुर.** पु० ( कुक्कुर ) કુતરો.

**कुक्कुस.** पु० ( ) જુઓ "કુકુસ" ૨૦૬.

**कुक्कुह.** पु० ( कुक्कुह ) ચાર ઇન્દ્રિયવાળો જીવ.

**कुखगइ.** स्त्री० ( कुखगति ) અશુભ વિહાયસ ગતિ–ચાલવાની ગતિ.

**कुग्गह.** पु० ( कुग्रह ) ખોટો આગ્રહ, કદાગ્રહ

**कुग्गहीय.** त्रि० ( कुगृहीत ) નઠારીરીતે ગ્રહણ કરેલું.

**कुचर.** त्रि० ( कुचर ) નઠારૂં આચરણ કરનાર; ચોર, પરસ્ત્રી ગમન કરનાર વગેરે.

**कुचेल.** त्रि० ( कुचेल ) ખરાબ વસ્ત્રધારી; કુત્સિત કપડાં પહેરનાર.

**कुच्च.** न० ( कूर्च ) દાતીયો; વાળ ઓળવાનું સાધન. (૨) એક જાતનું ઘાસ. (૩) ડાઢી.

**कुच्चंधर.** पु० ( कूर्चधर ) ડાઢીવાળો.

**कुच्चग.** न० ( कूर्चक ) કૂર્ચ નામના રોપાનું પાથરણું, જેના કુચડા બને છે તે.

**कुच्चिय** त्रि० ( कूर्चिक ) દાઢી મૂછવાળો.

**कुच्छ** पु० ( कुत्स ) ઋષિ વિશેષ (૨) ગોત્ર વિશેષ.

**कुच्छग.** पु० ( कुत्सक ) એક જાતનું ઘાસ; વનસ્પતિ.

**कुच्छणिज्ज.** त्रि० ( कुत्सनीय ) નિંદા કરવાને યોગ્ય. નિંદાપાત્ર

**कुच्छा.** स्त्री० ( कुत्सा ) નિંદા.

**कुच्छि.** पु० स्त्री० ( कुक्षि ) કુખ. (૨) પેટ; ગર્ભસ્થાન (૩) બે હાથ પ્રમાણ માપ; ગજ.

**कुच्छिकिमि.** पु० ( कुक्षिकृमि ) પેટમાં ઉત્પન્ન થતા કૃમિ; બે ઇન્દ્રિયવાળા જીવ.

**कुच्छिधार.** पु० ( कुक्षिधार ) નાવાનો નિર્યામક; સુકાની (૨) એક પ્રકારનો વહાણનો વેપારી.

**कुच्छिय** त्रि० ( कुत्सित ) ખરાબ.

**कुच्छिवेयणा.** स्त्री० ( कुक्षिवेदना ) પેટનો એક જાતનો રોગ.

**कुच्छिसूल** पु० न० ( कुक्षिशूल ) એક પ્રકારનો રોગ.

**कुच्छुमरिय.** पु० ( कौतुम्भरिक ) એક જાતનું વૃક્ષ.

**कुजअ.** पु० ( कुजय ) જેનો જય કુત્સિત–નિન્દિત છે તે; જુગારિ.

**कुज्ज.** त्रि० ( कुब्ज ) કુબડો, ઠીંગણો.

**कुज्जय** पु० ( कुब्जक ) સેવત્તીનું ઝાડ.

**कुटिल.** त्रि० ( कुटिल ) વાકુંચુકું, વક્ર.

**कुटुंब.** पु० ( कुटुम्ब ) પરિવાર.

**कुट्टण.** न० ( कुट्टन ) કુટવું; મારવું.

**कुट्टणा.** स्त्री० ( कुट्टना ) શારીરિક પીડા.

**कुट्टणी** स्त्री० ( कुट्टनी ) સાબેલું; મૂસલ.

**कुट्टितिया.** स्त्री० ( कुट्टिका ) અનાજને ખાંડનારી.

**कुट्टिम.** पु० ( कुट्टिम ) ભૂમિતળ; ભોંતળીયું.

**कुट्टिय.** त्रि० ( कुट्टित ) કુટેલું. (૨) કાપેલું.

**कुट्टिलग्र.** पु० ( कुट्टिलक ) એ નામના એક સાધુ.

**कुट्ठ.** पु० न० ( कुष्ठ ) કોઠ; એક જાતનો સુગંધી દ્રવ્ય. (૨) કુષ્ટરોગ, કોઢ.

**कुट्ठ.** पु० ( कोष्ठ ) કોઠો; અનાજ ભરવાનો કોઠાર.

**कुट्ठबुद्धि.** त्रि० ( कोष्ठबुद्धि ) એકવાર જાણ્યા પછી નહી ભુલનાર.

**कुट्ठा.** स्त्री० ( कुष्ठा ) આમલી.

**कुट्ठाण.** न० ( कुस्थान ) દુષ્ટ સ્થાન

**कुट्ठि.** त्रि० ( कुष्ठिन् ) કોઢી.

**कुट्ठिश्रा.** स्त्री० ( कोष्ठिका ) માટીની કોઠી.

**कुड.** पु० ( कुष्ठ ) કોઢનો રોગ.

**कुड.** पु० ( कूट ) પર્વત. (૨) દૃષ્ટાન્ત, દાખલો. (૩) અસત્ય. (૪) એક પ્રકારનો પાશ (૫) ઘડો; કળશ (૬) હાથી વગેરેને બાંધવાનુ સ્થાન.

**कुडंग.** पु० न० ( कुटङ्क ) ઘરનુ ઢાંકણું; છાપરૂ. (૨) એ નામનો એક દ્વીપ (૩) વાંસનુ વન.

**कुडंड.** पु० ( कुदण्ड ) પાશ વિશેષ.

**कुडंडिम.** त्रि० ( कुदण्डिम ) લાકડી મારી છીનવી લીધેલુ દ્રવ્ય

**कुडग.** पु० ( कुटक ) જુઓ ' કુડ ' શબ્દ.

**कुडभि.** स्त्री० ( कुटभि ) ન્હાની ધજા.

**कुडय.** पु० न० ( कटज ) ઇંદ્રજવનુ ઝાડ

**कुडव.** पु० (कुडव) અનાજ ભરવાનું એક માપ.

**कुडह.** त्रि० ( ) કદ્રૂપો, બેડોળ.

**कुडागार.** पु० ( कूटागार ) પર્વતના શિખરમાં કોતરેલ ઘર.

**कुडाल.** पु० ( ) હળનો ઉપલો ભાગ.

**कुडिल.** त्रि० (कुटिल ) વાંકુચુંકુ.

**कुडिव्वय.** पु० ( कुटिव्रत ) ઘરમાં રહી ક્રોધાદિક કષાય કે અહંકારનો ત્યાગ કરે તેવા પરિવ્રાજક.

**कुडी.** स्त्री० ( कुटी ) ઓરડી; ઝુંપડી.

**कुडीर.** न० ( कुटीर ) ઝુંપડુ; નિર્ધનનું ઘર.

**कुडुंब** न० ( कुटुम्ब ) કુટુંબ પરિવાર.

**कुडुंबय.** पुं० ( कुस्तुम्बक ) વનસ્પતિ વિશેષ. (૨) કન્દ વિશેષ.

**कुडुंबि** त्रि० ( कुटुम्बिन् ) સંબન્ધી.

**कुडुंबिय.** त्रि० ( कौटुम्बिक ) કુટુમ્બી; ખાસ કુટુમ્બનો માણસ (૨) હજુરી.

**कुडुय.** पु० ( ) પર્વતની ટોચ; શીખર.

**कुडु.** न० ( कुड्य ) દીવાલ; ભીત.

**कुड्डा** स्त्री० ( कुड्या ) પાતાળ કળશાની ઠીકરી.

**कुढावय.** न० ( ) અનુગમન, પછવાડે જવુ

**कुणक** पु० ( कुणक ) કુણક નામની એક વનસ્પતિ.

**कुणाल** पु० ( कुणाल ) કુણાલ નામનો એક દેશ. (૨) કુણાલ રાજા, જેનુ બીજું નામ સપ્રતિ રાજા હતુ.

**कुणाला.** स्त्री० ( कुणाला ) કુણાલા નામે ઉત્તર તરફની એક નગરી, ઉજેણી નગરીનુ બીજું નામ કુણાલા હતુ એમ પણ ક્યાંક લખેલ છે.

**कुणालाहिवइ.** पु० ( कुणालाधिपति ) કુણાલ દેશનો અધિપતિ.

**कुणि.** त्रि० ( कुणि ) હાથ અથવા પગ ન્હાનો મ્હોટો હોય એવા ગર્ભના દોષવાળો.

**कुणिम.** पु० न० ( कुणप ) માંસ. (૨) શબ; મડદુ. (૩) નરકાવાસ વિશેષ. (૪) શબનું રૂધિર

**कुणिय.** पु० ( कूणिक ) કુણિકરાજા; શ્રેણિકનો પુત્ર.

**कुणिया.** स्त्री० ( कुणिता ) જેથી એક હાથ અથવા પગ ન્હાનો મ્હોટો થઇ ગયો હોય તે, સોળ રોગમાંનો એક રોગ.

**कुणहरि.** स्त्री० ( कुन्हरी ) કુન્હરી નામનું કંદ. (૨) એ નામની એક વનસ્પતિ.

**कुतित्थ.** न० ( कुतीर्थ ) દોષવાળાં દર્શન; કુદર્શન.

**कुतित्थि.** त्रि० ( कुतीर्थिन ) } પાખંડી. અ-
**कुतित्थिय.** त्रि० ( कुतीर्थिक ) } સત્યને ભજ-
નાર, મિથ્યાત્વી.

**कुतुंब.** पु० ( कुस्तुम्ब ) એક જાતનું વાજીત્ર

**कुतुव.** पुं० न० ( कुतुप ) ડબગરના બનાવેલા ચામડાનો કુડલો.

**कुत्तार.** त्रि० ( कुतार ) ખરાબ તારૂ; પોતે ડુબે અને બીજાને ડુબાડે તેવો.

**कुत्तिआवण.** पुं० न० ( कुत्रिकापण ) ત્રણ લોકમાં નિપજતી દરેક ચીજ જ્યાંથી વેચાતી મળી શકે તેવી મ્હોટી દુકાન.

**कुत्तिय** न० ( कुत्रिक ) સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ એ ત્રણ લોક. (૨) ત્રણ જગતમાં રહેલ પદાર્થ.

**कुत्थ.** अ० ( कुत्र ) કયાં ?

**कुत्थिअ.** त्रि० ( कुत्सित ) નિન્દિત, ખરાબ.

**कुत्थुंभ.** स्त्री० ( कुस्तुम्बरी ) ધાણાનો ગુચ્છ, કોથમરી.

**कुदंड.** पु० ( कुदण्ड ) એક જાતનું બંધન

**कुदंडग** पु० ( कुदण्डक ) પ્રહાર મારવાનો કોરડો.

**कुदंडिम.** न० ( कुदण्ड ) કુત્સિત દંડ, ગુન્હા કરતાં ઓછો દંડ.

**कुदंसण** न० ( कुदर्शन ) વિપરીત શ્રદ્ધાન; મિથ્યાત્વ દર્શન.

**कुदिट्ठि.** स्त्री० ( कुदृष्टि ) મિથ્યાત્વદષ્ટિ, વિપરીતદષ્ટિ.

**कुद्दाल.** पु० ( कुद्दाल ) કોદાળી. (૨) એ નામનું એક વૃક્ષ.

**कुद्ध.** त्रि० ( क्रुद्ध ) ક્રોધી; ગુસ્સે થયેલ.

**कुपक्ख.** त्रि० ( कुपक्ष ) નીચ પક્ષનો.

**कुप्प.** न० ( कुप्य ) આસન શય્યા વગેરે રાચરચીલું; ઘરવખરી.

**कुप्पर.** पु० ( कूर्पर ) ગાડા કે રથની પિંજણી. (૨) કોણી.

**कुप्पावयणिय.** न० ( कुप्रावचनिक ) પાખંડીઓના પ્રવચનને આધારે તેઓને કરવાનું આવશ્યક નિત્યકૃત્ય. (૨) त्रि० દૂષિત સિદ્ધાન્તને અનુસરનાર.

**कुबेर.** पु० ( कुबेर ) એક જૈન મુનિ.

**कुबेरा.** स्त्री० ( कुबेरा ) જૈન સાધુ ગણની એક શાખા.

**कुब्बर.** पु० ( कूबर ) ધોંસરી, ગાડાની ધુરી. (૨) મલ્લિનાથ પ્રભુનો યક્ષ.

**कुभंड** पुं० ( कुभाण्ड ) એક જાતના દેવ

**कुभंडिंद.** पु० ( कुभाण्डेन्द्र ) કુભાંડ દેવોનો ઇંદ્ર

**कुभोइ** त्रि० ( कुभोजिन ) દુષ્ટ ભોજન કરનાર.

**कुमद.** पु० ( कुमद ) સાતમા દેવલોકનું કુમુદ નામે એક વિમાન

**कुमर.** पु० ( कुमार ) બાળક.

**कुमार** पु० ( कुमार ) કુમાર; કુંવર, અવિવાહિત (૨) ખરાબ મરણ; (૩) અસુર કુમાર આદિ દેવતા. (૪) યુવરાજ, રાજ્યાર્હ પુરૂષ. (૫) લોહકાર, લોહાર. (૬) આશ્વિન માસ.

**कुमारग्गाम.** पु० ( कुमारग्राम ) એ નામનું એક ગામ.

**कुमारपुत्तिय** पु० ( कुमारपुत्रक ) એ નામના એક નિર્ગ્રંથ સાધુ

**कुमारभिच्च.** पु० ( कुमारभृत्य ) આયુર્વેદ શાસ્ત્રનો એક ભાગ કે જેમાં ન્હાના છોકરાઓના રોગની ચિકિત્સા બતાવી છે.

**कुमारवास.** पु० ( कुमारवास ) કુમાર અવસ્થામાં રહેવું તે, બ્રહ્મચર્યાશ્રમ.

**कुमारसमण.** पु० ( कुमारश्रमण ) કુમારાવસ્થામાંથીજ દીક્ષા લીધેલ; બાળ બ્રહ્મચારી.

**कुमारिअ.** पु० ( कुमारक ) ખરાબ શીકારી; કસાઇ.

**कुमारिया.** स्त्री० (कुमारिका) કન્યા; કુમારિકા.

**कुमारी** स्त्री० ( कुमारी ) કુમારિકા; અવિવાહિત સ્ત્રી; કન્યા.

**कुमुद.** न० (कुमुद) સફેદ કમળ; ચંદ્રવિકાશી કમળ (२) પશ્ચિમ મહાવિદેહના દક્ષિણ ખાંડવાની મેરૂ તરફથી છઠી વિજય. (૩) પશ્ચિમ મહાવિદેહના દક્ષિણ ખાંડવાની મેરૂ તરફથી છઠી વિજયનો રાજા. (૪) આઠમા દેવલોકનું કુમુદ નામે એક વિમાન. (૫) આ નામનુ એક શિખર.

**कुमुदकूड** पुं० ( कुमुदकूट ) ભદ્રસાલવનના આઠ દિગ્હસ્તિકૂટમાનુ પાચમુ કૂટ-શિખર

**कुमुदग** न० ( कुमुदक ) એક જાતનુ ઘાસ.

**कुमुदगुम्म** न० ( कुमुदगुल्म ) આઠમા દેવલોકનુ કુમુદગુલ્મ નામે એક વિમાન

**कुमुदप्पहा.** स्त्री० ( कुमुदप्रभा ) જંબુવૃક્ષના ઈશાન ખુણાના વનખડમાં ૫૦ જોજન ઉપર આવેલ એક વાવડી

**कुमुदा.** स्त्री० ( कुमुदा ) કુમુદા નામની મહાવિદેહની એક વિજય. (२) જંબુ વૃક્ષના ઈશાન ખુણાના વનખડમાં ૫૦ જોજન ઉપર આવેલ એક વાવડીનુ નામ.

**कुमुदागर.** पु० ( कुमुदाकर ) કુમુદથી ભરપુર વન.

**कुमुय.** न० ( कुमुद ) ચદ્રવિકાશી કમળ (२) સફેદ ફૂલ.

**कुमुया.** स्त्री० ( कुमुदा ) દક્ષિણ દિશાના અંજનક પર્વતની કુમુદા નામની એક વાવ.

**कुम्म** पुं० ( कूर्म ) કાચબો. (२) કાચબાના દૃષ્ટાંતવાળું જ્ઞાતાસૂત્રનું ચોથું અધ્યયન. (૩) કૂર્મ નામનુ એક ગ્રામ (૪) વીશમા તીર્થંકરનું લાંછન.

**कुम्मग्गाम.** पुं० ( कूर्मग्राम ) મગધ દેશના એક ગામનું નામ.

**कुम्मत्थल.** न० ( कूर्मस्थल ) ગંડસ્થળ; ગાલ.

**कुम्मास.** पु० ( कुल्माष ) એક જાતનું ધાન્ય, અડદ. (२) કળથી. (૩) બાફેલા અડદ; બાકળા.

**कुम्मुण्णया.** स्त्री० ( कूर्मोन्नता ) કાચબાના જેવી ઉન્નતયોનિ-ઉત્પત્તિ સ્થાન કે જેમાંથી અરિહંત ચક્રવર્તી બળદેવ અને વાસુદેવનો જન્મ થાય છે.

**कुयवा.** स्त्री० ( ) એ નામની એક વેલ

**कुरअ.** पु० ( कुरजस् ) એ નામની એક ફકન વનસ્પતિ.

**कुरंग.** पु० ( कुरङ्ग ) હરણ; મૃગ

**कुरज्ज.** न० ( कुराज्य ) ખરાબ રાજ્ય.

**कुरत्था.** स्त्री० ( कुरथ्या ) નહાની શેરી-ગલી.

**कुरय.** पु० ( कुरक ) એ નામની એક વનસ્પતિ

**कुरर.** पु० ( कुरर ) પાણીને કિનારે રહેનાર એક જાતનું પક્ષી, કુરલ.

**कुररी** स्त्री० ( कुररी ) એક જાતનું પક્ષી; ટીટોડી

**कुरल.** पु० ( कुरल ) એક જાતનુ રૂઆની પાંખોવાળું પક્ષી.

**कुरली** स्त्री० ( कुरली ) કરચલી

**कुरविंद.** पुं० ( कुरुविन्द ) એ નામનુ પર્વગ જાતિનુ ઝાડ

**कुरा.** स्त्री० ( कुरा ) અકર્મભૂમિક્ષેત્રવિશેષ.

**कुराय.** पु० ( कुराजन ) ખરાબ રાજા, સીમાડાનો રાજા

**कुरिण** न० ( ) મોટુ જગલ.

**कुरु.** पु० ( कुरु ) કુરૂ નામનો દેશ. (२) કુરૂ નામનો દ્વીપ તથા સમુદ્ર. (૩) મહાવિદેહ ક્ષેત્રમા આવેલ જુગલીયાના ક્ષેત્રો; દેવકુરૂ અને ઉત્તરકુરૂ નામનાં ક્ષેત્ર. (૪) પુ० સ્ત્રી० કુરૂ વંશમાં ઉત્પન્ન થયેલ; કુરૂ વંશીય.

**कुरुराय.** पु० ( कुरुराज ) કુરૂદેશનો રાજા.

**खुर.** पु० ( क्षुर ) अस्त्रो, सजीओ.

**खुरदुग** त्रि० ( खुरद्विक ) ગાય ભેંસ વગેરેની ચામડીમાં ઉત્પન્ન થતા કીટ વગેરે.

**खुरपत्त.** न० ( क्षुरपत्र ) છરો. અસ્ત્રો (૨) છરપલો. (૩) त्रि० છરી જેવા પાંદડાવાળું (૪) न० અસ્ત્રાની ધાર.

**खुरप्प.** पु० ( क्षुरप्र ) અસ્ત્રો. (૨) ખરપો (૩) દાતરડું.

**खुरमुंडअ** न० ( क्षुरमुण्डक ) હજામત કરનાર, નાવી.

**खुरि.** त्रि० ( खुरिन् ) ખરીવાળુ જાનવર

**खुल्ल** पु० न० ( क्षुद्र ) બે ઇંદ્રિયવાળા જીવ, નાના શંખલા

**खुलय.** त्रि० ( क्षुल्लक ) કોડી

**खुव.** पु० ( क्षुप ) નાના છોડવા

**खुवग.** पु० ( ) ખોખો

**खुह.** पु० ( ) અંકુશાકાર (૨) અંકુશાકાર આકાશ પ્રદેશની શ્રેણી

**खुहा** स्त्री० ( क्षुधा ) ક્ષુધા, ભૂખ

**खुहिअ.** त्रि० ( क्षुभित ) ક્ષોભ પામેલ; ત્રાસ પામેલ

**खुहिय** त्रि० ( क्षुधित ) ભુખ્યલ. બુભુક્ષિત

**खेअ.** पु० ( खेद ) સંયમ, વિરતિ. (૨) શ્રાન્તિ.

**खेअ** पु० न० ( क्षेत्र ) આકાશ (૨) ખેડવાની જમીન, ખેતર (૩) જમીન, ભૂમિ (૪) દેશ, ગામ, નગર વગેરે સ્થાન. (૫) ભાર્યા, સ્ત્રી.

**खेचर** पु० स्त्री० ( खचर ) જુઓ " ખચર " શબ્દ.

**खेअणा.** स्त्री० ( खेदना ) ખેદસૂચક વાણી, ખેદ.

**खेअलग.** न० ( खाद्यक ) ખાજલાં, ખાજા

**खेड.** न० ( खेट ) ગામ કરતા મ્હોટુ અને શહેર કરતાં થોડી વસતિનુ સ્થાન, જેને ફરતો ધૂળનો ગઢ હોય તે ખેડો (૨) આસપાસ નદી કે પર્વત આવેલા હોય તેવુ સ્થાન (નગર)

**खेडग** न० ( खेटक ) ઢાલ

**खेडण.** न० ( कर्षण ) ખેડવુ.

**खेडय.** पु० ( खेटक ) લાકડાની નાની પટી

**खेड्ड** न० ( खेल ) ખેલ. ૬૪ કળામાની એક

**खेड्डा** स्त्री० ( क्रीडा ) ક્રીડા, ચોપાટ ગંજીપા વગેરે રમત

**खेणबाण.** पु० ( खबाण ) આકાશબાણ, શસ્ત્ર વિશેષ

**खेत्त.** न० ( क्षेत्र ) આકાશ. જેમા જીવાદિ પદાર્થ નિવાસ કરી શકે તે (૨) દેશ. (૩) જગ્યા, સ્થાન (૪) ઉઘાડી-ખુલ્લી જમીન, ધાન્યના ખેતર; ગરાસ. (૫) રાહુનુ નામ. (૬) પન્નવણાના ત્રીજા પદના ચોવીસમા દ્વારનુ નામ

**खेत्तकप्प** पु० ( क्षेत्रकल्प ) દેશનો રિવાજ.

**खेत्तपरमाणु.** पु० ( क्षेत्रपरमाणु ) ક્ષેત્રઆશ્રી પરમાણુ. આકાશ પ્રદેશને અવગાહી રહેલ પુદ્ગળ પરમાણુ

**खेत्तपलिओपम** न० ( क्षेत्रपल्योपम ) } ક્ષેત્ર
**खेत्तपलिय** न० ( क्षेत्रपल्य ) } પલ્ય, ક્ષેત્રઆશ્રી પલ્યોપમ, પલ્યોપમના એક પ્રકાર.

**खेत्तलोय** पु० ( क्षेत्रलोक ) ક્ષેત્રરૂપલોક, લોકાકાશ

**खेत्तविवागा** स्त्री० ( क्षेत्रविपाकी ) ક્ષેત્રવિપાકી કર્મપ્રકૃતિ

**खेत्ताणुपुव्वी.** स्त्री० ( क्षेत्रानुपूर्वी ) ક્ષેત્રવિષયક અનુપૂર્વી-અનુક્રમ.

**खेत्तादेस.** पु० ( क्षेत्रादेश ) ક્ષેત્રની અપેક્ષા.

**खेत्ति** त्रि० ( क्षेत्रिन् ) ક્ષેત્રવાળો, ખેતરનો ધણી.

**खेत्तेजणा** स्त्री० ( क्षेत्रैजना ) ક્ષેત્રની અપેક્ષાએ કંપવુ તે.

**खेद.** पु० ( खेद ) પીડા; ખેદ.

**खेम.** न० ( क्षेम ) કલ્યાણ, ઉપદ્રવનો અભાવ. (૨) પ્રાપ્ત વસ્તુનું પરિપાલન (૩) ત્રિ૦ કુશળતા યુક્ત, હિતકર

**खेमअ.** पु० ( क्षेमक ) અંતગડસૂત્રના છઠ્ઠા વર્ગના પાંચમા અધ્યયનનું નામ. (૨) કાકંદી નગરીનો રહેવાસી એક ગાથાપતિ.

**खेमंकर.** त्रि० ( क्षेमङ्कर ) ક્ષેમકુશળ (રક્ષા) કરનાર (૨) पु० એ નામનો અડસઠમો મહાગ્રહ. (૩) પાંચમા કુળકરનું નામ (૪) જમ્બૂદ્વીપમાં એરાવતક્ષેત્રમાં થનાર ચોથા કુલકર.

**खेमंधर.** पु० ( क्षेमधर ) જમ્બૂદ્વીપના એરવત ક્ષેત્રમાં થનાર પાંચમા કુલકર (૨) છઠ્ઠા કુલકરનું નામ (૩) त्रि० ઉપદ્રવ દૂર કરનાર

**खेमकर.** त्रि० ( क्षेमकर ) સુખકારી

**खेमपुरी.** स्त्री० ( क्षेमपुरी ) સુકચ્છવિજયની મુખ્ય નગરી-રાજધાની

**खेमय** पु० ( क्षेमक ) આ નામના એક અન્તકૃદ્ જૈનમુનિ

**खेमरूव.** त्रि० ( क्षेमरूप ) કલ્યાણકારક, ઉપદ્રવ રહિત.

**खेमलिज्जिया** स्त्री० ( क्षेमलिका ) જૈનમુનિ ગણની એક શાખા

**खेमा** स्त्री० ( क्षेमा ) કચ્છવિજયના કચ્છરાજાની મુખ્ય રાજધાની.

**खेय** पु० ( खेद ) ખેદ, શ્રમ (૨) કર્મને ખેદ કરાવનાર સંયમ.

**खेयराण.** } त्रि० ( खेदज्ञ ) સંસારના ખેદને-
**खेयन्न.** } દુઃખને જાણનાર.

**खेयर.** त्रि० ( खेचर ) આકાશગામી, પક્ષી. (૨) વિદ્યાધર

**खेरि.** स्त्री० ( ) નાશ.

**खेलअ.** त्रि० ( खेलक ) વેશાંગ ખેલ કરનાર નટ વિશેષ.

**खेल.** पु० ( श्लेष्मन ) નાક તથા મુખમાંથી ચીકણો કફ નીકળે તે, સળેખમ.

**खेलावणधाई** स्त्री० ( क्रीडाधात्री ) બાળકને રમાડવાનું કામ કરનાર ધાવમાતા.

**खेलोसहि.** स्त्री० ( श्लेष्मौषधि ) એક પ્રકારની લબ્ધિ-શક્તિ, મુખથી દર્દીનું દર્દ મટી જાય એવી જાતની શક્તિ

**खेल्ल** न० ( क्रीडा ) ક્રીડા, રમત.

**खेल्लणा.** स्त्री० ( क्रीडा ) રમત ગમત

**खेल्लुड.** पु० ( ) કન્દની એક જાત.

**खेव.** पु० ( क्षेप ) ફેંકવું તે (૨) સ્થાપન કરવું તે

**खेविय** त्रि० ( क्षेपित ) ફેંકાવેલ

**खोउदअ** पु० ( क्षोदोदक ) શેરડીના રસ જેવા પાણીવાળો એક સમુદ્ર

**खोखुब्भमाण.** त्रि० ( चोक्षुभ्यमान ) અતિશય ક્ષોભ પામતું, આકુળવ્યાકુળ થતું

**खोड** पु० ( ) મોટું લાકડું (૨) પ્રદેશ વિભાગ, સ્થળ (૩) પ્રસ્ફોટન; પ્રમાર્જન

**खोड** पु० ( खोट ) વસ્ત્રાદિકનું પડિલેહણ કરતા એક ભાગ જોયા પછી તેના ઉપરની રજ તરણું કે કોઈ જન્તુને ખંખેરવાને તે ભાગનું પ્રમાર્જન કરવું તે

**खोडी** स्त्री० ( ) મોટું લાકડું.

**खोणि** स्त्री० ( क्षोणि ) પૃથ્વી

**खोतवर.** पु० ( क्षोदवर ) ક્ષોદવર નામનો દ્વીપ.

**खोतोद** पु० क्षोदोद ) ક્ષોદોદ નામનો સમુદ્ર.

**खोद** पु० ( क्षोद ) ચૂર્ણન, વિદારણ (૨) ઈક્ષુરસ, શેરડીનો રસ

**खोदवर** पु० ( क्षोदवर ) એ નામનો એક દ્વીપ.

**खोदोअ** } पु० ( क्षोदोद ) સમુદ્ર વિશેષ,
**खोदोद** } જેનું પાણી શેરડીના રસ જેવું મધુર હોય છે. (૨) મધુર પાણીવાળી વાવ. (૩) न० મીઠું પાણી; શેરડીના રસ જેવું મધુર પાણી.

**खोदोदग.** न० ( चोदोदक ) શેરડીના રસ જેવું પાણી

**खोद्द.** न० ( चौद्र ) મધ.

**खोभ.** પું० ( चोभ ) ભય; ક્ષોભ.

**खोभगा** न० ( चोभगा ) આકુળતા, વિહ્વળતા

**खोभिय** त्रि० ( चोभित ) સ્થાનથી ચલાવેલ, ક્ષોભ પમાડેલ.

**खोम** न० ( चौम ) સુતરાઉ કપડું

**खोमपसिगा.** न० ( चौमप्रश्न ) વિદ્યા વિશેષ; જે વસ્ત્રમા દેવતાનું આવાહન કરી શકાય છે તે

**खोमिय.** न० ( चौमिक ) શણ તથા સુતરાઉ વસ્ત્ર. (૨) રેશમી વસ્ત્ર. (૩) ત્રિ० શણ સંબંધી

**खोय.** પુ० ( चोद ) શેરડી. (૨) સાતમા દ્વીપ અને સાતમા સમુદ્રનું નામ

**खोरय.** न० ( ) એક જાતનું ગોળ વાસણ.

**खोल** પુ० ( खोल ) ખોળ, તલ વગેરેનો કુચ્ચો. (૨) ગુપ્તચર; જાસુસ.

**खोसिय** त्रि० ( ) જુનું કરી નાખેલું.

**खोह** પું० ( चोभ ) ભય, ક્ષોભ.

# ग.

**ग.** त्रि० ( ग ) જનાર (૨) પ્રાપ્ત થનાર.

**गइ** स्त्री० ( गति ) ચાલ; ગમન, ધર્માસ્તિકાયનું ખાસ લક્ષણ. (૨) એક ભવમાંથી બીજા ભવમાં જવું તે. ગત્યંતરમા જવું તે. (૩) નિસ્તાર કરનાર, આશ્રયસ્થાન, શરણયોગ્ય (૪) મરીને જ્યાં જવું તે ગતિચાર, નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવના (૫) જ્ઞાન. (૬) નામ કર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ નરકઆદિ ગતિમા જાય છે (૭) પન્નવણા સૂત્રના ત્રીજા પદના બીજા દ્વારનું નામ, કે જેમાં નરક આદિ ગતિ આશ્રી જીવોનું અલ્પાબહુત્વ કહ્યું છે.

**गइनाम** न० ( गतिनामन ) દેવાદિ ગતિનું કારણભૂત કર્મ.

**गइप्पवाय.** પુ० ( गतिप्रपात ) ગતિનું નિયતપણું (૨) એ નામના ગ્રંથનો એક ભાગ.

**गंग.** પુ० ( गङ्ग ) મધ્યાહ્ન નદી ઉતરતાં પગે ટાઢી અને માથે ગરમીનો અનુભવ થાય છે, માટે એક સમયે બે ઉપયોગ હોઈ શકે એમ સ્થાપન કરનાર ગંગ નામનો પાંચમો નિહ્નવ, દ્વિક્રિય મતના પ્રવર્તક આચાર્ય.

**गंगदत्त** પુ० ( गङ्गदत्त ) નવમા વાસુદેવના ત્રીજા પૂર્વભવનું નામ (૨) છઠ્ઠા બળદેવ તથા વાસુદેવના પૂર્વભવના ધર્માચાર્ય. (૩) હસ્તિનાપુરનો રહેવાસી એક ગાથાપતિ

**गंगदत्ता.** स्त्री० ( गङ्गदत्ता ) એક સાર્થવાહની સ્ત્રીનું નામ.

**गंगप्पवाय** પુ० ( गङ्गाप्रपात ) હિમવત પર્વત ઉપરથી નીકળતી ગંગા નદીનો ધોધ જ્યાં પડે છે તે કુંડ

**गंगा.** स्त्री० ( गङ्गा ) ગંગા નદી (૨) ગોશાળાના મત પ્રમાણે કાળ પરિમાણ વિશેષ. (૩) ભીષ્મપિતામહની માતાનું નામ.

**गंगाउल.** પુ० ( गङ्गाकुल ) ગંગા નદીને કાંઠે રહેનાર એક જાતના તાપસ.

**गंगाकुंड** न० ( गङ्गाकुण्ड ) હિમવત પર્વતપર રહેલ એક કુંડ કે જેમાંથી ગંગા નદી નીકળે છે.

**गंगाकूड.** न० ( गङ्गाकूट ) હિમવત પર્વતનુ એક શિખર

**गंगादीव.** પુ० ( गङ्गाद्वीप ) આ નામનો એક બેટ જ્યા ગંગાદેવીનુ ભવન છે

**गंगादेवी.** स्त्री० ( गङ्गादेवी ) ગગા નદીની અધિષ્ઠાત્રી દેવી.

**गंगावत्त.** પુ० ( गङ्गावर्त ) એ નામનો એક દ્રહ

**गंगासय.** न० ( गङ्गाशत ) ગોશાળાના મત પ્રમાણે કાળપરિમાણ વિશેષ.

**गंगासागर.** પુ० ( गङ्गासागर ) આ નામનુ એક પ્રસિદ્ધ તીર્થ કે જ્યા ગગા સમુદ્રને મળે છે

**गंगेय.** પુ० ( गाङ्गेय ) એ નામના એક પાર્શ્વનાથના સતાનીયા (૨) ગગાનો પુત્ર-ભીષ્મપિતા.

**गंज.** પુ० ( गञ्ज ) ગાર્જન. (૨) એક પ્રકારની ખાદ્ય વસ્તુ.

**गंठ** પુ० ( ग्रंथ ) પુસ્તક, શાસ્ત્ર.

**गंठि.** પુ० स्त्री० ( ग्रन्थि ) ગાઠ. (૨) રાગદ્વેષની નિવડ ગાઠ

**गंठिआ** स्त्री० ( ग्रन्थिका ) મોહનીય કર્મની રાગદ્વેષરૂપ ગાઠ.

**गंठिग** त्रि० ( ग्रन्थिक ) કર્મની ગાંઠ સહિત

**गंठिभेय.** त्रि० ( ग्रन्थिभेद ) ⎫ ગાઠ છોડી
**गंठिभेयग.** त्रि० ( ग्रन्थिभेदक ) ⎭ ચોરી કરનાર (૨) પુ० ચોરની એક જાત.

**गंठिम.** न० ( ग्रन्थिम ) ગાઠ દઇને ગુંથેલ માળા વગેરે (૨) ગુચ્છ જાતનુ એ નામનુ ઝાડ.

**गंठिमग.** न० ( ग्रन्थिमक ) એ નામનુ ગુચ્છ જાતનુ વૃક્ષ

**गंठिय** त्रि० ( ग्रथित ) ગુંથેલુ, ગઠેલુ

**गंठिल.** ⎫ त्रि० ( ग्रन्थिमत ) ગાઠવાળુ
**गंठिल्ल.** ⎭

**गंड** પુ० न० ( गण्ड ) કપોળ, ગાલ. (૨) ગુંમડુ, કણ્ઠમાળ, રસોળી વિગેરે. (૩) ગેંડો. (૪) ગેડ (૫) ૧૧ મા તીર્થંકરનુ લાંછન (૬) થાનોલો, સ્તન. (૭) નાવી, હજામ

**गंडअ.** પુ० ( गण्डक ) ઢેલીઓ. (૨) ઢંઢેરો પીટનાર

**गंडमाणिया.** स्त्री० ( गण्डमाणिका ) દેશવિશેષ પ્રસિદ્ધ ધાન્યનુ માપ

**गंडलेहा.** स्त्री० ( गण्डलेखा ) ગાલપાલી, ગાલપર ચોપડેલી કસ્તુરી વગેરેની છટા

**गंडवच्छा** स्त्री० ( गण्डवक्षस्का ) પીન-પુષ્ટ સ્તનયુક્ત છાતીવાળી સ્ત્રી.

**गंडवाणिया** स्त्री० ( गण्डपाणिका ) ડાલાથી નાનુ વાસનુ પાત્ર, સુડલી.

**गंडाग** પુ० ( गण्डक ) હજામ

**गंडि** પુ० ( गण्डि ) જન્તુ વિશેષ

**गंडि** त्रि० ( गण्डिन ) કંઠમાળના રાગવાળો

**गंडिया.** स्त्री० ( गण्डिका ) સામાન્ય અથવા અધિકારવાળી ગ્રન્થ પદ્ધતિ (૨) સોનીની એરણ (૩) શેરડીના કકડા, ગડેરી

**गंडियाणुओग.** પુ० ( गण्डिकानुयोग ) દૃષ્ટિવાદ અન્તર્ગત અનુયોગનો એક વિભાગ

**गंडी.** स्त्री० ( गण्डी ) સોનીની એરણ ગોઠવવાનુ લાકડુ (૨) ગડી પુસ્તક, પહોળાઇમા અને જાડાઇમા સરખુ હોય તે ગડિ પુસ્તક (૩) કમળની કર્ણિકા

**गंडीपद.** ⎫ પુ० ( गण्डीपद ) ગડી-સોનીની
**गंडीपय.** ⎭ એરણ અથવા કમળની કર્ણિકા જેવા પગવાળા જનાવર, હાથી, ગેંડા, વિગેર

**गंडीपोत्थय.** પુ० न० ( गण्डीपुस्तक ) ગણ્ડી નામનું પુસ્તક.

**गंडूयलग.** પુ० ( गण्डूपद ) બે ઇંદ્રિયવાળા જીવની એક જાત.

**गंडूल** પુ० ( गण्डोल ) પેટમાં ઉત્પન્ન થતા કૃમિ

**गंडोवहाणाय** } न० ( गण्डोपधानक ) ગાલ-
**गडोवहाणिय.** } મસૂરીયું

**गंतार.** त्रि० ( गन्तृ ) જનાર, ચાલનાર.

**गंतिय** न० ( गन्तृक ) તૃણ વિશેષ.

**गंतुपच्चागया.** स्त्री० ( गत्वाप्रत्यागता ) એક તરફ ગાચરી કરતા છેડે જઇ બીજી શ્રેણી તરફ ગાચરી કરવી તે, જૈન મુનિઓની ભિક્ષાનો એક પ્રકાર.

**गंतुमग** पु० ( गन्तुमनस् ) જવાની ઇચ્છાવાળો અર્થાત્ અમુક સૂત્ર સમર્પણ કરેલો પછી ભણીને કે સાંભળીને જાઉં એમ બોલનાર અવિનીત શિષ્ય.

**गंथ.** पु० ( ग्रन्थ ) કર્મનો બંધ; કર્મની ગાંઠ (૨) ગ્રંથ, પુસ્તક (૩) બાહ્ય અને અભ્યન્તર પરિગ્રહ; બાહ્ય-ધન ધાન્યાદિ અને અભ્યંતર-કષાયાદિ. (૪) સૂયગડાંગ સૂત્રના ચાૈદમા અધ્યયનનું નામ (૫) સૂત્રાર્થ, શાસ્ત્રની મતલબ (૬) સ્વજન; સંબંધી લોક

**गंथाईअ.** पु० ( ग्रन्थातीत ) પરિગ્રહરહિત જૈન મુનિ

**गंथि.** पु० स्त्री० ( ग्रन्थि ) ગાંઠ

**गंथिम.** त्रि० ( ग्रथिम ) જુઓ " ગંઠિમ " શબ્દ

**गंध.** पु ( गन्ध ) નાસિકા-ઘ્રાણેંદ્રિયનો વિષય; સુગંધ કે દુર્ગંધ. (૨) ગંધ નામનો દ્વીપ તથા સમુદ્ર (૩) આધાકર્મ આદિ ઉદ્‌ગમનના દોષ. (૪) ચૂર્ણ વિશેષ. (૫) न० દેવ વિમાન વિશેષ (૬) त्रि० ગન્ધયુક્ત પદાર્થ

**गंधकासाइया** स्त्री० ( गन्धकाषायिका ) સુગન્ધી કષાય રંગની સાડી.

**गंधजुत्ति** स्त्री० (गंधयुक्ति) સુગંધિ તેલ, અત્તર વિગેરે બનાવવાની યુક્તિનું વિજ્ઞાન

**गंधट्टय.** न० ( गन्धाट्टक ) ગન્ધવાળા દ્રવ્યનું ચૂર્ણ.

**गंधड्ढ.** त्रि० ( गन्धाढ्य ) ગન્ધપૂર્ણ; સુગન્ધથી ભરપુર.

**गंधण.** पु० ( गन्धन ) ગંધન જાતનો સર્પ, કે જે મૂકેલ ઝેર મંત્ર પ્રયોગથી પાછું ચુસી લે છે

**गंधणाम.** न० ( गन्धनामन ) ગન્ધના હેતુ ભૂત કર્મ વિશેષ.

**गंधद्व्व.** न० ( गन्धद्रव्य ) સુગન્ધિત વસ્તુ; સુવાસિત દ્રવ્ય.

**गंधदेवी.** स्त्री० ( गन्धदेवी ) સૌધર્મ દેવલોકની એક દેવી.

**गंधघ्राणि.** स्त्री० (गन्धघ्राणि ) ગન્ધ તૃપ્તિ.

**गंधमादण.** } पु० ( गन्धमादन ) એ નામનો
**गंधमायण.** } ઘોડાના સ્કંધને આકારે એક વખારા પર્વત. (૨) તેનું શિખર.

**गंधवट्टय.** न० ( गन्धवर्त्तक ) સુગન્ધિત લેપદ્રવ્ય.

**गंधवट्टि.** स्त्री० ( गन्धवर्ति ) સુગંધની વાટ, અગરબતી, સુગંધમય ગુટિકા

**गंधवट्टिभूय.** त्रि० ( गन्धवर्तिभूत ) જેમાં ઉત્તમ સુગન્ધ હોય તેવી ગુટિકા વગેરે.

**गंधव्व.** पु० ( गन्धर्व ) ગાયનપ્રિય વ્યન્તર દેવની એક જાત (૨) એક જાતની લિપિ. (૩) કુંથુનાથજીના યક્ષનું નામ. (૪) ગવૈયો; ગાન કરનાર. (૫) न० એક અહોરાત્રિના ત્રીસ મુહૂર્તમાનું ૨૨ મુ મુહૂર્ત (૬) ગંધર્વવિદ્યા; નાટક, (૭) નૃત્યયુક્ત ગાન

**गंधव्व.** त्रि० ( गान्धर्व ) ગંધર્વસંબંધી, ગન્ધર્વ સાથે સબંધ રાખનાર

**गंधव्वकंठ** न० ( गन्धर्वकण्ठ ) એક જાતનું રત્ન.

**गंधव्वघर.** न० ( गन्धर्वगृह ) સંગીતગૃહ, સંગીતશાળા

**गंधव्वनगर** पु० ( गंधर्वनगर ) આકાશમાં ગન્ધર્વ નગરને આકારે થતો વાદળાનો દેખાવ.

**गंधव्वलिवि.** स्त्री० ( गन्धर्वलिपि ) અઢાર લિપિમાંની એક.

**गंधहत्थि.** पु० ( गन्धहस्तिन् ) સુગંધિ મદ ઝરતો હાથી. (૨) કૃષ્ણ વાસુદેવનો વિજય નામનો હાથી.

**गंधहारक** } पु० ( गन्धहारक ) ગંધાર દેશ
**गंधहारग** } (૨) त्रि० તે દેશનો નિવાસી

**गंधार.** पु० ( गान्धार ) સાત સ્વરમાંનો ત્રીજો સ્વર. (૨) એ નામનો એક દેશ.

**गंधारगाम.** पु० ( गन्धारग्राम ) નન્દી આદિ સાત મૂર્ચ્છનાનો આશ્રયભૂત શ્રુતિ સમૂહ

**गंधारी** स्त्री० ( गान्धारी ) અનગડસત્રના પાચમા વર્ગના ત્રીજા અધ્યયનનુ નામ (૨) કૃષ્ણવાસુદેવની એક પટરાણી (૩) નમિનાથજીની દેવીનુ નામ (૪) એ નામની એક વિદ્યા

**गंधावइ** पु० ( गन्धापातिन् ) એ નામનો હૈ૦ રિવર્ષક્ષેત્રમાંનો વાટલો વૈતાઢ્ય પર્વત.

**गंधावाति.** पु० ( गन्धापातिन ) રમ્યકવાસ ક્ષેત્રના મધ્ય ભાગમા આવેલ એક વાટલો વૈતાઢ્ય પર્વત

**गंधि.** त्रि० ( गन्धिन् ) ગન્ધવાળુ

**गंधिय** त्रि० ( गन्धिक ) સુવાસિત, ગન્ધવાળુ. (૨) કરીયાણુ, ગધીઆણુ

**गंधिल.** पु० ( गन्धिल ) પશ્ચિમ મહાવિદેહની ૭ મી વિજય. (૨) એ વિજયનો રાજા.

**गंधिला.** स्त्री० ( गन्धिला ) ગન્ધિલા નામની એક વિજય.

**गंधिलावई.** स्त्री० ( गन्धिलावती ) પશ્ચિમ મહાવિદેહની આઠમી વિજય.

**गंधिलावईकूड.** न० ( गन्धिलावतीकूट ) ગધમાદન પર્વતનુ એક શિખર (૨) એ નામનુ વૈતાઢ્ય પર્વતનુ એક શિખર.

**गंधोदग.** } न० ( गन्धोदक ) સુગન્ધિ જળ.
**गंधोदय.** }

**गंभीर.** त्रि० ( गम्भीर ) સાગરપેટો. ગંભીર. (૨) થાગ વિનાનુ (૩) ગહન, ગીચઝાડીવાળુ. (૪) પ્રકાશ રહિત; અધારાવાળુ. (૫) पु० न० ગહન સ્થાન, ગહન પ્રદેશ. (૬) पु० યદુવંશી રાજા અન્ધકવૃષ્ણિના એક પુત્રનુ નામ

**गंभीरपोय.** न० ( गम्भीरपोत ) એ નામનું એક નગર

**गंभीरमालिणी** स्त्री० ( गम्भीरमालिनी ) નલિનવિજયની પૂર્વ સરહદ ઉપરની એક અન્તરનદી (૨) મહાવિદેહક્ષેત્રની એક એ નામની નગરી

**गंभीरविजय.** पु० ( गम्भीरविजय ) અગાધ આશ્રય, અધારાવાળુ સ્થાન

**गंभीरा.** स्त्री० ( गम्भीरा ) ચાર ઇન્દ્રિયવાળા જીવની એક જાત

**गकारपविभत्ति.** पु० ( गकारप्रविभक्ति ) નાટકનો એક પ્રકાર. ૩૨ પ્રકારના નાટકમાનુ એક

**गगण** न० ( गगन ) આકાશ

**गगणवल्लभ** } न० ( गगनवल्लभ ) વૈતાઢ્ય
**गगनवल्लह.** } પર્વતના દક્ષિણ શ્રેણીનુ મુખ્ય નગર.

**गग्ग.** पु० ( गार्ग्य ) ગાર્ગ્ય ગોત્રમા ઉત્પન્ન થયેલ ગર્ગ નામના આચાર્ય. (૨) ગૌતમ ગોત્રની એક શાખા. (૩) त्रि० તેમા ઉપજેલ પુરુષ.

**गग्गय** } न० ( गद्गद ) શ્વાસ રૂંધાતા
**गग्गर** } બોલવુ તે; ગદ્ગદ કંઠે બોલવુ તે.

**गच्छ** पु० न० ( गच्छ ) સમુદાય; સમૂહ. (૨) ગણ, સઘ; સાધુસમુદાય (૩) એક આચાર્યનો પરિવાર

**गच्छवास.** पु० ( गच्छवास ) સાધુ સમુદાયમાં રહેવું તે.

**गच्छिल्ल.** त्रि० ( गच्छवत् ) ગચ્છવાળો, ગચ્છમા રહેનાર.

**गजसुमाल.** पु० ( गजसुकुमार ) દેવકીજીનો ન્હાનો પુત્ર.

**गज्ज** न० (गद्य ) ગદ્યબંધ લેખ

**गज्जफल.** न० ( ) ગરમ વસ્ત્ર.

**गज्जर** पु० ( गृञ्जन ) ગાજર

**गज्जित्तार.** त्रि० ( गर्जितृ ) ગાજનાર; ગર્જના કરનાર.

**गज्जिय.** न० ( गर्जित ) ગર્જના, ગાજવું તે

**गज्झ** त्रि० ( ग्राह्य ) ગ્રહણ કરવા યોગ્ય.

**गड्ड** पु० ( गर्त ) ખાડો.

**गड्डुय.** न० ( ) ગાડું.

**गड्डरिगा** } **गड्डरिया** } स्त्री० ( ) બકરી. (૨) ઘેટી; ગાડરડી

**गड्डा** स्त्री० ( गर्ता ) મોટી ખાઈ.

**गड्डी.** स्त्री० ( ) ગાડી.

**गड्डिअ.** त्रि० ( गृद्ध ) આસક્તિ પામેલ, ગૃદ્ધ થએલ.

**गढ** पु० ( ) કિલ્લો, ગઢ, દુર્ગ.

**गढिय.** त्रि० ( गृद्ध ) ગૃદ્ધ, આસક્ત. (૨) અત્યન્ત

**गढिय.** त्रि० ( ग्रथित ) ગુંથેલ, રચેલ.

**गण** पु० ( गण ) સમુદાય, સમૂહ. (૨) ગણવું, ગણના કરવી (૩) મલ્લ આદિનો સમુદાય. (૪) ગચ્છ, સમાન ક્રિયાવાળા સાધુનો સમુદાય. (૫) ચાન્દ્રાદિ કુલનો સમૂહ; કોટિકાદિગણ.

**गणग.** पु० ( गणक ) જ્યોતિષ શાસ્ત્ર જાણનાર; જ્યોતિષી; જોશી

**गणण.** न० ( गणन ) ગણવું, ગણત્રી કરવી.

**गणणा.** स्त्री० ( गणना ) ગણતરી; એક, દસ, સો, ઇત્યાદિ ક્રમથી ગણવા.

**गणराय.** पु० ( गणराज ) સામન્ત રાજા. (૨) સેનાપતિ.

**गणहर.** पु० ( गणधर ) ગણધર; તીર્થંકરના મુખ્ય શિષ્ય. (૨) આચાર્યની આજ્ઞા અનુસાર સાધુ સમુદાયને લઇ મંડલમંડળમાં વિચરનાર સમર્થ સાધુ

**गणावच्छेइणी.** स्त्री० ( गणावच्छेदिनी ) ગચ્છની સાધ્વીઓની સાર સભાળ કરનાર સાધ્વી

**गणावच्छेइय** } **गणावच्छेदय** } **गणावच्छेयय.** } पु० ( गणावच्छेदक ) ગણના સાધુઓનો વસ્ત્રપાત્ર આહારાદિથી સાર સંભાળ કરનાર સાધુ.

**गणि** पुं० ( गणिन् ) આચાર્ય; સૂરિ, ગચ્છના ઉપરી. (૨) પરિચ્છેદ; સિદ્ધાન્ત.

**गणिअ.** त्रि० ( गणक ) ગણિતવેત્તા; જ્યોતિષી

**गणिणी.** स्त्री० ( गणिनी ) ગણમાંના મ્હોટા સાધ્વી, પ્રવર્તિની સાધ્વી.

**गणित** न० ( गणित ) ગણિતકળા (૨) અંકલિપિ.

**गणिपिडग.** } **गणिपिडय.** } न० (गणिपिटक) જિન પ્રવચન, જૈનતત્વોનો ખજાનો; આચાર્યની પેટી કે જેની અન્દર શાસ્ત્રીયતત્વો ભરવામાં આવ્યાં હોય તે આચારાંગાદિ સૂત્ર, દ્વાદશાંગી.

**गणिम.** त्रि० ( गण्य ) ગણિમ; એક બે ત્રણ વગેરે સંખ્યાથી ગણાય તે.

**गणिय.** न० ( गणित ) ગણિતકળા; હિસાબની કળા (૨) त्रि० ગણેલું; સંખ્યા કરેલું. (૩) न० ગણત્રી; સંખ્યા (૪) જૈન સાધુઓનું એક કુળ

**गणिय** पु० ( गणिक ) ગણિતશાસ્ત્રના જ્ઞાતા.

**गणियलिवि** स्त्री० ( गणितलिपि ) ગણિતલિપિ; ૧૮ લિપિમાંની એક.

**गणिया** स्त्री० ( गणिका ) વેશ્યા.

**गणिविज्जा.** स्त्री० ( गणिविद्या ) ૨૯ ઉત્કાલિક સૂત્રમાંનું વીસમું સૂત્ર.

**गणेत्तिआ.** स्त्री० (          ) सन्यासीना હાથનુ આભરણ; રૂદ્રાક્ષની બનાવેલી હાથની માળા.

**गत.** त्रि० ( गत ) ગયેલ (૨) પ્રાપ્ત થએલ.

**गति.** स्त्री० ( गति )જુઓ 'ગઇ' શબ્દ

**गत्त.** न० ( गात्र ) શરીર.

**गत्त.** पु० ( गर्त ) ખાડા.

**गत्तग.** न० ( गात्रक ) પલંગાદિની ઇસ અને ઉપલાં.

**गत्ता** स्त्री० ( गर्ता ) મ્હોટી ખાઇ.

**गत्थ** त्रि० ( ग्रस्त ) ગ્રાસ કરેલ

**गद्दतोय** पु० ( गर्दतोय ) લોકાન્તિક દેવતાની નવ જાતિ પૈકી એક જાત.

**गद्दभ** पु० } ( गर्दभ ) ગધેડા
**गद्दह** }

**गद्दभय** पु० ( गर्दभक ) ગધેડાના ચાંદામા ઉ-ત્પન્ન થતા એક જાતના જન્તુ

**गद्दभालि** पु० ( गर्दभालि ) ગર્દભાલિ નામના સાધુ (૨) એક સન્યાસિના ગુરૂ.

**गद्ध.** पु० ( गृध्र ) ગીધ પક્ષી.

**गन्ना.** स्त्री० ( गणना ) સંખ્યા, ગણના

**गब्भ.** पु० ( गर्भ ) ગર્ભાશય, પેટ (૨) મધ્ય, વચલો ભાગ (૩) રેશમનો કા-કોટો. (૪) ઉત્પત્તિસ્થાન, જન્મસ્થાન.

**गब्भगरा** स्त्री० ( गर्भकरी ) જેના પ્રભાવે ગર્ભ ઉત્પન્ન થાય તેવી વિદ્યા, ૪૦ વિદ્યામાની એક.

**गब्भघर.** न० ( गर्भगृह ) સૌથી વચ્ચેનો ઓરડો; અન્દરનો હોલ (૨) ભોંયરૂ.

**गब्भत्थ** त्रि० ( गर्भस्थ ) ગર્ભમા રહેનાર; ગર્ભથી ઉત્પન્ન થનાર મનુષ્ય વગેરે.

**गब्भवक्कंति.** स्त्री० ( गर्भव्युत्क्रान्ति ) ગર્ભાશયમા ઉત્પત્તિ.

**गब्भवक्कंतिअ.** त्रि० ( गर्भव्युत्क्रान्तिक ) ગર્ભા-શયમાં જેની ઉત્પત્તિ થાય છે તે

**गब्भिज्ज.** पु० ( गर्भज ) વહાણનો નોકર

**गब्भिणी.** स्त्री० ( गर्भिणी ) ગર્ભવતી સ્ત્રી.

**गब्भिय** त्रि० (गर्भित ) ગર્ભિત, વચ્ચે પોલ સહિત. (૨) અદર ગર્ભવાળુ.

**गब्भिया.** स्त्री० ( गर्भिता ) ગર્ભવતી સ્ત્રી.

**गब्भिल्लु.** पु० ( गर्भज ) જુઓ "ગબ્ભિજ્જ" શબ્દ.

**गभीर** पु० ( गभीर ) ૧ અંતગડસૂત્રના પહેલા વર્ગના ૪ થા અધ્યયનનુ નામ. (૨) અન્ધક વૃષ્ણિરાજાના પુત્ર ચોથા દશાર (૩) ઉંડુ. (૪) મ્હોટું.

**गम.** पु० ( गम ) સૂત્રનો આલાવો. (૨) જ્ઞાન; વર્ણન (૩) જવુ ચાલવુ. (૪) પ્રકાર, ભેદ (૫) અર્થપરિચ્છેદ, અર્થની જુદી જુદી ભગી; (૬) વ્યાખ્યા; ટીકા. (૭) બોધ, જ્ઞાન, સમજ. (૮) માર્ગ; રસ્તો

**गमअ** } पु० ( गमक ) આલાવો; સરખા
**गमग.** } પાઠનો વાક્યસમૂહ (૨) વર્ણન; અધિકાર (૩) ગમનશીલ. (૪) त्रि० બોધક

**गमण** न० } ( गमन ) ચાલવુ; જવુ. (૨)
**गमणया** स्त्री० } બોધ થવો, જાણવુ.

**गमणिज्ज** त्रि० ( गमनीय ) ગમતુ; રૂચતું. (૨) ઉલંઘન-પાર પામવા યોગ્ય (૩) જાણવા યોગ્ય, પ્રકાશવા યોગ્ય.

**गमणी** स्त्री० ( गमनी ) એક જાતની આ-કાશમા ઉડવાની વિદ્યાધરોની વિદ્યા.

**गमिय** त्रि० ( गमित ) બોધ કરેલ; નિવેદન કરેલ.

**गमिय.** न० ( गमिक ) જેમા એક સરખા ઘણા પાઠ હોય તે બારમુ દષ્ટિવાદ નામે અગસૂત્ર.

**गम्म.** त्रि० ( गम्य ) મેળવી શકાય તેવું; પ-હોચી શકાય તેવું. (૨) ગમન કરવા યોગ્ય.

**गय.** त्रि० ( गत ) ગયેલ, અદશ્ય થયેલ. (૨) પ્રાપ્ત થયેલ. (૩) પ્રવૃત્ત. (૪) રહેલ. (૫)

प्रविष्ट. (६) વ્યવસ્થિત. (૭) न० गति; ગમન.

**गय.** पुं० ( गद ) રોગ; બિમારી.

**गय.** पु० ( गज ) હાથી. (२) ગુચ્છો. (૩) અંતગડસૂત્રના ત્રીજા વર્ગના આઠમા અધ્યયનનું નામ (४) વાસુદેવ રાજાની દેવકી રાણીના સૌથી ન્હાના પુત્ર. (५) સાતમા દેવલોકના ઇંદ્રનું ચિહ્ન-નિશાની. (६) દિશાકુમાર જાતના દેવતાનું ચિહ્ન; તેના મુગટમાં હાથીને આકારે નિશાની હોય છે તે. (७) બીજા તીર્થંકરનું લાંછન.

**गयंक.** पु ( गजाङ्क ) દેવોની એક જાત.

**गयंद.** पु० ( गजेन्द्र ) હાથીમાં ઇન્દ્ર સમાન ઐરાવત હાથી.

**गयकराग** पु० ( गजकर्ण ) ગજકર્ણ નામનો છઠ્ઠો અન્તર દ્વીપ. (२) તે દ્વીપમાં રહેનાર મનુષ્ય.

**गयकन्न** पु० ( गजकर्ण ) એ નામનો એક અનાર્ય દેશ (२) ગજકર્ણ નામનો એક અન્તરદ્વીપ. (३) त्रि० તે દ્વીપમાં અને તે દેશમા રહેનાર.

**गयण.** न० ( गगन ) આકાશ.

**गयपुर.** न० (गजपुर.) કુરૂ દેશમાનું એક પ્રસિદ્ધ નગર, હસ્તિનાપુર.

**गयमारिणी.** स्त्री० ( गजमारिणी ) ગુચ્છવાળી એ નામની વનસ્પતિ

**गयमुह.** पुं० ( गजमुख ) ગજમુખ નામે અનાર્ય દેશ.

**गयवइ.** पु० ( गजपति ) ગજેન્દ્ર, શ્રેષ્ઠ હસ્તી

**गयवइया.** } स्त्री० ( गतपति ) વિધવા સ્ત્રી.
**गयवई.** }

**गयविलंबिय.** पु० ( गजविलम्बित ) હાથીની વિશેષ ગતિવાળું નાટક, નાટકનો એક પ્રકાર.

**गयवीही.** स्त्री० ( गजवीथी ) રોહિણી આદિ નક્ષત્રમાં શુક્ર ગતિ કરે તે ગજવીથી.

**गयसुकुमाल.** पु० ( गजसुकुमाल ) કૃષ્ણ મહારાજના ન્હાના ભાઈ; ગજસુકુમાલ નામથી પ્રસિદ્ધ જૈન મુનિ.

**गया.** स्त्री० ( गदा ) કૌમોદકી નામે ગદા; વિષ્ણુનું એક આયુધ.

**गयाहर.** पु० ( गदाधर ) વાસુદેવ.

**गर.** पु० ( गर ) ઝેર, વિષ

**गरल** न० (गरल) રહસ્ય. (२) त्रि० અપ્રકટ; અસ્પષ્ટ.

**गरहणया** स्त्री० } ( गर्हणा ) ગુરૂની સાક્ષીએ
**गरहणा.** } પોતાના અતિચાર-દોષોની નિન્દા કરવી, પશ્ચાત્તાપ કરવો તે

**गरहणिज्ज.** त्रि० ( गर्हणीय ) નિન્દનીય, નિન્દવા લાયક.

**गरहा.** स्त्री० ( गर्हा ) નિન્દા.

**गरहिअ.** त्रि० ( गर्हित ) ગર્હા કરેલ, તિરસ્કાર કરેલ.

**गरहिज्जमाण** त्रि० ( गर्ह्यमाण ) લોક સમક્ષ નિન્દાને યોગ્ય.

**गरहित.** } त्रि० ( गर्हित ) નિંદેલું; ગર્હા કરેલ
**गरहिय** }

**गराइ.** न० ( गरादि ) દરેક માસના શુક્લ પક્ષમાં સાતમ અને ચૌદશને દિવસે તથા બીજ અને દશમની રાતે તેમજ કૃષ્ણપક્ષમા છઠ્ઠ અને તેરશને દિવસે તથા બીજ અને નોમની રાતે આવતુ સાત ચરકરણમાંનું પાચમુ કરણ, ૧૧ કરણમાંનું પાંચમુ કરણ.

**गरिट्ठ.** त्रि० ( गरिष्ठ ) સૌથી મોટું.

**गरिहणा.** स्त्री० ( गर्हणा ) નિન્દા.

**गरिहणिज्ज.** त्रि० ( गर्हणीय ) ગુરૂ સન્મુખ નિન્દવા યોગ્ય.

**गरिहा.** स्त्री० ( गर्हा ) ગુરૂની સાક્ષીએ કરેલા પાપની નિન્દા કરવી તે.

**गरुई** स्त्री० ( गुर्वी ) મોટી; ભારે.

**गरुड.** पु० (गरुड) શાંતિનાથજીના યક્ષનું નામ.

**गरुडासण.** न० ( गरुडासन ) ગરૂડના આકાર જેવું આસન.

**गरुडोववाय** पु० ( गरुडोपपात ) ७२ સૂત્રમાનુ એક

**गरुय** त्रि० ( गुरुक ) ભારે, વજનદાર.

**गरुल.** पु० ( गरुड ) ગરૂડ પક્ષી. (૨) વાણ-વ્યંતર દેવતાની એક જાત. (૩) સુવર્ણ કુમાર દેવતાનું ચિન્હ, તેના મુગટમા રહેલ ગરૂડાકાર નિશાની (૪) ભવનપતિ દેવોની એક જાત, સુવર્ણ કુમાર દેવ.

**गरुलकेउ.** पु० ( गरुडकेतु ) ગરૂડના ચિહ્નવાળી જેની ધ્વજા છે તે. વાસુદેવ.

**गरुलज्झय.** } **गरुलद्धय.** } पु० ( गरुडध्वज ) ગરૂડપક્ષીના ચિત્રવાળી ધ્વજા. (૨) કૃષ્ણ વાસુદેવ (૩) દેવ જાતિ વિશેષ. સુવર્ણ કુમાર દેવ.

**गरुलवूह** पु० ( गरुडव्यूह ) ગરૂડને આકારે વ્યૂહરચના કરવાની કળા

**गरुलासण.** न० ( गरुडासन ) જુઓ " ગરૂડાસણ " શબ્દ

**गरुलोववाय.** न० ( गरुडोपपात ) શાસ્ત્ર વિશેષ, જેને યાદ કરવાથી ગરૂડ દેવ પ્રત્યક્ષ થાય તે

**गल.** पुं० ( गल ) ગળુ, કંઠ, ગરદન (૨) માછલાનુ ગળુ વિંધનાર જાળની અન્દરનો કાંટો

**गलकंबल** पु० ( गलकम्बल ) ગાયોને ગળે લટકતી ચામડી હોય છે તે, ગલકંબલ

**गलच्छल्ल.** पु० ( ) ગળુ પકડી પાછુ હઠાવવુ.

**गलत्थल्ल.** पु० ( ) હાથથી ગળુ પકડવુ.

**गलि.** त्रि० ( गलि ) ગળીયો. નિયતખોટો

**गलिय.** त्रि० ( गलित ) ગળી ગયેલુ, પિગળી ગયેલ. (૨) વરસી રહેલ.

**गलोई** स्त्री० ( गडूची ) ગુલવેલ નામની વનસ્પતિ.

**गल्ल** पु० ( गल्ल ) ગાલ.

**गव** पु० स्त्री० ( गो ) પશુ, જાનવર. (૨) ગાય.

**गवक्ख** पु० ( गवाक्ष ) ગોખ; ઝરૂખો; બારી. (૨) ગવાક્ષની આકૃતિનુ રત્ન વિશેષ.

**गवक्खजाल** न० ( गवाक्षजाल ) રત્નનો ઢગલો; (૨) જાળીવાળી બારી

**गवच्छ** पु० ( ) ઢાંકણ; આચ્છાદન.

**गवच्छिय** त्रि० ( ) આચ્છાદિત; ઢાંકેલ

**गवत्त.** न० ( गवात्त ) ગાયનો ખોરાક, ઘાસ

**गवय**, पु० ( गवय ) રોઝ, ગાય જેવો એક ચોપગા પશુ.

**गवर** पु० ( ) એક જાતની વનસ્પતિ.

**गवल** न० ( गवल ) ભેંસ કે પાડાનુ શિંગડુ.

**गवाणी.** स्त्री० ( गवादनी ) ગાયોને ખાવાની તથા રહેવાની જગ્યા, ગમાણ

**गवालिय** न० ( गवालीक ) ગાયની બાબતમા જુઠ્ઠુ બોલવુ તે

**गविट्ठ** त्रि० ( गवेषित ) એષણા ગવેષણા દોષ રહિત શોધેલુ. ખોળેલુ.

**गविट्ठ** त्रि० ( गर्विष्ठ ) અભિમાની

**गवेधुआ** स्त्री० ( गवेधुका ) જૈન મુનિ ગણની એક શાખા.

**गवेलग.** } **गवेलय.** } पु० स्त्री० ( गवेलक ) ગાડર; મેંઢો (૨) ગાય અથવા મેંઢો.

**गवेसअ.** पु० ( गवेषक ) અન્વેષણા—શોધ કરનાર.

**गवेसइत्तार.** त्रि० ( गवेषयितृ ) ગવેષણા કરનાર, શોધનાર.

**गवेसण.** न० ( गवेषण ) વ્યતિરેક ધર્મનું આલોચન.

**गवेसणया.** } **गवेसणा.** } स्त्री० ( गवेषणा ) શોધ; તપાસ (૨) શુદ્ધ આહારની યાચના. (૩) આહાર ગ્રહણ કરવો તે.

**गवेसाविय.** त्रि० ( गवेषित ) બીજા પાસે તપાસાવેલ.

**गवेसिय.** त्रि० ( गवेषित ) શોધી-તપાસી આણેલું.

**गव्व.** पु० ( गर्व ) ગર્વ; માન અહંકાર

**गव्विय.** त्रि० ( गर्वित ) અભિમાની.

**गसिय.** त्रि० ( ग्रसित ) ધસાઇ ધએલુ.

**गह.** न० ( गृह ) ઘર; નિવાસસ્થાન.

**गह** पु० ( ग्रह ) ૮૮ ગ્રહ; જ્યોતિષી દેવતાની ત્રીજી જાતિ (૨) ગાયનના આરંભનો આલાપ (૩) લેવું; પકડવું. (૪) કર્મનો બન્ધ (૫) ગૃદ્ધિ; આસક્તિ

**गहगज्जिय.** न० ( ग्रहगर्जित ) ગ્રહો ચળાયમાન થવાની ગર્જના થાય તે

**गहचरिय.** न० ( ग्रहचरित ) જ્યોતિષ શાસ્ત્રનુ જ્ઞાન.

**गहजुद्ध.** न० ( ग्रहयुद्ध ) બે ગ્રહોનુ એક નક્ષત્રની દક્ષિણ ઉત્તરે સમશ્રેણીમાં રહેવુ તે.

**गहण.** त्रि० ( गहन ) નિબિડ, ઝાડીવાળુ, ગહન (૨) જેનો પાર પામી ન શકાય તેવુ. (૩) નિર્જલ પ્રદેશ (૪) અન્યને છેતરવા માટે કપટ કરવુ તે.

**गहण** न० ( ग्रहण ) ગ્રહણ કરવુ, સ્વીકારવુ; લેવુ. (૨) त्रि० આકર્ષણ કરનાર, ખેંચનાર. (૩) ગ્રાહ્ય; ગ્રહણ કરવા યોગ્ય (૪) पु० न० અવાજ, શબ્દ. (૫) ઇન્દ્રિય (૬) ચંદ્રસૂર્યનો ઉપરાગ. (૭) શિક્ષા વિશેષ.

**गहणय.** न० ( ) આભૂષણ-ઘરેણુ

**गहणया** स्त्री० ( ग्रहण ) ગ્રહણ કરવુ, ધારવુ.

**गहणी.** स्त्री० ( ग्रहणी ) ઝાડાનો રોગ; અતિસાર રોગ, સંગ્રહણી. (૨) ગુદાશય; ગુહ્ય સ્થાન.

**गहदंड.** पु० ( ग्रहदण्ड ) ગ્રહોની દંડની પેઠે ત્રીછી શ્રેણી.

**गहभिन्न.** न० ( ग्रहभिन्न ) જે નક્ષત્રની વચ્ચે થઇ ગ્રહ પસાર થાય તે નક્ષત્ર કે જેમાં દીક્ષા આદિ કાર્ય કરવાથી હાનિ થાય માટે વર્જવા કહેલ છે.

**गहमुसल.** न० ( ग्रहमुशल ) મુશળને આકારે ગ્રહોની ઉંચી શ્રેણી.

**गहर** पु० ( गृध्र ) ગીધ પક્ષી.

**गहवइ** पु० ( गृहपति ) ગૃહપતિ; ગૃહસ્થ.

**गहवइणी.** स्त्री० ( गृहपत्नी ) ઘરધણીયાણી; ગૃહસ્વામિની.

**गहवेह** पु० ( ग्रहवेध ) સૂર્ય ચન્દ્રાદિ સાથે ગ્રહનો વેધ.

**गहसिंघाडग.** न० ( ग्रहशृगाटक ) શીંગોડાના ફળની પેઠે ગ્રહોનુ રહેવુ તે. (૨) ગ્રહયુગ્મ; ગ્રહનું જોડકુ.

**गहिअ.** त्रि० ( गृद्ध ) આસક્ત; તલ્લીન.

**गहिय** त्रि० ( गृहीत ) લીધેલું, ગ્રહણ કરેલું. (૨) પકડેલુ. (૩) જાણેલુ

**गहिर.** त्रि० ( गभीर ) ગહેરૂ; અગાધ.

**गाअ** पु० ( गो ) બળદ.

**गाअ.** न० ( गात्र ) શરીર; દેહ (૨) શરીરના અવયવ.

**गाइअ** न० ( गीत ) ગાયન; ગીત.

**गाइर.** पु० ( गायक ) ગાનાર; ગવૈયો.

**गाई.** स्त्री० ( गो ) ગાય.

**गाउ** पु० ( गव्यूत ) ગાઉ; બે હજાર ધનુષ્ય પ્રમાણ ક્ષેત્ર.

**गाउय** न० ( गव्यूत ) બે હજાર ધનુષ્ય પરિમિત ક્ષેત્ર; ગાઉ.

**गागर.** पु० ( ) એક જાતનું માછલું. (૨) સ્ત્રીઓને પહેરવાનો ઘાઘરો.

**गागरी.** स्त्री० ( गर्गरी ) પાણી ભરવાની ગાગર.

**गागलि.** पु० ( गागलि ) એ નામના એક જૈન મુનિ.

**गाढ.** त्रि० (गाढ) દૃઢ; મજબૂત. (૨) સર્પાદિના ઝેરની તીવ્ર વેદના-મરણાંત કષ્ટ. (૩) અત્યંત, ઘણુ.

**गायंगणिश्र.** त्रि० ( गायागणिक ) ૭ માસની અંદર એક ગણ છોડી બીજા ગચ્છમાં દાખલ થનાર.

**गात्त.** न० ( गात्र ) શરીરના અવયવો

**गाथा** स्त्री० ( गाथा ) આર્યા વગેરે છંદ, શ્લોક.

**गाम.** पु० ( ग्राम ) ગામ; વસ્તી (૨) પ્રાણિ-સમૂહ. (૩) સંગીતશાસ્ત્ર પ્રસિદ્ધ મૂર્છનાના આશ્રયરૂપ ષડ્જાદિ ત્રણ ગ્રામ (૪) ઇંદ્રિય સમૂહ.

**गामउड.** } **गामऊड.** } पु० (     ) ગામનો મુખી

**गामंतिय.** न० ( ग्रामान्तिक ) ગામની સીમા (૨) त्रि० ગામની સીમામાં રહેનાર. (૩) જૈનેતર એક વિદ્વાન.

**गामकंडग.** } **गामकंडय** } पु० ( ग्रामकण्टक ) ઇન્દ્રિય સમૂહરૂપ કાંટા (૨) દુર્જનોના નઠારા શબ્દો; ગાળો દેવી તે.

**गामधम्म.** पु० ( ग्रामधर्म ) ગ્રામ-ઇન્દ્રિય સમૂહના ધર્મ-શબ્દ રૂપ રસ ગન્ધ અને સ્પર્શ એ પાંચ વિષય. (૨) ગામડાંનો આચારવિચાર. (૩) વિષયની ઇચ્છા. (૪) ઇન્દ્રિયોનો સ્વભાવ (૫) વિષય પ્રવૃત્તિ, મૈથુન.

**गामपिंडोलग.** पु० (     ) ભીખ માગી પેટ ભરવાને ગામડાંનો આશ્રય લેનાર ભીખારી.

**गामरक्ख.** पुं० ( ग्रामरक्ष ) ગ્રામનું રક્ષણ કરનાર; કોટવાળ.

**गामरक्खय.** पु० ( ग्रामरक्षक ) કોટવાળ. ગામેતિ.

**गामि.** त्रि० ( गामिन् ) જનાર; પહોંચનાર.

**गामिश्र.** त्रि० ( ग्रामिक ) વિષયાભિલાષી.

**गामिल्ल.** त्रि० ( ग्रामीण ) ગ્રામવાસી. ગામડીયો

**गामेयग.** त्रि० ( ग्रामेयक ) ગામડાંનો રહીશ. ગામડીઓ.

**गामेलुअ.** } **गामेल्ल.** } **गामेल्लय.** } त्रि० ( ग्रामीण ) જુઓ "गामिल्ल" શબ્દ

**गाय.** पु० ( गो ) બળદ.

**गाय.** न० ( गात्र ) શરીરના અવયવો.

**गायभेय.** पु० ( गात्रभेद ) શરીરનો નાશ કરી લુંટનાર ચોરની એક જાત.

**गार.** न० ( अगार ) ગૃહ, મકાન.

**गारत्थ.** पु० स्त्री० ( अगारस्थ ) ગૃહસ્થાશ્રમી; ઘરબારી.

**गारत्थिणी** स्त्री० ( अगारस्था ) ગૃહસ્થની સ્ત્રી.

**गारत्थिय** पु० स्त्री० ( अगारस्थित ) ગૃહસ્થ; સંસારી.

**गारव** पु० न० ( गौरव ) ગુરૂપણું; મોટાઇ. (૨) ગૃદ્ધિ, આસક્તિ. (૩) ગર્વ; અભિમાન.

**गारविय.** त्रि० ( गौरवित ) ગર્વવાળુ, ગર્વિષ્ઠ (૨) લાલસાવાળા, અભિલાષી.

**गारहत्थिया** स्त्री० ( गार्हस्थिका ) ગૃહસ્થની ભાષા; બેટા બાપ, મામા, વગેરે શબ્દોથી પરને બોલાવવુ તે.

**गारि** पु० स्त्री० ( अगारिन् ) સંસારી; ગૃહસ્થ.

**गारुड.** } **गारुल** } त्रि० ( गारुड ) ગરૂડ સબંધી. (૨) न० શાસ્ત્ર વિશેષ, સર્પનું ઝેર ઉતારવાના મંત્રો જેમાં છે તે

**गारुडिश्र** त्रि० ( गारुडिक ) ગારૂડી વિદ્યા-સર્પ ઉતારવાની, પકડવાની વિદ્યા જાણનાર.

**गालण** न० ( गालन ) ગાળવું; છાણવું.

**गालित.** त्रि० ( गालित ) ગાળેલું.

**गाली** स्त्री० ( गाली ) ગાળ દેવી તે.

**गाव** पु० ( गो ) બળદ.

**गावी.** स्त्री० ( गो ) ગાય

**गास** पु० ( ग्रास ) કોળીયો, કવલ.

**गाह** पु० ( गाध ) થાગ, તળીયું.

**गाह.** पु० ( ग्राह ) મગરમચ્છ. (૨) પકડવું. (૩) ગ્રહણ કરી ચાલનાર. (૪) આગ્રહ; હઠ. (૫) સર્પને પકડનાર ગારૂડી.

**गाहग** त्रि० ( ग्राहक ) સ્વીકારનાર; લેનાર. (૨) ગુરૂ, વિદ્યા આપનાર.

**गाहग्ग**. न० ( गाथाग्र ) ગાથાનું પરિમાણ.

**गाहण** न० ( ग्राहण ) બોધ વચન, ઉપદેશ.

**गाहय** त्रि० ( ग्राहक ) જુઓ 'ગાહગ' શબ્દ

**गाहवई** स्त्री० (ग्राहवती) એ નામની એક નદી.

**गाहा**. स्त्री० ( गाथा ) પ્રાકૃત ભાષાનું પદ્ય, શ્લોક (૨) સામાન્ય પ્રાકૃતગાથા બનાવવાની તથા જાણવાની કળા. (૩) સૂયગડાંગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કન્ધના ૧૬ મા અધ્યયનનું નામ (૪) પ્રતિષ્ઠા, નિશ્ચય.

**गाहाल** पु० ( ग्राहाल ) ત્રણ ઇન્દ્રિયવાળા જંતુની એક જાત

**गाहावइ** पु० ( गाथापति ) કુટુંબને નિભાવનાર નાયક, કુલપતિ (૨) કોઠારનો ઉપરી, ચક્રવર્તીના ૧૪ રત્નમાનું એક. (૩) એ નામના એક અન્યતીર્થિ વિદ્વાન.

**गाहावइ** पु० ( गृहपति ) ઘરધણી; ગૃહસ્થ.

**गाहावइणी**. स्त्री० ( गृहपत्नी ) ઘરધણીયાણી.

**गाहावइरयण**. न० ( गाथापतिरत्न ) ચક્રવર્તીના ૧૪ રત્નોમાનુ એક.

**गाहावई**. स्त्री० ( ग्राहवती ) નદી વિશેષ. (૨) દ્વીપ વિશેષ. (૩) સરોવર વિશેષ, જેમાંથી ગ્રાહાવતી નદી નીકળી.

**गाहावती**. स्त्री० ( ग्राहवती ) ૨૮ હજાર નદીઓના પરિવારે સીતા નદીમાં ભળતી સુકચ્છ અને મહાકચ્છ વિજયને જુદી પાડતી એક મહા નદી.

**गाहावतीकुंड**. पु० ( ग्राहवतीकुण्ड ) સુકચ્છ વિજયની પૂર્વે મહાકચ્છવિજયની પશ્ચિમે નીલવંત પર્વતને દક્ષિણકાંઠે ગ્રાહવતી નદીનો દરેડો જેમાં પડે છે તે કુન્ડ.

**गाहावतीदीव**. पु० ( ग्राहवतीद्वीप ) ગ્રાહવતી કુન્ડ વચ્ચેનો દ્વીપ.

**गाहिय**. त्रि० ( ग्राहित ) શીખાવેલ, ગ્રહણ કરાવેલ.

**गाहीकय**. त्रि० ( गाथीकृत ) એકત્રિત; એકઠું કરેલ.

**गिज्झ** त्रि० ( ग्राह्य ) ગ્રહણ કરવા યોગ્ય.

**गिड्डियाइरमण**. न० ( गिड्डिकादिरमण ) ગેડી દડા વગેરેની રમત.

**गिण्हण**. न० } ( ग्रहण ) પકડવું.
**गिण्हणा**. स्त्री० }

**गिद्ध**. त्रि० ( गृद्ध ) લાલચુ; આસક્ત.

**गिद्ध**. पु० ( गृध्र ) ગીધ, માંસાહારી પક્ષી વિશેષ.

**गिद्धपिट्ठ** ( गृध्रपृष्ठ ) કોઇ જનાવરના કલેવરમા પડી ગીધાદિકના ચુંથી ખાવાથી મરવુ તે. બાર અકામમરણમાંનું એક.

**गिद्धि**. स्त्री० ( गृद्धि ) આકાંક્ષા, આસક્તિ; આતુરતા.

**गिम्ह** पु० ( ग्रीष्म ) ગરમીની મોસમ; ઉનાળો.

**गिम्हअ**. त्रि० ( ग्रीष्मज ) ગ્રીષ્મ ઋતુમાં થયેલું.

**गिरा** स्त्री० ( गिर् ) વાણી

**गिरि**. पु० ( गिरि ) પર્વત, ડુંગર; પહાડ.

**गिरिकण्णई**. } स्त्री० ( गिरिकर्णिका ) ગિરિકર્ણિકા નામની એક વેલ.
**गिरिकण्णिया**. }

**गिरिकण्णी** } स्त्री० ( गिरिकर्णी ) ગિરિકર્ણિકા નામની વેલ
**गिरिकन्नी**. }

**गिरिकुमार**. पु० ( गिरिकुमार ) ચુલ્લ હિમવંત પર્વત સબંધી એક શિખરના અધિષ્ઠાતા દેવતા.

**गिरिजण्ण**. पु० ( गिरियज्ञ ) કોંકણ દેશમાં ચોમાસામાં થતો એક જાતનો ઉત્સવ.

**गिरिपडण**. न० ( गिरिपतन ) પર્વતથી પડીને મરણ નિપજાવવુ તે; એક પ્રકારનું બાળમરણ.

**गिरिराय**. पु० ( गिरिराज ) પર્વતનો રાજા, મેરૂ પર્વત.

**गिरिवर**. पु० ( गिरिवर ) શ્રેષ્ઠ પર્વત, મેરૂ પર્વત.

**गिरिसिया.** स्त्री० ( गिरिसिका ) એક જાતનું વાજિંત્ર

**गिला.** स्त्री० ( ग्लानि ) બિમારી; રોગ. (२) ખેદ, થાક.

**गिलाण.** त्रि० ( ग्लान ) ગ્લાનિ પામેલ; અશક્ત. (२) રોગી; દુર્બળ (३) ઉદાસીન

**गिलाणि.** स्त्री० ( ग्लानि ) ગ્લાનિ. ખેદ.

**गिलायय.** त्रि० ( ग्लायक ) ગ્લાનિ યુક્ત; ખેદ પામેલ.

**गिलासणि.** पु० ( ग्लाशनि ) ભસ્મક રોગ, ભસ્મક વ્યાધિ

**गिलासि.** पु० स्त्री० ( ग्रासिन ) એક પ્રકારની વ્યાધિ.

**गिलित्र.** त्रि० ( गिलित ) ગળી ગયેલ; ગળા નીચે ઉતારેલ.

**गिल्लि.** स्त्री० ( ) હાથીની અંબાડી (२) બે માણસોએ ઉપાડેલી ઝોળી-ડોળી (३) ઉંટનું પલાણ.

**गिह.** न० ( गृह ) ઘર, મકાન

**गिहकोकिलिया.** स्त्री० ( गृहकोकिला ) ગૃહગોધિકા; ઢેડગરોળી.

**गिहत्थ** पु० स्त्री० ( गृहस्थ ) ગૃહસ્થાશ્રમી-ગૃહસ્થ.

**गिहवइ.** पु० स्त्री० ( गृहपति ) ગૃહસ્થ;ઘરધણી.

**गिहवास.** पु० ( गृहवास ) } ગૃહસ્થપણે રહેવું
**गिहावट्ट** पुं० ( गृहावर्त ) } તે.

**गिहि.** पु० ( गृहिन् ) ગૃહસ્થાશ્રમવર્તી; ગૃહસ્થ.

**गिहिलिंग** न० ( गृहिलिंग ) ગૃહસ્થનો વેશ, સંસારી જીવન.

**गिहेलुग.** पु० } ( गृहैलुक ) ઉંબરો, બારણા
**गिहेलुय.** पु० } નીચેનો ભાગ

**गीअत्थ.** त्रि० ( गीतार्थ ) બહુસૂત્રી.

**गीइ.** स्त्री० ( गीति ) ગીતિ; છન્દ વિશેષ. (२) ગાયન; ગીત.

**गीइय** पु० ( गीतिक ) ગીત-કવિતા બનાવવાની વિધિ.

**गीत.** न० ( गीत ) ગાયન, ગીત (२) સૂત્ર તથા અર્થને જાણનાર.

**गीय** न० ( गीत ) ગીત-ગાયનકળા. (२) આગમનો જાણ. (३) त्रि० ગાવા યોગ્ય. (४) કથિત, પ્રતિપાદિત

**गीयजस.** पु० ( गीतयशस ) ગન્ધર્વ જાતના વ્યન્તર દેવતાનો બીજો ઇન્દ્ર

**गीयत्थ.** पु० ( गीतार्थ ) શાસ્ત્રના અર્થને જાણનાર, બહુશ્રુત

**गीयरइ.** पु० ( गीतरति ) દક્ષિણ તરફના ગન્ધર્વ દેવતાનો ઇન્દ્ર (२) स्त्री० સંગીત ક્રીડા (३) पु० ગન્ધર્વ સેનાના અધિપતિ દેવ વિશેષ. (४) त्रि० સંગીતપ્રિય, ગાયનપ્રિય

**गीवा** स्त्री० ( ग्रीवा ) ડોક, ગરદન, ગળુ.

**गुंजा** स्त्री० ( गुञ्जा ) ચણોઠી (२) વાદ્ય વિશેષ. (३) પરિમાણ વિશેષ. (४) ગુંજારવ, ગુન ગુન અવાજ. (५) ગુંજારવ કરતો વાયુ

**गुंजालिया.** स्त्री० ( गुञ्जालिका ) વાંકી વાવ. (२) નાક, નહેર વગેરે (३) વાંકી નદી

**गुंजावाय.** पु० ( गुञ्जद्वात ) શબ્દ કરતો સુસવાટા મારતો પવન

**गुंजिय** त्रि० ( गुञ्जित ) ગુંજારવ કરેલ.

**गुंडण.** न० ( गुण्डन ) રજથી ખરડાવું તે.

**गुंडिय** त्रि० ( गुण्डित ) રજથી ખરડાયેલ (२) વીંટાએલુ, ઘેરાએલુ. (३) પ્રેરાયેલુ.

**गुंदरुक्ख.** पु० ( गुन्दवृक्ष ) એક જાતનું ઝાડ; ગુંદી

**गुंदल.** न० ( गुन्दल ) ક્રીડા; ખેલ.

**गुच्छ** पु० (गुच्छ) રીંગણી પ્રમુખના ગુચ્છા. (२) ગુચ્છો; શરીર વગેરે ઉપરથી રજ કે જીવને પુંજીને દૂર કરવાનું એક સાધન-ધર્મનું ઉપકરણ. (३) વૃક્ષની એક જાત. (४) પાંદડાનો સમૂહ.

**गुच्छग** } पु० ( गुच्छक ) ઉનનો ગુચ્છો-
**गुच्छय.** } ગોચ્છો.

**गुच्छिअय.** त्रि० ( गुच्छित ) ગુચ્છાવાળુ

**गुज्झ** त्रि० ( गुह्य ).ગુપ્ત વાત. (૨) પુ० ગુહ્યભાગ; ગુપ્તેન્દ્રિય. (૩) ભવનપતિ દેવતાનો એક અવાન્તર ભેદ (૪) મૈથુન; સંભોગ

**गुज्झग.** पु० ( गुह्यक ) ભવનપતિ દેવની એક જાત (૨) त्रि० ગુપ્ત. અદૃશ્ય.

**गुज्झदेस.** पु० ( गुह्यदेश ) ગુહ્યસ્થાન.

**गुज्झसाला.** स्त्री० ( गुह्यशाला ) ગુપ્ત ઘર.

**गुट्ठ** पु० ( गोष्ठ ) ગાયોને રહેવાનો વડો.

**गुड.** पु० ( गुड ) ગોળ, શેરડીના રસથી બનેલ ખાદ્ય પદાર્થ.

**गुडा** स्त्री ( गुडा ) હાથીનું કવચ (૨) ઘોડાનુ કવચ

**गुडिअ** त्रि० ( गुडित ) મઢી લીધેલ.

**गुढायारि** त्रि० ( गूढाचारिन् ) પોતાનો દુષ્ટાચાર છુપાવનાર

**गुण.** पु० न० ( गुण ) ગુણ-મૂળગુણ અને ઉત્તરગુણ, મૂળગુણ-મહાવ્રત, ઉત્તરગુણ-સમિતિ આદિ. (૨) શ્રાવકનાં ત્રણ ગુણવ્રત, છઠ્ઠું, સાતમું અને આઠમું વ્રત. (૩) દ્રવ્યમાં રહેલ ધર્મ; વસ્તુ સ્વભાવ. (૪) શબ્દ, રૂપ, રસ, આદિ કામના ગુણ, ઇંદ્રિય વિષય. (૫) ક્ષમા, વિનય, જ્ઞાન, સૌભાગ્ય, સરલતા આદિ, સદ્ગુણ. (૬) સૂત્રના તાંતણા, દોરી. (૭) ગણવું. ગુણાકાર કરવો. (૮) પ્રશંસા (૯) કાર્ય. પ્રયોજન. (૧૦) અંશ; વિભાગ.

**गुणकार** पु० ( गुणाकार ) ગુણાકાર-એક રકમને બીજી રકમથી ગુણવું તે.

**गुणट्ठाण** न० ( गुणस्थान ) મિથ્યાત્વ આદિ ૧૪ ગુણસ્થાન.

**गुणण.** न० ( गुणन ) આવૃત્તિ; ગ્રથવિચાર.

**गुणपुरिस.** पु० ( गुणपुरुष ) ગુણવાન્ પુરૂષ.

**गुणरयण.** न० ( गुणरत्न ) સોળ મહિનાનું એક તપ.

**गुणरयणसंवच्छर** न० ( गुणरत्नसंवत्सर ) એ નામનુ એક તપ

**गुणवेरमण.** न० ( गुणविरमण ) શ્રાવકનુ છઠ્ઠું સાતમુ અને આઠમુ એ ત્રણવ્રત.

**गुणव्वय.** न० ( गुणव्रत ) જુઓ, " ગુણવેરમણ " શબ્દ.

**गुणसंकम.** न० ( गुणसंक्रम ) અબધ્યમાન પ્રકૃતિના દલિઆને બધ્યમાન પ્રકૃતિમાં પ્રતિસમય અસખ્યગુણવૃદ્ધિએ ઉમેરવા તે.

**गुणसंकमण.** पुं० ( गुणसंक्रमण ) જુઓ "ગુણસકમ શબ્દ.

**गुणसिल.** न० ( गुणशील ) એ નામનુ રાજગૃહ નગરી પાસેનુ એક ઉદ્યાન

**गुणसेढि.** स्त्री० ( गुणश्रेणि ) ગુણાકારે પ્રદેશની રચના; જ્યા ગુણની વૃદ્ધિએ અસખ્યાતગુણી નિર્જરા એકેક સમયે અધિક થાય તે ગુણશ્રેણિ.

**गुणि.** त्रि० ( गुणिन् ) ગુણવાળુ.

**गुणिज्जमाण** त्रि० ( गुण्यमान ) ગુણાકાર કરાતુ

**गुणिय** त्रि० ( गुणित ) ગુણેલુ,ગુણાકાર કરેલ. (૨) પઠન કરેલ; અધ્યયન કરેલ.

**गुण्ण** त्रि० ( गुण्य ) ગુણને લાયક.

**गुत्त** न० ( गोत्र ) ગોત્ર, અટક (૨) સાતમુ ગોત્ર કર્મ.

**गुत्त** त्रि० ( गुप्त ) ગુપ્તિવન્ત: મન વચન અને કાયાને પાપમાં ન જવા દેતા ગોપવી રાખનાર (૨) સ્તબ્ધ, દિઙ્મૂઢ બનેલ. (૩) છુપાવેલ; ઢાકેલ. (૪) રક્ષણ કરેલ; બચાવેલ. (૫) ગુપ્ત ઘર-ભોયરૂ વગેરે.

**गुत्तास** पु० ( गोत्रास ) વિપાક સૂત્રનું એ નામનું બીજું અધ્યયન.

**गुत्ति.** स्त्री० ( गुप्ति ) મન વચન અને કાયાને અશુભ પ્રવૃત્તિથી રોકી ગોપવી રાખવાં તે.

**गुत्तिंदिय** त्रि० ( गुप्तेन्द्रिय ) ઇન્દ્રિય નિગ્રહ કરનાર, સયમી

**गुत्तिगुत्त.** त्रि० ( गुप्तिगुप्त ) મન વગેરેની નિર્દોષ પ્રવૃત્તિ કરનાર, સયતિ.

**गुत्तिय.** पु० ( गौप्तिक ) કોટવાળ (२) त्रि० રક્ષક; રક્ષણ કરનાર.

**गुत्तिसेण.** पु० ( गुप्तिसेन ) જમ્બૂદ્વીપના ઐરવત ક્ષેત્રમા ચાલુ અવસર્પિણીમા થએલ સોળમા તીર્થંકર.

**गुद** पु० स्त्री० ( गुद ) ગુદા, ગુહ્યસ્થાન.

**गुप्प** त्रि० ( गोप्य ) છુપાવવા યોગ્ય. (२) न० એકાન્ત

**गुप्फ** पु० ( गुल्फ ) પગની એડી, ઘુંટી.

**गुमगुमंत.** त्रि० ( गुमगुमत् ) } ગુમગુમાટ
**गुमगुमाइय** त्रि० ( गुमगुमायित ) } કરતો, ગુમગુમ્ એવો અવાજ કરતો

**गुमगुमायंत.** त्रि० ( गुमगुमायमान ) ઘમઘમાટ કરતુ, ગણગણાટ કરતુ, મધુર શબ્દ કરતુ.

**गुम्म.** पु० न० ( गुल्म ) વણસ્પતિ નવમાલિકા આદિ, વૃક્ષની એક જાત (२) સમૂહ, પરિવાર (३) લશ્કરનો એક ભાગ, જૈન મુનિ મંડળનો એક અંશ (४) સ્થાન, જગ્યા.

**गुम्मइअ.** त्रि० ( गुल्मित ) મૂઢ બનેલ

**गुम्मि** पु० ( गुल्मिन् ) કાનખજુરો.

**गुम्मिअ** त्रि० (        ) મદમા રમી રહેલ, મદાન્ધ

**गुम्मिय.** पु० ( गुल्मिक ) કિલ્લાનુ રક્ષણકરનાર, ચોકીદાર (२) જુઇ વગેરે ફૂલઝાડ

**गुरु** पु० ( गुरु ) મોક્ષનો માર્ગ દર્શાવનાર, ગુરૂ (२) શિક્ષક, વિદ્યાદાતા (३) અધોગતિ લઇ જનાર મહાદોષ (४) માતાપિતા વગેરે વડીલ (५) જેના ઉદયથી જીવ લોઢા જેવુ ભારે શરીર પામે તે નામકર્મની એક પ્રકૃતિ (.) त्रि० ભારે, વજનદાર.

**गुरुकुल.** न० ( गुरुकुल ) અભ્યાસ કરવા માટે ગુરૂસમીપે રહેવુ તે, ગુરૂનુ નિવાસસ્થાન.

**गुरुगइ** स्त्री० ( गुरुगति ) ગતિ વિશેષ.

**गुरुलहु** त्रि० ( गुरुलघु ) એકાંત ભારે નહી અને એકાંત હલકુ નહી કિન્તુ એક અપેક્ષાએ ભારે અને બીજી અપેક્ષાએ હલકુ

**गुल** पु० ( गुड ) ગુડ, ગોળ

**गुलइय** त्रि० ( गुल्मित ) ગુચ્છ-ઝુંડરૂપે મળેલા ન્હાના ઝાડ.

**गुलगुल.** न० ( गुलगुल ) હાથીના ગુલગુલાટ શબ્દ, ગુલ ગુલ એવો ધ્વનિ.

**गुलगुलंत.** त्रि० ( गुलगुलत् ) ગુલગુલાટ કરતો; ગુલગુલ એવો અવાજ કરતો

**गुलगुलाइय.** } न० ( गुलगुलायित ) હાથીનો
**गुलगुलिय** } ગુલગુલ અવાજ; હાથીની ગર્જના

**गुललावणिया.** स्त्री० ( गुडलावणिका ) ગોળ પાપડી.

**गुलहाणी** स्त्री० ( गुलधाना ) ગોળ મિશ્રિત ધાણા

**गुलिया** स्त्री० ( गुलिका ) ગુટિકા, દવાની ગોળી (२) સુગન્ધી દ્રવ્ય વિશેષ.

**गुल्ल** पु० ( गुड ) જુઓ " ગુલ " શબ્દ

**गुल्लइय** त्रि० ( गुल्मवत् ) જુઓ "ગુલઇય" શબ્દ

**गुविय.** त्रि० ( गुप्त ) વ્યાકુળ; ક્ષુબ્ધ.

**गुविल** त्रि० ( गुविल ) ક્લિષ્ટ, ગહન. (२) વ્યાપ્ત

**गुव्विणी** स्त्री० ( गुर्विणी ) સગર્ભા સ્ત્રી; ગર્ભવતી સ્ત્રી

**गुहा** स्त्री० ( गुहा ) ગુફા

**गुहिर.** त्रि० ( गह्वर ) ગંભીર, ગહ્વર.

**गूढ.** त्रि० ( गूढ ) ગૂઢ; ગુપ્ત, છાનુ.

**गूढदंत** पु० ( गूढदन्त ) અણુત્તરોવવાઇ સૂત્રના બીજા વર્ગના ચોથા અધ્યયનનુ નામ.

(૨) શ્રેણિક રાજાની ધારણી રાણીનો પુત્ર (૩) જમ્બૂદ્વીપના ભરતમાં આવતી ઉત્સર્પિણીમા થનાર ત્રીજા ચક્રવર્તી. (૪) લવણ સમુદ્રમાં નવમો જોજન પર આવેલ ગૂઢદન્ત નામનો એક અન્તરદ્વીપ (૫) તે અન્તરદ્વીપમાં રહેનાર માણસ (૬) એક જૈન મુનિ

**गुढपय.** न० ( गूढपद ) ગુપ્તપદ, સાંકેતિક શબ્દ.

**गूढसिराग** न० ( गूढसिराक ) એક સાધારણ વનસ્પતિ.

**गूहण** न० } ( गूहन ) પોતાના રૂપને **गूहणाया** स्त्री० } છુપાવી દેવુ તે, કપટનુ અપર નામ

**गेज्ज.** न० ( गेय ) ગાવા લાયક; ગીત

**गेद्ध.** त्रि० ( गृद्ध ) જુઓ " ગિદ્ધ" શબ્દ

**गेय** न० ( गेय ) ઉત્ક્ષિપ્ત, પાદાન્ત, મન્દક અને રોચિતાવસાન એ ચાર જાતના ગીતમાનુ ગમે તે એક જાતનુ ગીત

**गेरिश्र.** पु० न० ( गैरिक ) ગેરિક ધાતુ, ગેરુ, લાલ રંગની માટી. (૨) એક જાતનુ રત્ન, મણિ

**गेरुय** पु० ( गैरुक ) ભગવા વસ્ત્ર પહેરનાર પરિવ્રાજક; સન્યાસી (૨) એક જાતનો મણિ.

**गेलराग.** } न० ( ग्लान्य ) ગ્લાનિ પામવી; **गेलन्न** } મુઝાવુ. (૨) રોગ બિમારી

**गेव** त्रि० ( ग्रैव ) ક સબધી.

**गेविज्ज** न० ( ग्रैवेय ) કંઠનુ ઘરાણુ; ડોકનુ આભરણુ (૨) ગ્રૈવેયક નામનુ વિમાન.

**गेविज्जग.** न० ( ग्रैवेयक ) ગ્રૈવેયક વિમાન. (૨) નવ ગ્રૈવેયકવાસી દેવ. (૩) त्रि० ગ્રીવા સબંધી.

**गेविज्जविमाण.** न० ( ग्रैवेयकविमान ) ગ્રૈવેયક દેવતાનાં નિવાસસ્થાન.

**गेवेज्ज.** न० (ग्रैवेय) જુઓ "ગેવિજ્જ" શબ્દ.

**गेवेज्जग** न० } ( ग्रैवेयक ) જુઓ "ગેવિ- **गेवेज्जय.** } જ્જગ" શબ્દ.

**गेवेज्जविमाण** न० ( ग्रैवेयविमान ) જુઓ "ગેવિજ્જવિમાણ" શબ્દ.

**गेवेय** न० ( ग्रैवेय ) કણ્ઠનું ભૂષણ.

**गेह.** न० ( गेह ) ઘર, મકાન

**गेहवास.** पु० ( गेहवास ) ઘરવાસ, ગૃહસ્થાશ્રમ.

**गेहसम.** न० ( गेहसम ) વીણા વગેરે વાજીંત્રોએ જે સ્વર ઉપાડયો હોય તેજ સ્વરમા ગાવુ તે.

**गेहागार** त्रि० ( गेहाकार ) ઘરની પેઠે ટાઢ તડકા અને વરસાદથી બચાવનાર ઘરને આકારે પરિણત થયેલ કલ્પવૃક્ષની એક જાતિ

**गेहि.** स्त्री० ( गृद्धि ) આસક્તિ, ઇચ્છા.

**गेहि** त्रि० ( गृद्ध ) અતિઆસક્ત, લોલુપ.

**गेहि** त्रि० ( गेहिन ) } ઘરવાળુ; ગૃહ- **गेहिश्र** त्रि० ( गहिक ) } સ્થાશ્રમી. (૨) पु० ભર્તા, ધણી, પતિ.

**गेहिणी** स्त्री० ( गेहिनी ) સ્ત્રી; પત્ની

**गो** पु० स्त्री० ( गो ) ગાય. (૨) બળદ (૩) વાણી, વાચા.

**गोश्रम** पु० ( गौतम ) મહાવીરસ્વામીના પ્રથમ ગણધર–ગૌતમસ્વામી (૨) ઇન્દ્રભૂતિ ગણધરનુ ગોત્ર. (૩) વિચિત્ર બળદને શણગારી તેની મારફત ભિક્ષા ઉઘરાવનાર એક ભિક્ષુક વર્ગ

**गोश्रर** पु० ( गोचर ) આહાર લેવાની વિધિ, ગોચરી, મધુકરી.

**गोउर** न० ( गोपुर ) નગરનો દરવાજો.

**गोउल.** न० ( गोकुल ) ગાયોનો સમૂહ.

**गोफ.** पु० ( गुल्फ ) પગની ગાંઠ, એડી

**गोकराग** पु० ( गोकर्ण ) બે ખરીવાળો ગાયના જેવા કાનવાળો પશુ વિશેષ (૨) એ નામનો એક અંતદ્વીપ. (૩) તેમા રહેનાર માણસ.

**गोकरणद्दीव** पु० ( गोकर्णद्वीप ) લવણ સમુદ્રમાં ચારસો જોજન પર ચૂલહિમવતની ડાઢા ઉપરે આવેલ ગોકર્ણ નામનો અન્તરદ્વીપ.

**गोग्गह.** पु० ( गोग्रह ) ગાયની ચોરી, ગાયને છીનવી લેવી તે.

**गोचर.** न० ( गोचर ) ગાયોને ચરવાનુ જંગલ. (૨) પુ० ગાયોને ચરવાની રીતિ.

**गोचरी** स्त्री० ( गोचरी ) ભિક્ષા, ગોચરી

**गोच्छग.** पु० न० ( गोच्छक ) ગુચ્છો; પુજવાનુ એક ઉપકરણ

**गोच्छय.** पु० ( गोच्छक ) વસ્ત્ર, પાત્ર, લુચ્છવાનો (ઉનનો) ગોચ્છો.

**गोच्छिय.** त्रि० ( गुच्छित ) ફુલના ગુચ્છાવાળુ

**गोजलोया.** स्त्री० ( गोजलौका ) બે ઇન્દ્રિયવાળા જીવની એક જાત.

**गोट्ठामाहिल.** पु० ( गोष्ठामाहिल ) ગોષ્ઠામાહિલ નામના સાતમા નિહ્નવ

**गोट्ठिअ.** } **गोट्ठिग** } पु० ( गोष्ठिक ) એક ગોષ્ઠી મણ્ડલીમા રહેનાર મિત્ર, ગોઠીઓ.

**गोट्ठिल** त्रि० ( गोष्ठीमत ) વિટ પુરુષોની ગોષ્ઠીમણ્ડલીમા ભાગ લેનાર, ગોઠીઓ

**गोट्ठी.** स्त्री० ( गोष्ठी ) વ્યભિચારી પુરુષોની મણ્ડલી. (૨) મિત્રમણ્ડલી.

**गोड.** पु० ( गौड ) ગૌડ દેશ (૨) તે દેશમા રહેનાર.

**गोडी.** स्त्री० ( गौडी ) ગોળની બનાવેલી મદિરા, ગોળનો દારૂ.

**गोड्ड** त्रि० ( गौड ) ગુડ સંબંધી, ગોળનું બનાવેલ. (૨) મધુર, મીઠું.

**गोण.** त्रि० ( गौण ) ગુણથી બનેલુ-યથાર્થ, ગુણનિષ્પન્ન. (૨) અપ્રધાન; મુખ્ય નહિ તે.

**गोण.** पु० ( ) બળદ, આખલો (૨) એ નામનો એક અનાર્ય દેશ.

**गोणस.** पु० ( गोनस ) ફેણ વિનાનો સર્પ.

**गोणिसज्जा** स्त्री० ( गोनिपद्या ) એક પ્રકારનું આસન, ગાયની માફક બેસવુ તે.

**गोणी.** स्त्री० ( ) ગાય.

**गोण्ण.** न० ( गौण ) ગુણ નિષ્પન્ન નામ; પ્રકૃતિ પ્રત્યયના અર્થને અનુસરતુ નામ. (૨) ત્રિ० ગૌણ, મુખ્ય નહિ તે.

**गोतम.** पु० ( गौतम ) અંતગડસૂત્રના પહેલા વર્ગના પહેલા અધ્યયનનુ નામ (૨) અંધકવૃષ્ણિ રાજાના પ્રથમ પુત્ર. (૩) ગૌતમ ગણધર, મહાવીરસ્વામીના મુખ્ય શિષ્ય (૪) રોહિણી નક્ષત્રનુ ગોત્ર. (૫) ત્રિ. ગૌતમ ગોત્રમા ઉત્પન્ન થયેલ. (૬) ન० લવણ સમુદ્રના અધિપતિ સુસ્થિક દેવતાનો એક દ્વીપ (૭) પુ० ગોશાળાનો છઠ્ઠો પઉટ્ટ પરિહાર (૮) નાનો બળદ. (૯) બળદદ્વારા ભિક્ષા માગી નિર્વાહ કરનાર એક વર્ગ

**गोतित्थ.** न० ( गोतीर्थ ) તળાવમા ઉતરવાનો આરો; સપાટીથી નીચી જમીન (૨) લવણ સમુદ્ર વગેરેની એક જગા.

**गोत्त.** न० ( गोत्र ) વંશના મૂળ પુરુષ, જે નામથી અટકથી તે વંશ ઓળખાતો હોય તે. (૨) ત્રિ० સર્વ આગમનો આધાર. (૩) ન० ગોત્રકર્મ, આઠમાંનુ સાતમુ કર્મ, જેના પ્રભાવથી માણસ ઉચ્ચ યા નીચ જાતિનો કહેવાય છે. (૪) ગોત્ર; કુળ, વંશ

**गोत्तास.** त्रि० ( गोत्रास ) ગાયોને ત્રાસ આપનાર. (૨) પુ० એક કૂટ ગ્રાહનો પુત્ર.

**गोथूभ** पु० ( गोस्तूप ) લવણ સમુદ્રમાં ચારે દિશાએ જંબૂદ્વીપની જગતીથી બેતાળીસ હજાર જોજન ઉપરે આવેલ વેલંધર દેવોને રહેવાનો પર્વત. (૨) ૧૧ મા શ્રેયાંસ પ્રભુના પ્રથમ ગણધરનું નામ.

**गोथूभा.** स्त्री० ( गोस्तूपा ) પશ્ચિમ દિશાના અંજનક પર્વતની પશ્ચિમ તરફની વાવનું

नाम. (२) शक्रेंद्रनी એક અગ્રમહિષીની રાજધાની.

**गोदास.** પું० ( गोदास ) એ નામના મુનિ; ભદ્રબાહુ સ્વામીના પ્રથમ શિષ્ય. (૨) એક જૈનમુનિગણ.

**गोदासगण.** પુ० ( गोदासगण ) મહાવીરસ્વામીના નવ ગણુમાંનો એક ગણ-સાધુ સમુદાય.

**गोदोहिया.** સ્ત્રી० ( गोदोहिका ) ગાય દહોવાને જે આસને બેસાય તે આસને બેસી ધ્યાન ધરવુ કે આતાપના લેવી તે; આસન વિશેષ. (૨) ગાયને દહોવી તે.

**गोधा.** સ્ત્રી० ( गोधा ) ગોહ, ભુજપરિસર્પની એક જાત

**गोधूम** પુ० ( गोधूम ) ગોધૂમ, ઘઉં

**गोपुर.** ન० ( गोपुर ) શહેરનો દરવાજો

**गोप्पय.** ન० ( गोष्पद ) ગાયના પગલા જેટલુ; જેમા ગાયનો પગ બુડે તેટલુ ખાબોચીયુ (૨) ગોપદ પરિમિત ભૂમિ.

**गोप्पहेलिया.** સ્ત્રી० ( गोप्रहेल्या ) ગાયોને ચરવા માટે થોડા ઘાસવાળી ભૂમિ.

**गोफ** પુ० ( गुल्फ ) ઘુંટી-પગની એડી.

**गोफुस्सिया.** સ્ત્રી० ( गोस्पर्शिका ) એ નામની એક વેલ.

**गोबहुल** પુ० ( गोबहुल ) શરવણ નામના ગામમા રહેનાર એક બ્રાહ્મણનુ નામ

**गोब्बर.** પુ० ( गोर्बर ) મગધ દેશમાનુ એ નામનું એક ગામ.

**गोभत्तिय.** ત્રિ० ( गोभक्तिक ) ગાયની પેઠે આહાર કરનાર.

**गोभद्द.** પુ० ( गोभद्र ) શાલિભદ્રના પિતાનુ નામ.

**गोम.** } **गोमंत.** } ત્રિ० ( गोमत् ) ગાયવાળો.

**गोमड.** ન० ( गोमृत ) ગાયનું કલેવર.

**गोमय.** ન० ( गोमय ) છાણ.

**गोमाउ.** } **गोमाऊ.** } પુ० ( गोमायु ) શૃગાલ; શિયાળ.

**गोमाउपुत्त.** પુ० ( गोमायुपुत्र ) ગોમાયુપુત્ર નામના એક સાધુ.

**गोमाणसिया.** સ્ત્રી० ( गोमानसिका ) શય્યા; પથારી. (૨) છાપો ઓટલો.

**गोमाणसी.** સ્ત્રી० ( गोमानसी ) જુઓ " ગોમાણસિયા " શબ્દ.

**गोमि.** } **गोमिश्र.** } ત્રિ० ( गोमिन् ) જુઓ "ગોમંત" શબ્દ.

**गोमिज्जअ.** પુ० ( गोमेदक ) એક જાતનો મણિ; સચિત્ત કઠિન પૃથ્વીનો એક ભાગ.

**गोमिणी.** સ્ત્રી० ( गोमिनी ) ગાયવાળી સ્ત્રી.

**गोमुत्तिया.** સ્ત્રી० ( गोमुत्रिका ) ચાલતી ગાય મુતરે તેને આકારે વાંકી ગોચરી કરવી તે. (૨) ગાયનુ મૂત્ર.

**गोमुत्ती.** સ્ત્રી० ( गोमुत्रिका ) ગાય કે બળદ મુતરે તેનો જે આકાર થાય તે.

**गोमुह.** પુ० ( गोमुख ) લવણ સમુદ્રમા પાંચસો જોજન ઉપર ઇશાન ખુણામાં આવેલ ગોમુખ નામનો એક અન્તરદ્વીપ. (૨) તે અન્તરદ્વીપમા રહેનાર માણસ. (૩) શ્રી ઋષભદેવ સ્વામીના યક્ષનુ નામ.

**गोमुहिअ.** ન० ( गोमुखित ) ગાયના મુખના આકારવાળી ઢાલ.

**गोमुही.** સ્ત્રી० ( गोमुखी ) એ નામનું એક વાજીંત્ર.

**गोमेज्ज.** પુ० ( गोमेद ) એક જાતનો મણિ.

**गोमेह.** પુ० ( गोमेध ) નેમનાથજીના યક્ષનું નામ.

**गोम्मिअ.** પું० ( गौल्मिक ) કોટવાળ; નગર રક્ષક.

**गोम्हि.** પુ० ( गोम्मिन् ) ત્રણ ઇન્દ્રિયવાળો જીવ; કાનખજુરો.

**गोय.** ન० ( ) ઉદુમ્બર વગેરે ફળ.

**गोय.** પુ० ( गोत्र ) સાતમુ ગોત્રકર્મ જેના

ઉદયથી જીવ ઉંચ અથવા નીચ ગોત્ર પામે છે. (૨) પુ૦ ન૦ ગોત્ર, વંશ. અ-ટક (૩) મૌન ધારણ કરવું તે, વાકસંયમ

**गोयम.** પુ૦ ( गौतम ) જુઓ " ગોતમ " શબ્દ

**गोयमकुमार.** પુ૦ ( गौतमकुमार ) અંધક વૃષ્ણિ રાજાનો કુમાર; દશ દશારમાંનો એક

**गोयमकेसिज्ज.** ન૦ ( गौतमकेशीय ) ઉત્તરા-ધ્યયન સૂત્રનું એક અધ્યયન, જેમાં ગૌ-તમસ્વામી અને કેશિસ્વામિનો સંવાદ છે.

**गोयमज्जिया.** સ્ત્રી૦ ( गौतमार्यिका ) જૈન મુ નિઓની એક શાખા.

**गोयमदीव** પુ૦ ( गौतमद्वीप ) લવણ સમુદ્રમા ગૌતમદ્વીપ નામનો ટાપુ છે, જ્યા સુસ્થિત નામનો લવણ સમુદ્રનો અધિપતિ રહે છે

**गोयमपुत्त** પુ૦ ( गौतमपुत्र ) ગૌતમના પુત્ર અર્જુન

**गोयमसगुत्त** त्रि० ( गौतमसगोत्र ) ગૌતમ ગોત્રમા ઉત્પન્ન થયેલ

**गोयर.** પુ૦ ( गोचर ) ગોચરી, સાધુએ ગૌ-વૃત્તિથી ભિક્ષા લેવી તે (૨) સ્થાન. (૩) સન્મુખ, પ્રત્યક્ષ (૪) વિષય સબંધી (૫) ગાયોને ચરવાની જગા

**गोयरग्ग** ન૦ ( गोचराग्र ) આધા કર્માદિ દોષરહિત ભિક્ષા-ગોચરી

**गोयावाय** પુ૦ ( गोत्रवाद ) ગોત્રના નામથી કોઈને બોલાવવું, જેમકે હે ગૌતમ

**गोर.** त्रि० ( गौर ) સફેદ, ઉજળું, ધોળું

**गोरखर.** પુ૦ ( गौरखर ) ગધેડાની એક જાતિ

**गोरमिग.** પુ૦ ( गौरमृग ) હરણની એક જાતિ (૨) ન૦ તે હરણના ચામડાનું બનાવેલું વસ્ત્ર.

**गोरव.** ન૦ ( गौरव ) ગૌરવ. મહિમા. મોટાઈ (૨) આદર, સન્માન. (૩) ગમન, ગતિ

**गोरस.** પુ૦ ન૦ ( गोरस ) દહિં, દુધ, છાસ વગેરે.

**गोरहग.** પુ૦ ( गोरथक ) ત્રણ વર્ષનો નાનો વાછરડો.

**गोरी.** સ્ત્રી૦ ( गौरी ) અંતગડસૂત્રના પાંચમા વર્ગના બીજા અધ્યયનનું નામ. (૨) કૃ-ષ્ણવાસુદેવની એક પટ્ટરાણી. (૩) પાર્વ-તી. (૪) ગૌરવર્ણવાળી સ્ત્રી

**गोरोयण** ન૦ ( गोरोचन ) ગોરૂ ચંદન

**गोल.** त्रि० ( गोल ) ગોળ, લખોટો, ગોળી વગેરે (૨) કાશ્યપ ગોત્રની એક શાખા. (૩) તેમા ઉત્પન્ન થયેલ પુરૂષ (૪) કોઈ એક દેશમા વપરાયેલ અપમાનસૂચક સંબોધન (૫) નિષ્ઠુરતા, કઠોરતા.

**गोलंगुल.** પુ૦ ( गोलांगूल ) વાનર.

**गोलय.** પુ૦ ( गोलक ) ગોળો, ગોળપિંડો, દડો

**गोलवट्ट.** त्रि० ( गोलवृत्त ) ગોળાકારે વર્તુલ.

**गोलव्वायण.** ન૦ ( गोलव्रायन ) અનુરાધા નક્ષત્રનુ ગોત્ર.

**गोलिकायण** પુ૦ ( गोलिकायन ) કૌશિક ગો-ત્રની શાખા (૨) તે શાખામાંનો પુરૂષ

**गोलियसाला.** સ્ત્રી૦ ( गोलिकशाला ) ગોળ વેચવાની દુકાન (૨) ગાયોને દોહવાનુ સ્થાન.

**गोलिया** સ્ત્રી૦ ( ) ગોળી: ગુટિકા. (૨) મોટું કુંડું. મોટી થાળી.

**गोलियायण.** ન૦ ( गोलिकायन ) જુઓ ' ગોલિકાયણ ' શબ્દ

**गोलियालिंछ** } ન૦ ( गुटिकालिञ्छ ) ચુલો.
**गोलियालिच्छ.** } (૨) અગ્નિ વિશેષ.

**गोलुंकी.** પુ૦ ( गोलुंकी ) ગોલુંકી નામનુ વાજીંત્ર.

**गोलेहणिया** સ્ત્રી૦ ( गोलेखनिका ) ગાયોને ચરવાની જગ્યા (બીડ)

**गोलोम.** પુ૦ ( गोलोम ) છાણમા થતા બે ઇન્દ્રિયવાળા જીવની એક જાત.

**गोल्ल.** ન૦ ( ) ફળ વિશેષ.

**गोल्ल.** ન૦ ( गौल्य ) ગોત્ર વિશેષ; કાશ્યપ

ગોત્રની એક શાખા (૨) ત્રિ० ગોત્ર્ય ગોત્રમા ઉત્પન્ન થયેલ.

**गोव.** પુ० ( गोप ) ગોવાળ.

**गोवइ.** પુ० ( गोपति ) મોટો બળદ

**गोवग्ग.** પુ० ( गोवर्ग ) દશહજાર ગાયોનુ ટોળુ.

**गोवल्लायण.** न० ( गोवल्लायन ) પૂર્વાષાઢાનુંની નક્ષત્રનુ ગોત્ર

**गोवाल.** પુ० ( गोपाल ) ગોવાળિઓ, ગાયો ચારનાર

**गोवालिश्रा** स्त्री० ( गोपालिका ) ગોપાલિકા નામની આર્યા. (૨) ગાપી, આહિરણ

**गोवाली** स्त्री० ( गोपाली ) એ નામની એક વેલ

**गोविश्र.** त्रि० ( गोपित ) છુપાવેલ. (૨) રક્ષણ કરાયેલ

**गोविंद.** પુ० ( गोविन्द ) વિષ્ણુ, કૃષ્ણ (૨) એક જૈન મુનિ.

**गोवीहि** स्त्री० ( गोवीथि ) શુક્રની ગતિ વિશેષ.

**गोव्वइश्र** त्रि० ( गोव्रतिक ) ગાયનુ વ્રત રાખનાર.

**गोस** પુ० (        ) પ્રાત કાળ, સવાર

**गोसाल.** } પુ० ( गोशाल ) ગોશાળો, મંખલિનો પુત્ર.
**गोसालग.** }

**गोसीस** न० ( गोशीर्ष ) ગાયના મસ્તકમાંથી નિકળતુ ગોરોચન. (૨) ગાયનુ મસ્તક.

**गोह** પુ० ( गोध ) } ઘો. ભુજપર તિર્યંચની એક જાત
**गोहा.** स्त्री० ( गोधा ) }

**गोहिया** स्त्री० ( गोधिका ) ભાંડ લોકનુ એક જાતનું વાજીત્ર (૨) સામાન્ય ઘો.

**गोही.** स्त्री० ( गोही ) જુઓ 'ગોહા' શબ્દ.

**गोहूम.** પુ० (गोधूम) ઘઉં, ધાન્યની એક જાત.

# घ.

**घश्रोश्र** } પુ० ( घृतोद ) સમુદ્ર વિશેષ; જેનુ પાણી ઘી જેવુ મીઠાશવાળુ છે
**घश्रोद.** }

**घंघ.** त्रि० (        ) ગરીબ; અનાથ.

**घंघसाला.** स्त्री० ( घघशाला ) અનાથાલય, ધર્મશાળા.

**घंट.** पुं० ( घण्ट ) } ઘટડી, ટોકરી. (૨) કાંસાની ઝાલર.
**घंटा.** स्त्री० ( घण्टा ) }

**घंटिय.** પુ० ( घाण्टिक ) ઘટા વગાડી ભિક્ષા માગનાર, રાઉલિક.

**घंटिया.** स्त्री० ( घण्टिका ) ઘટડી, ઘુઘરી, એક જાતનું આભરણ.

**घंतु.** त्रि० ( घातुक ) મારનાર. ઘાત કરનાર

**घंसण.** न० ( घर्षण ) ઘસવુ

**घंसिश्र** त्रि० ( घर्षित ) ચદનની પેઠે ઘસલુ, લઢેલુ.

**घकारप्पविभत्ति.** પુ०न० ( घकारप्रविभक्ति )"ઘ" ના આકાર જેવુ બત્રીશ નાટકમાનુ એક.

**घट्टग.** न० ( घृष्टक ) ઘસવાનો પાણો.

**घट्टण.** न० ( घट्टन ) સંઘટ્ટો થવો, અથડાવુ

**घट्टणग.** પુ० ( घट्टनक ) ઘસવાનો એક જાતનો પથ્થર

**घट्टणया.** } स्त्री० ( घट्टना ) સઘટો કરવો, ભાર દઈને ઘસવુ (૨) મારવુ; હણવુ (૩) હાલવુ, ચાલવુ. (૪) વિચાર, પૃચ્છા (૫) પીડા; દુ ખ. (૬) સ્પર્શ.
**घट्टणा.** }

**घट्टिय.** त्रि० ( घट्टित ) માહોમાહિ સ્પર્શ થાય તેવી રીતે હલાવેલ, ઘટ્ટના-કરસનાપામેલ. (૨) સ્પૃષ્ટ (૩) પ્રેરણા કરેલ.

**घट्ठ** त्रि० ( घृष्ट ) ઘસેલુ, પૉલીસ કરેલું; પત્થરની પેઠે સાફ કરેલુ.

**घड.** पुं० ( घट ) ઘડો; કળશ.

**घडकार.** पु० ( घटकार ) ઘડાનો બનાવનાર; કુંભાર.

**घडग.** पु० ( घटक ) નાનો ઘડો.

**घडण.** न० ( घटन ) ઉદ્યમ; પ્રયત્ન

**घडणा.** स्त्री० ( घटना ) ઘટના કરવી, યોજવું

**घडदास.** पु० ( घटदास ) પાણી ભરનાર નોકર.

**घडदासी.** स्त्री० ( घटदासी ) પાણી ભરનારી દાસી.

**घडि.** त्रि० ( घटिन् ) ઘડાવાળો

**घडिगा** स्त्री० ( घटिका ) માટીની કુલડી

**घडिय.** त्रि० ( घटित ) ઘટના કરેલ, મળવેલ.

**घण.** पु० ( घन ) દહિનો જામેલ ચકકો (૨) વાજિત્ર, કાંસિયા, ઝાંઝ વગેરે. (૩ દૃ કઠણ; મજબુત, છિદ્ર વગરનું (૪) ઘાટું, ગાઢ, જાડું. (૫) વિસ્તાર (૬) મેઘ (૭) આત્માના અસખ્યાત પ્રદેશનું ઘનરૂપ પિંડ. (૮) કોઈ પણ સખ્યાને તેજ સખ્યાથી ત્રણ વખત ગુણવાથી જે આકડો આવે તે, જેમકે બેનો ઘન આઠ, ત્રણનો સત્તાવિસ, ચારનો ચોસઠ વગેરે (૯) લંબાઈ પહોળાઈ અને જાડાઈ એ ત્રણેનુ માન જેમાં આવે તે, ઘનરૂપે આ લોકનુ પરિમાણ સાત રાજ છે. (૧૦) ઘણું; બહુ (૧૧) નાગરમોથ (૧૨) કાંસિયા વગેરે વાજિત્રનો શબ્દ (૧૩) न० એ નામનું એક દેવ વિમાન (૧૪) પિણ્ડ.

**घणघणाइय.** न० ( घनघनायित ) રથનો ઘણ ઘણ એવો અવાજ થાય તે.

**घणघाइ.** न० ( घनघातिन् ) ઘનઘાતી કર્મ, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર કર્મ.

**घणचउरंस.** न० ( घनचतुरस्र ) નક્કર વસ્તુનું ચોરસ સઠાણ.

**घणतंस.** न० ( घनत्र्यस्र ) નક્કરરૂપે ત્રિકોણ સઠાણ.

**घणतव.** न० ( घनतपस् ) પ્રતરને શ્રેણિગુણા કરતાં ઘન થાય જેથી પ્રતર તપ પ્રમાણેજ ચાર વાર તપ કરવાથી ઘન તપ થાય છે

**घणदंत** पु० ( घनदन्त ) લવણ સમુદ્રમા નવ સો જોજન પર આવેલ ઘનદત નામનો અનરદ્વીપ (૨) त्रि० તે અતરદ્વીપમાં રહેનાર.

**घणपरिमंडल.** न० ( घनपरिमण्डल ) નક્કરરૂપે કંકુલ આકાર; ઘનપરિમડળ સઠાણ.

**घणमुइंग** पु० ( घनमृदङ्ग ) મહોટું નગારું.

**घणरज्जु.** स्त्री० ( घनरज्जु ) જેની લંબાઈ પહોળાઈ અને જાડાઈ સરખી થાય એવી રીતે રાજનુ પરિમાણ કરવુ તે

**घणवट्ट** न० ( घनवृत्त ) નક્કર ગોળાકાર, લાડવાના જેવો આકાર

**घणवात.** पु० } **घणवाय.** } ( घनवात ) ઘનોદધિ અથવા વિમાન આદિના આધારભૂત જામેલા બરફ જેવો અથવા થીજેલા ઘી જેવો એક પ્રકારનો કઠિન વાયુ

**घणवायवलय.** पु० ( घनवातवलय ) વળયાકારે રહેલ ઘનવાયુ

**घणविज्जुया** स्त्री० ( घनविद्युत् ) ધરણેન્દ્રની છઠ્ઠી અગ્રમહિષીનુ નામ. (૨) છપન દિશા કુમારીમાની એક.

**घणसंताणअ.** पु० ( घनसन्तानक ) કરોળીયાનું પડ

**घणसंमद्द** पु० ( घनसमर्द ) જે યોગમાં ચન્દ્ર અને સૂર્ય ગ્રહ તથા નક્ષત્રની વચ્ચમા થઈ ચાલે તે યોગ.

**घणसार.** पु० ( घनसार ) કપૂર.

**घणा.** स्त्री० ( घना ) ઘણાદેવી, ધરણેન્દ્રની એક અગ્રમહિષી.

**घणायत** न० ( घनायत ) જાડાઇ અને પહોળાઇ યુક્ત આયતસંસ્થાન; નક્કર વસ્તુની લંબાઇ.

**घणोदधि.** } **घणोदहि** } पु० ( घनोदधि ) પ્રત્યેક નરકની પૃથ્વી નીચે ઘરકની પેઠે જામેલ ઘનરૂપ પાણી કે જે વીશ હજાર જોજન પ્રમાણે છે.

**घत** न० ( घृत ) ઘી.

**घत्त** त्रि० ( घात्य ) ઘાત કરવા યોગ્ય, મરાયેલ

**घत्थ** त्रि० ( ग्रस्त ) પકડાએલું, ઘેરાએલું. (२) ગ્રસાઇ ગયેલ. ખવાઇ ગયેલ.

**घन** त्रि० ( घन ) ગાઢ, ગભીર (२) पु० મેઘ, વરસાદ

**घम्म** पु० ( घर्म ) ઘામ, બફારો, ગરમી.

**घम्मा** स्त्री० ( घर्मा ) પહેલી નરકનુ નામ

**घय.** न० ( घृत ) ઘી. (२) ઘૃત નામના દ્વીપ તથા સમુદ્રનુ નામ

**घयघट्ट** पु० ( घृतघट्ट ) ઘીનો મેલ, કીટુ.

**घयपुराण** न० ( घृतपूर्ण ) ઘેબર

**घयपूर.** पु० ( घृतपूर ) ઘેબર

**घयमंड** पु० ( घृतमण्ड ) ઘૃતસાર. ઉપરનુ ઘી.

**घयमेह.** पु० ( घृतमेघ ) ભરતક્ષેત્રમા ઉત્સર્પિણીનો બીજો આરો બેસતા ૧૪ દિવસ સુધી બે મેઘ વરસ્યા પછી સાત દિન સુધી ત્રીજો મેઘ વરસે તેનુ નામ; ઘીના જેવો વરસતો વરસાદ.

**घर** पु० न० ( गृह ) મકાન, રહેવાનુ સ્થાન, ઘર.

**घरकुडी.** स्त्री० ( गृहकुटी ) ઘરની બહારની કોટડી (२) ચોકની અંદરની કુંડી

**घरकोइला.** } **घरकोइलिया** } स्त्री० ( गृहकोकिला ) ગરોળી, ભીતગરોળી.

**घरघरग.** पु० ( ) એક જાતનું ડોકનુ આભૂષણ.

**घरजामाउय** पु० ( गृहजामातृक ) ઘર જમાઇ.

**घरणी** स्त्री० ( गृहिणी ) ઘરધણિયાણી; સ્ત્રી; ભાર્યા.

**घरवास** पु० ( गृहवास ) ગૃહાશ્રમ,ગૃહસ્થાશ્રમ.

**घरसमुदाण.** न० ( गृहसमुदान ) સાધુ સામાન્ય પ્રકારે બધે ઘેરથી ગોચરી કરે તે.

**घरसमुदाणिय.** पु० ( गृहसमुदानिक ) દરેક ઘરે ભિક્ષા લેનાર ગોશાળાના મતનો અનુયાયી, આજીવિક મતના અનુયાયી સાધુ.

**घरिणी.** स्त्री० ( गृहिणी ) સ્ત્રી, ઘરધણીયાણી.

**घरिस.** पु० ( घर्ष ) ઘર્ષણ, અરસપરસ ઘસાવુ તે.

**घरोलिया** } **घरोली.** } स्त्री० ( ) નાની ગરોળી

**घलघल** पु० ( घलघल ) એક જાતનો અવાજ.

**घस** न० ( घस ) જમીનની મ્હોટી ફાટ; કાળી જમીનનો ચીરીઓ

**घसा.** स्त्री० ( ) ક્ષારવાળી ભૂમિ.

**घसिय.** त्रि० ( घृष्ट ) ઘસેલુ

**घसिर.** त्रि० ( ग्रसितृ ) અધરાયો, બહુ ખાનાર.

**घसी.** स्त्री० ( ) જમીનનો ઢોળાવ (२) ભોંયરુ

**घाइ.** त्रि० ( घातिन ) ઘાત કરનાર; હિંસક

**घाइआ.** स्त्री० ( घातिका ) વિનાશ કરનારી સ્ત્રી.

**घाइकम्म** न० ( घातिकर्मन ) જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર કર્મ. આત્મિક ગુણોની ઘાત કરનાર કર્મ

**घाइय.** त्रि० ( घातित ) મારી નખાવેલ; ઘાત કરાવેલ. (२) ઘવાયેલ; શક્તિ રહિત.

**घाउकाम.** त्रि० ( हन्तुकाम ) લુટવાની ઇચ્છાવાળો.

**घाड.** पु० ( घाट ) મિત્રતા, ભાઇબંધી. (२) માથાની નીચેનો ભાગ.

**घाडिय.** त्रि० ( घाटिक ) મિત્ર, ભાઇબંધ.

**घाण.** न० ( ) ઘાણી.

**घाण** पु० न० ( घ्राण ) ઘ્રાણેન્દ્રિય, નાસિકા.

**घाणारिस** पु० न० ( घ्राणार्शस् ) નાકમા થતો મસાનો રોગ

**घाणिंदिय** न० ( घ्राणेन्द्रिय ) નાસિકા સુઘવાની શક્તિ ધરાવનાર ઈંદ્રિય, નાક

**घात.** पु० ( घात ) મારવુ (૨) નરક

**घातअ.** त्रि० ( घातक ) ઘાતકરનાર, મારનાર.

**घाति** त्रि० ( घातिन ) હણનાર, વધ કરનાર (૨) न० ચાર ઘાતી કર્મ

**घातिय.** त्रि० ( घातित ) હણેલુ

**घाय.** पु० ( घात ) વધ કરવો, ઘાત કરવી (૨) નરક (૩) સમાર

**घायअ** } त्रि० ( घातक ) જુઓ "ઘાતઅ" શબ્દ
**घायक**
**घायग.**

**घायण** न० } ( हनन ) મારવુ, ઘાત
**घायणा** स्त्री० } કરવી

**घायावण.** न० ( घातना ) ઘાયલ કરાવવુ.

**घायावणा.** स्त्री० ( घातना ) મારવુ, બીજા પાસે મરાવવુ

**घास.** पु० ( ग्रास ) કોળિયો (૨) ભોજન

**घास.** पु० ( घास ) તૃણ, ઘાસ

**घासेसणा.** स्त्री० ( ग्रासैषणा ) આહાર આપવામા શુદ્ધિ અશુદ્ધિનુ પર્યાલોચન કરવુ તે

**घिअ** न० ( घृत ) ઘી.

**घिओदअ** पु० ( घृतोदक ) ઘૃતોદધિ સમુદ્ર, ઘીના જેવા પાણીવાળો સમુદ્ર

**घिं.** } पु० ( ग्रीष्म ) ગરમીની મોસમ,
**घिंसु.** } ઉનાળો. (૨) તાપ, ગરમી.

**घिणिल्लु** त्रि० ( घृणावत ) દયાળુ, દયાવાન્

**घिसरा.** स्त्री० (          ) માછલી પકડવાની એક જાતની જાળ.

**घुट्टग.** पु० ( घृष्टक ) લિંપેલ પાત્રને ઘસવાનો પથરો.

**घुट्ठ.** त्रि० ( घुष्ट ) ઉંચે સ્વરે બોલાએલ; ઉદ્ઘોષણા કરેલ.

**घुण.** पु० } ( घुण ) ઘુણો; લાકડાને કોર-
**घुणा** स्त्री० } નાર જન્તુ વિશેષ.

**घुणिय** त्रि० ( घुणित ) કીડાથી વિંધાયેલ.

**घुल्ला.** स्त्री० (          ) બે ઇન્દ્રિયવાળો જીવ; શંખલા વગેરે.

**घुसिण.** न० ( घुसृण ) કેસર.

**घूघू.** } पु० स्त्री० ( घूक ) ઘુવડ.
**घूय.**

**घूल.** स्त्री० (          ) જાંઘ વિગેરે શરીરના અવયવ.

**घेरोलिया** स्त्री० ( गृहकोकिला ) ગરોળી.

**घोड.** पु० ( घोट ) ઘોડો

**घोडग.** } पु० ( घोटक ) એક જાતનો ઘોડો.
**घोडय.**

**घोडयमुह** न० ( घोटकमुख ) ઘોડાનાં લક્ષણો જાણવાનુ શાસ્ત્ર

**घोडिय.** पु० (          ) મિત્ર

**घोर** त्रि० ( घोर ) ઘોર, ભયંકર; દારૂણ. (૨) જેમા જીવવાનો પણ સશય રહે તેવુ દુષ્કર કૃત્ય.

**घोल.** पु० ( घोल ) દહિંને કપડામા બાંધી ગાળીનાખવુ-પાણી કાઢી નાખવુ તે.

**घोलण.** न० ( घोलन ) ઘોળવુ, અંગુઠા અને આંગળીવતી કેરીના પેઠે ઘોળવુ-મસળવુ.

**घोलवड.** न० ( घोलवटक ) દહિં ઘોળીને તેમાં વડાં નાખે તે. દહિંવડાં.

**घोलित** } त्रि० ( घोलित ) વલોવેલુ, મ
**घोलिय** } થેલુ. કેરીના પેઠે ઘોળેલુ.

**घोलिर.** त्रि० ( घूर्णितृ ) ચક્રપણે ફરનાર; ઘુમનાર

**घोस.** पु० ( घोष ) ગોકુલ; ગાયોને રહેવાનુ સ્થાન (૨) ત્રીજા અને ચોથા દેવલોકનુ એક વિમાન. (૩) સ્વર; અવાજ (૪) ઉંચે નીચે કે સમસ્વર વિશેષ

उच्चार; उदात्तादि स्वर બોલવા તે. (૫) સ્તનિત કુમાર જાતના ભવનપતિનો ઇન્દ્ર. (૬) ઘોસ નામનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**घोसण.** न० ( घोषण ) } ઘંટાનો શબ્દ,
**घोसणा.** स्त्री० ( घोषणा ) } ઢંઢેરો પીટાવવો તે.

**घोसय.** पुं० ( ) આરસી, નાનો અરિસો (૨) દર્પણનું ઘર. (૩) દર્પણ રાખવાની પેટી

**घोसाड** पु० न० ( घोषातक ) ગીસોડા, શાક વનસ્પતિની એક જાત.

**घोसाडई.** स्त्री० ( घोषातकी ) ગીસોડા-તુરીયાની વેલ.

**घोसाडिया.** स्त्री० ( घोषातकी ) વનસ્પતિ વિશેષ, ગીસોડી.

**घोसालई.** } स्त्री ( ) શરદ્ ઋતુમા
**घोसाली.** } ઉત્પન્ન થતી એક જાતની વેલ.

**घोसिअ** त्रि० ( घोषित ) જાહેર કરેલુ, સાદ પડાવેલો.

## ङ.

**ङकारपविभत्ति** पु० ( ङकारप्रविभक्ति ) ङकारના આકાર જેવું નાટક વિશેષ.

## च.

**च** अ० ( च ) અને, વળી (૨) પાદપૂરણ. (૩) અતિશય; અધિક.

**चअ.** पु० ( चय ) જથ્થો (૨) ઇંટ વિગેરેનુ ચણતર. (૩) શરીર (૪) શરીરનુ તજવું.

**चइय** त्रि० ( त्यक्त ) છોડેલુ; તજેલુ.

**चउ.** त्रि० ( चतुर् ) ચાર, ચારની સંખ્યા.

**चउकण्ण.** त्रि० ( चतुष्कर्ण ) ચાર કાને ગયેલ (વાર્તા.)

**चउक्क.** पु० ( चतुष्क ) ચાર રસ્તા ભેગા થતા હોય તે સ્થળ, ચોક; ચોવાટો (૨) ચારનો સમૂહ-જથ્થો.

**चउक्कणइय.** त्रि० ( चतुष्कनयिक ) ચાર નયથી વસ્તુનો વિચાર કરનાર, જે નૈગમના સામાન્ય અંશને સંગ્રહમાં અને વિશેષ અંશને વ્યવહારમાં સમાવી ત્રણ શબ્દ નયને એક રૂપે માની સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર અને શબ્દ એ ચાર નય માનતા હતા તે

**चउक्कणय.** पु० ( चतुष्कनय ) ચાર નયને માનનાર એક આજીવિક મત

**चउक्कर.** त्रि० ( चतुष्कर ) ચાર હાથવાળા. ચતુર્ભુજ.

**चउकोण** त्रि० ( चतुष्कोण ) ચાર ખુણાવાળુ, ચોરસ.

**चउक्खुत्तो.** अ० ( चतुष्कृत्वस् ) ચારવાર.

**चउगइ.** स्त्री० ( चतुर्गति ) નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવના એ ચાર ગતિ.

**चउगमण.** न० ( चतुर्गमन ) ચારે દિશાએ જવુ તે.

**चउगुण.** त्रि० ( चतुर्गुण ) } ચારગણુ
**चउगुणिय** त्रि० ( चतुर्गुणित ) }

**चउचत्ता.** स्त्री० ( चतुश्चत्वारिंशत ) ચુમાલીસ; ૪૪.

**चउज्जामधम्म.** पु० ( चतुर्यामधर्म ) ચાર મહાવ્રતરૂપ ધર્મ; અહિંસા, સત્ય, અચૌર્ય અને અપરિગ્રહ–એ ચાર મહાવ્રતરૂપ વચ્ચેના બાવીસ તિર્થંકરોએ બતાવેલ ધર્મ

**चउज्झाइया.** स्त्री० (          ) સાપની એક જાતિ.

**चउट्ठाण.** न० ( चतुःस्थान ) કર્મના ચોઠાણિઓ રસ

**चउट्ठाणवडिअ** त्रि० ( चतुःस्थानपतित ) ચાર પ્રકારનુ

**चउणउइ.** स्त्री० ( चतुर्नवति ) ચોરાણુ

**चउतीस.** } स्त्री० ( चतुस्त्रिंशत ) ચોત્રીસ.
**चउत्तीस.** } ૩૪.

**चउत्तीसइम** } न० ( चतुस्त्रिंशत्तम ) ચોત્રીસ
**चउत्तीसम** } ઉપવાસ ભેગા કરવા તે (૨) त्रि० ચોત્રીસમો, ૩૪ મો

**चउत्थ.** त्रि० ( चतुर्थ ) ચોથુ, ચોથા નબરનુ (૨) पु० न० ચોથ ભક્ત; એક ઉપવાસ

**चउत्थचउत्थ.** पु० न० ( चतुर्थचतुर्थ ) એક એક ઉપવાસ.

**चउत्थग.** } पु० ( चतुर्थक ) ચોથીયો તાવ.
**चउत्थय** } ત્રણ ત્રણ દિવસને આન્તરે આવે તે તાવ

**चउत्थभत्त** न० ( चतुर्थभक्त ) ચોથ ભક્ત તપ, એક ઉપવાસ.

**चउत्थाहिअ.** पु० ( चतुर्थाह्निक ) ચોથે ચોથે દિવસ આવતો તાવ.

**चउत्थी** स्त्री० ( चतुर्थी ) પક્ષની ચોથી તિથિ. ચોથ (૨) त्रि० ચોથા નબરનુ.

**चउदंत.** पु० ( चतुर्दन्त ) ચાર દાન્તવાળો–હાથીરત્ન, ઇન્દ્રનો ઐરાવત નામનો હાથી

**चउद्दस.** त्रि० ( चतुर्दशन ) ચૌદ, દશ અને ચાર.

**चउद्दसपुव्व.** न० ( चतुर्दशपूर्व ) ચૌદપૂર્વ–આગમ વિશેષ કે જે હાલ વિછિન્ન થઇ ગયેલ છે.

**चउद्दसपुव्वि** पु० ( चतुर्दशपूर्विन् ) ચૌદ પૂર્વના જાણનાર (સાધુ)

**चउद्दसपुव्वी** स्त्री० ( चतुर्दशपूर्वी ) ચૌદ પૂર્વનો સમૂહ,

**चउद्दसम.** न० ( चतुर्दश ) એક સાથે ૭ દિવસના ઉપવાસ કરવા તે (૨) त्रि० ચૌદમુ.

**चउद्दसी** स्त्री० ( चतुर्दशी ) ચૌદશ

**चउद्दिसं** } अ० ( चतुर्दिश ) પૂર્વ, પશ્ચિમ,
**चउद्दिसिं** } ઉત્તર અને દક્ષિણ–એ ચાર દિશાઓ તરફ. ચારે દિશામા.

**चउनवइ** स्त्री० ( चतुर्नवति ) ચોરાણુ, ૯૪ ની સખ્યા.

**चउनाण.** न० ( चतुर्ज्ञान ) ચાર પ્રકારનુ જ્ઞાન, મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવ

**चउपज्जवसिय** त्रि० ( चतुःपर्यवसित ) ચાર-ચારના થોક કરતા જેમા ચાર શેષ રહે તે

**चउपण्ण.** } स्त्री० ( चतुःपञ्चाशत ) ચોપન ની
**चउपन्न.** } સખ્યા

**चउप्पइया.** स्त्री० ( चतुष्पदिका ) ચાર પગવાળા ભુજપરિસર્પની એક જાત

**चउप्पदी** स्त्री० ( चतुष्पदी ) તિર્યંચ સ્ત્રી. ચોપગી.

**चउप्पण्ण** } स्त्री० ( चतुःपञ्चाशत ) જુઓ
**चउप्पन्न.** } "ચઉપન્ન" શબ્દ.

**चउप्पय** पु० स्त्री० ( चतुष्पद ) ચોપગો; ચાર પગવાળા ગાય, ઘોડો, હાથી વિગેરે. (૨) દરેક માસની અમાવાસ્યાને દિવસે આવતુ ચાર સ્થિર કરણમાનું બીજું કરણ, ૧૧ કરણમાંનુ નવમુ કરણ.

**चउप्पाय.** पु० ( चतुष्पाद ) જુઓ 'ચઉપ્પય' શબ્દ.

**चउप्पाल.** न० ( चतुष्पाल ) સૂર્યાભદેવનુ પ્રહરણકોશ.

**चउप्पुड.** त्रि० ( चतुष्पुट ) ચાર પડવાળું; ચોસર; ચોપડ.

**चउप्पुडिया** स्त्री० ( चतुष्पुटिका ) ચપટી વગાડવી તે

**चउप्फाल.** त्रि० ( चतुष्फाल ) ચોફાળ, ચાર પડવાળું

**चउब्भाग.** पुं० ( चतुर्भाग ) ચતુર્થાંશ, ચોથો ભાગ

**चउभंग.** पु० न० ( चतुर्भंग ) ચાર પ્રકાર; ચાર વિભાગ.

**चउभंगी** स्त्री० ( चतुर्भङ्गी ) ચોભંગી

**चउभाइआ** स्त्री० ( चतुर्भागिका ) માણીનો ચોથો ભાગ. રસ માપવાનું માપ. ૬૪ પળનું એક માપ.

**चउमासा.** स्त्री० ( चतुर्मासी ) ચાર માસનો સમૂહ; ચોમાસું

**चउमासिय.** न० ( चातुर्मासिक ) ચોમાસી તપ. ચાર માસના ઉપવાસ કરવા તે.

**चउमासिया.** स्त्री० ( चातुर्मासिका ) ભિક્ષુની ચોથી પડિમા કે જેમાં એક માસ સુધી ચારદાત અન્નની અને ચારદાત પાણીની કલ્પે

**चउमास्स.** न० ( चतुर्मास्य ) આસાઢી ૧૫ થી કાર્તકી ૧૫ સુધીનો સમય.

**चउम्मुह** त्रि० ( चतुर्मुख ) ચાર મુખવાળું, જેની ચારે દિશામાં દરવાજા હોય તેવો પ્રાસાદ-હવેલી

**चउर** त्रि० ( चतुर ) કુશળ, હોશીઆર.

**चउर.** त्रि० ( चतुर् ) ચાર; ચારની સંખ્યા.

**चउरंग.** त्रि० ( चतुरङ्ग ) જેના ચાર અંગ-અવયવ છે તેવી વસ્તુ. ધર્મના ચાર અંગ-દાન, શીયલ, તપ અને ભાવ, શરણના ચાર અંગ-અરિહન્ત, સિદ્ધ, સાધુ અને ધર્મ. (૨) હાથી, રથ, ઘોડા અને પાયદલ એ ચાર જેના અંગ છે એવી સેના-સૈન્ય.

**चउरंगिणी.** स्त्री० ( चतुरंगिनी ) ચતુરંગી સેના; ચાર વિભાગવાળી.

**चउरंत** पु० ( चतुरन्त ) ચાર પ્રકારની ગતિ જેમાં છે એવો સંસાર. (૨) त्रि० ચાર પર્યન્તવાળો

**चउरंस.** त्रि० (चतुरस्र) ચોરસ, ચારખુણાવાળું.

**चउरग.** पु० ( चकोरक ) ચકોરપક્ષી.

**चउरय** पु० ( ) ચોરો, ચબુતરો.

**चउरासी.** / **चउरासीइ** स्त्री० ( चतुरशीति ) ચોરાશી, ૮૪.

**चउरिंदिय.** त्रि० ( चतुरिन्द्रिय ) સ્પર્શ, ઘ્રાણ, રસના, નેત્ર એ ચાર ઇન્દ્રિયવાળો.

**चउवन्न.** स्त्री० न० ( चतुःपञ्चाशत ) ચોપન; ૫૪.

**चउवन्न.** पु० ( चतुर्वर्ण ) વર્ણચતુષ્ક, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ-એ નામકર્મની ચાર પ્રકૃતિ.

**चउवीस.** स्त्री० न० ( चतुर्विंशति ) ચોવીશ; વીશ અને ચાર.

**चउवीसइम.** न० ( चतुर्विंशतितम ) ૧૧ ઉપવાસ (૨) त्रि० ચોવીશમું.

**चउवीसत्थय.** / **चउवीसत्थव.** न० ( चतुर्विंशस्तव ) બીજું આવશ્યક સૂત્ર; લોગસ્સનો પાઠ, જેમાં ૨૪ તિર્થંકરની સ્તુતિ છે.

**चउव्विह.** त्रि० ( चतुर्विध ) ચાર પ્રકારનું.

**चउसट्ठि.** स्त्री० ( चतुष्षष्ठि ) ચોસઠ, ૬૪

**चउसट्ठिया.** स्त्री० ( चतुःषष्ठिका ) રસ તોળવાનું-માણીના ચોસઠમા ભાગનું માપ.

**चउसयरि.** स्त्री० ( चतुःसप्तति ) ચમોતેર; ૭૪ ની સંખ્યા.

**चउसरण.** न० ( चतुश्शरण ) અરિહન્ત, સિદ્ધ, સાધુ અને ધર્મ એ ચારનું શરણ (આશ્રય) લેવું તે. (૨) દશ પઇન્નામાંના એક પઇન્ના (પુસ્તક) નું નામ.

**चउसाल** त्रि० ( चतुःशाल ) ચતુઃશાલ; ચાર માળવાળું. (ઘર)

**चउसिया.** स्त्री० ( चौकुशिका ) ચોકુશ નામના દેશની સ્ત્રી.

**चउसिर.** न० ( चतुःशिरस् ) વન્દનામાં ચાર વખત ગુરૂને મસ્તક નમાડવું તે.

**चओर** पु० स्त्री० ( चकोर ) ચકોર પક્ષી

**चओवचइअ.** त्रि० ( चयोपचयिक ) ન્યૂનાધિક થનાર, ચયોપચય હાનિવૃદ્ધિ પામનાર.

**चंकमण** न० ( चङ्क्रमण ) આમતેમ ફરવું તે. (૨) બહુ ચાલવું. (૩) વારંવાર ચાલવું તે (૪) વાંકું ચાલવું તે.

**चंकमिअ.** त्रि० ( चङ्क्रमित ) અતિશય ચાલેલ.

**चंकार.** पु० ( चकार ) ચકાર, ચ અક્ષર.

**चंगबेर.** पु० ( ) કથરોટ. (૨) ચંગેરી

**चंगिम.** पु० स्त्री० ( चङ्गिमन् ) સુન્દરતા સૌન્દર્ય.

**चंगेरिआ. / चंगेरी** } स्त्री० ( ) ફૂલ રાખવાની છાબડી

**चंचल.** त्रि० ( चञ्चल ) ચંચળ, અસ્થિર; ચપળ.

**चंचलायमाण.** त्रि० ( चञ्चलायमान ) ચલાયમાન, ચચળ.

**चंचु.** स्त्री० ( चञ्चु ) ચાંચ.

**चंचुच्चिय.** न० ( चञ्चूचित ) ઘોડાની એક પ્રકારની ગતિ, ખોટી ચાલ.

**चंचुमालइय** त्रि० ( ) હર્ષથી વિકાશ પામેલ; રોમાંચ થયેલ.

**चंचुय.** पुं० ( चञ्चुक ) એ નામનો એક અનાર્ય દેશ. (૨) તે દેશના નિવાસીમનુષ્ય

**चंड.** त्रि० ( चण्ड ) પ્રચણ્ડ; તીક્ષ્ણ. (૨) અતિક્રોધી. (૩) पु० ક્રોધ, કોપ

**चंडकोसिय** पु० ( चण्डकौशिक ) એક સર્પ, જેણે ભગવાન મહાવીર સ્વામીને ઘણો પરિસહ આપ્યો હતો

**चंडरुद्द.** पु० ( चण्डरुद्र ) એ નામના એક ક્રોધી આચાર્ય.

**चंडबाल.** पु० ( चण्डाल ) એ નામનો એક રાજા.

**चंडा.** स्त्री० ( चण्डा ) ચમરેંદ્ર વગેરેની મધ્યમ પર્ષદ-સભા. (૨) જેમ ક્રોધી માણસને શ્રમ ન લાગે તેમ જેમાં શ્રમ ન જણાય એવી દેવતાની એક ગતિ.

**चंडाल.** पु० ( चण्डाल ) નીચ જાત. (૨) ભંગી, ઢેડ (૩) વર્ણશંકર જાતિ.

**चंडालग.** न० ( चन्दालक ) દેવપૂજા નિમિત્તે ફૂલ રાખવાનું તાંબાનું વાસણ.

**चंडालिय.** न० ( चाण्डाल्य ) ચણ્ડાળના જેવું કર્મ

**चंडालिय.** न० ( चण्डालीक ) ક્રોધને વશ થઈને જૂઠું બોલવું તે

**चंडालिय** त्रि० ( चाण्डालिक ) ચડાળ સંબંધી; ચડાળ જાતિમાં ઉત્પન્ન થયેલ.

**चंडिक्क.** पु० न० ( चाण्डिक्य ) ક્રોધ

**चंडिक्किय** त्रि० ( चाण्डिक्यित ) ક્રોધ પ્રગટવાથી રૌદ્રરૂપ ધરેલ, ભયંકર

**चंडी** स्त्री० ( चण्डी ) એ નામની સાધારણ વનસ્પતિ (૨) ચણ્ડીદેવી

**चंद.** पु० ( चन्द्र ) ચંદ્ર, ચન્દ્રમા (૨) ચન્દ્ર નામનું ત્રીજા દેવલોકનું એક વિમાન. (૩) વપ્રવિજયની પૂર્વ સરહદ ઉપરનો વખારા પર્વત. (૪) જ્યોતિષી દેવતાનો ઇન્દ્ર. (૫) ઉત્તર કુરૂક્ષેત્રમાંના એક દ્રહ કે જેને બે પાસે કંચનક પર્વત છે. (૬) ચંદ્ર નામનો દ્વીપ તથા સમુદ્ર. (૭) જે વર્ષમાં અધિકમાસ ન હોય તે સંવત્સર. (૮) ચન્દ્રપુષ્પિકાનું પહેલું અધ્યયન. (૯) આઠમા તીર્થંકરનું લાંછન. (૧૦) રાધાવેધની પુતળીની આંખનો ડોળો.

**चंदक.** पु० ( चन्द्रक ) મોર પીંછા ઉપરનો ચાંદલો

**चंदकंत.** न० ( चन्द्रकान्त ) ચન્દ્રકાન્ત નામનું ત્રીજા દેવલોકનું એક વિમાન.

**चंदकंता.** स्त्री० ( चन्द्रकान्ता ) આ઼લુ અવસર્પિણીના બીજા કુલકરની સ્ત્રી.

**चंदकूड.** न० ( चन्द्रकूट ) ચન્દ્રકૂટ નામનુ ત્રીજા દેવલોકનુ એક વિમાન. (२) पु० રૂચક પર્વતનુ એક શિખર.

**चंदगवेज्झ.** पु० ( चन्द्रकवेध्य ) રાધાવેધ-ચક્ર ફરતી રાધા પુતળીનાં નેત્રા વચ્ચેથી આંખ વિંધવી તે.

**चंदगुत्त.** स्त्री० ( चन्द्रगुप्त ) મૌર્યવંશી ચન્દ્રગુપ્ત રાજા

**चंदचरिया.** स्त्री० ( चन्द्रचर्या ) ચંદ્રની ગતિ જાણવાની વિદ્યા.

**चंदच्छाय.** पु० ( चन्द्रच्छाय ) ચન્દ્રચ્છાય નામે અંગ દેશના રાજા કે જેણે મલ્લિનાથ પ્રભુ સાથે દીક્ષા લીધી હતી

**चंदजसा.** स्त्री० ( चन्द्रयशस् ) વિમળ વાહન કુલકરની સ્ત્રી.

**चंदजोग** पु० ( चन्द्रयोग ) નક્ષત્રની સાથે ચન્દ્રનો યોગ

**चंदज्झय.** न० ( चन्द्रध्वज ) ચન્દ્રધ્વજ નામનુ ત્રીજા દેવલોકનુ એક વિમાન.

**चंदण** पु० न० ( चन्दन ) મલયાગર, ચન્દન (२) સુખડનુ ઝાડ. (३) અક્ષ-કોડાના જીવ. (४) ચન્દનમણિ, સચિત્તકઠિન પૃથ્વીનો એક પ્રકાર (५) રૂચક પર્વતનું એક શિખર.

**चंदणकलस.** / **चंदणघड.** पु० ( चन्दनकलश ) ચન્દનલિપ્ત કળશ, મંગળકળશ.

**चंदणज्जा.** स्त्री० ( चन्दनार्या ) ચોવીસમા તીર્થંકરની મુખ્ય સાધ્વી; ચંદનબાળા નામના આરજા.

**चंदणपेसिया.** स्त्री० ( चन्दनपेषिका ) ચન્દન ઘસનારી દાસી

**चंदणा.** स्त्री० ( चन्दना ) ચન્દનબાળાસાધ્વી, ભગવાન્ મહાવીરની પ્રથમ સાધ્વી

**चंदणागरी.** स्त्री० ( चन्दनागरी ) જૈન મુનિઓની એક શાખા.

**चंदणी** स्त्री० ( चन्दनी ) આચમન.

**चंदत्थमणपविभत्ति.** स्त्री० ( चन्द्रास्तमनप्रविभक्ति ) ચન્દ્રાસ્તની વિશેષરચનાવાળુ નાટક.

**चंददिण.** न० ( चन्द्रदिन ) ચંદ્રના દિવસ; સોમવાર.

**चंददीव** पु० ( चन्द्रद्वीप ) ચન્દ્રમા નામનો દ્વીપ.

**चंदद्ध.** न० ( चन्द्रार्ध ) અર્ધો ચન્દ્ર, આઠમનો ચન્દ્ર.

**चंदन.** न० ( चन्दन ) ચંદન

**चंदनागरी.** स्त्री० ( चन्दनागरी ) એ નામની એક જૈન મુનિઓની શાખા

**चंदपडिमा.** स्त्री० ( चन्द्रप्रतिमा ) ચન્દ્ર નામની પ્રતિમા-અભિગ્રહ કે જેમા ચંદ્ર કળાની પેઠે શુકલ પક્ષમા દરરોજ એકક કોળિઓ વધારતા અને કૃષ્ણ પક્ષમાં એકક કોળીઓ ઘટાડતા અમાવાસ્યાએ એકજ કોળિઓ લેવામાં આવે તે, એક પ્રકારનુ ઉણોદરી તપ.

**चंदपण्णत्ति.** स्त्री० ( चन्द्रप्रज्ञप्ति ) જેમાં ચન્દ્ર સબંધી વર્ણન કર્યું છે તે ચન્દ્રપ્રજ્ઞપ્તિ નામનુ એક કાલિક સૂત્ર.

**चंदपव्वय** पु० ( चन्द्रपर्वत ) ધાતકી ખંડના મહાવિદેહમાનો એક પર્વત (२) એ નામનો શીતોદાનદીનો વક્ષસ્કાર પર્વત.

**चंदप्पभ.** पु० ( चन्द्रप्रभ ) ચન્દ્રકાન્તમણિ. (२) ઝવેરીનો દાડો (३) न० ચંદ્રપ્રભ નામનુ ત્રીજા દેવલોકનુ એક વિમાન. (४) पु० આઠમા ચંદ્રપ્રભ તીર્થંકર. (५) એક જૈન મુનિ (६) न० ચંદ્રનુ સિંહાસન.

**चंदप्पभा.** स्त्री० ( चन्द्रप्रभा ) ચંદ્રહાસ નામની મદિરા-દારૂ (२) ચંદ્રમાની મ્હોટી અગ્રમહિષી (३) ચન્દ્રપ્રભાદેવી. (४) દશમા અને ચોવીશમા તીર્થંકરની પ્રવ્રજ્યા પાલખીનુ નામ

**चंदप्पह** पु० ( चन्द्रप्रभ ) વર્તમાન ચોવીસીના ८ મા તીર્થંકરનુ નામ.

**चंदप्पहा.** स्त्री० ( चन्द्रप्रभा ) જુઓ " ચંદ્રપ્રભા " શબ્દ.

**चंदप्पहाविमान.** न० ( चन्द्रप्रभविमान ) એ નામનુ એક વિમાન

**चंदभागा.** स्त्री० (चन्द्रभागा) ચન્દ્રભાગા નામની એક નદી, કે જે સિંધુમા જઈને મળે છે

**चंदम** पुं० ( चन्द्रमस् ) ચન્દ્રમા.

**चंदमंडल.** पुं० न० ( चन्द्रमण्डल ) ચન્દ્રનુ મંડળ; ચન્દ્રનુ વિમાન. (૨) ચન્દ્રનું બિમ્બ.

**चंदमंडलपविभत्ति.** पु० ( चन्द्रमण्डलप्रविभक्ति ) ચન્દ્રમડળની વિશેષ રચનાવાળુ નાટક

**चंदमस** पु० ( चन्द्रमस् ) ચન્દ્રમા

**चंदमहत्तर.** पु० ( चन्द्रमहत्तर ) એ નામના એક આચાર્ય કે જેણે સમતિકા નામ ગ્રથ રચ્યો છે.

**चंदमालिया.** स्त्री० ( चन्द्रमालिका ) ચન્દ્રાકાર હાર. (૨) એ નામનો એક ...

**चंदय.** पु० ( चन्द्रक ) મોરપીંછાનો ચાંદલો

**चंदगुत्त** पु० ( चन्द्रगुप्त ) પાટલીપુત્રનો પ્રાચીન રાજા; ચંદ્રગુપ્ત નામે મૌર્યવંશનો એક રાજા.

**चंदलेस.** न० ( चन्द्रलेश्य ) ચન્દ્રલેશ નામનુ ત્રીજા દેવલોકનુ એક વિમાન

**चंदलेस्सा.** स्त्री० ( चन्द्रलेश्या ) ચન્દ્રના વિમાનની કાંતિ

**चंदवडिंसत्र.** पु० ( चन्द्रावतंसक ) ચંદ્રમાનુ વિમાન.

**चंदवन्न.** न० ( चन्द्रवर्ण ) ચાથા દેવલોકનુ ચન્દ્રવર્ણ નામનુ એક વિમાન.

**चंदसालिया.** स्त्री० ( चन्द्रशालिका ) મેડી; માળ, મજલો

**चंदसिंग.** न० ( चन्द्रशृङ्ग ) ત્રીજા ચાથા દેવલોકનું એક વિમાન

**चंदसिट्ठ.** न० ( चन्द्रशिष्ट ) ચન્દ્રશિષ્ટ નામનુ ત્રીજા દેવલોકનુ એક વિમાન.

**चंदसिरि.** स्त्री० ( चन्द्रश्री ) ચન્દ્રશ્રી નામની સ્ત્રી; ચક્ષુષ્મત્ નામના બીજા કુલકરની માતા.

**चंदसूरदंसावणिया.** } **चंदसूरपासणिया** } स्त्री० ( चन्द्रसूर्य दर्शनिका) જન્મથી ત્રિજે દિવસે બાળકને કરાવવામાં આવતુ સૂર્ય ચન્દ્રનુ દર્શન (૨) તે પ્રસગ થતો ઉત્સવ.

**चंदसूरमालित्रा.** स्त्री० ( चन्द्रसूर्यमालिका) એક જાતનું ઘરાણુ-દાગીનો.

**चंदहोरा** स्त्री० ( चन्द्रहोरा ) ચંદ્રની હોરા; ચન્દ્રલગ્ન

**चंदा.** स्त्री० ( चन्द्रा ) ચન્દ્રમાની રાજધાની. ચંદ્રદ્વીપની રાજધાની.

**चंदागमणपविभत्ति.** न० ( चन्द्रागमनप्रविभक्ति) ચન્દ્રાગમનની રચનાવાળુ નાટ્ય વિશેષ

**चंदाणण.** पु० ( चन्द्रानन ) જંબુદ્વીપના ઐરવત ક્ષેત્રમા ચાલુ અવસર્પિણીના પહેલા તીર્થકર

**चंदाणणा** स्त्री० ( चन्द्रानना ) ચન્દ્રની માફક આનંદ ઉપજાવ કરનારી શાશ્વતી જિન પ્રતિમાઓ પૈકી ચોથી પ્રતિમાનુ નામ

**चंदाभ.** न० ( चन्द्राभ ) ચંદ્રાભ નામનુ પાંચમા દેવલોકનુ એક વિમાન (૨) पु० અગીયારમા કુંભારનુ નામ.

**चंदायण.** न० ( चान्द्रायण ) જુઓ " ચંદપડિમા " શબ્દ.

**चंदालग** न० ( ) એક જાતનુ તાંબાનુ પાત્ર.

**चंदावत्त.** पु ( चन्द्रावर्त ) ચન્દ્રાવર્ત નામનુ ત્રીજા દેવલોકનુ એક વિમાન.

**चंदावरणपविभत्ति.** न० ( चन्द्रावरणप्रविभक्ति ) ચન્દ્રમાને ઢાંકવાની વિશેષ રચનાવાળુ નાટ્ય વિશેષ.

**चंदावलिपविभत्ति.** न० ( चन्द्रावलिप्रविभक्ति ) ચન્દ્રમાની વિશેષ રચનાવાળુ એક નાટક.

**चंदाविज्झय.** न० ( चन्द्रवेध्यक ) ૨૯ ઉત્કાલિક સૂત્રમાંનું ૧૫ મુ.

**चंद्रिम.** पु० ( चन्द्रमस् ) ચંદ્રમા. (૨) ચંદ્રમાના દૃષ્ટાન્તવાળુ જ્ઞાતાસૂત્રનું ૧૦ મુ અધ્યયન. (૩) આ નામના એક જૈન મુનિ.

**चंद्रिमसूरिय.** पु० ( सूर्यचन्द्रमस् ) ચન્દ્ર અને સૂર્ય

**चंद्रिमा.** स्त्री० ( चन्द्रिका ) અણુત્તરોવવાઇ સૂત્રના ત્રીજા વર્ગના છઠા અધ્યયનનુ નામ. (૨) કાકંદી નગરી નિવાસી ભદ્રા સાર્થવાહીના પુત્ર (૩) ચન્દ્રિકા; જ્યોત્સ્ના.

**चंदुत्तरवडिंसग** पुं० ( चन्द्रोत्तरावतंसक ) ચન્દ્રોત્તરાવતંસક નામનુ ત્રીજા દેવલોકનુ એક વિમાન

**चंदोतरण** न० (चन्द्रोत्तरण) કૌશામ્બી નગરીનું એક ઉદ્યાન.

**चंदोत्तरायण.** न० ( चन्द्रोत्तरायन ) કૌશામ્બી નગરીના બહારનો ચન્દ્રોત્તરાયણ નામનો એક બાગ

**चंदोयरण.** न० ( चन्द्रोत्तरण ) એ નામનુ એક ચૈત્ય કે જે ઉદ્દંડપુર નગરની બહાર હતુ

**चंदोवग** न० ( चन्द्रोवक ) સન્યાસીનુ એક ઉપકરણ.

**चंदोवराग** पु० ( चन्द्रोपराग ) ચન્દ્રગ્રહણ.

**चंपक** } पु० ( चम्पक ) ચંપાનુ ઝાડ.
**चंपग.** }

**चंपय.** पु० ( चम्पक ) કિંપુરૂષદેવની સભા આગળનુ ચૈત્યવૃક્ષ, ચંપાનું ઝાડ. (૨) સૂર્યાભના ચંપક વનનો રક્ષક દેવતા. (૩) ચંપાનું વન તથા ત્યા રહેનાર દેવ. (૪) ચંપો; ચંપાનું ફૂલ. (૫) ચંપાનુ વૃક્ષ કે જેની હેઠે વીસમા તીર્થંકરને કેવળજ્ઞાન થયું.

**चंपयवडंसय.** न० ( चम्पकावतंसक ) ચમ્પકાવતંશક નામનુ એક વિમાન.

**चंपा.** स्त्री० ( चम्पा ) ચંપા નામની નગરી; કોણિક રાજાની રાજધાની; અંગ દેશનો પાયતખ્ત; આજકાલ ભાગલપુરના નામથી ઓળખાય છે તે.

**चंपाणयरी.** स्त्री० ( चम्पानगरी ) ચંપાનગરી

**चंपापविभत्ति** न० ( चम्पाप्रविभक्ति ) ચંપાનગરીની અન્દરની શોભાયુક્ત નાટક

**चंपिज्जिया.** स्त्री० ( चम्पीया ) જૈન મુનિગણની એક શાખા.

**चकारवग्गपविभत्ति** पु० ( चकारवर्गप्रविभक्ति ) ચ અક્ષરના આકારની રચનાવાળુ નાટક; નાટકના ૩૨ પ્રકારમાંનો એક.

**चक्क.** न० ( चक्र ) પૈડું (૨) વાસુદેવનુ સુદર્શન ચક્ર. (૩) ચક્રરત્ન, ૧૪ રત્નમાનું એક (૪) ધર્મચક્ર (દેવતાનુ બનાવેલ) તીર્થંકરની આગળ રહેછે તે. (૫) કુંભારનો ચાકડો. (૬) ચક્રાકારે હાથની રેખા. (૭) સમૂહ; મંડળ (૮) મુશળ; સાંબેલુ. (૯) આકાશમા ચક્રાકારે ગોળ કુંડાળા જેવુ થાય છે તે. (૧૦) પુ० ચકવો પક્ષી

**चक्कंग.** पु० ( चक्राङ्ग ) ચક્રવાક નામે એક પક્ષી.

**चक्कग** पु० ( चक्रक ) ચક્ર, આભરણ વિશેષ.

**चक्कजोहि.** पु० ( चक्रयोधिन् ) ચક્રથી લડનાર યોદ્ધો. (૨) વાસુદેવ, ત્રણ ખંડ પૃથ્વીનો રાજા.

**चक्कज्झय.** पु० ( चक्रध्वज ) ચક્રની નિશાનીવાળી ધ્વજા.

**चक्कपुरा.** } स्त्री० ( चक्रपुरी ) મહાવિદેહ ક્ષેત્રની વગ્ગુવિજયની મુખ્ય રાજધાની—નગરી
**चक्कपुरी** }

**चक्करक्खल.** पु० ( चक्ररक्ष ) ચક્રનુ રક્ષણ કરનાર દેવ

**चक्करयण.** न० ( चक्ररत्न ) ચક્રવર્તીના ચૌદ રત્નમાનુ એક ચક્રરત્ન.

**चक्कल.** पु० ( चक्कल ) સિંહાસનનો પડથાંભો.

**चक्कलिआभिराम.** त्रि० (            ) ગોળાકાર ખંડ, ગોળ કકડો

**चक्खुमीय.** त्रि० ( चक्षुर्भीत ) અવલોકન નાનથી ડરી ગયેલ.

**चक्खुभूय.** त्रि० ( चक्षुर्भूत ) આંખની પેઠે આધારરૂપ.

**चक्खुमंत.** पु० ( चक्षुष्मत् ) ચક્ષુમા નામે આલુ અવસર્પિણીના બીજા કુલકર. (૨) આઠમા કુલકરનું નામ (૩) त्रि० આંખવાળું

**चक्खुराग.** पु० ( चक्षूराग ) દૃષ્ટિરાગ. આંખનો પ્રેમ

**चक्खुलेस** त्रि० ( चक्षुर्लेष ) જોતામાં જ્યાં આંખનો શ્લેષ થાય-આંખ ચોંટી જાય તે.

**चक्खुलोलुय** त्रि० ( चक्षुर्लोलुक ) આંખની ચપળતાવાળો.

**चक्खुल्लोयणलेस्स** त्रि० ( चक्षुर्लोचनलेश्य ) સુન્દર રૂપવાળો.

**चक्खुस.** त्रि० ( चाक्षुष ) નેત્રગ્રાહ્ય પદાર્થ. આંખથી જોવા યોગ્ય

**चक्खुस्स.** न० ( चक्षुष् ) ચક્ષુ, આંખ.

**चक्खुसुह.** पु० ( चक्षुःसुख ) કુંડલ સમુદ્રના દેવતાનું નામ.

**चक्खुहर** न० ( चक्षुहर ) આંખને આનન્દ આપનાર

**चच्चग.** पु० ( चर्चक ) ઝાટાના

**चच्चर** न० ( चत्वर ) ચાચર ચારથી વધારે રસ્તા ભેગા થતા હોય તે સ્થળ. ચકલો

**चच्चरी.** स्त्री० ( चर्चरी ) હાથની તાળીનો અવાજ

**चच्चसा** स्त्री० ( ) એક જાતનું વાજું.

**चच्चा.** स्त्री० ( चर्चा ) ચન્દન વિગેરેથી લેપન કરવું તે.

**चच्चिय** त्रि० ( चर्चित ) ચન્દન વગરેનું વિલેપન કરેલ, ચર્ચેલ.

**चज्जा.** स्त्री० ( चर्या ) પરિભાષા, સંકેત. (૨) આચરણ, વર્તન. (૩) ચલન, ગમન.

**चट्ट.** पु० ( ) વિદ્યાર્થી.

**चट्टसाला.** स्त्री० ( चट्टशाला ) નાના છોકરાની પાઠશાળા.

**चडग** पु० स्त्री० ( चटक ) ચકલો (૨) નોકર.

**चडगर.** पु० ( ) સમુદાય, સમાજ (૨) નોકર, સેવક (૩) મુખ્ય લડવૈયા (૪) ચડકા દેનાર-કાશ વગેરે (૫) આડમ્બર.

**चडचड** पु० ( चटचट ) ચડચડ એવો શબ્દ

**चडण.** न० ( ) ચડવું; ઉપર બેસવું

**चडवेला.** स्त्री० ( चपेटा ) ચપેટા મારવા, પોરસ કરવો, તમાચા

**चडिअ** त्रि० ( चटित ) ચડેલું

**चडुकारि.** } त्रि० ( चाटुकारिन् ) ચાર વાગ
**चडुयरि** } તેમ કરનાર; મીઠાબોલા, ભાખણ દાસ

**चडुल** त्रि० ( चटुल ) અસ્થિર, ચપળ ચિત્તવાળું.

**चडुली.** स्त्री० (चटुली ) ઘાસના પુળાના અગ્રભાગનો અગ્નિ

**चणइया.** स्त्री० ( चणकिका ) મસૂર અન્ન વિશેષ.

**चणग** पु० ( चणक ) ચણા, કઠોળ ધાન્યની એક જાત.

**चतु** त्रि० ( चतुर् ) ચાર.

**चतुत्था** स्त्री० ( चतुर्थी ) ભિક્ષુની બાર પડિમામાંની ચોથી પ્રતિમા

**चत्त** न० ( ) મનુષ્ય કાનમાંની સાળની તરાફ

**चत्त** त्रि० ( त्यक्त ) ત્યાગ કરેલ, છાડી દીધેલ

**चत्ताला** } स्त्री० ( चत्वारिंशत् ) ચાલીસ;
**चत्तालीसा.** } ૪૦

**चपल.** त्रि० ( चपल ) ચપળ

**चप्पुडिया** } स्त्री० ( चप्पुटिका ) ચાપુટકા,
**चप्पुडी.** } ચપટી

**चमढण.** न० } ( ) ખૂબ કરવું તે
**चमढणा** स्त्री० } (૨) ચાંપવું; દાબીદેવું. (૩) ભુંસી નાખવું. (૪) મર્દન કરવું તે.

(५) कदर्थना करवी ते, पीडा करवी ते. (६) निन्दा. (७) लात, पाटु.

**चमर.** पुं० ( चमर ) दक्षिण दिशाना असुर कुमारना राजा; चमरेन्द्र. (२) चमरीगाय (३) पांचमा तीर्थंकरना १ ला गणधरनुं नाम.

**चमरचंच.** पुं० ( चमरचञ्च ) चमरेन्द्रनो रहेठाणनो पर्वत.

**चमरचंचा.** स्त्री० ( चमरचञ्चा ) चमरचंचा नामे चमरेन्द्रनी राजधानी.

**चमरी.** स्त्री० ( चमरी ) चमर पशुनी माद्दा.

**चमरोप्पाय.** पुं० ( चमरोत्पात ) चमरेन्द्र शक्रेंद्र साथे लडवाने उपर पहेला देवलोक गया ते, दश अच्छेरामांनुं एक.

**चमस** पुं० न० ( चमस ) चाटवो, कडछी. (२) चमस नामनो एक देश

**चमू.** स्त्री० ( चमू ) सेना, लश्कर.

**चम्म.** न० ( चर्मन् ) चामड, चामडी. (२) चामडानी अगुठी.

**चम्मअ.** पुं० ( चर्मक ) चामडानी तणी

**चम्मकिड.** त्रि० ( चर्मकिट ) चामडाथी मढेल.

**चम्मकोस** पुं० ( चर्मकोश ) } चामडानी
**चम्मकोसिया** स्त्री० ( चर्मकोशिका ) } बनावेली थेली. (२) एक जातना चामडाना जुना-पगरखा

**चम्मखंडिय.** त्रि० ( चर्मखण्डिक ) चामडानाज सर्व उपकरणने राखनार एक भिक्षुकवर्ग.

**चम्मग.** न० ( चर्मक ) पादुका, सन्यासीनु एक उपकरण (२) त्रि० चामडानु बनावेल; चर्ममय.

**चम्मच्छेदग.** न० ( चर्मच्छेदन ) चामडु कापवानु शस्त्र. (२) वाधर विगेरेनो कडका-पट्टी.

**चम्मट्ठिल** पुं० ( चर्मास्थिल ) पक्षिविशेष; चामाचीडी.

**चम्मपक्खि** पुं० ( चर्मपक्षिन् ) चामडानी पांखवाळां पक्षी; छापा, वागुळ वगेरे खेचर तिर्यंच पंचेन्द्रियनो एक भेद.

**चम्मपट्ट** पुं० ( चर्मपट्ट ) चामडानो पटो.

**चम्मपाय.** न० ( चर्मपात्र ) चामडानु पात्र.

**चम्मरयण.** न० ( चर्मरत्न ) चक्रवर्तीना चौद रत्नमानु एक के जे नदी समुद्र आदि स्थळे नावानी (होडीनी) गरज सारे.

**चम्मरुक्ख** पुं० ( चर्मवृक्ष ) चर्मवृक्ष, वनस्पति विशेष.

**चम्मार.** पुं० ( चर्मकार ) चमार; पगरखां बनावनार

**चम्मिअ.** त्रि० ( चर्मित ) चामडाथी बांधेल.

**चम्मिट्ठ** } पुं० ( चर्मेष्ट ) मुद्गर, कसरतनु
**चम्मेट्ठ** } एक साधन, चामडाथी वींटाळेल पत्थरवाळु हथियार

**चम्मेट्ठग.** न० ( चर्मेष्टक ) लुहारनो लोढु टीपवानो एक ओजार. (२) मुद्गर.

**चय.** पुं० ( च्यव ) देवलोकमांथी चववु ते.

**चय** न० ( त्यजन ) तजवु, छाडवु.

**चय.** पुं० ( चय ) शरीर, देह. (२) ढगलो, समूह (३) एकठु होवु. (४) वृद्धि

**चयण** न० ( च्यवन ) च्यवन; वैमानिक अने ज्योतिषीनु मरण (२) पतन, सरी जवु.

**चयावचइअ** त्रि० ( चयापचयिक ) वधतुं घटतु; न्यनाधिक थनार.

**चर.** पुं० ( चर ) हालता, चालता त्रसजीव.

**चर.** त्रि० ( चर ) } चालनार; फरनार.
**चरअ.** त्रि० ( चरक ) } (२) सेवनार, आचरनार (३) धाडपाडी हल्लो करी भिक्षा मागनार वर्ग.

**चरग.** पुं० ( चरक ) धाडपाडी हल्लो करी भिक्षा लेनार वर्ग. (२) डांश, मच्छर विगेरे. (३) सन्यासीओनो समुदाय.

**चरगपरिव्वायग.** पुं० ( चरकपरिव्राजक ) तापस विशेष, त्रिदंडी.

**चरण.** न० ( चरण ) સંયમ; ચારિત્ર. (૨) ગમન; વિહાર. (૩) બ્રહ્મભાટ કે ચારણ. (૪) ચરણ, પગ. (૫ સેવન, આદર.

**चरणकरण.** न० ( चरणकरण ) સંયમના મૂળ અને ઉત્તર ગુણ.

**चरणणय.** पु० (चरणनय) ક્રિયાને મુખ્ય માનનારનો મત.

**चरणमोह.** पु० ( चरणमोह ) ચારિત્ર અટકાવનાર મોહનીય વિભાગ; ચારિત્ર મોહનીય.

**चरणमोहणिय.** न० ( चरणमोहनीय ) મોહનીય કર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ ચરણ-ચારિત્ર ન પામે.

**चरणविहि.** पु० ( चरणविधि ) ૨૯ ઉત્કાલિક સૂત્રમાનું ૨૭ મું સૂત્ર.

**चरम.** त्रि० ( चरम ) છેલ્લું, છેવટનું (૨) પાંચમા સુમતિનાથ તીર્થંકરના પ્રથમ ગણધરનું નામ. (૩) જેને ફરીથી તે ભવમાં આવવું નથી તે, છેલ્લા ભવવાળો.

**चरमंत.** न० ( चरमान्त ) ચરમાન્ત પ્રદેશ.

**चरमतित्थयर.** पु० ( चरमतीर्थंकर ) છેલ્લા તીર્થંકર; મહાવીરસ્વામી.

**चरमनिदाहकाल** पु० ( चरमनिदाघकाल ) ઉનાળાનો આખર વખત.

**चरमभवत्थ.** त्रि० ( चरमभवस्थ ) છેલ્લા ભવમાં રહેલ; ચરમશરીરી.

**चरमवरिसारत्त** न० ( चरमवर्षारात्र ) ચોમાસાનો આખર સમય.

**चरमसमय.** पु० ( चरमसमय ) છેલ્લો વખત.

**चरिअ.** न० ( चरित ) ચેષ્ટા; ચાલચલગત. (૨) જન્મ ચરિત્ર; જીવન વૃત્તાંત.

**चरिआ.** स्त्री० ( चरिका ) ગઢ અને શહેર વચ્ચેનો આઠ હાથ પ્રમાણે રસ્તો (૨) પરિવ્રાજીકા.

**चरित्त.** न० ( चारित्र ) સંયમ અનુષ્ઠાન; સદાચાર.

**चरित्तकुसील.** त्रि० ( चारित्रकुशील ) ચારિત્રને દૂષિત બનાવનાર.

**चरित्तपुरिस.** पु० ( चारित्रपुरुष ) ચારિત્રવાળો પુરુષ.

**चरित्तपुलाय.** पु० ( चारित्रपुलाक ) ચારિત્રને નિઃસાર બનાવનાર પુલાક લબ્ધિવંતસાધુ.

**चरित्तबुद्ध.** पु० ( चारित्रबुद्ध ) ચારિત્ર રૂપે બોધ પામેલ.

**चरित्तबोहि** स्त्री० ( चारित्रबोधि ) ચારિત્ર રૂપે ધર્મની પ્રાપ્તિ થવી તે.

**चरित्तमोह** पु० ( चारित्रमोह ) }
**चरित्तमोहण** न० ( चारित्रमोहन ) } ચારિત્રને અટકાવનાર-રોકનાર મોહનીય કર્મની પ્રકૃતિ, સોળ કષાય અને નવ નોકષાય એ પચીસ પ્રકૃતિ.

**चरित्तमोहणिज्ज.** }
**चरित्तमोहणिय** } न० ( चारित्रमोहनीय ) જુઓ "ચરિત્તમોહણ" શબ્દ.

**चरित्तलद्धिया.** स्त्री० ( चारित्रलब्धिका ) ચારિત્રની પ્રાપ્તિ.

**चरित्तलोग** पु० ( चारित्रलोक ) સામાયિકાદિ પાંચ ચારિત્રરૂપ લોક.

**चरित्तविणय.** पु० ( चारित्रविनय ) ચારિત્રનું સમ્યક પ્રકારે પાલન કરવું તે.

**चरित्तविराहणा.** स्त्री० ( चारित्रविराधना ) ચારિત્રનું ખણ્ડન કરવું તે, વ્રતમાં ભંગ પાડવો તે.

**चरित्ताचरित्त.** न० ( चारित्राचारित्र ) એક દેશે ચારિત્ર અને એક દેશે અચારિત્ર-અવિરતિ; વિરતાવિરતિ, શ્રાવકપણું.

**चरित्तायार.** पु० ( चरित्राचार ) પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ આઠ ચારિત્રના આચાર.

**चरित्ताराधना** स्त्री० ( चारित्राराधना) ચારિત્રની આરાધના.

**चरित्तारिय.** पु० ( चारित्रार्य ) વિશુદ્ધ ચારિત્રવાળા સાધુ.

**चरित्तावरणिज्ज.** न० ( चारित्रावरणीय ) ચારિત્રને ઢાંકનાર ચારિત્ર મોહનીય કર્મ.

**चरित्ति.** पु० स्त्री० ( चारित्रिन् ) ચારિત્રવાળો. ચારિત્રી, સાધુ સાધ્વી

**चरित्तिंद** पु० ( चारित्रेन्द्र ) યથાખ્યાત ચારિત્રવાન્

**चरिम.** त्रि० ( चरम ) અંતિમ-છેલ્લું (२) ચરમ શરીરી જીવ. (३) પન્નવણાસૂત્રના ત્રીજા પદના બાવીસમા દ્વારનું નામ

**चरिय.** न० ( चरित ) આચરણ, વર્તન. (२) त्रि० સેવિત, આશ્રિત

**चरिय** पु० ( चरिक ) વનસ્પતિ વિશેષ

**चरियनिबद्ध.** न० ( चरितनिबद्ध ) ૩૨ નાટક માંનું છેલ્લું નાટક, કે જેમાં તીર્થંકરના ૭ કલ્યાણિકના ચરિત્રોનું બ્યાન ગાવામાં આવ્યું છે

**चरिया** स्त्री० ( चर्या ) ચાલવું વિહાર કરવો તે (२) ઇર્યાસમિતિ (३) ચાલવાનો પરિષહ (४) ભિક્ષા. ગોચરી

**चरियापरिसह.** पु० ( चर्यापरिषह ) ચાલવાનો-વિહાર કરવાનો પરિષહ

**चरु.** पु० ( चरु ) હાંડી. (२) ભાણી (३) યજ્ઞમાં દેવોને બલિદાન આપવાનું પાત્ર

**चरेडुग.** न० ( चक ) રામરાજ-કંસારાની પાંખોવાળું પક્ષી

**चल.** त्रि० ( चल ) ચાલતું, અસ્થિર, ચલિત.

**चलण** न० ( चलन ) ચાલવું, ગતિ, ચાલ

**चलण.** पु० ( चरण ) ચરણ; પગ. (२) ભગવતીના પ્રથમ શતકના દશમા ઉદ્દેશાનું નામ

**चलणमालिया** स्त्री० ( चरणमालिका ) પગનું ઘરેણું, ઝાંઝર, તોડા, બેડી વગેરે

**चलणा.** स्त्री० ( चलना ) ગતિ ચાલવું તે. (२) કંપ, હાલવું તે.

**चलणिआ** स्त्री० ( चलनिका ) સાધ્વીનું કેડી વસ્ત્ર—ચણીયો. (२) ચાલણી. (३) પગ ડુબે તેટલો કાદવ.

**चलणी.** स्त्री० ( चलनी ) પગ ડુબે તેટલો કાદવ

**चलाचल** त्रि० (चलाचल) ચલાચલ, અસ્થિર.

**चलिंदिय.** त्रि० ( चलेन्द्रिय ) ઇંદ્રિય નિગ્રહ કરવામાં અસમર્થ જેની ઇન્દ્રિયો કાબુમાં નથી તે

**चलिय** त्रि० ( चलित ) ચલાયમાન થયેલું (२) પ્રાપ્ત.

**चव.** पु० ( च्यव ) મરણ, મોત.

**चवचव** न० ( चवचव ) ચવચવ એવો અવાજ

**चवण.** न० ( च्यवन ) દેવલોક વિગેરેથી ચવવું-મરણ પામવું, દેવતા કે નારકીનું મરણ.

**चवल** त्रि० ( चपल ) ચપળ, ચપળ, ઉતાવળ (२) આકુળ, વ્યાકુળ.

**चवला.** स्त्री० ( चपला ) દેવતાની એક પ્રકારની ગતિ (२) વીજળી, વિદ્યુત.

**चवलिय** न० ( चपलित ) ભાજન વિશેષ.

**चविया** स्त्री० ( चविका ) તીખા રસવાળી એક વનસ્પતિ

**चवेडा** स्त्री० ( चपेटा ) આંગળીની ચપટી વગાડવી તે

**चसग.** पु० ( चषक ) દારૂ પીવાનો પ્યાલો

**चाअ.** पु० ( त्याग ) ત્યાગ, છોડવું.

**चाइ.** त्रि० ( त्यागिन् ) ત્યાગ કરનાર, ત્યાગી; સંયમી

**चाइय.** त्रि० ( शक्त ) શક્તિવન્ત, સમર્થ.

**चाउक्काल** पु० ( चतुष्काल ) બે સંધ્યા અને બે મધ્યાહ્ન એમ રાત દિવસમાં ચાર વખત.

**चाउक्कोण** त्रि० ( चतुष्कोण ) ચાર ખુણાવાળું.

**चाउग्घंट.** / **चाउघंट.** पु० ( चतुर्घण्ट ) જેની ચારે બાજુએ ચારે દિશામાં વિજયસૂચક ઘંટડી બાંધેલી હોય તેવો રથ. (२) त्रि० ચાર ઘંટાવાળું.

**चाउज्जातक.** न० ( चतुर्जातक ) તજ, એલચી, કેશર, મરી એ ચાર વસ્તુનું મિશ્રણ.

**चाउज्जाम** पु० ( चतुर्याम ) અહિંસા, સત્ય, અસ્તેય અને અપરિગ્રહ એ ચાર મહાવ્રતમાં શ્રમણપણું જેમાં દર્શાવ્યું છે તે ધર્મ, સાધુધર્મ વચ્ચેના બાવીસ તીર્થંકરોનો ધર્મ.

**चाउज्जामधम्म** पु० ( चतुर्यामधर्म ) ચાર મહાવ્રતરૂપ ધર્મ.

**चाउत्थिय.** पु० ( चातुर्थिक ) ચોથીયો તાવ, રોગ વિશેષ.

**चाउद्दसिय.** त्रि० ( चातुर्दशिक ) ચૌદશને દિવસે જન્મેલ.

**चाउद्दसिया** स्त्री० ( चातुर्दशिका ) } ચૌદશ,
**चाउद्दसी** स्त्री० ( चतुर्दशी ) } તિથિ વિશેષ.

**चाउप्पाय** त्रि० ( चतुष्पाद ) ચિકિત્સાના ચાર પાયા વમન, વિરેચન મર્દન અને સ્વેદન. (२) વૈદ્ય ઔષધી, દરદી અને સારવાર કરનાર માણસ (३) અભ્યંજન, ઉદ્વર્તન લેપન અને મર્દન.

**चाउभाइया** स्त्री० ( चतुर्भागिका ) ચોથો ભાગ.

**चाउम्मास** न० ( चातुर्मास्य ) ચોમાસું, ચાતુર્માસ.

**चाउम्मासिय** त्रि० ( चातुर्मासिक ) ચાતુર્માસિક, ચાર મહિનાનું.

**चाउरंग** न० ( चतुरङ्ग ) ચાર અંગ.

**चाउरंगिज्ज** न० ( चातुरङ्गीय ) ઉત્તરાધ્યયનના ત્રીજા અધ્યયનનું નામ. (२) ચાર ભાગ સાથે સંબંધ રાખનાર.

**चाउरंगिणी** स्त्री० ( चतुरङ्गिणी ) જુઓ 'ચઉરંગિણી' શબ્દ.

**चाउरंत.** त्रि० ( चतुरन्त ) નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવના એ ચાર ગતિ છે અન્ત અવયવ જેનો તે, ચારગતિરૂપ ચાર અવયવવાળો સંસાર (२) ચાર દિશાના ચાર વિભાગવાળું. (३) ત્રણ તરફ સમુદ્ર અને ચોથા હિમાચલ એ ચાર જેના અન્તપર્યન્ત ભાગ છે એવો પૃથ્વી પ્રદેશ. (४) જુઓ "ચઉરંત" શબ્દ.

**चाउरंत.** पु० ( चतुरन्त ) ચક્રવર્તિ રાજા.

**चाउरक्क** पु० ( चतुरक्य ) ખાંડ, ગોળ, સાકર, દૂધ વિગેરેથી બનાવેલ ખાદ્ય વિશેષ. (२) त्रि० ચાર વાર પરિણત થયેલ.

**चाउरक्कगोखीर** न० ( चतुरक्यगोक्षीर ) ચારવાર પરિણત કરેલ ગાયનું દૂધ. એકલીક ગાયોનું દૂધ બીજી ગાયોને પાયું અને તેનું દૂધ વળી ત્રીજી ગાયોને પાયું એમ ચાર વખત કરી ચોથી વખતનું જે ગાયનું દૂધ ઉત્પન્ન થાય તે.

**चाउत्थय** पु० ( चातुर्थक ) ચોથિયો તાવ.

**चाउल** पु० ( ) ચોખા, ચાવલ, ભાત.

**चाउवण्ण.** } न० ( चातुर्वर्ण्य ) બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર-એ
**चाउवन्न.** } ચાર વર્ણ (२) સાધુ સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચતુર્વિધ સંઘ (३) त्रि० ચાર વર્ણવાળું.

**चाउस्सालग.** } न० ( चतुःशालक ) ચાર
**चाउस्सालय.** } ભાગવાળું ભવન.

**चाडुकर.** त्रि० ( चाटुकार ) પ્રિય વચન બોલનાર.

**चाडुकारग** त्रि० ( चटुकारक ) જુઓ ચાડુકર.

**चाडुयार** त्रि० ( चाटुकार ) મીઠું-મધુરું બોલનાર. (२) ખુશામતિયો.

**चाणक्क** पु० ( चाणक्य ) પાટલીપુત્રના ચન્દ્રગુપ્ત રાજાના મંત્રી.

**चाणक्की** स्त्री० ( चाणक्यी ) એ નામની એક લિપિ.

**चाणूर** पु० ( चाणूर ) એ નામનો એક મલ્લ કે જેને કંસની સભામાં વાસુદેવે માર્યો.

**चामर** पु० न० ( चामर ) જેનાથી પવન નખાય છે તે ચામર; ચમરી ગાયના વાળનું બનાવેલું હોય છે તે.

**चामरा.** स्त्री० ( चामर ) चमरी, चामर

**चामीकर.** } न० ( चामीकर ) सुवर्ण; सोनु.
**चामीयर.** }

**चाय.** पु० ( त्याग ) त्याग, स्वभाव

**चार.** पु० ( चार ) जासुस, छुपी पोलीस (२) चन्द्रादिकनी गति, चाल (३) सैन्यनु माप करवानी कला. (४) भ्रमण करवु, फरवु (५) ए नामनु एक वृक्ष (६) न० फळ विशेष, मेवा विशेष

**चारपुरिस** पु० ( चारपुरुष ) छानी खबर मेळवनार; जासुस

**चारश्र.** } न० ( चारक ) केदखानु, कारागृह,
**चारग** } जेल

**चारगपालश्र** पु० ( चारकपालक ) जेलर

**चारगभंड** न० ( चारकभाण्ड ) केदीने शिक्षा करवामा जे वपराय छे ते

**चारगसगाह.** न० ( चारकसग्रहण ) एक जातनु फळवाळु वृक्ष.

**चारगसाला.** स्त्री० ( चारकशाला ) केदखानु, जेल

**चारगसोहगा** न० ( चारकशोधन ) जेलमांथी केदिओने छुटा करवा ते

**चारण.** पु० ( चारण ) चारण लब्धिवाळा साधु, जंघाचारण अने विद्याचारण.

**चारगगण.** पु० ( चारणगण ) ए नामनो महावीरस्वामिनो एक गण

**चारणिश्रा.** स्त्री० ( चारणिका ) गणित विशेष

**चारभड.** पु० ( चारभट ) सुभट (२) चोर

**चारि.** त्रि० ( चारिन् ) चालनार, चालवाना स्वभाववाळु.

**चारि.** स्त्री० ( चारि ) चारो, घास

**चारिश्रा.** स्त्री० ( चारिका ) परिव्राजिका, साध्वी.

**चारित्त.** न० ( चारित्र ) निश्चयदृष्टिए आत्मस्वभावमा स्थिरता अने व्यवहार दृष्टिए सयमानुष्ठान.

**चारिय.** त्रि० ( चारित ) विज्ञापित.

**चारिय.** पुं० ( चारिक ) जासुस. (२) लडवैयो; योद्धो (३) हेर; चोर

**चारी.** स्त्री० ( चारी ) चारो, खड-चार.

**चारु** त्रि० ( चारु ) सुन्दर; मनोहर. (२) हथीयार. (३) पु० भरतक्षेत्रना चालु चोवीसीना त्रीजा तीर्थकरना प्रथम गणधरनु नाम (४) न० एक प्रकारनु शस्त्र.

**चारुइणाय.** पु० ( चारुकिनक ) } ए नामनो
**चारुणाय** पु० ( चारुनक ) } एक देश.
(२) त्रि० ते देशना निवासी.

**चारुपव्वय** पु० ( चारुपर्वत ) ए नामनो एक पहाड

**चारुभासि.** त्रि० ( चारुभाषिन ) मीठु मीठु बोलनार

**चारुरू** पु० ( चारुरू ) त्रीजा संभवनाथ तीर्थकरना प्रथम गणधरनु नाम

**चारुवंस.** पु० ( चारुवश ) चारुवश नामे वनस्पति विशेष.

**चारोवबन्नग.** त्रि० ( चारोपपन्नक ) चार गति युक्त ज्योतिश्चक्रक्षेत्र, तेमां उत्पन्न थयेल ज्योतिषी देवता.

**चालश्र.** पु० ( चालक ) चालणी.

**चालण** न० ( चालन ) } समाधान कर-
**चालणा.** स्त्री० ( चालना ) } वाने शंका करवी ते. पूर्वपक्ष. (२) स्थानान्तरे लइ जवु ते

**चालणी** स्त्री० ( चालनी ) धान्य चाळवानी चाळणी.

**चालिय.** त्रि० ( चालित ) चलायमान करेलुं; चालेल

**चाली** स्त्री० ( चाली ) एक जातनुं वाद्य-वाजत्र.

**चाली.** } स्त्री० ( चत्वारिंशत् ) चालीस.
**चालीसा.** }

**चाव.** पु० ( चाप ) धनुष्य.

**चाविंत** } **चाविय.** } त्रि० ( च्यावित ) प्राणथी भ्रष्ट करवामां आवेल, मारी नाखेल.

**चावोत्ताणय.** पु० ( चापोन्नत ) अगीआरमा देवलोकनु एक विमान.

**चास.** पुं० ( चाष ) चाष पक्षी, बपैया.

**चिश्र.** त्रि० ( चित ) ईंट पाणा वगेरेथी चणेलु. (२) एकठु करेल.

**चिश्रगा.** स्त्री ( चिता ) चिता, चे.

**चिश्रत्त.** न० ( ) मननो प्रेम.

**चिश्राश्र** पु० ( त्याग ) परिग्रहनो त्याग (२) सुपात्रमां आहारादिक आपवा ते, दान

**चिइ.** स्त्री० ( चिति ) काष्टनी चिता, चेह (२) चैत्य, चिता उपर करेल स्मारक चिह्न

**चिइकम्म.** न० ( चितिकर्मन् ) वन्दन, एक प्रकारना प्रणाम.

**चिइगा.** स्त्री० ( चितिका ) जुओ 'चिइ' शब्द.

**चिउर.** पु० ( चिकुर ) जेमाथी पीळो रंग थाय तेवु एक द्रव्य-पदार्थ

**चिचइश्र.** त्रि० ( ) मंडेलु. शणगारेलु

**चिंचा.** स्त्री० ( चिञ्चा ) आंबलीनु वृक्ष (२) घासनो बनावटी पुरुष-ओडु

**चिंचिणिआ.** स्त्री० ( चिञ्चिणी ) आंबलीनु वृक्ष.

**चिंतग.** त्रि० ( चिन्तक ) चिंतवनार, विचारक.

**चिंतण** न० ( चिंतन ) } **चिंतणा** स्त्री० } **चिंतणिया.** स्त्री० (चिंतनिका) } **चिंतन.** न० ( चिंतन ) } विचारवु. चिंतवन करवु ते (२) स्मरण; स्मृति.

**चिंतय** त्रि० ( चिन्तक ) विचार करनार

**चिंता.** स्त्री० ( चिन्ता ) चिंता, फिकर. मननी व्यग्रता (२) ध्यान. (३) स्मृति; स्मरण.

**चिंताउर.** त्रि० ( चिन्तातुर ) चिंतामा गरक थयेलो.

**चिंतामणि.** पु० ( चिन्तामणि ) सर्व इच्छा पूर्ण करनार मणि. चिन्तामणि रत्न.

**चिंतिय.** त्रि० ( चिन्तित ) चिन्तवेलु; धारेल. (२) जेने चिन्ता उत्पन्न थइ छे ते (३) न० स्मरण; स्मृति

**चिंध** न० ( चिह्न ) चिह्न, निशानी, लक्षण.

**चिंधपट्ट.** पु० ( चिह्नपट्ट ) चांद, खास निशानीयुक्त पट्टो

**चिंधपुरिस.** पु० ( चिह्नपुरुष ) दाढी मुच्छ आदि पुरुष चिन्हवाळो पुरुष (२) पुरुषनो वेश धारण करनारी स्त्री वगरे

**चिक्कण** त्रि० ( चिक्कण ) चिकाशवाळु, स्निग्ध. (२) दुर्भेद्य, दुःखथी छूटवा योग्य

**चिक्खल्ल** } **चिक्खिल्ल** } पु० न० ( चिक्खल ) कीचड. कादव (२) पग खुंचे तेटला कादववाळो मार्ग

**चिगिच्छय.** त्रि० ( चिकित्सक ) दवा करनार, इलाज करनार (२) पु० वैद.

**चिचि.** पु० ( चिचि )भयंकर अवाज

**चिचिका.** स्त्री० ( चिचिका ) वाद्य विशेष

**चिट्ठं.** अ० ( भृशम् ) घणु, अत्यन्त.

**चिट्ठण.** न० ( स्थान ) उभा रहेवु ते

**चिट्ठणा** स्त्री० ( स्थान ) एकठ, स्थिति

**चिट्ठा** स्त्री० ( चेष्टा ) हाथ वगरनी चेष्टा करवी ते

**चिट्ठिअ.** न० ( चेष्टित ) चेष्टा, सविकार अंग प्रत्यंग मरडवा ते (२) त्रि० चेष्टा करेल.

**चिट्ठिन** न० ( चेष्टित ) जुओ 'चिट्ठिअ' शब्द.

**चिट्ठित्तार.** त्रि० ( स्थातृ ) उभा रहेनार

**चिट्ठिय** त्रि० ( स्थित ) स्थिर रहेल

**चिडक.** पु० ( चटक ) चकलो.

**चिडगा.** स्त्री० ( चटका ) चकली, चाडी

**चिडिग.** पु० ( चिटिक ) एक जातनु पक्षी.

**चिराण.** त्रि० ( चीर्ण ) ग्रहण करेलु. (२) एकठु करेल (३) आचरित (४) विहित; कृत.

**चिराण.** त्रि० ( चैत्य ) ચીન દેશમાં ઉત્પન્ન થયેલ

**चिराह** न० ( चिह्न ) નિશાન, ચિહ્ન

**चिराहपट्ट** त्रि० ( चिह्नपट्ट ) ચાદ, ખાસ નિશાનીયુક્ત પટો

**चिति** स्त्री० ( चिति ) ચિતા, ચેહ

**चिति.** स्त्री० ( चैत्य ) ચિતા ઉપરનું સ્મારક

**चितिय.** न० ( चैत्य ) જુઓ 'ચિતિ' શબ્દ.

**चित्त** न० ( चित्त ) ચિત્ત, અન્તઃકરણ, મન (૨) પુ૦ ચિત્ત નામના મુનિ (૩) પન્દરમી નક્ષત્રનો આરંભ. (૪) જીવ, ચેતન (૫) જ્ઞાન, ચેતના (૬) અભિપ્રાય, આશય (૭) ઉપયોગ, ધ્યાન

**चित्त** पु० न० ( चैत्र ) ચૈત્ર મહિનો

**चित्त** न० ( चित्र ) ચિત્રકામ, છબી, ફોટો. (૨) ત્રિ૦ વિચિત્ર, નાનાપ્રકારનું (૩) પુ૦ ચિત્તો, એક જંગલી માંસાહારી પશુ (૪) ત્રિ૦ આશ્ચર્યકારી, નવાઈ જેવું (૫) પુ૦ ચિત્ર નામનો એક પર્વત (૬) વેણુદેવ અને વેણુદાલિ ઇન્દ્રના લોકપાલનું નામ (૭) ભૂતાનન્દના પ્રથમ લોકપાલનું નામ (૮) કાષ્ટ વિશેષ. (૯) ત્રિ૦ કાબરું, કાબરચિતરું.

**चित्तउत्त.** पु० ( चित्रगुप्त ) જમ્બૂદ્વીપના ભરતખંડમાં થનાર ૧૬ મા તીર્થંકર

**चित्तंग.** पु० ( चित्राङ्ग ) જેમાંથી પુષ્પ આપનાર કલ્પવૃક્ષ (૨) ચિતાની એક જાત, હિંસક પશુની એક જાત.

**चित्तकट्टर.** न० ( ) સુડલાનું નીચલું નગારું

**चित्तकणगा** स्त्री० ( चित्रकनका ) વિદિશાના રુચક પર્વત ઉપર રહેનારી ચાર દિશાકુમારિકામાંની બીજી, ભગવન્તના જન્મ સમયે દીવો લઈને ઉભી રહેતી એક દિશા કુમારી.

**चित्तकम्म.** न० ( चित्रकर्मन् ) ચિત્રનું (ચીતરવાનું) કામ.

**चित्तकार** पु० ( चित्रकार ) ચિત્ર કરનાર; ચિતારો

**चित्तकूड** पु० ( चित्रकूट ) કચ્છવિજયની પૂર્વ સરહદ ઉપરનો વખારા પર્વત (૨) દેવકુરુક્ષેત્રમાં નિષધ પર્વતથી ૮૩૪ જોજન અને સાતીયા ચાર ભાગ ઉત્તરે સીતા નદીને પૂર્વ કાંઠે આવેલ એક પર્વત (૩) જમ્બૂદ્વીપના મેરૂથી પૂર્વ દિશામાં સીતા મહાનદીના ઉત્તર કાંઠા ઉપરનો એક વખારા પર્વત

**चित्तग** पु० ( चित्रक ) ચિત્તોરો, પશુ વિશેષ.

**चित्तगर.** पु० ( चित्रकर ) ચિતારો, ચિત્ર કરનાર

**चित्तगुत्त** पु० ( चित्रगुप्त ) ચિત્રગુપ્ત નામે ભરતક્ષેત્રમાં આવતી ચોવીસીમાં થનાર ૧૬ મા તીર્થંકર.

**चित्तगुत्ता** स्त्री० ( चित्रगुप्ता ) ચમરેન્દ્રના લોકપાલની ત્રીજી અગ્રમહિષી. (૨) દક્ષિણ દિશાના રુચક પર્વતપર વસનારી આઠ દિશા કુમારિકામાંની સાતમી

**चित्तण्णु.** त्रि० ( चित्तज्ञ ) મનને જાણનાર.

**चित्तपक्ख** पु० ( चित्रपक्ष ) વેણુદેવ અને વેણુદાલી ઇન્દ્રના લોકપાલનું નામ. (૨) ચાર ઇન્દ્રિયવાળા જીવની એક જાત.

**चित्तपत्तय** पु० ( चित्रपत्रक ) ચિત્રપત્રક, વિચિત્ર પાંખવાળો ચઉરિંન્દ્રિય જીવ વિશેષ

**चित्तपरिक्खेव** त्रि० ( ) નહાનું, લઘુ

**चित्तभित्ति.** स्त्री० ( चित्रभित्ति ) ચિત્રવાળી ભીંત. (૨) સ્ત્રીની છબી.

**चित्तमंत** त्रि० ( चित्तवत् ) સચિત્ત; સજીવ વસ્તુ

**चित्तयर.** पु० ( चित्रकर ) જુઓ "ચિત્તગર" શબ્દ.

**चित्तरस.** पु० ( चित्ररस ) વિચિત્ર રસના ભોજન-ખાદ્ય પદાર્થ આપનાર કલ્પવૃક્ષ

**चित्तल.** पु० ( चित्रल ) જંગલી પશુ, ચિત્તો (૨) त्रि० વિચિત્ર રંગનું, કાબરચિત્રુ

**चित्तलि.** पु० स्त्री० ( चित्रिन् ) મુકુલિ સર્પ કે જે ચિતલ નામથી ઓળખાય છે

**चित्तविब्भम.** पु० ( चित्तविभ्रम ) ચિત્તવિભ્રમ, ઘેલછા.

**चित्तसंभूइय** न० ( चित्तसंभूतीय ) ચિત્ત અને સંભૂત નામના ચાંડાલના વૃત્તાન્તવાળું ઉત્તરાધ્યયન સૂત્રનું તેરમું અધ્યયન

**चित्तसभा.** स्त्री० ( चित्रसभा ) છબીવાળું ઘર

**चित्ता.** स्त्री० ( चित्रा ) ચિત્રા નામનું નક્ષત્ર (૨) પહેલા દેવલોકના ઇન્દ્ર શક્રના લોકપાળ સોમની બીજી અગ્રમહિષી (૩) ભગવંતના જન્મ વખતે દીવો લઈને ઉભી રહેનાર એક વિદ્યુ કુમારી દેવી (૪) વિદિશાના રૂચક પર્વત ઉપર રહેનારી ચાર દિશા કુમારીમાંની પહેલી.

**चित्ताणुय** त्रि० ( चित्तानुग ) બીજાના (આચાર્યના) ચિત્તને અનુસરી વર્તનાર, સ્વચ્છંદી નહિ તે.

**चित्तामूलय** पु० ( चित्रमूलक ) તીખા રસવાળી એક જાતની વનસ્પતિ.

**चित्तार.** त्रि० ( चित्रकार ) ચિતારો.

**चित्ति** त्रि० ( चित्रिन ) ચિત્રકાર, ચિતારો.

**चित्तिय.** त्रि० ( चित्रित ) ચિતરેલું

**चित्तिया.** स्त्री ( चित्रिका ) એક શિકારી પશુની માદા, ચિતરી.

**चिन्न** त्रि० ( चीर्ण ) આચરેલ, પાળેલ (૨) જેમાં એક વખત જવાયું હોય તેવો પ્રદેશ.

**चिपिड.** त्रि० ( चिपिट ) ચપટુ

**चिप्पिडय** पु० (          ) અન્ન વિશેષ.

**चिप्पिया** पु० (          ) કિનારાનો પ્રદેશ. (૨) કયારા, કયારાવાળો પ્રદેશ.

**चिब्भडिया** स्त्री० ( चिर्भिटिका ) કાકડીની વેલ. (૨) માછલાની એક જાતિ.

**चिमिट्ट.** } **चिमिढ.** } त्रि० ( चिपिट ) ચપટા નાકવાળું. ચપટું.

**चिय.** त्रि० ( चित ) ઉપચય-વૃદ્ધિ પામેલ.

**चियक्का** } **चियगा** } स्त्री० ( चिता ) ચિતા, ચે

**चियत्त** त्रि० (          ) પ્રેમ ઉપજાવનાર, લોકપ્રિય (૨) અભિમત, સમ્મત (૩) न० પ્રીતિ

**चियत्त.** त्रि० ( त्यक्त ) તજેલું, છોડેલું

**चिया** स्त्री० ( चिता ) ચિતા, ચેહ

**चियाग** } **चियाय** } पु० ( त्याग ) ત્યાગ

**चिर.** न० ( चिर ) લાંબા વખત, ઘણો કાળ

**चिरट्ठिइ** } **चिरट्ठिइय** } त्रि० ( चिरस्थितिक ) લાંબા આયુષ્યવાળા, દીર્ઘકાળ રહેનાર.

**चिरत्ताय** न० ( चिरात्र ) ઘણા વખત, લાંબા કાળ, જાવજ્જીવ સુધી

**चिराइय.** त्रि० ( चिरातीत ) ઘણા પુરાતની, બહુ પ્રાચીન

**चिराइण** त्रि० ( चिरन्तन ) પુરાતન, પ્રાચીન.

**चिलाइया** स्त्री० ( किराती ) કિરાત દેશમાં રહેનાર સ્ત્રી

**चिलाईपुत्त.** पु० ( चिलातीपुत्र ) રાજગૃહનિવાસી ધનાવા શેઠની ચિલાતી નામે દાસીનો પુત્ર, એક જૈન સાધુ

**चिलातिया.** } **चिलाती.** } स्त्री० ( किरातिका ) કિરાત દેશમાં ઉત્પન્ન થયેલ દાસી.

**चिलाय** पु० ( किरात ) ધન્ના સાર્થવાહનો એક દાસ. (૨) મ્લેચ્છ, ભીલની એક જાત. (૩) त्रि० કિરાત દેશમાં રહેનાર.

**चिलिचिलु.** } **चिलिच्चिल.** } **चिलिच्चिल** } त्रि० (          ) આર્દ્ર; ભીનું.

**चिलिण** त्रि० (          ) અશુચિ, અપવિત્ર.

**चिलिमिणी.** ] स्त्री० ( ) પડદો,
**चिलिमिलिया** | ઢાકવાનું વસ્ત્ર (૨) દોરી.
**चिलिमिल्ली.** | દોરડી
**चिलिनिल्लिगा.** ]

**चिल्ल** त्रि० ( ) દેદીપ્યમાન, પ્રકાશમાન (૨) લીન, આસક્ત.

**चिल्लड.** पु० स्त्री० ( ) શિકારી પશુ વિશેષ, ચિત્તો. (૨) કાદવવાળું જળાશય, નાનું તળાવ. (૩) त्रि० દેદીપ્યમાન

**चिल्लडय.** पु० ( ) લોકડી, એક જંગલી જનાવર.

**चिल्लणा.** स्त्री० ( चिल्लना ) શ્રેણિક રાજાની પટ્ટરાણીનું નામ

**चिल्लय** त्रि० ( ) ચળકતું, દેદીપ્યમાન

**चिल्लल** पु० स्त्री० ( ) જળમિશ્ર કાદવવાળું સ્થાન, નાનું તળાવ (૨) त्रि० દેદીપ્યમાન, ચમકતું (૩) पु० स्त्री० ચિત્તો

**चिल्लित.** } त्रि० ( ) સુશોભિત
**चिल्लिय.** } પ્રદીપ્ત (૨) લીન, આસક્ત.

**चिल्ली** ( चिल्ली ) એ નામની લીલી વનસ્પતિ.

**चिहुर** पु० ( चिकुर ) કેશ, વાળ.

**चीण.** पु० ( चीन ) ચીન દેશ (૨) त्रि० ચીન દેશના રહીશ. (૩) નાનું, લઘુ

**चीणंसुय.** न० ( चीनांशुक ) ચીન દેશની બનાવટ, રેશમી વસ્ત્ર. (૨) ચીન દેશના કીડાઓની લાળથી ઉત્પન્ન થતું સૂત્ર, રેશમ

**चीणपट्ट** पु० ( चीनपट्ट ) ચીન દેશમાં થનારૂં એક જાતનું વસ્ત્ર.

**चीणपिट्ठ** } पु० ( चीनपिष्ट ) સિન્દૂર. (૨)
**चीणविट्ठ.** } હિંગળો.

**चीर.** न० ( चीर ) વસ્ત્ર, લુગડું. (૨) ઝાડની છાલનું વસ્ત્ર

**चीरल्ल.** पु० ( चीरल्ल ) ચીરલ; પક્ષી વિશેષ.

**चीरिग** } पुं० ( चीरिक ) શેરીમાં કે રસ્તા-
**चीरिय** } માં પડેલ ચીથરાનો ઝુરખો બનાવી ધારણ કરનાર એક ભિક્ષુક; વર્ગ. (૨) ફાટેલા કપડાં પહેરનાર એક જાતના સાધુ

**चीवर.** न० ( चीवर ) વસ્ત્ર, લુગડું.

**चुअ.** त्रि० ( च्युत ) ભ્રષ્ટ થયેલ, પતિત. (૨) ચવેલ, મરણ પામેલ. (૩) વિનષ્ટ.

**चुआचुअसेणिया** स्त्री० ( च्युताच्युतश्रेणिका ) ચ્યુતાચ્યુત શ્રેણીગણના; દૃષ્ટિવાદાન્તર્ગત પરિકર્મનો એક ભેદ

**चुआचुअसेणियापरिकम्म.** ( च्युताच्युतश्रेणिकापरिकर्मन् ) દૃષ્ટિવાદાન્તર્ગત પરિકર્મનો સાતમો ભેદ.

**चुआचुआवत्त** न० ( च्युताच्युतावर्त ) ચુઆચુઅસેણિઆ પરિકર્મનો ચોદમો ભેદ

**चुंचुण** पु० ( चुञ्चुन ) એક આર્યજાતિ, વૈશ્ય જાતિ.

**चुंचुय** पु० ( चुन्चुक ) મ્લેચ્છ જાતિનો એક ભેદ.

**चुंढी.** स्त्री० ( ) નાની કુપ (૨) નાનો અખાત.

**चुंबण.** न० ( चुम्बन ) ચુમ્બન; ચુમા

**चुक्क** त्रि० ( ) સેકેલું, ભુંજેલું

**चुक्ख** त्रि० ( चोक्ष ) ચોખ્ખું; પવિત્ર.

**चुचुय** पु० ( चुचुक ) ચુચુક નામનો દેશ (૨) त्रि० તે દેશમાં વસનાર.

**चुचुया.** स्त्री० ( चुचुका ) સ્તનનો અગ્રભાગ; દીંટી

**चुच्चुय.** न० ( चुचुक ) સ્તનની દીંટી, બીંટડી.

**चुडण** न० ( ) જુનું થવું, ફાટી જવું; સડી જવું

**चुडलिय.** न० ( ) ઉંબાડિયાની પેઠે રજોહરણ ફેરવતાં વંદના કરવાથી લાગતો દોષ, વંદનાનો બત્રીસમો દોષ.

**चुडिली.** स्त्री० ( ) ઉંબાડિયું.

**चुडुलि.** स्त्री० ( ) સળગતો ખડનો પુળો.

**चुरण** पुं० न० ( चूर्ण ) ભૂકો; રેત. (२) એ નામનો ગુચ્છો-ગુચ્છવનસ્પતિ (३) કેશર કસ્તુરી વગેરે સુગંધિ દ્રવ્યનું ચૂર્ણ (४) ચમત્કારી ચૂર્ણ; મંત્રેલ ભૂકી. (५) ચુનો. (६) આટો, લોટ.

**चुरणकोसय.** न० ( चूर्णकोशक ) એક જાતનો ખાવાનો પદાર્થ.

**चुरणजुत्ति.** स्त्री० ( चूर्णयुक्ति ) અબીર, ગુલાલ વિગેરે ચૂર્ણ બનાવવાની યુક્તિ-વિજ્ઞાન. ૭૨ કળામાંની એક

**चुरणजोय** पु० ( चूर्णयोग ) સ્તંભનાદિકર્મ. ચૂર્ણયોગ

**चुरणय.** पु० ( चूर्णक ) ચુનો

**चुरणयपेसिया** स्त्री० ( चूर्णपेषिका ) ચૂર્ણ પીસનારી દાસી.

**चुरणवास** पु० ( चूर्णवर्ष ) ચૂર્ણ-કેશર વગેરે સુગંધિ દ્રવ્યની વૃષ્ટિ

**चुरिणश्र** त्रि० ( चूर्णित ) ચુરેચુરા કરેલ. ચૂર્ણ થયેલ.

**चुरिणश्रा.** स्त्री० ( चूर्णिका ) ચૂર્ણરૂપે વસ્તુનો ભેદ, એક જાતનો પૃથગ્ભાગ

**चुरिणाभाग** पु० ( चूर्णिकाभाग ) ભાગનો પણ ભાગ, અંશનો અંશ.

**चुरिणयाभेद.** पु० ( चूर्णिकाभेद ) વસ્તુનો ચૂર્ણ રૂપે ભેદ.

**चुत.** त्रि० ( च्युत ) પ્રાણરહિત બનેલું.

**चुन्न** पु० ( चूर्ण ) જાદુઈ ચૂર્ણ. (२) આટો; લોટ. (३) ચૂર્ણ; ભુક્કો.

**चुन्नग.** पु० ( चूर्णक ) સોયરો-સુરમાદિક ચૂર્ણ.

**चुन्नी.** स्त्री० ( चूर्णी ) ચૂર્ણ, ભૂકો. (२) લોટ.

**चुप्पालय.** पु० ( ) વિજય નામના દેવનું આયુધાલય-શસ્ત્રો રાખવાનું ઘર.

**चुलणी** स्त्री० ( चुलनी ) કપિલપુરના રાજાની રાણી; બ્રહ્મદત્ત નામના બારમા ચક્રવર્તીની માતા

**चुलणीपिय** पु० ( चुलनीपितृ ) ભગવાન્ મહાવીરના એકમુખ્ય ઉપાસક

**चुलसी.** } **चुलसीइ.** } स्त्री० ( चतुरशीति ) ચોરાશી. ૮૪

**चुल्ल** त्रि० ( ) નહાનું; લઘુ

**चुल्लग** पु० ( ) ભાત. ખોરાકની એક વસ્તુ

**चुल्लणीदेवी.** स्त्री० ( चुलनीदेवी ) દ્રુપદરાજાની ચુલણી નામની દેવી (રાણી)

**चुल्लपिउश्र.** पु० ( चुल्लपितृक ) પિતાનો નાનો ભાઈ, કાકો

**चुल्लमाउ.** स्त्री० ( चुल्लमातृ ) ઓરમાન મા.

**चुल्लमाउया** स्त्री० ( चुल्लमातृका ) ઓરમાન માતા (२) કાકી

**चुल्लसयग** पु० ( चुल्लशतक ) ચુલ્લશતક નામનો મહાવીરસ્વામિનો એક શ્રાવક; દશ શ્રાવકમાંનો એક

**चुल्लहिमवंत** पु० ( चुल्लहिमवत ) ભરતક્ષેત્રની મર્યાદા બાંધનાર પર્વત, ભરત અને હેમવયને જુદા પાડનાર ( એની વચ્ચે આવેલ) પર્વત

**चुल्लहिमवंतकूड.** ( चुल्लहिमवतकूट ) ચુલ્લહિમવંત પર્વત ઉપરના અગીઆર કૂટમાનું બીજું કૂટ-શિખર

**चुल्लहिमवंतगिरिकुमार** पु० ( चुल्लहिमवद्‌गिरिकुमार ) દેવ વિશેષ, જે ચુલ્લ હિમવત્કૂટના અધિષ્ઠાતા છે.

**चुल्लहिमवंता.** स्त्री० ( चुल्लहिमवती ) ચુલ્લહિમવન્તગિરિ કુમાર દેવતાની રાજધાનીનું નામ.

**चुल्ली.** स्त्री० ( चुल्ली ) ચુલડી; ચૂલી; ન્હાનો ચૂલો.

**चूडामणि** पु० ( चूडामणि ) ચૂડામણિ; મુગટ.

**चूय.** पु० ( चूत ) આંબાનું વૃક્ષ (૨) સૂર્યાભના આમ્ર વનના રક્ષક દેવતા (૩) એ નામની લતા

**चूयगवडिंसग्र** न० (चूतकावतंसक) એ નામનું એક ઇન્દ્રનું વિમાન

**चूयवडिंसा** स्त्री० ( चूतावतंसा ) સૌધર્મેન્દ્રની અગ્રમહિષી દેવીની રાજધાની (૨) ઇંદ્રાણી વિશેષ

**चूयवण.** न० ( चूतवन ) સૂર્યાભવિમાનના ઉત્તર દરવાજેથી ૫૦૦ જોજન ઉપર આવેલ આંબાનું એક વન કે જે સાડાબાર હજાર જોજન લાંબું અને પાંચસો જોજન પહોળું છે.

**चूया.** स्त्री० ( चूता ) સૌધર્મેન્દ્રની અગ્રમહિષીની રાજધાની (૨) શક્રેન્દ્રની એક અગ્રમહિષી.

**चूलणी** स्त्री० ( चुलनी ) બ્રહ્મદત્ત ચક્રવર્તીની માતા

**चूला** स्त्री० ( चूडा ) ચોટી. શિખા, ચોટલી

**चूलामणि.** पु० ( चूडामणि ) મુગટ.

**चूलिग्रंग** न० ( चूलिकाङ्ग ) ચોરાશીલાખ પ્રયુત પરિમિત કાળવિભાગ

**चूलिग्रा.** स्त्री० ( चूलिका ) દૃષ્ટિવાદ અંગના પાંચ વિભાગમાંના પાંચમા-છેલ્લા વિભાગ. (૨) મૂળસૂત્રમાં ન બતાવેલ હકીકત સંગ્રહ કરી અંતમાં બતાવવી તે. (૩) ચોરાશીલાખ ચૂલિઅંગ પ્રમાણનો કાળવિભાગ (૪) ચૂલિકા ચોટલી, શિખર.

**चूलिय** पुं० ( चूलिक ) ચૂલિક દેશ. (૨) त्रि० તે દેશમાં વસનાર (૩) સ્ત્રી० न० સંખ્યા વિશેષ

**चूलिया** स्त्री० ( चूलिका ) ચૂલો; સગડી.

**चूलोवणयण.** न० ( चूडोपनयन ) ચોટલી ઉતારવાનો-મુણ્ડન કરાવવાનો સંસ્કાર

**चे.** अ० ( चेत् ) જો.

**चेग्र.** न० ( चेतस् ) જ્ઞાન, ચૈતન્ય. (૨) મન; ચિત્ત, અંતઃકરણ.

**चेइय.** त्रि० ( चेतित ) કરેલું, બનાવેલું, ચણાવેલું

**चेइय** पु० न० ( चैत्य ) યક્ષ વગેરે વ્યન્તરદેવતાનું આયતન-સ્થાન, દેવસ્થાન. (૨) વ્યન્તરના આયતનવાળો અથવા તેના વિનાનો બાગ, ઉદ્યાન, આરામ, બગીચો. (૩) તીર્થંકરનું જ્ઞાન, કેવળજ્ઞાન (૪) શ્રમણ, સાધુ (૫) વ્યંતર આદિ દેવતા (૬) त्रि० ચિત્તને આનંદ ઉપજાવનાર (૭) न० કોઈ મહાપુરૂષની ચેહ ઉપર કરેલું સ્મૃતિ ચિહ્ન કે સ્મારક; અવશેષ રાખ, અસ્થિ કાંકરા વગેરે. (૮) જલદી, ઉતાવળ (૯) સભાવૃક્ષ, સભાગૃહ પાસેનું વૃક્ષ (૧૦) ચબુતરાવાળું વૃક્ષ (૧૧) દેવોના ચિહ્ન ભૂત વૃક્ષ; જ્યાં તીર્થંકરને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય તે.

**चेइयखंभ.** पु० ( चैत्यस्तम्भ ) સુધર્મા સભાની મધ્યે મણિપીઠિકા ઉપર જે સાઠ જોજન ઊંચો માણવક નામનો થંભ છે તે.

**चेइयथूभ** पु० ( चैत्यस्तूप ) ચૈત્યવૃક્ષ અને મહાધ્વજની વચ્ચે મણિપીઠિકા ઉપરનું ચિત્તને આહ્લાદજનક સ્તૂપ

**चेइयरुक्ख** पु० ( चैत्यवृक्ष ) વાણવ્યંતરની સુધર્માદિ સભાની આગળ મણિપીઠિકા ઉપર રત્નમય વૃક્ષ કે જેની આઠ જોજનની ઊંચાઈ છે. (૨) જેની નીચે તીર્થંકરને કેવળજ્ઞાન થયું હોય તે વૃક્ષ. દેવતાઓની સભાના દરેક દરવાજા આગળ મહાધ્વજા અને ચૈત્યથુભની વચ્ચેનું વૃક્ષ. (૩) જેની નીચે ચોતરો બાંધેલો હોય તે વૃક્ષ.

**चेट्ठा.** स्त्री० ( चेष्टा ) ક્રિયા; આચરણ. (૨) પ્રયત્ન.

**चेट्ठिय** त्रि० ( चेष्टित ) ચેષ્ટા કરેલું.

**चेड.** पु० ( चेट ) પગ પાસે રહેનાર નોકર (२) બાળક.

**चेडग.** पु० ( चेटक ) વિશાલા નગરીનો ચેટક નામનો રાજા કે જે મહાવીર પ્રભુનો પરમ ભક્ત હતો (२) દાસ

**चेडय.** पु० ( चेटक ) કુમાર, છોકરો (२) દાસ, નોકર

**चेडिआ.** स्त्री० ( चेटिका) દાસી, બાનડી, બાંદી.

**चेतिय** न० ( चैत्य ) જુઓ 'ચૈત્ય' શબ્દ.

**चेत्त.** पु० ( चैत्र ) ચૈત્રમાસ (२) જૈન મુનિઓનો એક ગચ્છ

**चेत्ती** स्त्री० ( चैत्री ) ચૈત્ર માસની પુનમ

**चेदि.** पु० ( चेदि ) ચેદિ નામનો દેશ (२) त्रि० તે દેશના રહીશ

**चेय** न० ( चेतस ) ચિત્ત (२) વિજ્ઞાન (३) જીવ, આત્મા.

**चेय** अ० ( एव ) એમજ, ચોક્કસ

**चेयण.** पु० ( चेतन ) આત્મા, જીવ (२) त्रि० જ્ઞાનવાળા, ચેતનવાળા

**चेयणा** स्त्री० ( चेतना ) જ્ઞાનાદિ ચેતના, ચૈતન્ય.

**चेयण्ण.** न० ( चैतन्य ) જીવન, જીવપણું.

**चेया.** स्त्री० ( चेतना ) ચેતના-જ્ઞાનશક્તિ

**चेल.** न० ( चैल ) વસ્ત્ર, લુગડું.

**चेलग** न० ( चैलक ) સંન્યાસીઓનું એક ઉપકરણ.

**चेलगोळ.** न० ( चेलगोल ) એક જાતનું વસ્ત્ર.

**चेला** स्त्री० ( किराता ) ચિલાત ( કિરાત ) મ્લેચ્છ દેશમાં ઉત્પન્ન થયેલ દાસી.

**चेलुग** त्रि० ( ) જુઓ 'ચિલ્લય' શબ્દ.

**चेल्लणा.** स्त्री० ( चेल्लणा ) શ્રેણિક રાજાની રાણી, ચેડા રાજાની પુત્રી

**चेव.** अ० ( चैव ) નિશ્ચય, અવધારણ.

**चेव.** अ० ( इव ) સાદૃશ્યદ્યોતક અવ્યય.

**चोअअ** त्रि० ( चोदक ) પ્રેરક; પ્રશ્નકર્તા; પૂર્વપક્ષી

**चोअअ.** पु० ( चायक ) એક જાતનું ફળ.

**चोअण.** न० ( चोदन ) } પ્રેરણા.
**चोअणा.** स्त्री० ( चोदना ) }

**चोइअ** त्रि० ( चोदित ) પ્રેરાયેલું; પ્રેરણા કરેલ; પૂછેલ

**चोक्ख** त्रि० ( चोक्ष ) સ્વચ્છ, પવિત્ર, સાફ

**चोक्खलि.** त्रि० ( चोक्षशील ) ચોખલીઓ; શરીર વસ્ત્રાદિકને સાફસુફ રાખનાર.

**चोक्खा.** स्त्री० ( चोक्षा ) ચોક્ષા નામની પરિવ્રાજિકા-સંન્યાસિણ

**चोज्ज** न० ( चोद्य ) આશ્ચર્ય; વિસ્મય

**चोज्ज** न० ( चौर्य ) ચોરી, તસ્કરપણું

**चोडि** त्रि० ( ) ગંદુ, સુગામણું

**चोणग** न० ( ) કાંઈ વગેરે લાવવાનું હલકું કામ.

**चोत्तीसा** स्त्री० ( चतुस्त्रिंशत ) ચોત્રીસ

**चोइ** न० ( ) ચામડી, છાલ

**चोदग** त्रि० ( चोदक ) જુઓ 'ચોઅઅ' શબ્દ

**चोद्दस.** त्रि० ( चतुर्दशन् ) ચૌદ

**चोद्दसम.** त्रि० ( चतुर्दशतम ) ચૌદમું. (२) पु० છ ઉપવાસ ભેગા કરવા તે

**चोप्पड.** पु० ( ) તેલ વિગેરે ચોપડવું તે.

**चोप्पाल.** पु० ( चतुष्पाल ) સૂર્યાભદેવના આયુધાગાર-હથિયારશાળાનું નામ.

**चोप्पालग** न० ( ) મત્તવારણ, હાથી.

**चोय** पु० ( ) ત્વચા, છાલ. (२) કેરી વગેરેના ફોતરા (३) ગંધ દ્રવ્ય વિશેષ.

**चोयअ** पु० ( चायक ) એક જાતનું ફળ.

**चोयग** त्रि० ( चोदक ) શંકા કરનાર, પ્રશ્ન પૂછનાર. (२) स्त्री० ફુલની છાબ.

**चोयणा.** स्त्री० ( चोदना ) પ્રેરણા, ચેતવણી

**चोयाल** पु० ( ) ગઢ ઉપર બેસવાનું સ્થાન.

**चोयाला.** स्त्री० } ( चतुश्चत्वारिंशत ) ચુમાળીસ.
**चोयालीसा**

**चोर.** પુ० ( चोर ) ચોર, હેરૂ, તસ્કર.

**चोरग** પુ० ન० ( चोरक ) એ નામની એક સુગન્ધિ વનસ્પતિ (૨) ત્રિ० ચોરનાર

**चोरिक्क.** ન० ( चौरिक्य ) ચોરી

**चोरिय.** ત્રિ० ( चोरित ) ચોરેલું. ચોરી લીધેલું.

**चोरिय.** પુ० ( चौरिक ) માણસોને મારી ચોરી કરનાર (૨) જાસૂસ

**चोरी.** સ્ત્રી० ( चौरी ) ચોરી, ચોરવું તે

**चोलक.** ન० ( चोलक ) ચૂડાપનયન, બાળકનું પ્રથમ શિરોમુંડન કરાવવું તે

**चोलगपट्ट** પુ० ( चोलकपट्ट ) મુનિને નીચે પહેરવાનું વસ્ત્ર, ચલોટો

**चोलपट्ट** પુ० ( चोलपट्ट ) સાધુઓનું કટિ વસ્ત્ર, ચલોટો

**चोलोपणाय.** ન० ( चूडापनय ) જુઓ 'ચોલક' શબ્દ

**चोलोयणग.** } ન० ( चूलापनयन ) સંસ્કાર વિશેષ, મુંડન કરાવવું તે. (૨) શિખા ધારણ; ચોટલી રખાવવી તે.
**चोलोवणाय**
**चोलोवणायण.**

**चोल्लक** } પુ० ન० ( ) ભોજન, ખાણું.
**चोल्लग**

**चोल्लिय.** ત્રિ० ( ) દેદીપ્યમાન

**चोवत्तरि** સ્ત્રી० ( चतुःसप्तति ) ચુમ્મોતેર, ૭૪

**चोवीसा.** સ્ત્રી० ( चतुर्विंशति ) ચોવીસ, ૨૪

**चोसट्ठि.** સ્ત્રી० ( चतुःषष्टि ) ચોસઠ; ૬૪

# छ.

**छ** ત્રિ० ( षष ) છ; છની સંખ્યા

**छइ** પુ० ( छवि ) દદ્ધાયુના બાપનું નામ.

**छइय** ત્રિ० ( स्थगित ) ઢાંકેલું

**छउम** પુ० ન० ( छद्मन् ) છદ્મસ્થ અવસ્થા, સરાગ દશા (૨) આત્માનું આચ્છાદન કરનાર જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મ (૩) કપટ, માયા.

**छउमत्थ.** ત્રિ० ( छद्मस्थ ) અપૂર્ણ જ્ઞાનવાન્ માણસ; કેવળજ્ઞાની નહિ, રાગદ્વેષ સહિત

**छउमत्थिय** ત્રિ० ( छाद्मस्थिक ) છદ્મસ્થ અવસ્થામાં રહેનાર

**छंद** પુ ન० ( छन्दस ) છાંદો, મરજી અભિપ્રાય. (૨) વિષયાભિલાષા (૩) છંદવૃત્તોનું સ્વરૂપ બતાવનાર શાસ્ત્ર. પિંગલ શાસ્ત્ર

**छंदग.** ન० ( छन्दन ) ખડીયાનું ઢાંકણું

**छंदणा.** સ્ત્રી० ( छन्दना ) સાધુએ કોઇપણ વસ્તુ ગૃહસ્થને ત્યાંથી વ્હોરી લાવ્યા પછી ગુર્વાદિકને તે વસ્તુનું આમંત્રણ કરવું– પ્રાર્થના કરવી તે, સામાચારીનો પાંચમો પ્રકાર

**छंदा.** સ્ત્રી० ( छन्दा ) દીક્ષાનો એક ભેદ; બીજાના અભિપ્રાયથી દીક્ષા લીધી હોય તે

**छंदाणुवत्तग** ત્રિ० ( छन्दोनुवर्त्तक ) છાન્દાને- અભિપ્રાયને અનુસરનાર; પોતાની મરજી પ્રમાણે ન ચાલતાં ગુરૂની મરજી પ્રમાણે વર્તનાર.

**छंदाणुवत्ति.** સ્ત્રી० ( छन्दोनुवृत्ति ) કોઇના છાંદાને-અભિપ્રાયને અનુસરી વર્તવું તે.

**छंदोवयार.** त्रि० ( छन्दउपचार ) આચાર્ય વગેરેની ઇચ્છાનુસાર વર્તનાર તથા તેમની સેવા કરનાર.

**छक्क** न० ( षट्क ) છ-૬ નો સમુદાય (૨) હાસ્યાદિ છ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા.

**छक्कम्म.** न० ( षट्कर्मन ) યજન, યાજન, પઠન, પાઠન, વગેરે બ્રાહ્મણના છ કર્મ.

**छक्काय.** पु० ( षट्काय ) પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય-એ છ પ્રકારના જીવોનો સમુદાય

**छखराड** पु० ( षट्खण्ड ) છખંડ, ભરત આદિ ક્ષેત્રના ગંગા, સિંધુ અને વૈતાઢ્ય પર્વતથી પડેલા છ વિભાગ

**छग.** न० ( ) વિષ્ટા

**छगण.** न० ( ) છાણ

**छगणिया.** स्त्री० ( ) છાણું.

**छगल.** पु० ( छगल ) બોકડો. (૨) ચોથા દેવલોકના ઇન્દ્રનું ચિહ્ન (૩) સત્તરમા તીર્થંકરનું લાંછન

**छगलपुर** न० ( छगलपुर ) એ નામનું એક શહેર

**छगुण.** } त्रि० ( षड्गुण ) છગણું
**छग्गुण.** }

**छच्च.** त्रि० ( षष् ) ૬, ૬

**छचत्ताला.** स्त्री० ( षट्चत्वारिंशत् ) છેંતાલિસની સંખ્યા.

**छच्चसट्ठि.** स्त्री० ( षट्षष्टि ) છાસઠની સંખ્યા.

**छज्जिआ** स्त्री० ( ) છાબડી. પુષ્પ વિગેરે રાખવાની છાબ

**छज्जीवणिकाय** पु० ( षड्जीवनिकाय ) છકાય જીવોનો સમૂહ, પૃથ્વી, અપ, તેજસ, વાયુ, વનસ્પતિ અને ત્રસકાય

**छज्जीवणिया.** स्त्री० ( षड्जीवनिकाय ) જેમાં છકાય જીવની રક્ષાનો અધિકાર છે એવા દશવૈકાલિક સૂત્રના ચોથા અધ્યયનનું નામ.

**छट्टण.** न० ( ) સીંચવું; છાંટવું.

**छट्ठ** त्रि० ( षष्ठ ) છઠ્ઠું, (૨) न० બે ઉપવાસ ભેગા કરવા તે.

**छट्ठंछट्ठेण** अ० ( षष्ठषष्ठेन ) છઠ્ઠ છઠ્ઠને પારણે છઠ્ઠ તપ કરવું તે.

**छट्ठखमण** न० ( षष्ठक्षमण ) છઠ્ઠતપ. બે ઉપવાસ સાથે કરવા તે.

**छट्ठभत्त** न० ( षष्ठभक्त ) બે ઉપવાસ ભેગા કરવા તે

**छट्ठभत्तिय.** त्रि० ( षष्ठभक्तिक ) લાગલાગટ બે ઉપવાસ કરનાર

**छट्ठाण.** न० ( षट्स्थान ) અનંતભાગ હીનાધિક, અસંખ્યાત ભાગ હીનાધિક, સંખ્યાત ભાગ હીનાધિક, સંખ્યાતગુણહીનાધિક, અસંખ્યાતગુણહીનાધિક અને અનંતગુણહીનાધિક, એ હાનિવૃદ્ધિના છ સ્થાનકની સંજ્ઞા.

**छट्ठी** स्त्री० ( षष्ठी ) છઠ્ઠી, પક્ષની છઠ્ઠી તિથિ (૨) છઠ્ઠી વિભક્તિ, સંબંધવિભક્તિ. (૩) છઠ્ઠી નરક, મઘા નામે છઠ્ઠી પૃથ્વી.

**छडच्छडा** स्त्री० ( छटच्छटा ) એક પ્રકારનો અવ્યક્ત અવાજ

**छडिय.** त्रि० ( ) ખાંડેલું, છડેલું.

**छड्डण** न० ( छर्दन ) પરઠવવું, તજવું. (૨) વમન, ઉલટી.

**छड्डावण.** न० ( छर्दन ) છોડાવવું, તજાવવું

**छड्डाविय.** त्रि० ( छर्दित ) વમન કરેલ.

**छड्डिय.** } त्रि० ( छर्दित ) ઉલટી કરેલ,
**छड्डियलिय** } વમન કરેલ. (૨) વમન કરનારને હાથે વ્હોરવાથી સાધુને લાગતો એક એષણાનો દોષ.

**छण.** पु० ( क्षण ) વખત, અવસર. (૨) હિંસા (૩) ઉત્સવ

**छणण.** न० ( क्षणन ) હિંસા.

**छणिय** त्रि० ( क्षणिक ) ક્ષણભંગુર. (૨) पु० મહોત્સવ.

**छणण.** त्रि० ( छन्न ) ઢાંકેલુ, સતાડેલુ, છાનુ. (૨) જનસમુદાયે મળી ભોજન કરવું તે. (૩) ઇન્દ્રાદિનો મહોત્સવ (૪) न० માયા, કપટ

**छणणउइ** स्त्री० ( षण्णवति ) છન્નું. ૯૬

**छणणालअ.** न० ( षण्णालक ) ત્રિકાષ્ઠિક, સન્યાસીનું એક ઉપકરણ.

**छणिअ** पु० ( छणिक ) એ નામનો એક કસાઇ

**छत्त.** न० ( छत्र ) છત્ર, છત્રી (૨) ચંદ્ર વગેરેનો છત્રાકાર થતો નક્ષત્ર સાથેનો યોગ, છત્રયોગ

**छत्तंतिया.** स्त्री० ( छत्रान्तिका ) એક પ્રકારની સભા.

**छत्तकार.** त्रि० ( छत्रकार ) છત્ર બનાવનાર

**छत्तग्गाह.** त्रि० ( छत्रग्राह ) છત્રને ધારણ કરનાર

**छत्तधार** त्रि० ( छत्रधार ) } છત્ર ધરનાર
**छत्तधारि** त्रि० ( छत्रधारिन् ) }

**छत्तपलासय** न० ( छत्रपलाशक ) કયંગલા નગરીના બહારનો એ નામનો એક બગીચો

**छत्तरयण.** न० ( छत्ररत्न ) ચક્રવર્તીના ચૌદ રત્નમાનું નવમું રત્ન

**छत्तरि.** स्त्री० ( षट्सप्तति ) છોંતેર, ૭૬ની સંખ્યા.

**छत्तलक्खण.** न० ( छत्रलक्षण ) છત્રના લક્ષણ પારખવાની એક કળા

**छत्ता.** स्त्री० ( छत्रा ) અનન્તકાય વિશેષ.

**छत्तातिछत्त.** न० ( छत्रातिछत्र ) ભગવાનનો એક અતિશય. ભગવાન માથે છત્ર ઉપર છત્ર ધારણ થાય તે

**छत्तार** त्रि० ( छत्रकार ) છત્રી બનાવનાર, કારીગર

**छत्ताह** पु० ( छत्राभ ) એક વૃક્ષ કે જેની હેઠે બેઠાં શ્રી પદ્મપ્રભ તીર્થંકરને કેવળ જ્ઞાન થયું હતું.

**छत्ति.** त्रि० ( छत्रिन् ) છત્રીવાળો, છત્રવાળો.

**छत्तीसा.** स्त्री० ( षट्त्रिंशत् ) છત્રીસ; ૩૬.

**छत्तोअ.** पु० ( छत्रौक ) છત્રાકારે વર્ષાદ પછી તરત ઉગતી એક વનસ્પતિ.

**छत्तोव.** पु० ( छत्रोप ) } એક જાતનું વૃક્ષ.
**छत्तोवग.** पु० ( छत्रोपग ) }

**छत्तोह.** पु० ( छत्रौघ ) વૃક્ષ વિશેષ.

**छद.** न० ( छद ) પાંખ, પીંછુ.

**छद्दंत** पु० ( षड्दन्त ) છ દાંતવાળો હાથી

**छद्दिसि.** न० ( षड्दिश् ) છ દિશા, પૂર્વ, પશ્ચિમ ઉત્તર, દક્ષિણ, ઊર્ધ્વ અને અધો દિ. એ છ દિશા

**छन्नवइ** } स्त्री० ( षण्णवति ) છન્નું. ૯૬
**छन्नुवइ.** }

**छन्न.** त्रि० ( छन्न ) ગુપ્ત રાખેલ. (૨) स्त्री० તેવી રીતે ગુપ્ત સન્દેશા પહોંચાડનાર એક દૂતી

**छन्नउइ.** स्त्री० ( षण्णवति ) છન્નું, ૯૬

**छन्नपद** } न० ( छन्नपद ) માયાસ્થાન, કપટ
**छन्नपय.** }

**छन्ना** स्त्री० ( छन्ना ) જુઓ "છન્નપદ" શબ્દ.

**छप्पइया.** स्त्री० ( षट्पदिका ) જૂ,ભમરી વિગેરે.

**छप्पणा.** } स्त्री० ( षट्पञ्चाशत् ) છપ્પન; ૫૬ ની સંખ્યા.
**छप्पन्ना.** }

**छप्पय** पु० ( षट्पद ) ભમરો (૨) त्रि० છ સ્થાનવાળું (૩) છ પ્રકારનું.

**छब्बअ** } न० ( ) ઘીત્રણી. (૨) ચાલણી (૩) આખડીઓ.
**छब्बग** }

**छब्भाअ.** पु० ( षड्भाग ) છઠ્ઠો ભાગ.

**छब्भामरी.** स्त्री० ( षड्भ्रामरी ) વીણા; સતાર.

**छम्मासिअ.** त्रि० ( षाण्मासिक ) છમાસી તપ; છ મહિનાના ઉપવાસ કરવા તે.

**छम्मासियभत्त.** न० ( षाण्मासिकभक्त ) છ માસના ઉપવાસનું વ્રત.

**छम्मासिया.** स्त्री० ( षाण्मासिकी ) ભિક્ખુની છઠ્ઠી પડિમા કે જેમાં એક માસ પર્યન્ત

છ દાન અન્ન અને છ દાન પાણી ઉપરાન્ત કલ્પે નહિ.

**छम्मुह.** पुं० ( षण्मुख ) વિમલનાથજીના યક્ષનું નામ.

**छय.** त्रि० ( क्षत ) પીડા પામેલ.

**छरु.** ( त्सरु ) તલવારની મુઠ; તરવારનો હાથો

**छरुप्पवाय.** न० ( त्सरुप्रवाद ) તલવારની મુઠ પકડી ફેરવવાની કળા (૨) તરવારની કળા શિખવાનુ શાસ્ત્ર.

**छल.** त्रि० ( षष् ) છ.

**छल.** न० ( छल ) છળ, બીજાના વચનને પોતાની ખોટ કલ્પનાવડ અસત્ય કરી બતાવવું તે

**छलंस** त्रि० ( षडस्र ) ષટ્કોણ, છ ખુણાવાળુ.

**छलणा** स्त्री० ( छलना ) છેતરવું. છળભેદ. (૨) માયા; કપટ

**छलसीअ** / **छलसीइ.** स्त्री० न० ( षडशीति ) છાસી. ૮૬

**छलिअ.** त्रि० ( छलित ) કપટ વિગેરેથી ઠગાયેલ.

**छलिअ** त्रि० ( स्खलित ) નીકળી ગયેલ. ઝરી ગયેલ.

**छलुअ** / **छलुग.** पुं० ( षडुलूक ) વૈશેષિકમતના સ્થાપનાર કણાદઋષિ.

**छलूय.** पुं० ( छलुक ) આર્ય મહાગિરિના શિષ્યનુ નામ (૨) કણાદ ઋષિ

**छल्ली** स्त्री० ( छल्ली ) ત્વચા. છિલટો, છાલ.

**छल्लीखाअ.** त्रि० ( छल्लीखाद ) છાલને ખાનાર એક જાતનો કીડો

**छवि.** स्त्री० ( छवि ) ચામડી. છાલ (૨) શરીર. (૩) કાંતિ. તેજ. (૪) વાલ. ચોળા, વગેરે ધાન્ય (૫) અંગી, શરીરી (૬) અલંકાર વિશેષ.

**छवि.** स्त्री० ( क्षपि ) નાશ, ક્ષય.

**छविखाय.** त्रि० ( छविखाद ) ગુવર પ્રમુખની ચામડી ખાનાર.

**छविच्छेद.** / **छविच्छेय.** पुं० ( छविच्छेद ) હાથ, પગ. કાન, નાક વગેરે કાપવા તે. એક જાતની દંડનીતિ

**छवित्ताण.** न० ( छवित्राण ) ચામડીનુ રક્ષણ કરનાર વસ્ત્ર-કામળી વિગેરે

**छविपव्व.** न० ( छविपर्वन् ) જેમા હાડના સાંધા અને ચામડી વગેરે છે તેવુ શરીર. ઉદારિક શરીર

**छविह** त्रि० ( षड्विध ) છ પ્રકારનુ

**छवीइय** त्रि० ( छविमत ) કાન્તિવાળુ

**छव्वीसा** स्त्री० ( षड्विंशति ) છવીસ. ૨

**छव्विह.** त्रि० ( षड्विध ) છ પ્રકારનુ

**छव्वीसा.** स्त्री० ( षड्विंशति ) છવીસ; ૨૬

**छसट्ठि.** स्त्री० ( षट्षष्टि ) છાસઠની સંખ્યા

**छसयरि.** स्त्री० ( षट्सप्तति ) છોંતેર; ૭૬ ની સંખ્યા.

**छहा.** अ० ( षोढा ) છ પ્રકારે

**छाअ** त्रि० ( ) ભુખેલ.

**छाआ** स्त्री० ( छाया ) છાયા. પડછાયો

**छाइय** त्रि० ( छादित ) ઢાંકેલુ

**छाउमत्थ** त्रि० ( छाद्मस्थ ) છદ્મસ્થ સબન્ધી

**छाउमत्थिय** त्रि० ( छाद्मस्थिक ) છદ્મસ્થ અવસ્થામા રહેનાર. (૨) કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પહેલાની અવસ્થામા ઉત્પન્ન થયેલ

**छाओवग** त्रि० ( छायोपग ) છાયાયુક્ત, છાયાવાળુ. (વૃક્ષાદિ) (૨) પુ૦ સેવા કરવા લાયક પુરૂષ.

**छागल** त्रि० ( छागल ) અજ સબન્ધી (૨) પુ૦ બકરો અજ.

**छागलिय** पु० ( छागलिक ) બકરાથી આજીવિકા ચલાવનાર. અજપાળક.

**छाण.** पु० न० ( छादन ) દાભડાદિકની છત.

**छाण** न० ( ) છાણ. ગોબર. (૨) વસ્ત્ર. કપડા.

**छाणुज्झिया.** स्त्री० ( छगणोज्झिका ) છાણ, વાસીદુ વાળનારી; છાણ ઉપાડનારી.

**छायणा.** न० ( छादन ) ઢાંકવું.

**छाय.** त्रि० ( क्षात ) ક્ષુધા-ભૂખથી ક્ષામ-દુર્બલ; ભૂખથી દુબળું થયેલ; ક્ષુધાથી વ્યાકુળ.

**छायंसि.** त्रि० ( छायावत ) છાયા-શરીરની શોભાવાળું, તેજસ્વી.

**छायण** न० ( छादन ) દર્ભ વિગેરેથી ઢાંકવું; આચ્છાદન. (૨) ઘર ઉપરનું વાંસ ખ-પાટ વિગેરેનું માળખું-વળાગ. (૩) વસ્ત્ર. કપડું.

**छाया.** स्त्री० ( छाया ) છાયડો, છાયા. (૨) કાન્તિ; દીપ્તિ. (૩) જમવાને બેઠેલ પં-ક્તિ-પાંત. (૪) તાપ વિનાનો દેશ.

**छायागइ.** स्त्री० ( छायागति ) છાયાની પેઠે જવું તે. (૨) છાયાને અવલંબીને જવું તે.

**छायाला.** } स्त्री० ( षट्चत्वारिंशत ) છતા-
**छायालीसा** } લીશ, ૪૬

**छायोवग.** पु० ( छायोपग ) ઘણી છાયાવાળું ઝાડ

**छार.** न० ( क्षार ) રાખ, ભસ્મ. (૨) કાચ. (૩) ખારો (૪) અસહિષ્ણુતા

**छारिय.** न० ( क्षारिक ) ભસ્મ

**छारियभूअ.** त्रि० ( क्षारीभूत ) રાખ જેવું થયેલું

**छारिया.** स्त्री० ( क्षारिका ) રાખ

**छारीभूय.** त्रि० ( क्षारीभूत ) જુઓ "छारिय-भूय" શબ્દ

**छारुज्झिया** स्त्री० ( क्षारोज्झिका ) રાખ નાખનારી સ્ત્રી.

**छाव.** पु० ( शाव ) બચ્ચું, બાળક

**छावट्ठि.** स्त्री० ( षट्षष्टि ) છાસઠ; ૬૬

**छावत्तरि.** स्त्री० ( षट्सप्तति ) છોતેર. ૭૬

**छासट्ठि** स्त्री० ( षट्षष्टि ) છાસઠ; ૬૬.

**छासीइ.** स्त्री० ( षडशीति ) છયાસી; ૮૬.

**छिंडी** स्त्री० ( ) વાડની છીંડી, નાની બારીનો માગ

**छिंदण.** न० ( छेदन ) છેદ; ભાગ કરવા તે.

**छिक्क.** त्रि० ( छीत्कृत ) છી, છી, કરેલું.

**छिक्कपरोइया** स्त्री० ( छिक्कप्ररोहिका ) એ જાતની એક વનસ્પતિ

**छिक्कारिअ.** त्रि० ( छीत्कारित ) અવ્યક્ત અવાજથી બોલાવેલ

**छिच्छिक्कार** पु० ( छिच्छिक्कार ) કુતરા વગેરેને હાંકવાને છિ. છિ હત, હત વગેરે શબ્દ કહેવા તે.

**छिज्ज** त्रि० ( छेद्य ) છેદવા યોગ્ય; ખંડિત થઈ શકે તેવું (૨) न० છેદ, કાણું

**छिड्ड.** न० ( छिद्र ) છિદ્ર, કાણું, બાકોરું. (૨) દોષ (૩) આકાશ (૪) અવકાશ અ-વસર

**छिड्डिया.** स्त्री० ( छिद्रिका ) ચારણી

**छिण्ण** त्रि० ( छिन्न ) છેદેલું કાપેલું

**छिण्णरुहा.** स्त्री० ( छिन्नरुहा ) કાપી નાખી હોય તોજ ઉગે એવી એક જાતની વ-નસ્પતિ, ગળુચી વગેરે

**छिण्णाल** पु० ( ) જાર ઉપપતિ.

**छिण्णावाय** त्रि० ( छिन्नापात ) જેમાં જવું આવવું ન બને એવું સ્થાન-પર્વત જંગ-લ વગેરે

**छित्त.** त्रि० ( ) સ્પર્શ કરેલું, અડકેલું.

**छित्तरा.** स्त्री० ( ) છાપરું, છત.

**छित्तार.** त्रि० ( छेत्तृ ) છેદ કરનાર નાશ કરનાર

**छित्ति.** स्त्री० ( छित्ति ) છેદ, વિચ્છેદ, ખણ્ડન.

**छिद्द.** न० ( छिद्र ) જુઓ "छिड्ड" શબ્દ.

**छिन्न.** त्रि० ( छिन्न ) છેદેલું, કાપેલું (૨) નિયમિત રીતે જુદું પાડેલું; વિભાગ કરેલ. (૩) નિર્ધારિત; નિશ્ચિત. (૪) न० છેદ; ખણ્ડન

**छिन्नगंथ** त्रि०( छिन्नग्रन्थ ) સ્નેહરહિત (૨) पु० ત્યાગી; સાધુ; નિર્ગ્રંથ.

**छिन्नछेयणइय.** त्रि० ( छिन्नछेदनयिक ) જે સૂત્ર કે ગાથા સ્વતંત્ર અર્થ દર્શાવે, બીજી સૂત્ર

કે ગાથાની અપેક્ષા ન રાખે તે છિન્ન છેદનયવાળું કહેવાય જેમ–धम्मो मगलमुक्किट्ठ

**छिन्नद्धाणंतर** त्रि० ( छिन्नाध्वान्तर ) જ્યાં ગામ, નગર વિગેરે કાંઇ ન હોય એવો રસ્તો.

**छिन्नरुह** त्रि० ( छिन्नरुह ) એક જાતની વનસ્પતિ.

**छिन्नाल.** पु० ( ) ઉછાંછી જાતનો બળદ કે ઘોડો.

**छिप्प** त्रि० ( स्पृश्य ) સ્પર્શ કરવા લાયક.

**छिप्प.** न० ( ) પુચ્છ

**छिप्प** न० ( चित्र ) ઉતાવળ.

**छिप्पतूर.** न० ( क्षिप्रतूर्य ) ઉતાવળ્ વાગનાર વાજું

**छिरा.** स्त्री० ( शिरा ) નાડી, નસ.

**छिरिया** स्त्री० ( छांरिका ) એક જાતની સાધારણ વનસ્પતિ, કન્દ વિશેષ

**छिलिय** न० ( ) સીત્કારો કરવો તે

**छिवट्ट.** त्रि० ( सेवार्त ) છેવટ્ટ સંઘયણ, છ સંઘયણ્માનું છઠ્ઠું સંઘયણ

**छिवा.** स्त्री० ( ) ચામડાનો ચાબખો, ચાબખો.

**छिवाडिपोत्थ.** न० ( छेदपाटिपुस्तक ) પુસ્તકના પાંચ પ્રકારમાંનો એક; જે પુસ્તકની પહોળાઇ વધારે અને જાડાઇ ઓછી હોય તેવું પુસ્તક.

**छिवाडिया** } **छिवाडी.** } स्त्री० ( ) સીંગ, ફળી. (૨) ઝાડની છાલ.

**छिहंड** न० ( शिखण्ड ) મોરની શિખા.

**छिहंडि.** पु० ( शिखण्डिन ) મોર (૨) त्रि० મોરપીંછ ધારણ કરનાર.

**छिहली.** स्त्री० ( ) શિખા, ચોટલી.

**छीय.** न० ( क्षुत ) } **छीया.** स्त्री० ( क्षुता ) } છીંકવું તે; છિંક

**छीर.** न० ( चीर ) ચીડ; દુધવાળી એક સાધારણ વનસ્પતિ.

**छीरल.** पु० ( क्षीरल ) ભુજપરિસર્પવિશેષ.

**छीरविरालिया** स्त्री० ( क्षीरविदारिका ) કન્દવિશેષ

**छीरविराली** स्त्री० ( क्षीरविराली ) એક જાતની વનસ્પતિ

**छुक्कारण** न० ( धिक्कारण ) નિંદા, ધિક્કારવું તે.

**छुच्छुकार.** पु० ( छुच्छुकार ) કુતરાને હાંકી કાઢવાને છુ, છુ, શબ્દ કરવો તે.

**छुडियवर.** न० ( छुटिकवर ) આભરણ વિશેષ.

**छुड्ड.** त्रि० ( क्षुद्र ) લઘુ, હલકું

**छुड्डिया** } **छुड्डिया.** } स्त्री० ( क्षुद्रिका ) એક જાતનુ ઘરેણું.

**छुण्ण** न० ( क्षुण्ण ) નપુંસક (૨) त्रि० ચૂર્ણ કરેલ. (૩) નાશ કરેલ. (૪) અભ્યાસ કરેલ.

**छुयायार.** त्रि० ( क्षुताचार ) ખામી ભરેલ આચારવાળુ.

**छुर.** पु० ( क्षुर ) અસ્ત્રો; સજીઓ. (૨) न० એક પ્રકારનુ ઘાસ

**छुरघर.** न० ( क्षुरगृह ) અસ્ત્રા વગેરે રાખવાની વાળંદની કોથળી.

**छुरय** पु० ( क्षुरक ) તિલકનુ ઝાડ.

**छुरिया.** स्त्री० ( क्षुरिका ) છરી

**छुहा** स्त्री० ( सुधा ) ચુનો

**छुहा.** स्त्री० ( क्षुधा ) ભૂખ

**छुहाकम्मंत** न० ( क्षुधाकर्मान्त ) ક્ષુધાપરિકર્મ: બ્રાહ્મણને રંધાઇ નિપજાવવાનુ સ્થાન.

**छुहापरिसह** पु० ( क्षुधापरिषह ) ભૂખનો પરિષહ, ભૂખ સહન કરવી તે.

**छुहावेयणिज्ज.** न० ( क्षुधावेदनीय ) ક્ષુધાવેદનીય કર્મ; જેના ઉદયથી ભૂખ લાગે છે તે કર્મ.

**छुहिय** त्रि० ( क्षुधित ) ભૂખ્યુ, ભૂખેલ

**छूढ.** त्रि० ( ) નાખેલુ, ફેંકેલુ.

**छेओवट्ठावण** न० ( छेदोपस्थापन ) એ નામનુ બીજું ચારિત્ર; પૂર્વપર્યાયને છેદી મહાવ્રતોનું આરોપણ કરવું તે.

**छेओवट्ठावणिय.** न० ( छेदोपस्थापनीय ) છેદો-
પસ્થાપનીય નામે બીજું ચારિત્ર

**छेज्ज.** त्रि० ( छेद्य ) છેદવા લાયક. ચારિ-
ત્રનો છેદ.

**छेत्त.** न० ( क्षेत्र ) સ્થાન, સ્થળ.

**छेत्तार.** त्रि० ( छेत्तृ ) છેદનાર; કાપનાર.

**छेद.** पुं० ( छेद ) ખંડ, કકડો (૨) વિચ્છેદ.
વિનાશ.

**छेदोवट्ठावण.** न० ( छेदोपस्थापन ) જુઓ
" છેઓવટ્ઠાવણ " શબ્દ.

**छेदोवट्ठावणिय.** न० ( छेदोपस्थापनीय ) જુઓ
" છેઓવટ્ઠાવણિય " શબ્દ

**छेप्प.** न० ( शेप ) પુછડું, લાગુલ.

**छेय.** त्रि० ( छेक ) અવસરનો જાણકાર. કુશળ.
હોશીયાર.

**छेय** पु० ( छेद ) નિશીથ આદિ છેદસૂત્ર (૨)
પ્રાયશ્ચિત વિશેષ (૩) વિચ્છેદ, અટકાયત

**छेयग.** त्रि० ( छेदक ) છેદ કરનાર; કાપનાર.

**छेयण.** न० ( छेदन ) ખડ્ગ વિગેરેથી કાપવુ
તે. (૨) કર્મની સ્થિતિનો ઘાત કરવો
તે. (૩) વિનાશ, નુકશાની (૪) ખંડ;
કકડો. (૫) કમી, ન્યૂનતા (૬) શસ્ત્ર,
હથિયાર. (૭) નિશ્ચયાત્મક વચન. (૮)
સૂક્ષ્મ અવયવ.

**छेयणग.** } न० ( छेदनक ) બે કકડા કરવા
**छेयणय** } તે. (૨) ચામડાને છેદવાનુ શસ્ત્ર.

**छेयायरिय.** पु० ( छेकाचार्य ) શિલ્પાચાર્ય.
કળાચાર્ય.

**छेयारिह.** न० ( छेदार्ह ) પ્રાયશ્ચિત્ત વિશેષ.

**छेरविरालिया** स्त्री० ( क्षीरविरालिका ) વન-
સ્પતિ વિશેષ.

**छेल.** पु० स्त्री० (          ) અજ. બકરો.

**छेलिअ.** न० (          ) નાક છિકવું. (૨)
સીટી વગાડવી તે

**छेलिया** स्त्री० (          ) છાલી; નાની
બકરી.

**छेवट्ट.** } पु० ( सेवार्त ) ૬ સંઘયણમાંનુ છઠ્ઠુ
**छेवट्ठ** } સંઘયણ.

**छेवट्ठसंघयण** न० ( सेवार्तसंहनन ) છેવટ્ઠ સ-
ંઘયણ.

**छेवट्ठसंघयणि** त्रि० ( सेवार्तसंहननिन ) છેવટ્ઠ
સંઘયણવાળો

**छोअ** पु० ( छोद ) છોતરાં.

**छोडिअ.** त्रि० ( छोटित ) છૂટો કરેલ

**छोडिय** त्रि० ( स्फोटित ) ફાડેલુ; વિદારેલુ.

**छोभ.** त्रि० ( क्षोभ्य ) ક્ષોભ પામેલ, ક્ષો-
ભવાળું

**छोभ.** त्रि० ( क्षाम्य ) સહાય વિનાનો, દીન;
ગરીબ (૨) न० અભ્યાખ્યાન. કલંક;
દોષારોપ

**छोभग.** न० ( क्षोभक ) આળ. કલંક

**छोम.** पु० न० ( छद्मन ) જુઓ " છઉમ "
શબ્દ.

**छोल्लण.** न० (          ) છોલવુ. છાલ
ઉતારવી તે.

## ज.

**ज.** त्रि० ( ज ) ઊપજ્ઞ થનાર

**ज.** त्रि० ( यत् ) જે.

**जइ.** पुं० ( यति ) યતનાવત સાધુ. મુનિ;
યતિ.

**जइ.** त्रि० ( जयिन् ) જય મેળવનાર.

**जइ** अ० ( यति ) જેટલુ.

**जइ.** अ० ( यदि ) જો કદિ, જોકે, જો; यदि.

**जइच्छा.** स्त्री० ( यदृच्छा ) અણધાર્યું પામવું

ते, કાગડાને બેસવું અને તાડને પડવું તે યદચ્છાયોગ.

**जइच्छावाइ.** पुं० ( यदृच्छावादिन् ) દરેક પદાર્થની કારણ વિના અણુધારી ઉત્પત્તિ થાય છે એમ વદનાર.

**जइण.** त्रि० ( जैन ) જિન-તીર્થંકરે દર્શાવેલ, જિનસંબંધી. (२) જિનદેવના ભક્ત. જિનધર્મી.

**जइण.** त्रि० ( जयिन ) જિત મેળવનાર. (२) સ્ત્રી० ઘણી ઉતાવળી ગતિ.

**जइण** त्रि० ( जविन ) વેગવાન્, વેગવાળું.

**जइणा** स्त्री० ( यत्ना ) એક જાતની ગતિ

**जइणी** स्त्री० ( जविनी ) વેગવાળી

**जइत्त.** त्रि० ( जैत्र ) જીતનાર, વિજયી

**जइत्तार** पु० ( जेतृ ) શત્રુના સૈન્યને જીતનાર.

**जइय** त्रि० ( जयिक ) જય કરનાર, જિતનાર. (२) पु० જયજય શબ્દ

**जइय.** त्रि० ( यष्टृ ) યાજક; યજ્ઞ કરનાર

**जइवा** अ० ( यदिवा ) અથવા

**जइवि.** अ० ( यद्यपि ) જોકે, જો પણ.

**जउ.** न० ( जतु ) લાખ, જેતગાળી

**जउणा.** स्त्री० ( यमुना ) યમુના, જમના નદી

**जउणावंक.** न० ( यमुनावक्र ) જમુના નદીને કાંઠે એ નામનું એક નગર.

**जउव्वेय.** पु० ( यजुर्वेद ) ચાર વેદમાંનો એક વેદ.

**जओ.** अ० ( यत ) જ્યાં, જેથી કરી; જેમાંથી.

**जं.** अ० ( यत् ) જેથી કરીને; જે કારણ માટે.

**जंकिंचि.** अ० ( यत्किंचित् ) જે કાંઈ.

**जंगम.** त्रि० ( जङ्गम ) હાલતું ચાલતું. (२) न० જંગમ મિલ્કત. (३) पु० હાલતા ચાલતા જીવ, ત્રસજીવ.

**जंगल.** पु० ( जङ्गल ) એ નામનો એક આર્યદેશ. (२) જળ વિનાનો પ્રદેશ.

**जंगिय** न० ( जाङ्गमिक ) કીશેટા વગેરે ત્રસ જીવના અવયવથી ઉત્પન્ન થયેલ વસ્ત્ર. (२) त्रि० જંગમ વસ્તુથી સંબંધ રાખનાર; જંગમ સંબંધી

**जंगोल** न० ( जाङ्गुल ) ઝેર ઉતારવાના ઉપાય બતાવનારું શાસ્ત્ર, આયુર્વેદનો એક ભાગ જેમાં વિષની ચિકિત્સાનું પ્રતિપાદન છે.

**जंगोली.** स्त्री० ( जाङ्गुली ) ગારૂડી વિદ્યા.

**जंघा** स्त्री० ( जङ्घा ) જાંઘ, સાથળ

**जंघाचर** त्रि० (जङ्घाचर )પાળો; પગે ચાલનાર.

**जंघाचारण** पु० ( जङ्घाचारण ) તપ વિશેષથી પ્રાપ્ત થયેલી શક્તિવાળા ચારણ મુનિ.

**जंघाचारणा.** स्त्री० ( जङ्घाचारणा ) એ નામની વિદ્યા કે જેના પ્રભાવથી આકાશમાં ઉંચે ચડી શકાય છે.

**जंघासंतारिम.** त्रि० ( जङ्घासनार्य ) જાંઘ સુધી પાણી હોય તેટલું ઊંડું જળાશય.

**जंत.** न० ( यन्त्र ) વશીકરણાદિ પ્રયોગમાં વપરાતો યંત્ર (२) નિયમન, નિયંત્રણ. (३) એક પ્રકારનું રથનું ઉપકરણ. (४) ઘાણી, ચિચોડા, ગોફણ વગેરે

**जंतपिल्लणकम्म.** } **जंतपीलणकम्म.** } न० ( यन्त्रपीडनकर्म ) ઘાણી, ચિચોડા વગેરે ફેરવવાનો ધંધો કરવો તે, શ્રાવકના પંદર કર્માદાનમાનું બારમું કર્માદાન; સાતમા વ્રતનો એક અતિચાર.

**जंतवाड.** पु० ( यन्त्रपाट ) શેરડીનો વાડ.

**जंतिय.** त्रि० ( यन्त्रित ) નિયંત્રિત, નિયમિત, કબજે કરેલ.

**जंतु.** पु० ( जन्तु ) પ્રાણી, જીવ (२) દ્રવ્યાસ્તિકાય નામનું જ્ઞાનાદિ ગુણવાળું દ્રવ્ય, દ્રવ્યનો એક પ્રકાર.

**जंतुग.** } **जंतुय.** } न० ( जन्तुक ) એક જાતનું ઘાસ કે જેથી ફુલ ગુંથાય છે. (२) જંતુક નામના ઘાસનું પાથરણું.

**जंपग.** } **जंपय** } त्रि० ( जल्पक ) બોલનાર

**जंपाण** न० ( जम्पान ) એક પ્રકારનું વાહન, પાલખી વિશેષ.

**जंपिय** त्रि० ( जल्पित ) બોલેલ, કહેલ.

**जंपिर.** त्रि० ( जल्पित ) બોલનાર

**जंबवइ** स्त्री० ( जाम्बवती ) શ્રી કૃષ્ણની એક સ્ત્રી

**जंबाल** पु० न० ( जम्बाल ) કાદવ, કીચડ. (२) શેવાળ (३) જરાયુ, ગર્ભ ઉપર વીંટાએલી ચામડી.

**जंबु** न० ( जम्बु ) જાંબુડા (२) જાંબુડાનું ઝાડ (३) જમ્બુસ્વામી. (४) જમ્બુદ્વીપ

**जंबुदीव.** न० ( जम्बुद्वीप ) જમ્બુદ્વીપ નામનું પ્રથમ દ્વીપ.

**जंबुदीवपन्नत्ति.** स्त्री० ( जम्बुद्वीपप्रज्ञप्ति ) એ નામનું પાંચમું ઉપાંગ સૂત્ર.

**जंबुफलकालिया.** स्त्री० ( जम्बूफलकालिका ) એક જાતનાં ઝાડ.

**जंबुय.** पु० ( जम्बुक ) શિઆળ. (२) જાંબુનું ફળ, જાંબુડાં

**जंबुवती.** स्त्री० ( जम्बूवती ) અંતગડસૂત્રના પાંચમા વર્ગના છઠ્ઠા અધ્યયનનું નામ.

**जंबुसुदंसणा** स्त्री० ( जम्बुसुदर्शना ) એ નામનું ઝાડ કે જેના ઉપરથી આ દ્વીપનું નામ જમ્બુદ્વીપ પડ્યું છે.

**जंबू.** पु० ( जम्बू ) સુધર્મા સ્વામિના શિષ્ય જંબૂસ્વામી. (२) વૃક્ષ વિશેષ, જાંબુનું ઝાડ. (३) જાંબુવૃક્ષના આકારનો એક રત્નમય શાશ્વત પદાર્થ કે જે કારણથી આ દ્વીપ જમ્બુદ્વીપ કહેવાય છે.

**जंबूणद.** } **जंबूणय.** } न० ( जाम्बूनद ) સોનું, સુવર્ણ

**जंबूदीव.** पु० ( जम्बूद्वीप ) એ નામનો અસંખ્યાત દ્વીપસમુદ્રમાંનો પ્રથમ દ્વીપ.

**जंबूदीवग.** त्रि० ( जम्बूद्वीपक ) જમ્બુદ્વીપમાં ઉત્પન્ન થનાર મનુષ્ય.

**जंबूदीवपण्णत्ति** स्त्री० ( जम्बूद्वीपप्रज्ञप्ति ) જેમાં જમ્બુદ્વીપનું પ્રરૂપણ કર્યું છે તે જંબુદ્વીપપન્નતિ નામે એક કાલિક સૂત્ર.

**जंबूदीवाहिवइ.** पुं० ( जम्बूद्वीपाधिपति ) જમ્બુદ્વીપનો અધિપતિ અનાદૃત નામનો દેવતા.

**जंबूपल्लवपविभत्ति.** न० ( जम्बूपल्लवप्रविभक्ति ) બત્રીસ પ્રકારના નાટકમાંનું २० મું નાટક જેમાં જાંબુના પાંદડાનો વિભાગ દર્શાવવામાં આવે છે તે

**जंबूपीढ.** } **जंबूपेढ** } न० ( जम्बूपीठ ) જમ્બુનો અધિષ્ઠાન પ્રદેશ

**जंबूफलकालिया.** स्त्री० ( जम्बूफलकालिका ) જાંબુડાના જેવી કાળા રંગની મદિરા

**जंबूय** पु० ( जम्बूक ) શૃગાલ; શિયાળ.

**जंबूलय** पु० न० ( जम्बूलक ) ચંબુ, લોટી કાઢવાળું પાણીનું ઠામ.

**जंबूवई** स्त्री० ( जम्बूवती ) કૃષ્ણ વાસુદેવની છઠ્ઠી પટ્ટરાણી કે જે નેમનાથ પ્રભુ પાસે દીક્ષા લઇ મોક્ષ પધાર્યા

**जंबूसुदंसणा** स्त्री० ( जम्बूसुदर्शना ) સુદર્શન નામે જાંબુનું ઝાડ જેના ઉપરથી જમ્બુદ્વીપ નામ પ્રસિદ્ધ થયેલ છે.

**जंभग** पु० ( जृम्भक ) તિર્યગ્લોકવાસી દેવતાની એક જાત.

**जंभणी.** स्त्री० ( जृम्भणी ) એ નામની એક વિદ્યા

**जंभय** पु० ( जृम्भक ) જુઓ "જંભગ" શબ્દ

**जंभा.** स्त्री० ( जृम्भा ) બગાસું

**जंभाइय.** न० ( जृम्भित ) બગાસું ખાવું.

**जंभियगाम.** न० ( जृम्भिकग्राम ) બંગાળામાં પાર્શ્વનાથ પહાડની પાસે આવેલ એક ગામ કે જેની પાસે મહાવીર સ્વામીને કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું હતું.

**जक्ख.** पुं० ( यक्ष ) જક્ષ; વ્યંતર દેવની એક જાત. (૨) એ નામનો એક દ્વીપ અને એક સમુદ્ર. (૩) શ્વાન; કુતરો.

**जक्खकद्दम.** पुं० ( यक्षकर्दम ) એ નામના બે વાણીયા. (૨) એ નામનો એક દ્વીપ અને એક સમુદ્ર.

**जक्खग्गह.** पुं० ( यक्षग्रह ) યક્ષકૃત ઉપદ્રવ.

**जक्खणायग.** पुं० ( यक्षनायक ) યક્ષોના અધિપતિ કુબેર.

**जक्खदिन्ना.** स्त्री० ( यक्षदत्ता ) બાવીસમા તીર્થંકરની મુખ્ય સાધ્વીનું નામ.

**जक्खभद्द.** पुं० ( यक्षभद्र ) યક્ષ દ્વીપનો અધિપતિ દેવતા.

**जक्खमंडलपविभत्ति.** पुं० न० (यक्षमण्डलप्रविभक्ति ) ૩૨ નાટકમાંનું ૧૦ મું નાટક.

**जक्खमहाभद्द** पुं० ( यक्षमहाभद्र ) યક્ષ દ્વીપનો અધિષ્ઠાતા દેવતા.

**जक्खवर** पुं० ( यक्षवर ) યક્ષ સમુદ્રનો અધિપતિ દેવતા.

**जक्खसिरी** स्त्री० ( यक्षश्री ) યક્ષશ્રી નામની એક બ્રાહ્મણી.

**जक्खा.** स्त्री० ( यक्षा ) સ્થૂલિભદ્રની બહેન.

**जक्खाइट्ठ** त्रि० ( यक्षाविष्ट ) યક્ષના આવેશવાળું; યક્ષાધિષ્ઠિત.

**जक्खादित्तय.** } **जक्खालित्तय** } न० ( यक्षादीपक ) એક દિશામાં થોડે થોડે અંતરે વીજળીના જેવા ભડકા દેખાય તે. ભૂત પિશાચ વગેરેના ચાળા.

**जक्खावेस.** पुं० ( यक्षावेश ) યક્ષનો મનુષ્યના શરીરમાં પ્રવેશ; યક્ષકૃત આવેશ.

**जक्खिंद.** पुं० ( यक्षेन्द्र ) યક્ષોનો ઇંદ્ર. (૨) અરનાથજીના યક્ષનું નામ.

**जक्खिणी.** स्त्री० ( यक्षिणी ) ૨૨ મા તીર્થંકરની મુખ્ય સાધ્વી.

**जक्खी.** स्त्री० ( याक्षी ) એક જાતની લિપિ.

**जक्खुत्तम.** पुं० ( यक्षोत्तम ) યક્ષના ૧૩ પ્રકારમાંનો છેલ્લો પ્રકાર.

**जक्खोद.** पुं० ( यक्षोद ) યક્ષોદ નામનો સમુદ્ર.

**जग.** न० ( यकृत् ) શરીરની અંદરનો એક અવયવ; પીલા; કલેજું.

**जग.** पुं० (        ) પ્રાણી.

**जग** पुं० ( जगत् ) જગત, દુનિયા

**जगई.** स्त्री० ( जगती ) પૃથ્વી. (૨) જંબુદ્વીપને ફરતો કોટ.

**जगईपव्वयग.** पुं० ( जगतीपर्वतक ) પર્વત વિશેષ, સૂર્યાભ વનખંડમાંનો એક પર્વત.

**जगतण.** न० ( जगत्तृण ) એ નામની એક જાતની લીલી વનસ્પતિ

**जगती.** स्त्री० ( जगती ) પૃથ્વી. (૨) જંબુદ્વીપ આદિ ક્ષેત્રનો કોટ–કિલ્લો.

**जगतीपव्वय.** पुं० ( जगतीपर्वत ) જુઓ " जगईपव्वयग " શબ્દ.

**जगय.** न० ( यकृत् ) કલેજું. (૨) તે ભાગનો રોગ.

**जगारी.** स्त्री० (        ) રાજગરો; એક જાતનું ધાન્ય.

**जग्गण.** न० ( जागरण ) જાગરણ, નિદ્રા ન લેવી તે; ઉજાગરો કરવો તે.

**जग्गुण.** त्रि० ( यद्गुण ) જેટલાગણું.

**जघण.** न० ( जघन ) સાથળ.

**जघण्ण.** } **जघण्णिय.** } त्रि० ( जघन्य ) થોડામાં થોડું; ઓછામાં ઓછું.

**जच्च.** त्रि० ( जात्य ) સ્વાભાવિક. (૨) જાતવાન્; જાતિવંત; પ્રધાન; શ્રેષ્ઠ. (૩) સજાતીય. (૪) શુદ્ધ.

**जच्चंजण.** न० ( जात्याञ्जन ) શ્રેષ્ઠ અંજન. (૨) ચોળવાનું અંજન; તેલ વગેરેથી મર્દિત અંજન

**जमदग्गिपुत्त.** पु० ( यमदग्निपुत्र ) જમદગ્નિનો પુત્ર; પરશુરામ.

**जमदेवकाइय.** पुं० ( यमदेवकायिक ) યમ દેવતાઓની એક જાત.

**जमप्पभ** पु० ( यमप्रभ ) યમદેવનો એ નામનો ઉત્પાત પર્વત.

**जमल** न० ( यमल ) સમશ્રેણીએ રહેલું; સરખેસરખુ, જોડાજોડ રહેલું. (२) न० એ નામનુ વૃક્ષ કે જેનું રૂપ કૃષ્ણ વાસુદેવના વૈરી વિદ્યાધરે ધારણ કર્યું હતું. (૩) યુગ્મ; જોડું. (૪) સમાન, તુલ્ય.

**जमलजुयल.** न० ( यमलयुगल ) સરખે સરખી જોડ; સમશ્રેણીએ રહેલ જોડલુ.

**जमलज्जुणभंजग.** पु० ( यमलार्जुनभञ्जक ) શ્રી કૃષ્ણ વાસુદેવ.

**जमलपय.** न० ( यमलपद ) આઠ આઠ આંકડાનો એકેક જથ્થો.

**जमलपाणि.** पु० ( यमलपाणि ) મુઠ્ઠિ

**जमलिय.** त्रि० ( यमलित ) એક દિશામા સમશ્રેણીએ રહેલ. (२) યુગ્મ રૂપે રહેલ.

**जमलोइय** पु० ( यमलौकिक ) પરમાધામી વગેરે યમલોકવાસી દેવતા. (२) त्रि० યમલોક સંબંધી.

**जमा** स्त्री० ( यामी ) દક્ષિણ દિશા (२) યમલોકપાળની રાજધાની

**जमालि.** पु० ( जमालि ) એ નામના ક્ષત્રિય રાજકુમાર મહાવીરસ્વામિના જમાઇ કે જેણે પ્રભુ પાસે દીક્ષા લીધી અને પાછળથી એક પંથ ચલાવ્યો.

**जमिगा.** स्त्री० ( यमिका ) જમક પર્વતના દેવતાની રાજધાની.

**जमिय.** त्रि० ( यमित ) નિયન્ત્રિત કરેલ.

**जमुणा.** स्त्री० ( यमुना ) જમના નદી.

**जम्म.** पु० न० ( जन्मन् ) જન્મ; ઉત્પત્તિ.

**जम्मंतर.** न० ( जन्मान्तर ) અન્યજન્મ; પૂર્વજન્મ.

**जम्मण.** न० ( जन्मन् ) જન્મ; ઉત્પત્તિ.

**जम्मणचरिय.** न० ( जन्मचरित्र ) જન્મચરિત્ર; જીવનચરિત્ર.

**जम्मणचरियणिबद्ध** न० ( जन्मचरितनिबद्ध ) તીર્થંકરના જન્માભિષેકના દેખાવવાળુ નાટક; ૩૨ નાટકમાંનું એક.

**जम्मणभवण.** न० ( जन्मभवन ) પ્રસુતિ ઘર.

**जम्मभूमि.** स्त्री० ( जन्मभूमि ) જન્મભૂમિ; માતૃભૂમિ.

**जम्मा** स्त्री० ( याम्या ) દક્ષિણ દિશા.

**जय.** त्रि० ( यत ) ઉપયોગ રાખનાર, ખ્યાલ રાખનાર. (२) न० ખ્યાલ, સાવધાનપણું.

**जय.** पुं० ( जय ) શત્રુઓને જીતવા તે; વિજય. (२) એ નામના વર્તમાન અવસર્પિણીના ૧૧ મા ચક્રવતી. (૩) એ નામની ત્રીજ આઠમ અને તેરસ એ ત્રણ તિથિઓ. (૪) એ નામનો એક દેવતા. (૫) ૧૩ મા તીર્થંકરને પ્રથમ ભિક્ષા આપનાર ગૃહસ્થ.

**जय.** न० ( जगत् ) સસાર, લોક, દુનિયા.

**जयंत.** पु० ( जयन्त ) જંબૂદ્વીપના ચારદ્વારમાંનુ પશ્ચિમદિશા તરફનું દ્વાર. (२) જયંત નામે પાંચ અનુત્તર વિમાનમાંનું ત્રીજું વિમાન (૩) તે વિમાનવાસી દેવતા. (૪) મેરૂ પર્વતની ઉત્તર દિશાએ આવેલા રૂચકવર પર્વતના આઠ કૂટમાંનું ૭ મુ કૂટ. (૫) આવતી ચોવીસીમાં થનાર પ્રથમ બળદેવ. (૬) વજ્રસેનસૂરિના ચાર શિષ્યમાના ત્રીજા શિષ્યનું નામ. (૭) તેનાથી નીકળેલ શાખાનું નામ. (૮) એક જૈન મુનિ, જે વજ્રસેન મુનિના ત્રીજા શિષ્ય હતા.

**जयंती.** स्त्री० ( जयन्ती ) કોશાંબી નગરીનિવાસી જયંતી નામે મહાવીર સ્વામીની મોટી શ્રાવિકા. (२) સાતમા બળદેવની માતાનું નામ. (૩) સાતમી દિશાકુમારી.

(४) સર્વગ્રહની ચાર અગ્રમહિષીમાંની ત્રીજી અગ્રમહિષીનું નામ. (૫) મહાવપ્ર-વિજયની મુખ્ય રાજધાની. (૬) ઉત્તર-દિશાના અંજન પર્વતની એક પશ્ચિમની વાવનું નામ. (૭) પખવાડીઆની પદર રાત્રિમાંની ૯ મી રાત્રિનું નામ. (૮) સાતમા તીર્થંકરની પ્રવ્રજ્યા પાલખીનું નામ (૯) એ નામની એક શાખા. (૧૦) લતા વિશેષ.

**जयघोस.** પુ૦ (जयघोष) એ નામના એક મુનિ. (૨) જય ધ્વનિ.

**जयजय.** પુ૦ ( जयजय ) જય થાઓ, જય થાઓ, એવો ધ્વનિ.

**जयण.** न० (यजन ) યાગ, પૂજન. (૨) અભયદાન.

**जयण.** त्रि० ( जवन ) વેગવાળુ, વેગયુક્ત

**जयण.** न० ( जयन ) જીત, વિજય. (૨) त्रि० જીતનાર

**जयण.** न० ( यतन ) પ્રાણીનુ રક્ષણ કરવુ. (૨) યત્ન કરવો તે; ઉદ્યમ કરવો તે

**जयणा.** स्त्री० ( यतना ) જતના, કાર્યમાં ઉપ-યોગ રાખવો તે.

**जयणा.** स्त्री० ( जयना ) બધી ગતિ ઉપર જીત મેળવે એવી દેવતાની ગતિ.

**जयणा.** स्त्री० ( यत्ना ) સમકિતમાં ૭ પ્રકા-રની યતના-વિવેક.

**जयणावरणिज्ज.** न० ( यत्नावरणीय ) જેથી પ્રયત્ન-ઉદ્યમમાં અંતરાય પડે તેવી કર્મની એક પ્રકૃતિ.

**जयद्दह.** पुं० ( जयद्रथ ) એ નામના એક રાજકુમાર, જે દુર્યોધનના બનેવી થાય.

**जयसंधि.** પુ૦ ( जयसन्धि ) પુંડરીક રાજાના મંત્રીનું નામ.

**जयसद्द.** પુ૦ ( जयशब्द) વિજયસૂચક અવાજ.

**जया.** अ० ( यदा ) જ્યારે; જે વખતે.

**जया.** स्त्री० ( जया ) બારમા તીર્થંકર વાસુ-પૂજ્યની માતાનું નામ. (૨) ત્રીજ, આઠમ અને તેરસની રાત્રિનું નામ. (૩) ચોથા ચક્રવર્તીની મુખ્ય સ્ત્રી. (૪) એક જાતની મિઠાઇ.

**जयारमयार.** પુ૦ (जकारमकार) જકાર મકાર-રૂપ અપશબ્દ

**जर.** पुं० ( ज्वर ) તાવ. (૨) न० સંતાપ.

**जरग.** त्रि० ( जरक ) જીર્ણ; પુરાણું.

**जरग.** } पुं० ( जरद्गव ) ઘરડો બળદ.
**जरगव.** } (૨) જરક નામનું જનાવર.

**जरढ.** त्रि० ( जरठ ) ઘરડું; જુનું; જીર્ણ. (૨) કઠણ.

**जरय.** પુ૦ ( जरक ) પહેલી નરકના મેરૂથી દક્ષિણ તરફનો એક નરકાવાસો.

**जरयमज्झ** पुं० ( जरकमध्य ) પહેલી નરકનો ઉત્તર દિશા તરફનો એક નરકાવાસો.

**जरयावत्त.** પુ૦ ( जरकावर्त ) પહેલી નર-કનો પશ્ચિમ દિશા તરફનો એક મ્હોટો નરકાવાસો.

**जरयावसिट्ठ.** પુ૦ ( जरकावशिष्ट ) પહેલી નરકનો દક્ષિણ દિશા તરફનો એક મ્હોટો નરકાવાસો.

**जरस.** પુ૦ ( जरस ) એક જાતનું જંગલી પશુ.

**जरा.** स्त्री० ( जरा ) ઘડપણ, વૃદ્ધાવસ્થા.

**जराउअ.** त्रि० ( जरायुज ) જરાયુ-ઓર સાથે જન્મ પામનાર; ગર્ભાશયથી જન્મ પામતા મનુષ્ય અને પશુ

**जराउज.** } त्रि० ( जरायुज ) જુઓ " જરા-
**जराउय.** } ઉઅ " શબ્દ

**जराकुमार.** પુ૦ ( जराकुमार ) યાદવ વંશના એક કુમાર; શ્રીકૃષ્ણના એક ભાઇ.

**जरामंध.** પુ૦ ( जरासंध ) } રાજગૃહ નગરના
**जरासिंध.** } રાજા; નવમા
**जरासिंधु.** ( जरासिन्धु) } પ્રતિ વાસુદેવ.

**जरि.** त्रि० ( ज्वरिन् ) તાવવાળો.

**जरिअ.** त्रि० ( ज्वरित ) જ્વર-તાવ વગેરે રોગવાળું.

**जल्ला.** स्त्री० ( जल्ला ) चार इंद्रियवाळा जीवनी एक जात

**जल** त्रि० ( ज्वल ) देदीप्यमान, चमकतुं.

**जल.** न० ( जल ) पाणी. जळ (२) जलकान्त तथा जलप्रभ इंद्रना प्रथम लोकपाळनुं नाम. (३) पाणीना जीव (४) पनीनो (५) जळस्थान, तळाव वगेरे

**जलइय.** पुं० ( जलकित ) जलकान्त इंद्रना एक लोकपाळनुं नाम.

**जलकंत** पु० ( जलकान्त ) चंद्रकान्तमणि, सचित्त कठिन पृथ्वीनो एक प्रकार. (२) दक्षिण तरफना उदधिकुमारना इंद्रनुं नाम (३) जलकान्त इंद्रना चोथा लोकपाळनुं नाम.

**जलकारि.** पु० स्त्री० ( जलकारिन ) चारइंद्रिय जीव विशेष

**जलकिट्ट.** न० ( जलकिट्ट ) पाणीनो मेल; सेवाळ, लील वगेरे

**जलकीडा.** } स्त्री० ( जलक्रीडा ) पाणीमां
**जलकोला** } रमतनी रमत, जळक्रीडा.

**जलघरिय.** त्रि० ( जलगृहिक ) पाणीनी व्यवस्था करनार पाणी पानार

**जलचर.** पु० ( जलचर ) पाणीमां उत्पन्न थइ पाणीमां रहेनार पंचेंद्रिय तिर्यंच

**जलचरी** स्त्री० ( जलचरी ) पाणीमां रहेनार माछली मगरी वगेरे. जलचर तिर्यंचनी स्त्री.

**जलचार.** त्रि० ( जलचार ) पाणीमां चालनार

**जलचारिया.** स्त्री० ( जलचारिका ) चार इंद्रियवाळो एक जातनो जीव

**जलज.** न० ( जलज ) पाणीमां उत्पन्न थनार, कमळादि

**जलजलित.** त्रि० ( जाज्वल्यमान ) देदीप्यमान, चळकतुं.

**जलट्ठाण.** न० ( जलस्थान ) जळाशय. पाणीनुं स्थान.

**जलण.** पु० ( ज्वलन ) देदीप्यमान अग्नि; आग, देवता. (२) क्रोध; गुस्सो (३) त्रि० सळगावनार. (४) पु० ज्ञानादि गुणनो प्रकाश करवो ते. (५) अग्नि कुमार देवता (६) न० सळगाववुं; बाळवुं.

**जलणकाय.** न० ( ज्वलनकाय ) तेजस्काय; अग्नि.

**जलणपक्खंदण.** न० ( ज्वलनप्रस्कन्दन ) अग्निमां पडी मरी जवुं ते बाळमरणनो एक प्रकार

**जलणप्पवेस** न० ( ज्वलनप्रवेश ) अग्निनी अंदर पडी बळी मरवुं ते, बाळमरणनो एक प्रकार

**जलन** पु० ( ज्वलन ) जुओ "जलण" शब्द.

**जलनिहि** पु० ( जलनिधि ) समुद्र

**जलपक्खंद** न० ( जलप्रस्कन्द ) पाणीमां डूबी मरी जवुं ते. बाळमरणनो एक प्रकार

**जलपक्खंदण** न० ( जलप्रस्कन्दन ) जुओ उपलो शब्द

**जलपवेस.** न० ( जलप्रवेश ) जुओ " जलपक्खंद " शब्द

**जलप्पभ** पु० ( जलप्रभ ) उत्तर तरफना उदधिकुमार जातिना भवनपति देवतानो इंद्र (२) जलकान्त तथा जलप्रभ इंद्रना चोथा लोकपाळनुं नाम.

**जलप्पवेस** न० ( जलप्रवेश ) जुओ "जलपक्खंद" शब्द.

**जलप्पह** पु० ( जलप्रभ ) जुओ "जलप्पभ" शब्द.

**जलमाला.** स्त्री० ( जलमाला ) घणुं पाणी.

**जलय.** पु० ( जलद ) मेघ; वरसाद.

**जलय.** न० ( जलज ) कमळ.

**जलयर** पु० स्त्री० ( जलचर ) पाणीमां उत्पन्न थइ पाणीमां रहेनार पंचेंद्रिय तिर्यंच.

**जवण.** पु० ( जवन ) વેગ; શીઘ્રગતિ.

**जवण.** न० ( यापन ) નિર્વાહ; ગુજારો.

**जवण.** पु० ( यवन ) મ્લેચ્છ; યવન દેશવાસી. (૨) એ નામનો એક અનાર્ય દેશ.

**जवणदीव.** पु० ( यवनद्वीप ) યવનની વસતિવાળો દ્વીપ.

**जवणा.** स्त्री० ( यापना ) શરીરનિર્વાહ, જીવનનિર્વાહ. (૨) સયમનો નિભાવ.

**जवणाणिया.** स्त्री० ( यवनानिका ) એક જાતની લિપિ

**जवणालिया.** स्त्री० ( यवनालिका ) કન્યાને પહેરવાની એક જાતની ચોળી (૨) યવન દેશની લિપિ; ૧૮ લિપિમાંની એક.

**जवणिज्ज** त्रि० ( यापनीय ) વખત ગુજારવા યોગ્ય (૨) ઇંદ્રિયો અને મનને જીતવા તે.

**जवणिया.** स्त्री० ( यवनिका ) કનાત, પડદો

**जवणी.** स्त्री० ( यावनी ) યવનની સ્ત્રી (૨) યવનની લિપિ

**जवण्ण** न० ( यवान्न ) એક જાતનું જવનું બનાવેલ અન્ન.

**जवनालिया.** स्त्री० ( यवनालिका ) જુઓ "જવણાલિયા" શબ્દ.

**जवमज्झ.** पु० ( यवमध्य ) જવના મધ્ય ભાગપરિમિત એક ભરપ. (૨) જવનો મધ્ય ભાગ. (૩) त्रि० જવના મધ્ય ભાગના આકારવાળું.

**जवमज्झचंदपडिमा.** स्त्री० (यवमध्यचन्द्रप्रतिमा) જવ મધ્યભાગ જેવી ચંદ્રપડિમા, એટલે કે બે છેડે પાતળી અને વચ્ચે પુષ્ટ, જેમ કોઇ સાધુ શુક્લ પક્ષને પડવેથી એક કોળિયો આહાર લઇ પડિમા શરૂ કરે, પુનમે પંદર કોળિયા સુધી પહોંચી પછી દરરોજ એકેક કોળિયો ઘટાડતાં વદ ०)) એક કોળીયો આહાર લઇ પડિમા પુરી કરે તે.

**जवमज्झा.** स्त्री० ( यवमध्या ) જુઓ ઉપલો શબ્દ.

**जववारय.** पुं० ( यववारक ) જવના અંકુર; જવારા.

**जवस.** न० ( यवस ) કઠોળ ધાન્ય. (૨) ઘઉં વગેરે ધાન્ય.

**जवा** स्त्री० ( जपा ) એક જાતની વનસ્પતિ.

**जवासय.** पु ( यवासक ) વનસ્પતિ વિશેષ; જવાસો.

**जवासा.** पु ( यवासा ) રાતા ફુલવાળું એક જાતનું ઝાડ.

**जवि.** त्रि० ( जविन् ) વેગવાળો. (૨) पु० ઘોડો.

**जस.** पु० ( यशस् ) યશ, કીર્તિ; આબરૂ. (૨) સંયમ; ચારિત્ર. (૩) શ્રી પાર્શ્વનાથના આઠમા ગણધરનું નામ. (૪) ચૌદમા તીર્થંકર શ્રી અનંતનાથજીના પ્રથમ ગણધરનું નામ. (૫) વિનય.

**जसंस.** पु० ( यशस्विन् ) મહાવીર સ્વામિના પિતાનું એક નામ.

**जसंसि.** त्रि० ( यशस्विन ) પ્રખ્યાત, યશસ્વી, જેની શુભ કીર્તિ ચોતરફ પ્રસરેલી હોય તે. (૨) મહાવીર સ્વામીના બાપનું અપર નામ.

**जसकर.** त्रि० ( यशःकर ) સર્વ દિશામાં યશ મેળવનાર. (૨) ઋષભદેવસ્વામીનો એ નામનો ૪૨ મો દીકરો.

**जसकित्ति.** स्त्री० ( यशःकीर्ति ) જશ; આબરૂ; પ્રખ્યાતિ.

**जसकित्तिणाम.** न० ( यशःकीर्तिनामन् ) નામ કર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ જ્યાં જાય ત્યાં શુભ કીર્તિ મેળવે.

**जसघोस.** पु० ( यशोघोष ) એરવત ક્ષેત્રમાં ભાવિ ત્રીજા તીર્થંકર.

**जसचंद.** पु० ( यशश्चन्द्र ) એ નામના એક ગણી.

**जसद.** पु० ( जसद ) જસત; એક જાતની ધાતુ.

**जसधण.** पु० ( यशोधन ) એ નામનો એક રાજા.

**जसधर** पु० ( यशोधर ) પખવાડીઆના પાચમા દિવસનું નામ.

**जसभद्द** पु० ( यशोभद्र ) શય્યમ્ભવસૂરીના એક શિષ્ય. (२) એ નામના એક આચાર્ય કે જે માઠરસગોત્રના આર્યસંભૂતિવિજયના શિષ્ય હતા. (३) પખવાડીઆના પંદર દિવસમાના ચોથા દિવસનું નામ (४) न० યશોભદ્રથી નીકળેલ એ નામનુ કુળ (५) पु० એ નામના શ્રી પાર્શ્વનાથના એક ગણધર

**जसमंत** पु० ( यशोमत् ) એ નામના એક કુલગર (२) त्रि० યશસ્વી, કીર્તિવાળા.

**जसवई** ) **जसवती.** ) स्त्री० ( यशोमती ) બીજા સગર ચક્રવર્તીની માતા (२) શ્રમણ ભગવાન શ્રી મહાવીરસ્વામિની પુત્રીની પુત્રીનુ નામ. (३) ત્રીજ, આઠમ અને તેરસ એ ત્રણ રાત્રિની તિથિ

**जसवाय** पु० ( यशोवाद ) ધન્યવાદ.

**जसंसि.** त्रि० ( यशस्विन् ) યશવાન્, યશસ્વી.

**जसहर.** पु० ( यशोधर ) જંબુદ્વીપના ભરતખંડમાં થનાર १६ મા તીર્થંકર (२) પખવાડીઆના પંદર દિવસમાનો પાચમો દિવસ. (३) ગ્રૈવેયક વિમાનના એક પાથડા. (४) स्त्री० દક્ષિણ રુચક પર્વત ઉપરની આઠ દિશાકુમારીમાની ચોથી દિશાકુમારી (५) પક્ષની પંદર રાત્રિમાની ચોથી રાત્રિનુ નામ. (६) જંબુ સુદર્શનાનું નામ જ્ઞા (७) त्रि० યશસ્વી, યશવાન્

**जसा.** स्त्री० ( यशा ) કોશાંબીના રહીશ કાશ્યપની સ્ત્રી અને કપિલની માતા. (२) ભૃગુ પુરોહિતની સ્ત્રી

**जसो.** पु० ( यशस् ) યશ, આબરૂ; કીર્તિ.

**जसोचंद.** पु० ( यशश्चन्द्र ) જુઓ "જસચંદ" શબ્દ.

**जसोद** पु० ( जसद ) જુઓ "જસદ" શબ્દ.

**जसोधण.** पु० ( यशोधन ) એ નામના એક રાજા.

**जसोधर.** पु० ( यशोधर ) જુઓ "જસહર" શબ્દ

**जसोधरा.** स्त्री० ( यशोधरा ) પંદર રાત્રિમાની ચોથી રાત્રિનુ નામ. (२) દક્ષિણ રુચક પર્વત પર રહેનારી એક દિશાકુમારી દેવી (३) જમ્બુવૃક્ષ વિશેષ, સુદર્શના.

**जसोनाम.** न० ( यशोनामन् ) નામકર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ જશ પામે છે.

**जसोया.** स्त्री० ( यशोदा ) મહાવીરસ્વામીની સ્ત્રી. (२) કૃષ્ણવાસુદેવની પાલક માતા.

**जसोवई** स्त्री० (यशोमती) જુઓ "જસવઈ" શબ્દ.

**जसोहर** पु० ( यशोधर ) ભરતક્ષેત્રના ગઇ ચોવીસીના १६ મા તીર્થંકર (२) આવતી ચોવીસીના ભરતક્ષેત્રના १९ મા તીર્થંકરનુ નામ.

**जसोहरा.** स्त्री० ( यशोधरा ) દક્ષિણ દિશાના રુચક પર્વત પરની આઠ દિશાકુમારીમાની ચોથી દિશાકુમારી. (२) જંબુસુદર્શનાનુ અપર નામ

**जह.** अ० ( यथा ) જેમ, જેવી રીતે

**जहकम** न० ( यथाक्रम ) ક્રમ અનુસાર; ક્રમસર અનુક્રમે.

**जहक्खाय** न० ( यथाख्यात ) કષાય રહિત યથાખ્યાત નામનુ પાચમુ ચારિત્ર.

**जहट्ठिय.** न० ( यथास्थित ) યથાસ્થિત, જેમ હોય તેમ.

**जहण** न० ( जघन ) જાંઘ

**जहणिज्ज.** त्रि० ( हेय ) ત્યાગવા યોગ્ય.

**जहण्ण.** त्रि० ( जघन्य ) ઓછામાં ઓછું; ન્હાનામાં ન્હાનું; થોડામાં થોડુ (૨) અધમ; નીચ.

**जहण्णय.** त्रि० (जघन्यक) જુઓ "જહણ્ણ" શબ્દ.

**जहतह.** अ० ( यथातथा ) જેમતેમ, આડું અવળુ.

**जहत्थ.** त्रि० ( यथार्थ ) યથાર્થ, ખરેખર.

**जहत्थाम.** न० ( यथास्थाम ) યથાશક્તિ.

**जहन्न.** त्रि० ( जघन्य ) જુઓ "જહણ્ણ" શબ્દ.

**जहरिह.** न० ( यथार्ह ) યથાર્થ; બરાબર; ખરેખર.

**जहसत्ति** स्त्री० न० ( यथाशक्ति ) યથાશક્તિ; શક્તિ પ્રમાણે.

**जहा** अ० ( यथा ) જેવી રીતે, જેમ; જે પ્રમાણે.

**जहाच्छंद.** पु० ( यथाच्छन्द ) સ્વચ્છન્દ.

**जहाजाय.** त्रि० ( यथाजात ) જન્મતી વખતની સ્થિતિ જેવુ, નગ્ન (૨) જડ, મૂર્ખ.

**जहाजेट्ठ.** न० ( यथाज्येष्ठ ) મોટાઈના ક્રમથી.

**जहाजोग.** न० ( यथायोग्य ) યથાયોગ્ય, જેમ ઘટે તેમ.

**जहाणामय.** त्रि० ( यथानामक ) જેનો નામ નિર્દેશ કર્યો નથી તે, કોઇ એક

**जहाणिसंत.** न० ( यथानिशान्त ) અવધાર્યા પ્રમાણે; જેમ ધાર્યુ હોય તેમ.

**जहाणुपुव्वि.** न० ( यथानुपूर्वी ) ક્રમસર; અનુક્રમ પ્રમાણે

**जहातच्च.** न० ( यथातथ्य ) વાસ્તવિક, સત્ય; ખરેખર.

**जहातह.** न० ( याथातथ्य ) સૂયગડાંગ સૂત્રનું તેરમુ અધ્યયન. (૨) વાસ્તવિકપણુ; સત્યતા.

**जहानाम.** त्रि० ( यथानाम ) યથાનામ; સંભાવના; કોઇક.

**जहानामय.** त्रि० ( यथानामक ) જેમ કોઇક; દૃષ્ટાન્ત ઉપન્યાસ. (૨) વાક્ય અલંકાર.

**जहानाय.** न० ( यथान्याय्य ) યથાયોગ્ય; રીતસરનું, વ્યાજબી

**जहापवट्टकरण.** न० ( यथाप्रवृत्तकरण ) આત્માનું પરિણામ વિશેષ.

**जहाफुड.** न० ( यथास्फुट ) સ્પષ્ટ, ખરેખર.

**जहाभूत** } **जहाभूय.** } त्रि० ( यथाभूत ) જેવી રીતે બનેલુ હોય તેવી રીતે; સત્ય વાત

**जहामालिय** न० ( यथामालित ) જેમ ધારણ કર્યું છે તેમ

**जहारिह.** न० ( यथार्ह ) યથાયોગ્ય; જેમ ઘટે તેમ.

**जहावाइ** त्रि० ( यथावादिन ) ખરૂ બોલનાર, યોગ્ય કહેનાર, સત્ય બોલનાર.

**जहासंख.** न० ( यथासङ्ख्य ) સંખ્યા પ્રમાણે, ક્રમવાર

**जहासत्ति** स्त्री० न० ( यथाशक्ति ) શક્તિ પ્રમાણે, યથાશક્તિ.

**जहासुह.** न० ( यथासुख ) જેમ સુખ પડે તેમ.

**जहिं.** अ० ( यत्र ) જ્યાં; જે સ્થાને; જ્યાંપર.

**जहिच्छ.** न० ( यथेच्छ ) ઇચ્છા પ્રમાણે.

**जहेट्ठ.** न० ( यथेष्ट ) મનગમતુ; ઇચ્છાનુકૂળ.

**जहेव.** अ० ( यथैव ) જેમ, જેવી રીતે.

**जहोइय.** } **जहोचिय.** } **जहोचिय.** } न० ( यथोचित ) યથાયોગ્ય, યથોચિત.

**जहोवइट्ठ.** न० ( यथोपदिष्ट ) જેવી રીતે કહેવામાં-ઉપદેશવામા આવ્યું હોય તે પ્રમાણે.

**जह्नवी.** स्त्री० ( जाह्नवी ) ગંગા નદી.

**जा.** अ० ( यावत् ) જ્યાં સુધી

**जाइ.** स्त्री० ( जाति ) જન્મ; ઉત્પત્તિ. (૨) એકેન્દ્રિય, બે ઇંદ્રિય આદિ પાંચ જાતિ.

(૩) જાતિ; નાતિ; ક્ષત્રિય આદિ વર્ણ. (૪) માતાપક્ષ. (૫) જાઇનું ઝાડ; પુષ્પ પ્રધાન વૃક્ષ. (૬) સામાન્ય નૈયાયિકાના મત પ્રમાણે એક પ્રકારનો વ્યાપક ધર્મ; જેમ મનુષ્યનું મનુષ્યત્વ અને ગાયનુ ગોત્વ. (૬) મદ્ય વિશેષ.

**जाइ.** त्रि० ( यायिन् ) જનાર

**जाइअ.** त्रि० ( याचित ) પ્રાર્થના કરેલ; યાચના કરેલ.

**जाइअंध.** पु० ( जात्यन्ध ) જન્મઅંધ, જન્મથીજ આંધળો.

**जाइआजीव.** पु० ( जात्याजीव ) જાતિ જણાવી આહાર લેનાર સાધુ.

**जाइआरिय.** पु० ( जात्यार्य ) જાતિએ કરી આર્ય, મધ્યજાતિની સ્ત્રીથી ઉત્પન્ન થયેલ જાતિ; અમ્બષ્ટ, કલિંદ, વિદેહ, વિદેહગ, હરિતા અને ચુંચુણા એ છ આર્ય જાતિ.

**जाइआसीविस** पु० ( जात्याशीविष ) જન્મથીજ ઝેરી; સર્પ, વિછી, આદિ

**जाइकम्म.** न० ( जातिकर्मन् ) જન્મ સંસ્કાર.

**जाइच्छिय.** त्रि० ( याद्दच्छिक ) ઇચ્છા પ્રમાણે કરનાર.

**जाइणाम.** न० ( जातिनामन् ) નામકર્મની એક પ્રકૃતિ કે જેથી જીવ જુદી જુદી જાતિમાં ઉત્પન્ન થાય.

**जाइणिबद्ध.** न० ( जातिनिबद्ध ) સૂત્રરચનાનો એક પ્રકાર; ગદ્યપદ્યાદિ સૂત્ર રચના.

**जाइतिग.** न० ( जातित्रिक ) પાંચજાતિ, ચારગતિ અને બે વિહાયોગતિ એ ત્રિપુટીની અગ્યાર પ્રકૃતિનો સમુદાય.

**जाइथेर.** पु० ( जातिस्थविर ) સાઠથી વધારે વરસની ઉમરના સાધુ.

**जाइदोस.** पुं० ( जातिदोष ) જાતિદોષ, જન્મનો દોષ.

**जाइधम्मय.** त्रि० ( जातिधर्मक ) ઉત્પત્તિસ્વભાવવાળો.

**जाइनाम.** न० ( जातिनामन् ) જુઓ "જાઇણામ" શબ્દ.

**जाइपंगुल.** त्रि० ( जातिपङ्गुल ) જન્મથીજ પાંગળો-લુલો.

**जाइपह.** पु० ( जातिपथ ) જન્મમરણનો માર્ગ; સંસાર.

**जाइप्पसराणा.** स्त्री० ( जातिप्रसन्ना ) એક જાતનો દારૂ.

**जाइबहिर.** त्रि० (जातिबधिर) જન્મથીજ બહેરૂં.

**जाइमंत.** त्रि० ( जातिमत ) જાતવાન્; સારી જાતનો.

**जाइमूअ.** त्रि० ( जातिमूक ) જન્મનો મુંગો.

**जाइय.** त्रि० ( याचित ) જાચેલું; માંગેલું.

**जाइरूववडंसय.** पुं० ( जातिरूपावतंसक ) એ નામનું ઇશાન ઇંદ્રનું ચોથું વિમાન.

**जाइलिंग.** न० ( जातिलिङ्ग ) જાતિસૂચક લિંગ-શરીર અવયવ.

**जाइवंझा.** स्त्री० ( जातिवन्ध्या ) જન્મથીજ વધ્યા-વાંઝણી.

**जाइवर.** पु० ( जातिवर ) ઉત્તમ જાતિ.

**जाइसंपराणा.** त्रि० ( जातिसंपन्न ) સંપૂર્ણ ગુણવાળી જેની માતા હોય તે; માતાનો પક્ષ જેનો સારો હોય તે

**जाइसर** त्रि० ( जातिस्मर ) પૂર્વ જન્મનું સ્મરણ કરનાર. (૨) પુ૦ પૂર્વ જન્મની સ્મૃતિ.

**जाइसरण.** न० ( जातिस्मरण ) ગત જન્મોના બનાવોનુ સ્મરણ; મતિજ્ઞાનમાં ધારણાનો એક ભેદ.

**जाइसरणावरणिज्ज.** न० ( जातिस्मरणावरणीय ) જ્ઞાનાવરણીય કર્મની એક પ્રકૃતિ; જાતિ સ્મરણને આવરનાર કર્મ પ્રકૃતિ.

**जाइस्सर** त्रि० ( जातिस्मर ) જુઓ "જાઇસર" શબ્દ.

**जाइहिंगुलुय.** पु० ( जातिहिङ्गुलुक ) સારો હિંગળો.

**जाई.** स्त्री० ( जाति ) જુઓ " જાઇ " ૩૦૬.

**जाईसरण.** न० ( जातिस्मरण ) જુઓ " જાઇ-સરણ " ૩૦૬.

**जाईसरणावरणिज्ज.** न० ( जातिस्मरणावरणीय ) જુઓ " જાઇસરણાવરણિજ્જ " ૩૦૬.

**जाईहिंगुलुय** पु० ( जातिहिङ्गुलुक ) જુઓ " જાઇહિંગુલુય " ૩૦૬.

**जाउ.** पु० ( जायु ) દવા; ઓસડ.

**जाउया.** स्त्री० ( यातृका ) દેરાણી.

**जाउल** पु० ( जातुल ) એક પ્રકારની ગુચ્છ વનસ્પતિ.

**जाऊकरण.** न० ( जातूकर्ण ) એ નામનું એક ગોત્ર.

**जाऊकरणीय** न० ( जातूकर्णीय ) એ નામનું એક ગોત્ર.

**जांबूणय.** न० ( जाम्बूनद ) એક પ્રકારનું સોનું.

**जाग** पु० ( याग ) યજ્ઞ. (२) દેવપૂજા.

**जागर.** त्रि० ( जागर ) અસંયમરૂપ નિદ્રા વગરનો, જાગતો, નિદ્રાના અભાવવાળો. (२) पु० જાગરણ, નિદ્રાનો ત્યાગ.

**जागरइत्तार** त्रि० ( जागरितृ ) જાગનાર.

**जागरण.** न० ( जागरण ) જાગરણ; નિદ્રાનો ક્ષય.

**जागरित्तार.** त्रि० ( जागरितृ ) જાગનાર.

**जागरिय.** त्रि० ( जागृत ) } જાગેલ, નિદ્રા

**जागरिय.** त्रि० ( जागरिक ) } રહિત.

**जागरिया.** स्त्री० ( जागरिका ) બાળકના જન્મ પછી છઠ્ઠી રાત્રે ઘરના માણસો રાત્રે જાગરણ કરે તે.

**जागरिया.** स्त्री० ( जागर्या ) ચિંતવન; વિચારણા.

**जाजीवं.** अ० ( यावज्जीवम् ) જીંદગીપર્યંત.

**जाण.** पु० न० ( यान ) ગાડી, ગાડા, રથ સગ્રામ વગેરે સ્વારી. (२) વિમાન. (३) યાનપાત્ર; વહાણ.

**जाणग.** त्रि० ( ज्ञायक ) જાણનાર, સમજનાર

**जाणगिह** न० ( यानगृह ) રથ મુકવાનું ઘર.

**जाणण** न० ( ज्ञान ) જ્ઞાન જાણવું તે.

**जाणणा.** स्त्री० ( ज्ञान ) જેનાથી વસ્તુનો નિર્ણય થાય તે.

**जाणय** त्रि० ( ज्ञायक ) જાણનાર; સમજનાર, (२) पु० પોતે જાણે નહિ છતાં પોતાને જાણકાર માનનાર બોદ્ધાદિ.

**जाणय.** त्रि० ( ज्ञायक ) સમજાવનાર; જણાવનાર.

**जाणया.** स्त्री० ( ज्ञान ) જ્ઞાન, સમજ.

**जाणरह.** पु० ( यानरथ ) એક પ્રકારનો રથ.

**जाणवत्त** न० ( यानपात्र ) વહાણ.

**जाणवय.** त्रि० ( जानपद ) દેશમાં વસનાર અથવા આવેલા લોકો, દેશમાં ઉત્પન્ન થયેલ.

**जाणविमाण** त्रि० ( यानविमान ) દેવતાને ગમન કરવાનું-મુસાફરીના કામનું વિમાન.

**जाणसाला.** स्त्री० ( यानशाला ) ગાડી રથ, વહેલ વિગેરે રાખવાની જગ્યા-તબેલા (२) વાહન બનાવવાનું કારખાનું.

**जाणसालिश्र** पु० ( यानशालिक ) ગાડા રથ વગેરે રાખવાની યાનશાળાનો ઉપરી.

**जाणिश्र** त्रि० ( ज्ञात ) જાણેલ.

**जाणु.** त्रि० ( ज्ञायक ) જાણીને પાપની નિવૃત્તિ કરનાર, જાણનાર.

**जाणु.** न० ( जानु ) ઘુંટણ, ઢીંચણ.

**जाणुकोप्परमाया.** स्त्री० ( जानुकूर्परमातृ ) વધ્યા સ્ત્રી, વાંઝણી.

**जाणुपायपडिय** त्रि० ( जानुपादपतित ) ગોઠણીયે પડેલ.

**जाणुय.** त्रि० ( ज्ञायक ) શાસ્ત્રનો જાણનાર.

**जाण्हई.** स्त्री० ( जाह्नवी ) ગગા નદી.

**जात.** त्रि० ( जात ) જન્મેલ; ઉત્પન્ન થયેલ. (२) न० પ્રકાર.

**जातकम्म.** न० ( जातकर्मन् ) જન્મસંસ્કાર.

**जातणा.** स्त्री० ( यातना ) પીડા.

**जातरूव.** त्रि० ( जातरूप ) સુંદર; ચળકતું (૨) ન૦ સોનું (૩) જાતરૂપ-સોનાનો કાણ્ડ; રત્નપ્રભા પૃથ્વીના ખર કાણ્ડનો ૧૩ મો વિભાગ

**जाति.** स्त्री० ( जाति ) જુઓ "જાઇ" શબ્દ.

**जातिकम्म.** न० ( जातिकर्मन ) જુઓ "જાઇ-કમ્મ" શબ્દ.

**जातिपसन्न.** पु० स्त्री० ( जातिप्रसन्न ) એક જાતનો દારૂ.

**जातिय.** त्रि० ( याचित ) માગેલ; યાચેલ.

**जातिसंपन्न** त्रि० ( जातिसम्पन्न ) જુઓ "જાઇ-સંપણ્ણ" શબ્દ

**जातिस्मरण.** न० ( जातिस्मरण ) જુઓ "જાઇસરણ" શબ્દ

**जाम.** पु० ( याम ) મહાવ્રત, સર્વથા પ્રાણા-તિપાતવિરમણ આદિ મોટાં પાંચ વ્રત (૨) પહોર, દિવસ કે રાત્રિનો ચોથો ભાગ (૩) આઠથી બત્રીસ બત્રીસથી સાઠ અને સાઠથી વધારે ઉમર.

**जामाउय.** पु० ( जामातृक ) જમાઇ

**जामिल्लय.** पु० ( यामिक ) પહેરગીર, સિપાઇ.

**जामुणाकुसुम** न० ( जपाकुसुम ) રાતા ફુલ વાળા જપા નામે ઝાડનું ફૂલ.

**जाय.** पु० ( याग ) યજ્ઞ (૨) પૂજન.

**जाय.** त्रि० ( जात ) ઉત્પન્ન થયેલ; ઉપજેલ; જન્મેલ. (૨) पु० પુત્ર; દીકરો (૩) त्रि० પ્રાપ્ત થયેલ; મેળવેલ. (૪) न० પ્રકાર; ભેદ. (૫) त्रि० શુદ્ધ, જાતિલો (૬) पु० અંકુર. (૭) त्रि० શાસ્ત્રવિધિ જાણનાર; ગીતાર્થ. (૮) न० ગમન; ગતિ.

**जायकम्म.** न० ( जातकर्मन ) પ્રસૂતિ કર્મ

**जायग.** त्रि० ( योजक ) યાજક, યજ્ઞ કરનાર

**जायण.** न० ( यातन ) પીડા કરવી તે.

**जायण.** न० ( याचन ) માગવું; યાચવું તે.

**जायणजीवण.** त्रि० ( याचनजीवन ) જેના જીવનનો આધાર માગવા ઉપર છે તે; ભિક્ષુક.

**जायणा.** स्त्री० ( यातना ) પીડા

**जायणा.** स्त्री० ( याचना ) યાચના, માંગણી, ભિખ માગવી તે

**जायणापरिग्गह** पुं० ( याचनापरिग्रह ) ભિક્ષાનો પરિગ્રહ. પરિગ્રહનો એક પ્રકાર

**जायणी.** स्त्री० ( याचनी ) આહારાદિકની માગણી કરવાની ભાષા.

**जायतेय.** पु० ( जाततेजस ) અગ્નિ

**जायनिंदुया.** स्त्री० ( जातनिन्दुता ) જેનું જન્મેલ બાળક તત્કાળ મરણ પામે છે અથવા મુવેલું અવતરે છે તે માતા

**जायरूव** न० ( जातरूप ) એક જાતનું સોનું. (૨) રૂપુ. ચાંદી (૩) त्रि० રૂપવાળું.

**जायरूवकंड.** पु० ( जातरूपकाण्ड ) રત્નપ્રભા પૃથ્વીના ૧૬ કાણ્ડમાંનો ૧૩ મો કાણ્ડ.

**जायव** पु० स्त्री० ( यादव ) યદુવંશજ, જાદવ

**जायवेय.** पु० ( जातवेदस ) અગ્નિ

**जाया.** स्त्री० ( यात्रा ) યાત્રા; શરીરનિર્વાહ. (૨) સંયમયાત્રા, સંયમ નિર્વાહ (૩) વિહાર. પ્રવૃત્તિ.

**जाया.** स्त्री० ( जाया ) સ્ત્રી, ભાર્યા.

**जाया.** स्त्री० ( जाता ) ચમરેન્દ્ર વગેરેની બહારની સભા કે જેના સભાસદો વગર બોલાવ્યે આવે

**जायाइ.** पु० ( यात्राजित ) અવશ્ય યજ્ઞ કરનાર.

**जार** पु० ( जार ) મણિનું એક લક્ષણ.

**जारा** स्त्री०(जारा) જળચર પ્રાણીની એક જાત.

**जारापविभत्ति** पु० ( जाराप्रविभक्ति ) એક પ્રકારની નાટક વિધિ, જારા (એક જાતનું જળચર પ્રાણી તે) ની રચનાવાળું એક પ્રકારનું નાટક

**जारामार** पु० ( जारामार ) જળચર પ્રાણીની એક જાત.

**आरामारापविभत्ति.** पु न० (आरामारप्रविभक्ति) જરામાર-જળચર પ્રાણીની એક જાત-તેની રચનાવાળુ ૩૨ નાટકમાંનુ એક નાટક.

**जारिस** त्रि० ( यादृश ) જેવું; જેવા પ્રકારનુ

**जारु.** पु० ( जारु ) એ નામની એક સાધારણ વનસ્પતિ; કંદની એક જાત.

**जारुकणह.** / **जारेकणह.** पु० ( जारुकृष्ण ) વશિષ્ઠ ગોત્રની એક શાખા. (૨) તે ગોત્રનો પુરૂષ

**जाल.** पु० ( ज्वाल ) જ્વાળા, અગ્નિ શિખા.

**जाल.** न० ( जाल ) માછલાં પકડવાની જાળ (૨) મૃગ આદિ પશુને પકડવાનો પાશ. (૩) મુક્તાફળનો ગુચ્છો. (૪) न० એક જાતનુ પગનું ઘરેણું. (૫) જાળી; નાનાં નાના કાણાવાળી બારી. (૬) સમૂહ.

**जालंधर.** न० ( जालधर ) દેવાનંદાજી બ્રાહ્મણીનું ગોત્ર.

**जालंधरसगुत्त.** त्रि० ( जालंधरसगोत्र ) જાળંધર ગોત્રમાં ઉત્પન્ન થયેલ.

**जालधरायण.** न० (जालन्धरायण) ગોત્ર વિશેષ.

**जालकडग.** पु० ( जालकटक ) છિદ્રવાળી બારીનો સમૂહ. (૨) છિદ્રવાળી બારીઓથી શોભતો પ્રદેશ

**जालग.** पु० ( जालक ) જાળી, બારી (૨) પગનું એક જાતનું આભરણ. (૩) બે ઇંદ્રિય જીવ વિશેષ.

**जालघर.** न० ( जालगृह ) જાળીવાળુ ઘર.

**जालद्ध.** न० ( जालार्द्ध ) અર્ધ ચંદ્રાકારે નીસરણી.

**जालपंजर.** पु० ( जालपञ्जर ) ગોખ.

**जालय.** पु० ( जालक ) જુઓ "જાલગ" શબ્દ.

**जालहर** न० ( जालगृह ) જાળીયાવાળું ઘર.

**जाला.** स्त्री० ( ज्वाला ) જ્વાળા-ઝાળ; અગ્નિની શિખા. (૨) ૯ મા ચક્રવર્તિની માતા. (૩) ચન્દ્રપ્રભ સ્વામીની શાસનદેવી.

**जालाउ.** पु० ( जालायुष् ) એક પ્રકારનો બે ઇંદ્રિય જીવ.

**जालि.** पु० ( जालि ) અંતગડસૂત્રના ચોથા વર્ગનાં પ્રથમ અધ્યયનનું નામ. (૨) વસુદેવ રાજાની ધારણી રાણીના પુત્ર. (૩) અણુત્તરોવવાઇસૂત્રના પ્રથમ વર્ગના પ્રથમ અધ્યયનનું નામ. (૪) શ્રેણિક રાજાની ધારણી રાણીના પુત્ર. (૫) શ્રી કૃષ્ણના એક પુત્ર જે દીક્ષા લઇ શેત્રુંજય પર મોક્ષે ગયા.

**जालिया.** स्त्री० ( जालिका ) જાળી; બારી.

**जाव.** अ० ( यावत ) જ્યા સુધી, જ્યાં લગી. (૨) त्रि० જેટલુ.

**जाव.** पु० (जाप) જાપ, મન્ત્રાદિકનું ઉચ્ચારણ.

**जावइय.** त्रि० ( यावत् ) જેટલુ.

**जावई** स्त्री० ( जातिपत्री ) ગુચ્છ વનસ્પતિનો એક પ્રકાર. (૨) એક જાતનો કંદ.

**जावंचणं** अ० ( यावच्च ) જેટલામા.

**जावंत.** त्रि० (यावत्) જેટલા (૨) न० ભગવતી સૂત્રના પ્રથમ શતકના છઠ્ઠા ઉદ્દેશાનું નામ.

**जावंताव.** अ० ( यावत्तावत ) એક પ્રકારનું ગણિત, સંખ્યાનો એક પ્રકાર.

**जावग.** पु० ( यापक ) કાળક્ષેપ કરનાર હેતુ: હેતુનો એક પ્રકાર.

**जावच्चणं** अ० ( यावच्च ) જુઓ "જાવંચણ" શબ્દ.

**जावज्जीव.** स्त्री० न० ( यावज्जीव ) જીવે ત્યા સુધી; જીંદગીપર્યંત.

**जावज्जीविये** अ० ( यावज्जीवितम ) જ્યાંસુધી જીવ રહે ત્યાંસુધી

**जावण.** न० ( यापन ) નિર્વાહ કરવો.

**जावतिय.** त्रि० ( यावत् ) જેટલુ.

**जावत्ती** स्त्री० ( जातिपत्री ) જાવંત્રી; એક જાતનું વૃક્ષ.

**जावदव्व.** न० ( यावद्द्रव्य ) વસ્તુ રહે ત્યાંસુધી રહે તે.

**जावय.** त्रि० ( यापक ) રાગદ્વેષને જતા કર-નાર. (૨) પુ૦ તર્કશાસ્ત્ર પ્રમાણે કાળ-ક્ષેપક હેતુ.

**जावय.** त्रि० ( जापक ) રાગદ્વેષ જીતાવનાર.

**जावसिश्र.** त्रि० ( यावसिक ) ખડના ભારા લા-વનાર (૨) ધાન્યથી ગુજરાન ચલાવનાર.

**जाविश्र.** त्रि० ( यापित ) ઓળાગી ગયેલ

**जास.** पु० ( जाष ) પિશાચનો એક પ્રકાર

**जासुश्र.** ) पु० न० ( जपाकुसुमम् ) જાસુના
**जासुमणा** ) ફૂલ.
**जासुमिणा.** )
**जासुयणा.** )

**जाहग** पु० ( जाहक ) શાહુડી, કાંટાવાળું એક પ્રાણી.

**जाहत्थ** न० ( याथार्थ्य ) યથાર્થપણું.

**जाहे.** श्र० ( यदा ) જ્યારે.

**जिश्र** पु० ( जीव ) જીવ; પ્રાણી.

**जिश्र.** त्रि० ( जित ) જીતેલ. (૨) પરિચિત

**जिश्रंती.** स्त्री० ( जीवन्ती ) એક જાતની વેલ.

**जिश्रट्ठाण.** न० ( जीवस्थान ) જીવના સ્થાન-ભેદ; સૂક્ષ્મ એકેંદ્રિયાદિ જીવના ૧૪ ભેદ-પ્રકાર.

**जिश्रविवागा.** स्त्री० ( जीवविपाका ) જીવઆશ્રી વિપાક પામનારી કર્મપ્રકૃતિ

**जिश्रसत्तु.** पु० ( जितशत्रु ) મહાવીર સ્વા-મીના વખતમાં મિથિલા નગરીનો રાજા. (૨) ભગવાન્ અજિતનાથના પિતા.

**जिश्रारि.** पु० ( जितारि ) ભગવાન્ સંભવ-નાથના પિતા.

**जिइंदिय.** त्रि० ( जितेन्द्रिय ) ઇંદ્રિયોને વશ કરનાર; જીતેન્દ્રિય.

**जिंघणा.** स्त्री० ( घ्राण ) સુંઘવું તે.

**जिट्ठ.** त्रि० ( ज्येष्ठ ) મ્હોટો. (૨) ઉત્કૃષ્ટ; શ્રેષ્ઠ.

**जिट्ठा.** स्त्री० ( ज्येष्ठा ) મોટી બ્હેન. (૨) જેઠાણી. (૩) ભગવાન્ મહાવીરની પુત્રી. (૪) ભગવાન મહાવીરની બ્હેન. (૫) એ નામનું એક નક્ષત્ર.

**जिट्ठामूल.** पु० ( ज्येष्ठामूल ) જેની પુનમે જ્યેષ્ઠા કે મૂળનક્ષત્રની સાથે ચંદ્રમા જોગ જોડે તે મહિનો. જેઠમાસ.

**जिड्डह.** न० ( ) એક જાતની રમત.

**जिण.** पु० ( जिन ) રાગદ્વેષને સર્વથા જીત-નાર; તીર્થંકર, કેવળી આદિ. જીન ભગ વાન્ (૨) ચૌદ પૂર્વના જાણનાર (૩) જૈન સાધુ વિશેષ; જીનકલ્પી મુનિ. (૪) અવધિજ્ઞાન આદિ અતીન્દ્રિય જ્ઞાનવાળા.

**जिणकप्प.** पु० ( जिनकल्प ) ઉત્કૃષ્ટ આચાર પાળનાર સાધુનો-જીનકલ્પીનો વ્યવહાર વિધિ

**जिणकप्पि.** पु० ( जिनकल्पिन ) જીનકલ્પી સાધુ

**जिणकप्पिय** पु० ( जिनकल्पिक ) જીનકલ્પી સાધુ; ઉત્કૃષ્ટ આચારી સાધુ.

**जिणदत्त.** पु० ( जिनदत्त ) ચંપાનગરી નિવાસી એક સાર્થવાહનું નામ.

**जिणधम्म.** पु० ( जिनधर्म ) જૈનધર્મ.

**जिणपडिमा.** स्त्री० ( जिनप्रतिमा ) ઋષભ, વર્ધમાન, ચંદ્રાનન અને વારિસેણ એ નામથી ઓળખાતી શાશ્વતી પ્રતિમા.

**जिणपालय.** पु० ( जिनपालक ) એ નામનો એક સાર્થવાહ પુત્ર.

**जिणभद्द** पु० ( जिनभद्र ) આ નામના એક ગ્રંથકાર જૈન આચાર્ય.

**जिणमय.** न० ( जिनमत ) શ્રી તીર્થંકરનો માર્ગ; જૈનદર્શન.

**जिणमुद्दा.** स्त्री० ( जिनमुद्रा ) બે પગ વચ્ચે ચાર આંગળનું અંતર રાખી સરખા ઉભા રહીને કાઉસગ્ગ કરવો તે.

**जिणरक्खिय.** पु० ( जिनरक्षित ) જીનરક્ષિત નામે માકંદિ સાર્થવાહનો પુત્ર.

**जिणपालिय.** पु० ( जिनपालित ) ચંપા નગ-

રનો રહેવાસી માકન્દિ સાર્થવાહનો પુત્ર.

**जिणसासण** न० ( जिनशासन ) જૈનદર્શન.

**जिणिंद.** पु० ( जिनेन्द्र ) જિનેન્દ્ર ભગવાન્, તીર્થંકર.

**जिणेसर** पु० ( जिनेश्वर ) તીર્થંકર.

**जिणोत्तम** पु० ( जिनोत्तम ) તીર્થંકર

**जिराण.** त्रि० ( जीर्ण ) જુનું, જીર્ણ થયેલ (૨) વૃદ્ધ, ઘરડો.

**जिराणकुमारी** स्त्री० ( जीर्णकुमारी ) વૃદ્ધ સ્ત્રી. ઘડપણ સુધી કુમારી રહેલ સ્ત્રી

**जिराणासा.** स्त्री० ( जिज्ञासा ) જાણવાની ઇચ્છા

**जिराणुज्जाण.** न० ( जिर्णोद्यान ) રાજગૃહ નગરીના પશ્ચિમમાં આવેલું એક ઉદ્યાન.

**जित** त्रि० ( जित ) જલદી ઉપસ્થિત થાય તેવું, યાદ આવે તેવું (૨) જિતાયેલ

**जितसत्तु** पु० ( जितशत्रु ) એ નામનો એક રાજા

**जितिंदिय** त्रि० ( जितेन्द्रिय ) જુઓ "જિઇં-દિય" શબ્દ.

**जिन्न.** त्रि० ( जीर्ण ) જીર્ણ, જુનું

**जिब्भा** स्त्री० ( जिह्वा ) જીભ

**जिब्भागार** पु० ( जिह्वाकार ) જીભનો આકાર બનાવનાર એક પ્રકારનો કારીગર.

**जिब्भिया** स्त्री० ( जिह्विका ) પાણી નીકળ-વાની પરનાળ. (૨) જીભ

**जिब्भिंदिय.** न० ( जिह्वेन्द्रिय ) રસનેન્દ્રિય, રસના જીભ.

**जिमिय.** त्रि० ( जिमित ) ભોજન કરી લીધેલ

**जिम्म** } **जिम्ह** } त्रि० ( जिह्म ) કપટી, માયાવાળો (૨) આળસુ, મન્દ (૩) ન૦ કપટ, માયા (૪) જીમ્હ નામનો મેઘ, એ વરસે ત્યારે પ્રાય એક વરસ વરસાદ ચાલે.

**जिय.** न० ( जित ) જીત, જય (૨) त्रि० જીતેલ વશ કરેલ. (૩) જલદી બોલી શકાય તેવું; જલદી આવડે તેવું. (૪) पु० જીત-આચાર વ્યવહાર

**जियंतग.** } **जियंतय.** } पु० न० ( जीवान्तक ) એ નામની એક પ્રકારની વનસ્પતિ.

**जियंती.** स्त्री० ( जीवन्ती ) એક જાતની વેલ.

**जियवंत.** त्रि० ( जितवत ) જય મેળવેલ.

**जियसत्तु** पु० ( जितशत्रु ) અજીતનાથસ્વા-માના પિતાનું નામ (૨) વાણિજ્ય ગામનો રાજા (૩) ચંપા નગરીનો રાજા. (૪) ઉજ્જયિની નગરીનો રાજા. (૫) સર્વતોભદ્ર નગરના રાજાનું નામ (૬) મિથિલા નગરીનો રાજા. (૭) પાંચાળ દેશનો રાજા કે જેણે મલ્લિનાથજી સાથે દીક્ષા લીધી હતી (૮) આમલકલ્પા નગરીનો રાજા. (૯) સાવથી નગરીનો રાજા (૧૦) વાણારસી નગરીનો રાજા (૧૧) આલભિયા નગરીનો રાજા (૧૨) પોલાસપુર નગરનો રાજા. (૧૩) શિ-ત્રુને જીતનાર

**जियसेण.** पु० ( जितसेन ) ભરતક્ષેત્રના ત્રીજા કુલકરનું નામ.

**जियारि** पु० ( जितारि ) ત્રીજા તીર્થંકર સંભવનાથના પિતાનું નામ

**जीमूत.** } **जीमूय.** } पु ( जीमूत ) જીમૂત નામનો મેઘ કે જે એકવાર વરસે તો દસ વરસ સુધી પૃથ્વીમાં તેનો રસ રહે.

**जीय.** पु० ( जीव ) જીવ. (૨) જીવન, જીંદગી.

**जीय** न० ( जीत ) પરંપરાથી ચાલ્યા આ-વતો વ્યવહાર, આચારપદ્ધતિ (૨) ફરજ, કર્તવ્ય (૩) સૂત્ર. (૪) મર્યાદા, સ્થિતિ, વ્યવસ્થા

**जीयकप्प.** पु० ( जीतकल्प ) પૂર્વાચાર્યોની પરંપરાથી ચાલ્યો આવતો આચાર.

**जीयकप्पिम्र.** त्रि० ( जीतकल्पिक ) જીતકલ્પિક; પરંપરાનુસારી આચારવાળો.

**जीयधर.** त्रि० ( जीतधर ) એ નામના આર્યગો-ત્રમાં થયેલ આચાર્ય, શાણ્ડિલ્યના શિષ્ય.

**जीरय.** न० ( जीरक ) જીરૂં. (૨) એક જાતની વનસ્પતિ.

**जीरुय.** पुं० ( जीरक ) એક જાતની વનસ્પતિ.

**जीव.** पु० ( जीव ) આત્મા; ચૈતન્ય. (૨) જીવતત્ત્વ; નવ તત્ત્વમાંનુ પ્રથમ તત્ત્વ; ૭ દ્રવ્યમાંનુ એક દ્રવ્ય. (૩) જીવન; પ્રાણ ધારણ. (૪) બળ; પરાક્રમ.

**जीवंजीव.** पु० ( जीवजीव ) જીવનનો આધાર (૨) જીવની શક્તિ. (૩) જીવન (૪) એક જાતનુ પક્ષી.

**जीवंजीवक.** } **जीवंजीवग.** } पु० ( जीवञ्जीवक ) એક જાતનુ પક્ષી; ચકોર. (૨) એક જાતની વનસ્પતિ.

**जीवकाय.** पु० ( जीवकाय ) જીવલોક, જીવરાશિ.

**जीवग्गाह** त्रि० ( जीवग्राह ) જીવતાને ગ્રહણ કરનાર

**जीवघण** पु० ( जीवघन ) જીવઘન–અસખ્યાત પ્રદેશના પિંડરૂપ.

**जीवट्ठाण.** न० ( जीवस्थान ) જીવસ્થાન–ગુણસ્થાન.

**जीवण** न० ( जीवन ) જીવન, પ્રાણ ધારણ

**जीवणिकाय.** पु० ( जीवनिकाय ) જીવરાશિ.

**जीवणिज्ज** त्रि० ( जीवनीय ) જીવવા યોગ્ય.

**जीवतत्त** न० ( जीवतत्त्व ) જીવતત્ત્વ; ચેતન પદાર્થ.

**जीवत्थिकाय.** पु० ( जीवास्तिकाय ) ચૈતન્ય–ઉપયોગ લક્ષણવાળુ ૭ દ્રવ્યમાનુ એક દ્રવ્ય. (૨) જીવ સમૂહ; જીવરાશિ.

**जीवद्व्व.** न० ( जीवद्रव्य ) જીવદ્રવ્ય. ૭ દ્રવ્યમાંનુ એક.

**जीवदिट्ठिया.** स्त्री० ( जीवदृष्टिका ) જીવને જોવા જતા રાગદ્વેષાદિ કરવાથી લાગતી ક્રિયા.

**जीवपएसिय.** पु० ( जीवप्रादेशिक ) જીવના અસંખ્યાત પ્રદેશમાં છેલ્લા પ્રદેશમાં જ જીવ માનનાર તિષ્યગુપ્ત આચાર્યનો અનુયાયી.

**जीवपाउसिया** } **जीवपाओसिया.** } स्त्री० ( जीवप्राद्वेषिकी ) કોઇપણ જીવ ઉપર દ્વેષ કરવાથી લાગતી ક્રિયા.

**जीवपाडुच्चिया.** स्त्री० ( जीवप्रातीतिका ) જીવને આશ્રી લાગતી ક્રિયા.

**जीवमिस्सिया.** स्त्री० ( जीवमिश्रिता ) સત્યામૃષા ભાષાનો એક પ્રકાર, જ્યાં થોડા મરી ગયા હોય અને થોડા જીવતા હોય ત્યાં બધા મરી ગયા છે એમ કહેવુ તે.

**जीवरासि.** पु० ( जीवराशि ) જીવનો સમૂહ–જથ્થો

**जीवलोय.** पुं० ( जीवलोक ) જીવલોક; સંસાર.

**जीववंत.** त्रि० ( जीवितवत् ) પ્રાણી.

**जीवविप्पजढ** त्रि० ( जीवविप्रहीण ) પ્રાસુક; જીવરહિત.

**जीवविवागा.** स्त्री० ( जीवविपाका ) જીવને વિપાક દર્શાવનાર કર્મપ્રકૃતિ; જીવવિપાકી કર્મપ્રકૃતિ.

**जीववुड्ढिय.** न० ( जीववृद्धिक ) અનુજ્ઞા, સમતિ; અનુમતિ.

**जीवसाहत्थिया.** स्त्री० ( जीवस्वाहस्तिका ) પોતાના હાથથી જીવને મારવાથી લાગતી ક્રિયા.

**जीवा** स्त्री० ( जीवा ) ધનુષ્યની પણચ; દોરી. (૨) ધનુષ્યાકારે ક્ષેત્રનો પણચ્છ સ્થાનીય પ્રદેશ; ભરત આદિ ક્ષેત્રના લાંબા છેડાની પહોળાઇ. (૩) એક બાજુથી બીજી બાજુ સુધીની સિધી લીટી

**जीवाजीव.** पु० ( जीवाजीव ) જીવ અને અજીવ પદાર્થ. (૨) न० જીવ અજીવની સમજણવાળુ ઉત્તરાધ્યયનનુ ૩૬ મુ અધ્યયન.

**जीवाणुसासण** न० ( जीवानुशासन ) જીવની શિક્ષા–સમજ (૨) એ નામનો એક ગ્રન્થ.

**जीवाभिगम.** पु० ( जीवाभिगम ) જીવની સમજ; જીવનુ જાણવુ. (૨) ૨૯ ઉત્કાલિક સૂત્રમાંનુ જીવાભિગમ નામનુ સૂત્ર.

**जीवारंभिश्रा.** त्रि० ( जीवारम्भिकी ) જીવના આરમ્ભથી કર્મબંધાય તે; ક્રિયાનો એક પ્રકાર.

**जीवि** त्रि० ( जीविन् ) જીવનવાળો; જીવવાવાળો. (૨) પુ० પ્રાણધારક; જીવ.

**जीवितश्र.** त्रि० ( जीवितक ) અનુકંપિત જીવન; દયાપાત્ર જીંદગી.

**जीविय.** न० ( जीवित ) જીવન; જીવિતવ્ય

**जीवियरसभ.** पु० ( जीविकरसभृत् ) સાધારણ બાદર વનસ્પતિ કાયનો એક પ્રકાર

**जीवियरिसिका.** स्त्री० ( जीवितरिसिका ) એક પ્રકારની વનસ્પતિ.

**जीविया.** स्त्री० ( जीविका ) આજીવકા, વૃત્તિ.

**जीवियोसविय.** त्रि० ( जीवितोत्सविक ) જીવનમાં ઉત્સવ તુલ્ય; જીવનોત્સવ સમાન

**जीवियोसासिय.** त्रि० ( जीवितोच्छ्वासिक ) જીવનને વધારનાર

**जीवोद्धरण.** न० ( जीवोद्धरण ) મન્ત્ર શાસ્ત્રનો એક પ્રકાર.

**जीहा.** स्त्री० ( जिह्वा ) જીભ, રસેન્દ્રિય.

**जीहिंदिय.** न० ( जिह्वेन्द्रिय ) જીભ; રસેન્દ્રિય.

**जुश्र.** न० ( युग ) કાળ વિશેષ.

**जुश्र.** त्रि० ( युत ) યુક્ત, સાહિત.

**जुश्रणद्ध.** पु० ( युगनद्ध ) એક પ્રકારનો ચંદ્ર અને નક્ષત્રનો યોગ.

**जुश्रल.** न० ( युगल ) જોડું; બેની જોડી.

**जुश्रलधम्म** पु० ( युगलधर्म ) જુગલીયાનો ધર્મ; જુગલપણે ઉત્પન્ન થવુ વગેરે.

**जुश्रलिय.** त्रि० ( युगलित ) જોડાયેલ, યુગ્મસહિત.

**जुइ** स्त्री० ( द्युति ) કાંતિ; તેજ, દીપ્તિ. (૨) એ નામનું નિરયાવલિકા સૂત્રના પાંચમા વર્ગનું ૬ ઠુ અધ્યયન.

**जुइ.** स्त्री० ( युति ) યુક્તિ; જોડાણ; સંયોગ.

**जुइमंत.** त्रि० ( द्युतिमत ) કાન્તિવાન્; તેજસ્વી. (૨) न० સયમ. (૩) મોક્ષ.

**जुंगिश्र.** त्रि० ( जुङ्गित ) જાતિ, કર્મ અને શરીરથી દૂષિત હોય તે

**जुंगिश्रंग.** त्रि० ( जुङ्गितांग ) અપંગ.

**जुंजण.** न० ( योजन ) યોજવું; જોડવુ. (૨) વ્યાપાર કરવો તે, મન, વચન અને કાયાની પ્રવૃત્તિ

**जुंजणया** } **जुंजणा.** } स्त्री० ( योजना ) જુઓ " ઉપલો " શબ્દ.

**जुंजिश्र.** त्रि० ( ) ભૂખ્યો

**जुंम.** न० ( युग्म ) રાશિ વિશેષ; બેકી સંખ્યા, સમસંખ્યા.

**जुग** न० ( युग ) ચાર હાથ પરિમિત એક માપ (૨) ધોંસરૂ, ધોંસરી (૩) ધોંસરાના આકારનુ પુરૂષના હાથ પગનુ લક્ષણ (૪) પુ० સત્ય દ્વાપર, ત્રેતા અને કલિ એ ચાર યુગ. (૫) પાંચ વર્ષ પ્રમાણનો કાળ વિભાગ. (૬) એક જાતનો મચ્છ. (૭) ગાલદેશ પ્રસિદ્ધ એક જાતનુ બે હાથ પ્રમાણનુ વાહન, પાલખી.

**जुगंतकडभूमि.** स्त्री० ( युगान्तकृतभूमि ) ગુરૂ શિષ્ય પરંપરાએ અવિચ્છિન્નપણે સંસારના અંત કરનાર જીવોની પરંપરા.

**जुगंतकरभूमि** } **जुगंतगरभूमि.** } स्त्री० ( युगान्तकृतभूमि ) જુઓ ઉપલો શબ્દ.

**जुगंतर** न० ( युगान्तर ) પરિમાણ વિશેષ. ચાર હાથ જમીન.

**जुगंतरपलोयणा** स्त्री० ( युगान्तरप्रलोकना ) ચાલતાં ચાલતા ચાર હાથ જમીન પર દૃષ્ટિ રાખવી તે.

**जुगंधर.** पु० ( युगन्धर ) રથ બનાવવાના ઉપયોગમાં આવતું એક જાતનું લાકડું.

**जुगणद्ध.** पुं० ( युगनद्ध ) જુઓ "જુઅણદ્ધ" શબ્દ.

**जुगपहाण.** ( युगप्रधान ) } યુગ પ્રધાન
**जुगप्पवर.** त्रि० ( युगप्रवर ) } પુરૂષ.
**जुगप्पहाण.** ( युगप्रधान ) }

**जुगबाहु.** पु० ( युगबाहु ) ૯ મા તીર્થંકરના ત્રીજા પૂર્વભવનું નામ. (૨) त्रि० લાંબા હાથવાળો; દીર્ઘબાહુ.

**जुगमच्छ.** पु० ( युगमत्स्य ) એક જાતનો મચ્છ.

**जुगल** न० ( युगल ) જોડી; જોડુ. (૨) पु० સ્ત્રી० જુગલીયા.

**जुगलिय.** त्रि० ( युगलित ) જોડીયુક્ત.

**जुगव.** त्रि० ( युगवत् ) કાળના ઉપદ્રવથી રહિત; ત્રીજા તથા ચોથા આરાના જન્મેલ.

**जुगव.** } अ० ( युगपत् ) એકી વખતે, એક
**जुगवं** } કાળે; એક સાથે.

**जुगसंवच्छर.** पु० ( युगसंवत्सर ) ચન્દ્ર, ચન્દ્ર, અભિવર્ધિત, ચન્દ્ર અને અભિવર્ધિત એ પાંચ સંવત્સર પ્રમાણ સમય, ૧૮૩૦ દિવસ પ્રમાણ યુગસંવત્સર.

**जुगसाला** स्त्री० ( युगशाला ) પાલખી ગખવાની શાળા.

**जुग्ग.** त्रि० ( योग्य ) લાયક; ઉચિત.

**जुग्ग.** न० ( युग्य ) ગોલ્લ દેશમાં પ્રસિદ્ધ એક જાતની પાલખી. (૨) ધોંસરી. (૩) ધોંસરી વહેનાર ઘોડા, બળદ વગેરે. (૪) પુરૂષથી ઉડાય એવું આકાશ વિમાન.

**जुग्गायरिया.** } स्त्री० ( युग्याचर्या ) વાહનની
**जुग्गारिया.** } ગતિ

**जुज्ज.** त्रि० ( योज्य ) યોજના-ઘટના કરવા યોગ્ય.

**जुज्झ.** न० ( युद्ध ) યુદ્ધ; લડાઇ.

**जुज्झाइजुज्झ.** न० ( युद्धातियुद्ध ) કન્દ્ર યુદ્ધ, ૭૨ કળામાંની એક કળા,

**जुगण.** त्रि० ( जीर्ण ) જીર્ણ, જુનું, વૃદ્ધ.

**जुगणकुमारी.** स्त्री० ( जीर्णकुमारी ) જુઓ " જિણ્ણકુમારી " શબ્દ.

**जुणिणय.** त्रि० ( जीर्णित ) જીર્ણ.

**जुगणुज्जाण.** न० ( जीर्णोद्यान ) જુઓ " જિણ્ણુજ્જાણ " શબ્દ.

**जुति.** स्त्री० ( द्युति ) કાન્તિ.

**जुत्त.** त्रि० ( युक्त ) યુક્ત. સહિત. (૨) જોડેલ. (૩) યોગ્ય (૪) અસંખ્યાત અને અનંતનો એક પ્રકાર,

**जुत्त.** न० ( योक्त ) જોતર.

**जुत्ति.** स्त्री० ( युक्ति ) યુક્તિ; કળા; રીતિ. (૨) મેળવણી. (૩) એ નામના એક કુમાર. (૪) એ નામનુ વહ્નિદશાસૂત્રનું એક અધ્યયન. (૫) સાધન, હેતુ

**जुत्तिराण.** त्रि० ( युक्तिज्ञ ) યુક્તિના જાણનાર.

**जुत्तिसुवराण.** पु० न० ( युक्तिसुवर्ण ) બનાવટી સોનું.

**जुत्तिसेण** पु० ( युक्तिषेण ) જંબુદ્વીપના એરવત ક્ષેત્રમાં ચાલુ અવસર્પિણીમાં થયેલ આઠમા તીર્થંકર.

**जुद्ध** पु० ( युद्ध ) યુદ્ધ; લડાઇ, લડવાની કળા.

**जुद्धाइजुद्ध** न० ( युद्धातियुद्ध ) દારૂણ યુદ્ધ; યુદ્ધમાં યુદ્ધ

**जुन्न.** त्रि० ( जीर्ण ) જુઓ " જુણ્ણ " શબ્દ.

**जुन्हा.** स्त्री० ( ज्योत्स्ना ) ચાંદની રાત.

**जुम्म** न० ( युग्म ) જુગલ; જોડી, બેનુ જોડુ. (૨) पु० સમરાશિ.

**जुम्मपएसिय** त्रि० ( युग्मप्रादेशिक ) સમસંખ્યા-બેકી પ્રદેશથી બનેલુ.

**जुय.** पु० ( युग ) યુગ; પાંચ સંવત્સર પ્રમાણું કાળ વિભાગ. (૨) બે; સંખ્યાવાચક.

**जुयग.** पु० ( युतक ) લવણ સમુદ્રમાંના ચાર મ્હોટા પાતાલકલશામાંનો એક.

**जुयल.** न० ( युगल ) જોડી, જોડુ.

**जुव.** पु० ( युवन् ) યુવાન, જુવાન

**जुवइ.** स्त्री० ( युवति ) યુવતિ; યુવાન સ્ત્રી.

**जुवइजण.** पु० ( युवतिजन ) યુવતિ; સ્ત્રીજન.

**जुवंगव.** पु० ( युवगव ) નાનો બળદ.

**जुवति.** स्त्री० ( युवति ) યુવતિ; જુવાન સ્ત્રી.

**जुवरज्ज.** न० ( यौवराज्य ) યુવરાજ તરિકે અભિષિક્ત થયેલાનુ રાજ્ય.

**जुवराय.** पुं० ( युवराज ) ભવિષ્યનો રાજા, પાટવી કુમાર.

**जुवल.** न० ( युगल ) જોડી.

**जुवलिय** त्रि० ( युगलित ) જોડીરૂપે રહેલ.

**जुवाण.** पु० ( युवन ) જુવાન; યુવાવસ્થાને પ્રાપ્ત થયેલ.

**जुव्वण.** न० ( यौवन ) યુવાવસ્થા.

**जुसिय** त्रि० ( जुष्ट ) પ્રસન્ન; પ્રીત.

**जुहिट्ठिल.** पु० ( युधिष्ठिर ) હસ્તિનાપુર નગરના પાણ્ડુરાજાના મ્હોટા પુત્ર. ધર્મરાજા.

**जूय** पु० ( यूप ) યજ્ઞસ્તમ્ભ. (૨) એ નામનું પુરૂષના હાથ અથવા પગનુ લક્ષણ (૩) એ નામનો પશ્ચિમ દિશાનો પાતાળ કળશો (૪) ધોસરી

**जूय.** न० ( द्यूत ) જુગટુ (૨) ૭૨ કળામાંની એક કળા.

**जूयअ.** न० ( यूपक ) શુક્લપક્ષના પ્રથમ ત્રણ દિવસની સધ્યા; ચંદ્ર અને સધ્યાની પ્રભા મિશ્રિત થાય તે.

**जूयंकर** त्रि० ( द्यूतकर ) } જુગારી
**जूयकार.** ( द्यूतकार ) }

**जूयखलय.** न० ( द्यूतखलक ) જુગાર ખેલવાનુ ઘર.

**जूयग.** पु० ( यूपक ) શુક્લ પક્ષના પ્રથમ ત્રણ દિવસની ચંદ્રની કળા અને સધ્યાનો પ્રકાશ મિશ્ર થાય તે. (૨) પશ્ચિમદિશાનો એ નામનો પાતાળ કળશો.

**जूया.** स्त्री० ( यूका ) જુ; માથામા થતો એક જંતુ. (૨) ચોસઠ વાળાગ્ર અથવા આઠ લિખ પ્રમાણ એક ભરપ.

**जूयासेज्जायर.** त्रि० ( यूकाशय्यातर ) જુને સ્થાન આપનાર.

**जूरण.** न० ( जूरण ) ઝુરણા કરવી, ઝુરવુ.

**जूरावण.** न० ( जूरण ) શરીરની જીર્ણતા થાય તે

**जूरिअ.** त्रि० ( जीर्ण ) જીર્ણ થયેલ.

**जूव.** पुं० ( यूप ) યજ્ઞસ્તંભ. (૨) પશ્ચિમ દિશાનો પાતાળ કળશો.

**जूवग.** } पुं० ( यूपक ) જુઓ "જૂયગ" શબ્દ.
**जूवय.** }

**जूस.** पु० न० ( यूष ) કઢી; ઓસામણ.

**जूसणा.** स्त्री० ( जोषणा ) સેવા; સેવના

**जूसिय** त्रि० ( जुष्ट ) સેવન કરેલ (૨) ક્ષીણ થઇ ગયેલ

**जूह.** न० ( यूथ ) જૂથ; ટોળુ.

**जूहवइ** पु० ( यूथपति ) } સમૂહના અધિપતિ.
**जूहाहिवइ** पु० ( यूथाधिपति ) } ટોળાના નાયક.

**जूहिय** न० ( यूथिक ) જૂઇનુ ફૂલ (૨) त्रि० ટોળામાં ઉત્પન્ન થયેલ.

**जूहिया.** स्त्री० ( यूथिका ) જૂઇ.

**जूही** स्त्री० ( यूथिका ) જુઇનો વેલો. (૨) જુઇનુ ફુલ.

**जे.** अ० ( जे ) પાદપૂરણ તથા વાક્યાલકારમા વપરાતુ અવ્યય.

**जेट्ठ.** त्रि० ( ज्येष्ठ ) જ્યેષ્ઠ, મ્હોટુ, પ્રથમ ઉત્પન્ન થયેલ

**जेट्ठा.** स्त्री० ( ज्येष्ठा ) મ્હોટી બ્હેન. (૨) જેઠાણી. (૩) જ્યેષ્ઠા નામનું નક્ષત્ર.

**जेट्ठामूल.** पु० ( ज्येष्ठामूल ) જેઠ માસ; જેઠ મહિનો.

**जेट्ठामूलमास.** पुं० ( ज्येष्ठामूलमास ) જેઠ માસ.

**जेट्ठामूली.** स्त्री० ( ज्येष्ठामूली ) જેઠ મહિનાની પુનમ.

**जेणेव** अ० ( यत्रैव ) જ્યાં; જે ભાગમાં.

**जेमण.** न० ( जेमन ) મિષ્ટ ભોજન.

**जेमणग.** न० ( जेमनक ) બાળક ખાતા શીખે તે પ્રસગે સત્કાર કરવામાં આવે તે.

**जेमावण** न० ( जेमन ) ભોજન કરાવવુ તે.

**जेमिणि.** पुं० ( जैमिनि ) મીમાંસા દર્શનના સ્થાપક મુનિ.

**जेमिय.** त्रि० ( जेमित ) જમેલ; ભોજનકરેલ.

**जेयार.** त्रि० ( जेतृ ) જીતનાર; જય કરનાર.

**जेहिल.** पु० ( जेहिल ) એ નામના વશિષ્ઠ ગોત્રમાં ઉત્પન્ન થયેલ આર્યનાગના શિષ્ય થિવરમુનિ.

**जोअ.** पु० (      ) યુગલ; જોડું.

**जोअ** पु० ( योग ) સંયમ વ્યાપાર; ક્રિયા. (૨) ચંદ્રમાનો યોગ. (૩) મન વચન અને કાયાનો વ્યાપાર

**जोअग.** त्रि० ( द्योतक ) પ્રકાશ કરનાર. (૨) ન० વ્યાકરણ પ્રસિદ્ધ નિપાત વગેરે પદ.

**जोअण.** न० ( योजन ) જોજન; ચાર ગાઉ અથવા ચાર હજાર ગાઉ પ્રમાણ એક ક્ષેત્રનું માપ (૨) સંબંધ, સંયોગ

**जोआवइत्तार.** त्रि० ( योजयितृ ) જોડનાર, સંયુક્ત કરનાર.

**जोइ.** पु० ( योगिन् ) યોગમતનો અનુયાયી, યોગદર્શનને જ માનનાર

**जोइ.** पु० ( ज्योतिष ) અગ્નિ. પ્રકાશ, તેજ; જ્યોતિ (૨) જ્ઞાન. (૩) ગ્રહ, નક્ષત્ર, તારા, આદિ પ્રકાશક વસ્તુ. (૪) જ્યોતિષી–ગ્રહાદિકનાં વિમાન વિશેષ (૫) જ્યોતિષ સંબંધી જ્ઞાનવાળું શાસ્ત્ર. (૬) ન० દીવાની જ્યોત. (૭) જેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય તેવી જાતના કલ્પવૃક્ષ. (૮) त्रि० સત્કાર્ય કરવાથી ઉજ્વળ સ્વભાવવાળો.

**जोइअंग.** पु० ( ज्योतिरंग ) જેમાં જ્યોતિ–પ્રકાશ જણાય તેવા કલ્પવૃક્ષની એક જાત.

**जोइक्ख** पु० ( ज्योतिष्क ) દીવાની જ્યોત.

**जोइय.** त्रि० ( यौगिक ) યૌગિક શબ્દ; જેના પ્રકૃતિ પ્રત્યયનો અર્થ શબ્દમાં ઘટે તે. (૨) યોગવાળો.

**जोइय.** त्रि० ( योजित ) યોજેલ, જોડેલ.

**जोइरस.** न० ( ज्योतीरस ) એક જાતનું રત્ન.

**जोइस.** न० ( ज्योतिष् ) જ્યોતિષ્ ચક્ર. (૨) પુ०, જ્યોતિષ્ ચક્રની અંદર રહેતા દેવો; સૂર્ય, ચંદ્ર વગેરે (૩) જ્યોતિષ શાસ્ત્ર. (૪) આકાશ.

**जोइस.** पु० ( ज्यौतिष ) સૂર્ય, ચંદ્ર આદિ દેવોની એક જાતિ. (૨) त्रि० જ્યોતિષ શાસ્ત્રના જાણનાર; જ્યોતિષી

**जोइसगणराय** पु० ( ज्योतिर्गणराज ) જ્યોતિષગણ (તારા નક્ષત્ર વગેરેનો સમૂહ તે) ના રાજા; ચંદ્ર અને સૂર્ય

**जोइसचक्क.** न० ( ज्योतिश्चक्र ) જ્યોતિષચક્ર, સૂર્ય, ચન્દ્ર. ગ્રહ. નક્ષત્ર, તારા, વગેરેનો સમૂહ.

**जोइसराय** पु० ( ज्योतीराज ) ચન્દ્ર તથા સૂર્ય.

**जोइसामयण** न० ( ज्योतिःशास्त्र ) જ્યોતિષ શાસ્ત્ર.

**जोइसालय** पु० ( ज्योतिरालय ) જ્યોતિષના સૂર્ય આદિ દેવ

**जोइसिंद** पु० ( ज्योतिरिन्द्र ) જ્યોતિષીના ઇન્દ્ર. સૂર્ય તથા ચન્દ્ર

**जोइसिणा.** स्त्री० ( ज्योत्स्ना ) જ્યોત્સના. કૌમુદી, ચાંદની.

**जोइसिणापक्ख.** पु० ( ज्योत्स्नापक्ष ) શુક્લપક્ષ

**जोइसिणाभा.** स्त्री० ( ज्योत्स्नाभा ) ચન્દ્રની બીજી અગ્રમહિષીનું નામ.

**जोइसिणी.** स्त्री० ( ज्योतिषी ) દેવી વિશેષ.

**जोइसिय.** पु० ( ज्योतिषिक ) સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા એ પાંચ જાતના દેવતા.

**जोइसियदेव.** पु० ( ज्योतिष्किदेव ) જ્યોતિષી દેવ; ચન્દ્ર, સૂર્ય વગેરે.

**जोइसियदेवित्थी.** स्त्री० ( ज्योतिषिकदेवस्त्री ) જ્યોતિષના દેવતાની સ્ત્રી.

**जोइसियराय.** पु० ( ज्योतिषिकराज ) ચન્દ્ર. (૨) સૂર્ય.

**जोई.** पु० ( ज्योतिष् ) જુઓ "જોઇ" શબ્દ.

**जोइरस**. न० ( ज्योतीरस ) એક જાતનુ રત્ન.

**जोईसर**. પુ० ( योगीश्वर ) યોગીશ્વર; યોગીઓના ઈશ્વર.

**जोउकरियाण्ण**. પુ० ( योगकर्णिक ) પુર્વાભાદ્રપદા નક્ષત્રનું ગોત્ર.

**जोग**. પુ० ( योग ) સમ્બંધ; મિલાપ; જોડાણ (૨) ચંદ્રમાને નક્ષત્રનો સંબંધ (૩) અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ (૪) યુક્તિ, ઉપાય (૫) પન્નવણાસૂત્રના ત્રીજા પદના પાંચમા દ્વારનુ નામ. (૬) વશીકરણ આદિ યોગ. (૭) ચિત્તની વૃત્તિનો નિરોધ (૮) પડિલેહણ વગેરે શુભ વ્યાપાર-પ્રવૃત્તિ. (૯) મન વચન અને કાયાનો વ્યાપાર. (૧૦) સયમ

**जोगंतिया**. સ્ત્રી० ( योगान्तिका ) જે પ્રકૃતિઓનો તેરમે ગુણઠાણે અન્ત આવે છે તેવી કર્મ પ્રકૃતિઓ

**जोगक्खेम**. ન० ( योगक्षेम ) અપ્રાપ્તની પ્રાપ્તિ અને પ્રાપ્તનુ રક્ષણ

**जोगपरिणाम** ન० ( योगपरिणाम ) જીવના પરિણામનો એક પ્રકાર.

**जोगपरिव्वाइया**. સ્ત્રી० ( योगपरिव्राजिका ) સમાધિવાળી પરિવ્રાજિકા—સન્યાસિની.

**जोगमुद्दा**. સ્ત્રી० ( योगमुद्रा ) હાથની આંગળીઓ પરસ્પર અન્તરિત કરી સપુટ બનાવી, કોણિનો ભાગ ઉદર પાસે રાખી, વન્દનાનો પાઠ ઉચ્ચારતા પાંચ અગ ( બે ઢીંચણ, બે હાથ અને મસ્તક ) નમાડવાં તે

**जोगवंत** ત્રિ० ( योगवत् ) શુભ પ્રવૃત્તિવાળા (૨) યોગી: સમાધિ કરનાર.

**जोगवाहि**. ત્રિ० ( योगवाहिन् ) શાસ્ત્રજ્ઞાનની આરાધનાને માટે શાસ્ત્રોક્ત તપશ્ચર્યા કરનાર. (૨) સમાધિમા રહેનાર.

**जोगाणुयोग**. પુ० ( योगानुयोग ) વશીકરણાદિ ઉપાય બતાવનારૂં હરમેખલાદિ શાસ્ત્ર.

**जोगि**. ત્રિ० ( योगिन् ) યોગસહિત, સયોગી.

**जोगिय**. ત્રિ० ( यौगिक ) જુઓ "જોઇય" શબ્દ.

**जोग्ग** ત્રિ० ( योग्य ) યોગ્ય. ઘટિત; ઉચિત, બરાબર; લાયક.

**जोग्गया**. સ્ત્રી० ( योग्यता ) યોગ્યતા; લાયકાત.

**जोग्गा**. સ્ત્રી० ( योग्या ) ગુણાકાર કરવો તે. (૨) શાસ્ત્રનો અભ્યાસ. (૩) ગર્ભ ધારણ કરવાને લાયક યોનિ

**जोजित**. } ત્રિ० ( योजित ) જોડેલુ; લગા-
**जोडिय**. } ડેલુ.

**जोण**. પુ० ( योन ) અનાર્ય દેશમાનો એક.

**जोणग**. પુ० ( योनक ) ઉત્તર ભરતમાંનો એક દેશ

**जोणि**. સ્ત્રી० ( योनि ) યોનિ, ઉત્પત્તિ સ્થાન. સ્ત્રીનો ગુહ્યભાગ. (૨) પન્નવણા સૂત્રના નવમા પદનુ નામ (૩) ગીતની એક જાત. (૪) આધાર. (૫) એ નામનો ભગ અપર નામધારી દેવ. (૬) જેનો દેવતા ભગ છે એવુ પુર્વાફાલ્ગુની નક્ષત્ર. (૭) કારણ, હેતુ, ઉપાય.

**जोणिपद** ન० ( योनिपद ) યોનિના અધિકારવાળુ પન્નવણા સૂત્રનું એક પદ.

**जोणिय**. ત્રિ० ( यौनिक ) યોનિમા ઉત્પન્ન થયેલ (૨) યોનદેશમાં ઉત્પન્ન થયેલ.

**जोणिया** સ્ત્રી० ( योनिका ) યોનિ, ઉત્પત્તિ સ્થાન

**जोणिया** સ્ત્રી० ( योनिका ) યોન નામના અનાર્ય દેશમાં જન્મેલી દાસી.

**जोणिविहाण**. ન० ( योनिविधान )ઉત્પત્તિશાસ્ત્ર.

**जोणिसूल**. ન० ( योनिशूल ) યોનિનો એક રોગ

**जोण्हा**. સ્ત્રી० ( ज्योत्स्ना ) ચાંદની; કૌમુદી.

**जोति** ન० ( ज्योतिष् ) જુઓ "જોઇ" શબ્દ.

**जोतिय**. ત્રિ० ( योजित ) જોતરેલું.

**जोतिरस** પુ० ( ज्योतीरस ) જ્યોતિરસકાણ્ડ; ખરકાંડનો નવમો ભાગ.

**जोतिस.** न० ( ज्यौतिष ) જ્યોતિષશાસ્ત્ર

**जोतिसिय** पु० ( ज्यौतिषिक ) જુઓ "જોઇ-સિય" શબ્દ.

**जोतिसिह.** पु० ( ज्योतिशिख ) કલ્પવૃક્ષની એક જાત કે જેમાંથી યુગલીયાને સૂર્ય જેવો પ્રકાશ મળે છે

**जोत्त** } **जोय.** } न० ( योक्त्र ) જોતરૂં.

**जोयण.** न० ( योजन ) ચાર ગાઉ, ચાર ગાઉ પ્રમાણે ક્ષેત્ર. (૨) જોડવું તે.

**जोवण.** न० (          ) યન્ત્ર; કળ (૨) ધાન્યનું મર્દન

**जोवण.** न० ( यौवन ) યુવાવસ્થા, જુવાની

**जोव्वण.** न० ( यौवन ) યૌવન; યુવાવસ્થા.

**जोव्वणिया** स्त्री० ( यौवनिका ) યુવાવસ્થા.

**जोसणा.** स्त्री० ( जोषणा ) પ્રીત (૨) સેવા.

**जोसिआ.** स्त्री० ( योषित ) સ્ત્રી

**जोसिय** त्रि० ( जुष्ट ) સેવેલ.

**जोह.** पु० ( योध ) યોદ્ધા; લડવૈયો, સુભટ.

**जोहट्ठाण.** न० ( योधस्थान ) અંગ રચના વિશેષ, લડવૈયાઓનો યુદ્ધ સમયે શરીર વિન્યાસ

**जोहार** पु० ( योधकार ) યોદ્ધા, યુદ્ધ કરનાર.

**जोहि.** त्रि० ( योधिन् ) યુદ્ધ કરનાર.

**जोहिया.** स्त्री० ( योधिका ) ચન્દન ઘો, એક જાતનું પ્રાણી

## झ.

**झ.** पु ( झ ) ધ્યાન.

**झख** पु० (          ) ઝંખના કરવી

**झंझ** पु० ( झञ्झ ) ધંધ; કલહ; ટંટો. (૨) ભેદ.

**झंझा.** स्त्री० ( झञ्झा ) વ્યાકુળતા, વિહ્વળતા (૨) કજીયો, તોફાન. (૩) માયા, કપટ. (૪) ક્રોધ; ગુસ્સો. (૫) તૃષ્ણા; લોભ.

**झंझाकर** पु० ( झञ्झाकर ) જેથી સંપ્રદાયમાં ભેદ પડે તેવી ખટપટ કરનાર, અસમાધિનું ૧૮ મું સ્થાનક સેવનાર.

**झञ्झावाय** पुं० ( झंझावात ) વર્ષાસહિત નિષ્ઠુર વાયુ.

**झंझिय.** त्रि० ( झञ्झित ) ભૂખ્યો.

**झगि.** अ० ( झगिति ) શીઘ્ર; જલદી.

**झज्झरिय.** त्रि० ( झर्झरित ) એક જાતના વાજિંત્રના અવાજવાળું.

**झत्ति.** अ० ( झटिति ) જુઓ ઝગિ શબ્દ.

**झय** पु० ( ध्वज ) } **झया** स्त्री० ( ध्वजा ) } ધ્વજા. (૨) ચૌદ સ્વપ્નામાનું આઠમું સ્વપ્ન.

**झरग** पु० (          ) સ્મરણ કરનાર

**झरिय.** त्रि० ( क्षरित ) ઝરી ગયેલ, નીકળી ગયેલ

**झल्लरी.** स्त्री० ( झल्लरी ) ઝાલર. (૨) ખંજરી, એક જાતનું વાજિંત્ર. (૩) ડફ્ફો; ડાકલું. (૪) છમછમીયાં, ઝાંઝર.

**झवणा.** स्त्री० ( क्षपणा ) નાશ, વિનાશ. (૨) અધ્યયન, પઠન.

**झविय.** त्रि० ( क्षपित ) નિર્મૂલ કરેલ; ખપાવી નાખેલ.

**झस.** पु० ( झष ) માછલું. (૨) નાની માછલી.

**झाइ** त्रि० ( ध्यायिन् ) } **झाउ.** त्रि० ( ध्यातृ ) } ધ્યાન કરનાર, ચિન્તવન કરનાર.

**झाण.** पु० न० ( ध्यान ) धर्म ध्यान वगेरे; अभ्यंतर तपनो એક પ્રકાર. (૨) ચિત્તનુ એકાગ્રપણું; મનની સ્થિરતા (૩) મનન; સ્મૃતિ. (૪) ચિન્તા; વિચાર. (૫) દૃઢ પ્રયત્નથી મન વગેરેનો વ્યાપાર.

**झाणंतरिया.** स्त्री० ( ध्यानान्तरिका ) આરંભેલ ધ્યાનની સમાપ્તિ અને અપૂર્વ ધ્યાનનો અનારંભ; બે ધ્યાનની મધ્ય અવસ્થા. (૨) શુક્લધ્યાન વિશેષ.

**झाणविभत्ति.** स्त्री० ( ध्यानविभक्ति ) ૨૯ ઉત્કાલિક સૂત્રમાંનું ૨૧ મું.

**झाम.** त्रि० ( ) બળેલું, દાઝેલું.

**झामथंडिल्ल.** न० ( झामस्थण्डिल ) બળી ગએલ ભૂમિ

**झामिय.** त्रि० ( ध्मापित ) આલવાયેલું, બુઝાયેલું

**झाय.** त्रि० ( ध्मात ) બળી ગયેલ, ભસ્મીકૃત.

**झारी.** स्त्री० ( ) ઝાડ વિશેષ.

**झिंगिर.** } **झिंगिरड.** } पु० ( ) તેઇંદ્રિયજીવની એક જાત.

**झिंझिय.** त्रि० ( ) ભુખ્યા

**झिंझिरी.** स्त्री० ( झिञ्झिरी ) એક જાતની વેલડી.

**झिमिय.** } **झिरिमिय.** } न० ( ) શરીરના અવયવો જલાઇ જાય તે, સોળ રોગમાંનો એક રોગ.

**झिल्लिया.** स्त्री० ( झिल्लिका ) ત્રણ ઇન્દ્રિયવાળા જીવની એક જાત.

**झिल्लिरी.** स्त्री० ( ) માછલા પકડવાની જાળ.

**झिल्ली.** स्त्री० ( झिल्लिका ) આ નામની કોઇ વનસ્પતિ.

**झीण.** त्रि० ( क्षीण ) ક્ષય પામેલ.

**झुंझित.** } **झुंझिय.** } त्रि० ( ) ક્ષુધાથી પીડિત; ભુખ્યા.

**झुंबणग.** न० ( ) પ્રાલમ્બ; ઝુમણું.

**झुणि** स्त्री० ( ध्वनि ) અવાજ.

**झुरग.** पु० ( झुरग ) ઝુરવું, પસ્તાવું.

**झुसदाह** पु० ( भुसदाह ) ભુસાને બાળવાનું સ્થાન.

**झूसिय** त्रि० ( जुष्ट ) સેવિત, આરાધના કરાયેલ. (૨) તજાયેલ.

**झुसिर** त्रि० ( शुषिर ) છિદ્રવાળુ, પોલું. (૨) न० છિદ્ર, પોલ (૩) વાંસળી આદિ સચ્છિદ્ર વાજિત્ર (૪) આકાશ. (૫) વાંસળી આદિ સચ્છિદ્ર વાજિંત્રનો શબ્દ. (૬) ખુલ્લી જમીન

**झूसणा.** स्त्री० ( जोषणा ) કર્મોનો ક્ષય કરવો. (૨) સેવા કરવી (૩) ગ્રહણ કરવું.

**झूसित.** } **झूसिय.** } त्रि० ( जुष्ट ) સેવેલું. (૨) ક્ષય કરેલ, શોષવેલ (૩) સેવા કરેલ; આરાધેલ.

**झोड.** } **झोडग.** } न० ( ) ઝાડમાંથી પત્રાદિનું ખંખેરવું. (૨) પત્ર રહિત વૃક્ષ, જીર્ણ વૃક્ષ.

**झोलिया** } **झोल्लिया** } स्त्री० ( झोलिका ) ઝોળી; કોથળી.

**झोस.** पु० ( ) દૂર કરવુ, ખસેડવું.

**झोसणा.** स्त्री० ( जोषणा ) સેવા; આરાધના.

**झोसिय.** त्रि० ( जुष्ट ) જુઓ "ઝૂસિય" શબ્દ.

## ट.

**टंक.** पु० ( टङ्क ) જેના કાંઠા તુટી ગયા હોય તેવું તળાવ. (૨) પર્વતની ટોચ. (૩) એક તરફથી તુટેલ પર્વત. (૪) છાપેલું નાણું; સિક્કો; છાપ. (૫) તલવાર આદિનો અગ્ર ભાગ. (૬) એક જાતનુ પક્ષી.

**टंकण.** पु० ( टङ्कन ) ટકણુ નામનો દેશ (૨) त्रि० તે દેશના મ્લેચ્છોની એક જાત.

**टकारवग्गपविभत्ति.** पु० न० ( टकारवर्गप्रविभक्ति ) ૩૨ પ્રકારના નાટકમાંનો એક પ્રકાર

**टाल.** न० ( ) જેમાં ગોટલી કે ઠળિયા બંધાયા ન હોય તેવું ફળ, કુમળુ ફળ.

**टिट्टिभी.** स्त्री० ( टिट्टिभी ) ટિટોડી.

**टोपिश्रा.** पु० ( ) પાઘડી, ટોપી

**टोल.** पु० ( ) પતગીઓ. (૨) તીડ

**टोलगइ** स्त्री० ( टोलगति ) ટોળ-તીડનાં પેઠે કુદતો કુદતો વંદના કરે તે, વંદનાના બત્રીશ દોષમાંનો પાંચમો દોષ

## ठ.

**ठइत.** त्रि० ( स्थापित ) સાધુ આવશે ત્યારે આપશું એમ ધારી સ્થાપી રાખેલું; સાધુએ ટાળવા યોગ્ય ઠવણા નામના દોષવાળુ.

**ठइय.** त्रि० ( स्थगित ) ઢાંકેલું.

**ठंडिल.** न० ( स्थण्डिल ) થંડિલ-દિશાએ જવાની ભૂમિ

**ठगिय** त्रि० ( ) ઠગાયેલ.

**ठप्प.** त्रि० ( स्थाप्य ) સ્થાપવા યોગ્ય; એક બાજુ મૂકી દેવા યોગ્ય. (૨) વ્યવહાર કરવા યોગ્ય નહી, અસંવ્યવહાર્ય; લોકોના વ્યવહારમાં અનુપયોગી.

**ठवक.** त्रि० ( स्थापक ) સ્થાપન કરનાર.

**ठवण** न० ( स्थापन ) સ્થાપન કરવુ; મુકવુ.

**ठवणा.** स्त्री० ( स्थापना ) જીવવાળી કે નિર્જીવ વસ્તુમાં તેના જેવા આકારવાળી કે ભિન્ન આકારવાળી બીજી વસ્તુની કલ્પના કરવી તે; સ્થાપના નિક્ષેપો. (૨) સાધુને માટે અમુકકાળ પર્યંત સ્થાપીને રાખેલ આહારાદિ આપવાથી લાગતો એક દોષ; ૧૬ ઉદ્ગમનમાંનો ૫ મો દોષ. (૩) ધારણાનું એક નામ. (૪) અનુજ્ઞા; સમતિ.

**ठवणाकम्म.** न० ( स्थापनाकर्मन् ) પરમતનુ ઉત્થાપન કરી સ્વમતનું સ્થાપન કરવું તે.

**ठवणापुरिस.** पु० ( स्थापनापुरुष ) પુરૂષની સ્થાપના-આકૃતિ.

**ठवणासच्च** न० ( स्थापनासत्य ) સ્થાપના સત્ય; છોકરાની લાકડીને ઘોડો કહેવો તે.

**ठवणिज्ज.** त्रि० ( स्थापनीय ) સ્થાપી રાખવા યોગ્ય; એક બાજુ મૂકી દેવા યોગ્ય.

**ठविय.** त्रि० ( स्थापित ) સાધુ સાધ્વીને માટે સ્થાપી રાખેલ ( આહાર વગેરે ).

**ठविया.** स्त्री० ( स्थापिता ) આચાર્યાદિકની વેયાવચ્ચમાં વ્યાઘાત પડે તેથી કરવાનુ પ્રાયશ્ચિત વર્તમાનમાં ન કરતાં આગળ ઉપર કરવાનું રાખે તે.

**ठाइ.** त्रि० ( स्थायिन् ) સ્થાયી; સ્થિર રહેનાર.

**ठाण.** पु० न० ( स्थान ) સ્થાન; ઠેકાણું; જગ્યા; મકાન. (૨) કાઉસગ્ગ, કાયાને જરી પણ હલાવવી નહીં તે. (૩) લેશ્યા કે અધ્યવસાયોનું સ્થાન. (૪) કાર્ય. (૫) સ્થિતિ કરવી તે; અધર્માસ્તિકાયનું લક્ષણ. (૬) આંકડાનું સ્થાન. (૭) ઉત્પત્તિસ્થાન; ઉપજવાનું ઠેકાણું. (૬) અવકાશ; ભૂમિ પ્રદેશ. (૯) શરીરને અમુક સ્થિતિમાં રાખવુ તે; આસન. (૧૦) પન્નવણાના બીજા પદનું નામ. (૧૧) ત્રીજું અગસૂત્ર કે જેમાં એકથી દશ પ્રકારની વસ્તુઓનુ વર્ણન છે. (૧૨) સ્થિતિ પરિણામ. (૧૩) સ્થિતિ રૂપ ગુણ (૧૪) યોગ-મન વચન કાયાના વ્યાપારના સ્થાનક. (૧૫) ઉભા રહેવુ તે. (૧૬) નિવાસ; રહેવુ તે. (૧૭) કારણ, નિમિત્ત. (૧૮) પ્રકાર; ભેદ. (૧૯) ઠાણાગસૂત્રનાં ઠાણાનું નામ

**ठाणगुण.** पु० ( स्थानगुण ) અધર્માસ્તિકાય. સ્થિતિમાં સ્હાય કરવાનો જેનો ગુણ છે તે.

**ठाणपद.** न० ( स्थानपद ) પ્રજ્ઞાપના સૂત્રનાં દ્વિતીય પદનું નામ.

**ठाणभट्ठ.** त्रि० ( स्थानभ्रष्ट ) પોતાની જગોથી ખસેલ. (૨) ચારિત્રથી ભ્રષ્ટ થયેલ.

**ठाणाइय.** त्रि० ( स्थानातिग ) કાઉસગ્ગને આસને બેઠેલ; કાઉસગ્ગ કરનાર.

**ठाणायय.** न० ( स्थानायत ) ઉંચું સ્થાન.

**ठाणि.** त्रि० ( स्थानिन् ) સ્થાનસ્થિત; સ્થાનમાં રહેલ.

**ठाणुक्कडिय.** } **ठाणुक्कुडुय.** } त्रि० ( स्थानोत्कटुक ) ઉત્કટુક આસનવાળો.

**ठाणुखंड.** न० ( स्थाणुखंड ) ઠુંઠા વૃક્ષનો એક ભાગ-અવયવ. (૨) त्रि० ઠુંઠા વૃક્ષની પેઠે ઉંચા અને સ્થિર રહેલ; સ્તમ્ભિત શરીરવાળો.

**ठावग** पुं० ( स्थापक ) પક્ષને સ્થાપનાર હેતુ.

**ठावइत्तार.** त्रि० ( स्थापयितृ ) સ્થાપનાર.

**ठावण.** न० ( स्थापन ) સ્થાપન કરવું તે.

**ठावणया** } **ठावणा.** } स्त्री० ( स्थापना ) જુઓ "ઠવણા" શબ્દ.

**ठावय.** त्रि० ( स्थापक ) સ્થાપન કરનાર.

**ठाविय** त्रि० ( स्थापित ) સ્થાપન કરેલ; રાખેલ.

**ठिइ.** स्त्री० ( स्थिति ) આયુષ્યમાન; જીવનકાળ. (૨) પન્નવણાના ચોથાપદનું નામ. (૩) જ્ઞાનાવરણીયાદિ કર્મની સ્થિતિ-અવસ્થાન કાળ (૪) બેસવુ; સ્થિર થવુ. (૫) વ્યવસ્થા; ક્રમ; મર્યાદા.

**ठिइकम्म.** न० ( स्थितिकर्मन् ) સ્થિતિરૂપે બંધાયેલ કર્મ; કર્મની સ્થિતિ (૨) સ્થિતિ કર્મ, જન્મ સંસ્કાર.

**ठिइकल्लाण.** त्रि० ( स्थितिकल्याण ) કલ્યાણરૂપ ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ સ્થિતિવાળા.

**ठिइक्खय.** पु० ( स्थितिक्षय ) સ્થિતિનો ક્ષય; આયુષ્યની સમાપ્તિ.

**ठिइनिसेग** पु० ( स्थितिनिषेक ) કર્મની સ્થિતિમા કર્મના દલિયા નાખવા તે.

**ठिइपद.** न० ( स्थितिपद ) પ્રજ્ઞાપના સૂત્રના ચતુર્થ પદનુ નામ.

**ठिइबंध.** पु० ( स्थितिबन्ध ) કર્મની સ્થિતિનો બન્ધ; કર્મનુ કાલમાન.

**ठिइय.** त्रि० ( स्थितिक ) ઉભું રહેલું; સ્થિર થયેલુ. (૨) સ્થિતિવાળો.

**ठिइया.** स्त्री० ( स्थितिका ) સ્થિતિ.

**ठिइवडिया.** स्त्री० ( स्थितिपतिता ) કુળપરંપરાથી ચાલી આવતી જન્મ મહોત્સવાદિ ક્રિયા.

**ठित** त्रि० ( स्थित ) ચિત્તમાં સ્થિર રહેલું.

**ठिति** स्त्री० ( स्थिति ) ગતિનો અભાવ. (૨) સ્થિતિ; આયુષ્યકાળ. (૩) મર્યાદા.

**ठितिभेअ.** પુ० ( स्थितिभेद ) કર્મની જે સ્થિતિ બાંધેલ હોય તેમાં અધ્યવસાયાદિ બળથી ન્યૂનાધિકતા કરવી તે.

**ठितिय.** પું० ( स्थितिक ) ઉભો રહેનાર. (૨) ત્રિ० સ્થિતિવાળો.

**ठितिवडिया.** स्त्री० ( स्थितिपतिता ) કુળક્રમાગત; કુળમાં આવેલી સ્થિતિ પ્રમાણે જન્મોત્સવાદિ ક્રિયા.

**ठिय.** ત્રિ० ( स्थित ) સ્થિર રહેલ; વ્યવસ્થિત કરેલ; ઉભું રાખેલ.

**ठियकप्प.** પું० ( स्थितिकल्प ) ભરત અને ઐરવત ક્ષેત્રમાં પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનના સાધુઓને માટે નિયત કરેલ આચાર વ્યવસ્થા–મર્યાદા.

# ड.

**डंक.** પુ० ( ) ડંખ; વીંછી આદિનો કાંટો.

**डंड.** પુ० ( दण्ड ) દંડ.

**डंडि.** પુ० ( दण्डिन् ) દણ્ડધારી.

**डंडि** स्त्री० ( ) શીવેલા વસ્ત્રનો કકડો.

**डंडिखंड.** પુ० ( दण्डिखण्ड ) ટુકડા ટુકડા સીવીને જોડેલ વસ્ત્ર.

**डंभण.** ન० ( दम्भन ) દંભકરી બીજાને ઠગવું તે; (૨) એક પ્રકારનું શસ્ત્ર.

**डंभणया.** } **डंभणा.** } स्त्री० ( दम्भना ) ઠગાઇ. (૨) માયા; કપટ.

**डंसण.** ન० ( दंशन ) ડંસવું; કરડવું.

**डक्क.** ન० ( दष्ट ) જંગમ સર્પાદિનું ઝેર. (૨) ત્રિ० ડંખ દીધેલ.

**डक्का.** स्त्री० ( डक्का ) શિવનું વાજીંું; ડમરૂ.

**डगलग.** પું० ( ) નાના નાના પથરા, કાંકરા.

**डड्ढ.** ત્રિ० ( दग्ध ) બળી ગયેલું; ભસ્મ થયેલું.

**डमर.** પું० ન० ( डमर ) બે રાજ્યોનો કે રાજકુમારોનો પરસ્પર વિરોધ થાય તે ઉપદ્રવ. (૨) હુલ્લડ; તોફાન; બળવો.

**डमरुय.** ન० ( डमरुक ) ડમરૂ નામે વાજીંત્ર.

**डहण.** ન० ( दहन ) બાળવું.

**डहर.** ત્રિ० ( ) હલકું; તુચ્છ; નાનું. (૨) બાળક. (૩) તરૂણ; યુવક.

**डाइणी.** स्त्री० ( डाकिनी ) ડાકણ.

**डाग** } **डाय.** } પું० ન० ( डाक ) વૃક્ષની ડાળખી; નાની ડાળ. (૨) ડાંભો; રાઇ વગેરેની ભાજી. (૩) ત્રિ० સારૂ.

**डागिणी.** स्त्री० ( डाकिनी ) જુઓ "ડાઇણી" શબ્દ.

**डामरिय.** ત્રિ० ( डामरिक ) લડાઇ કરનાર.

**डायट्ठिई.** स्त्री० ( डायस्थिति ) જે સ્થિતિથી માંડીને તે પ્રકૃતિની ઉત્કૃષ્ટસ્થિતિનો બન્ધ થાય ત્યાં સુધીની બધી સ્થિતિઓની ડાયસ્થિતિ એવી સંજ્ઞા છે.

**डायाल.** ન० ( ) હવેલીનું તળીયુ; મહેલની જમીન.

**डाल.** स्त्री० ન० ( ) શાખા; ઝાડની ડાળ. (૨) શાખાનો એક ભાગ; ડાંખળી (૩) કળનાં પતિકાં; ન્હાની કકડી.

**डाला.** स्त्री० ( ) શાખા; ડાળ.

**डाह.** પું० ( दाह ) બળવું; દાઝવું.

**डिंडिम.** ન०( डिण्डिम ) વાદ્યવિશેષ; નાનો ઢોલ.

**डिंब.** पुं० न० ( डिम्ब ) ઉપદ્રવ; બળવો. (૨) હરકત. વિઘ્ન. (૩) વિપ્લવ; ફેરફાર.

**डिंभ.** पु० ( डिंभ ) બાળક.

**डिंभय.** पु० ( डिंभक ) બાળક.

**डिंभिया.** स्त्री० ( डिंभिका ) બાલિકા; કન્યા

**डिल्ली.** स्त्री० (      ) જળજન્તુ વિશેષ.

**डुंगर.** पु० (      ) ડુંગર; પર્વત.

**डुंब.** पु० (      ) માતંગ. (૨) ચાંડાલ. (મહેતર)

**डुट्ठ.** त्रि० ( दुष्ट ) દુષ્ટ; દુર્જન.

**डूतिपलासअ.** पु० ( दूतिपलाशक ) દુતિપલાશ નામે ઉદ્યાન.

**डेवण.** न० (      ) ઉલ્લંઘન; ઓલંગવું.

**डोअ.** पु० (      ) લાકડાનો ચાટવો.

**डोंगर.** पु० (      ) પર્વત; ચોરોને રહેવાનું સ્થાન.

**डोंब.** पुं० (      ) ડાંબ દેશ. (૨) त्रि० ડાંબ દેશ નિવાસી.

**डोंबिलग.** त्रि० ( डोम्बिलक ) ડોંબિલદેશ નિવાસી. (૨) पु० મ્લેચ્છ દેશ વિશેષ. (૩) અનાર્ય જાતિ.

**डोंडिणी.** स्त्री० (      ) બ્રાહ્મણી; બ્રાહ્મણ જાતિની સ્ત્રી.

**डोड्ड** पु० (      ) મહુડાનાં ફળ. (૨) જન્તુ વિશેષ.

**डोहल** न० ( दोहद ) દોહલો.

# ढ.

**ढंक.** पु० ( ढङ्क ) એક પક્ષી (૨) કાગડા. (૩) કાકાકૌઆ. (૪) કુંભાર જાતિનો એક જૈન ઉપાસક.

**ढंकण.** पु० (      ) ચાર ઇન્દ્રિયવાળા જીવની એક જાત; બગાઈ

**ढंकुण** पुं० (      ) માંકડ (૨) એક જાતનું વાજીંત્ર.

**ढंकवत्थुल.** पुं० ( ढङ्कवास्तुल ) શાક વનસ્પતિની એક જાત.

**ढड्डर** पु० ( ढड्डर ) અનુકરણ શબ્દ; ભાંભરો અવાજ. (૨) રાહુદેવનું નામ.

**ढिंक** पु० ( ढिङ्क ) પક્ષી વિશેષ.

**ढिंकण.** } पु० (      ) માંકડ. (૨) બગાઈ.
**ढिंकुण.** }

**ढेणियालग.** पु० ( ढेणिकालक ) } પક્ષિ
**ढेणियालिया.** स्त्री० ( ढेणिकालिका ) } વિશેષ; ઢેલ.

**ढोल.** पु० (      ) ઉંટ.

# ण.

**ण.** अ० ( न ) ના; નહિ.

**णइअ.** त्रि० ( नयिक ) નયયુક્ત; વિશેષ અભિપ્રાયવાળા.

**णई.** स्त्री० ( नदी ) નદી.

**णईकच्छ.** पुं० ( नदीकच्छ ) નદીના કિનારા પરની ઝાડી.

**णईवइ.** पुं० ( नदीपति ) સમુદ્ર; સાગર.

**णउइ.** स्त्री० ( नवति ) ૯૦; નેવુ.

**णउय.** स्त्री० न० ( नवत ) નેવું; ૯૦.

**णउय.** न० ( नयुत ) ૮૪ લાખ નિયુતાંગ પ્રમાણ કાળવિશેષ.

**णउयंग.** न० ( नयुताङ्ग ) ૮૪ લાખ અયુત પ્રમાણ કાળવિશેષ.

**णउल.** पु० ( नकुल ) નોળીઉં. (૨) न० વાદ્યવિશેષ (૩) પાણ્ડુ રાજાનો દીકરો; પાચ પાંડવોમાંનો સૌથી નાનો ભાઇ.

**णउली.** स्त्री० ( नकुली ) સર્પને વશ કરવાની વિદ્યા.

**णं.** अ० ( ) વાક્યાલંકાર.

**णंगर.** पु० ( ) લંગર, વહાણને રોકી રાખવાની દોરડી કે સાંકળ.

**णंगर** } **णंगल.** } न० ( लाङ्गल ) હળ.

**णंगलई** स्त्री० ( नङ्गलकी ) એ નામની એક સાધારણ વનસ્પતિ.

**णंगलिय** पु० ( लाङ्गलिक ) સોનાનો હળ હાથમા લઇ સ્વારીમા આગળ ચાલનાર સુભટ.

**णंगूल** } **णंगोल** } न० ( लाङ्गूल ) પુચ્છ.

**णंगोलि.** पु० ( लाङ्गूलिन् ) } **णंगोलिय.** पु० ( लाङ्गूलिक ) } લાંગુલિક નામનો એક અંતરદ્વીપ, ૫૬ અંતરદ્વીપમાનો એક. (૨) पु० स्त्री० તે અંતરદ્વીપમાં વસનાર મનુષ્ય.

**णंतग.** न० ( ) વસ્ત્ર.

**णंद.** त्रि० ( नन्द ) સમૃદ્ધ. (૨) पु० રાજગૃહી નગરીનો નંદ મણીયાર નામનો શેઠ. (૩) ૧૧ મા તીર્થંકરને પ્રથમ ભિક્ષા આપનાર. (૪) આવતી ઉત્સર્પિણીમાં થનાર પ્રથમ વાસુદેવ. (૫) એક જાતનું લોઢાનું આસન. (૬) સાતમા દેવલોકનું એક વિમાન. (૭) બાર જાતના વાજીંત્રનો સાથે શબ્દ કરવો તે. (૮) એ નામનો એક રાજકુમાર. (૯) पु० એ નામના એક પાટલીપુત્ર નગરના રાજા. (૧૦) ભરતક્ષેત્રમાં થયેલા નવમા તીર્થંકરના પૂર્વભવનું નામ.

**णंदकंत.** पुं० ( नन्दकान्त ) સાતમા દેવલોકનું એક વિમાન.

**णंदकूड** पु० ( नन्दकूट ) સાતમા દેવલોકનું એક વિમાન.

**णंदग.** पु० ( नन्दक ) એ નામની કૃષ્ણ વાસુદેવની તલવાર.

**णंदज्झय.** पु० ( नन्दध्वज ) સાતમા દેવલોકનુ એક વિમાન.

**णंदण.** पुं० ( नन्दन ) સમૃદ્ધિ. (૨) પુત્ર. (૩) ભરતક્ષેત્રના સાતમા બળદેવ. (૪) મેરૂ પર્વત ઉપરનું દેવતાઓને ક્રીડા કરવાનું વન. (૫) મલ્લિનાથ સ્વામિનો પૂર્વભવ. (૬) મોકા નગરીની બહારનું ઉદ્યાન. (૭) ભરતક્ષેત્રના ભવિષ્યના સાતમા વાસુદેવ. (૮) શ્રેણિકરાજાના એક પુત્ર. (૯) વૃદ્ધિ.

**णंदणकूड.** पु० ( नन्दनकूट ) નંદનવનનાં નવકૂટમાનું એક.

**णंदणभद्द.** पु० ( नन्दनभद्र ) માઠરસ ગોત્રના આર્ય સંભૂતિવિજયના પહેલા શિષ્ય.

**णंदणवण.** न० ( नन्दनवन ) જમીનની સપાટીથી પાંચસો જોજન ઉંચે મેરૂ પર્વત ઉપર આવેલ એક વન. (૨) વિજયપુર નગરીની પાસેનું ઉદ્યાન

**णंदणवणकूड.** त्रि० ( नंदनवनकूट ) નંદન વનનાં નવ કૂટમાંનું પહેલું કૂટ-શિખર.

**णंदणावन.** न० ( नन्दनवन ) જુઓ "ણંદણવણ" શબ્દ.

**णंदप्पभ.** पुं० ( नन्दप्रभ ) સાતમા દેવલોકનું એક વિમાન.

**णंदमई.** स्त्री० ( नन्दमती ) એક અન્તકૃત સાધ્વી.

**णंदमणियार.** पु० ( नन्दमणिकार ) એ નામનો એક શેઠ-સાહુકાર.

**णंदमाणग.** पु० ( नन्दमानक ) પક્ષીની એક જાત.

**णंदमित्त.** पु० ( नन्दमित्र ) ભરત ક્ષેત્રમાં થનાર બીજા વાસુદેવ.

**णंदलेस्स** पु० ( नन्दलेश्य ) સાતમા દેવલોકનું એક વિમાન.

**णंदवरण.** पु० ( नन्दवर्ण ) સાતમા દેવલોકનું એક વિમાન.

**णंदवद्धिणी.** स्त्री० ( नन्दवर्द्धिनी ) પૂર્વ દિશાગત રૂચક પર્વત ઉપર વસનારી આઠમાંની ચોથી દિશાકુમારી.

**णंदसिंग.** पु० ( नन्दशृंग ) સાતમા દેવલોકનું એક વિમાન.

**णंदसिट्ठ.** पु० ( नन्दसृष्ट ) } સાતમા દેવલોકનું એક
**णंदसिद्ध.** पु० ( नन्दसिद्ध ) } વિમાન.

**णंदसेणिया.** स्त्री० ( नन्दसेनिका ) એક જૈન સાધ્વી

**णंदा.** स्त्री० ( नन्दा ) પડવો, છઠ્ઠ અને અગીયારસ એ ત્રણ તિથિનું નામ. (૨) શીતલનાથ પ્રભુની માતાનું નામ (૩) પૂર્વ રૂચક પર્વત પર વસનારી આઠમાંની બીજી દિશકુમારી. (૪) રતિકર પર્વત ઉપર ઈશાન ઇન્દ્રની અગ્રમહિષીની રાજધાની. (૫) અંજન પર્વત ઉપરની એક વાવનું નામ. (૬) શ્રેણિક રાજાની એક રાણી; અભયકુમારની માતા.

**णंदापुक्खरिणी.** } स्त्री० ( नन्दापुष्करिणी )
**णंदापोक्खरिणी.** } મેરૂથી વાયવ્ય ખુણે ૫૦ જોજન ઉપર ભદ્રસાલવનમાંની ચાર વાવડીઓ (૨) સૂર્યાભના વનખંડમાંના મહેન્દ્રધ્વજ આગળની એક વાવ. (૩) ચંપાનગરીની બહારની એક વાવડીનું નામ.

**णंदावत्त.** पुं० ( नन्दावर्त ) પાંચમા દેવલોકના ઇંદ્રના વિમાનનો વ્યવસ્થાપક દેવતા. (૨) સાતમા દેવલોકનું એક વિમાન. (૩) નવ ખુણાવાળો સાથીઓ. (૪) ચાર ઇંદ્રિયવાળો જીવ વિશેષ.

**णंदि.** पु० स्त्री० ( नन्दि ) આનંદ; પ્રમોદ. (૨) ગૌણમોહનીયકર્મ. (૩) બાર પ્રકારના વાજીંત્રોનો સમુદાય. (૪) એક જાતનું ઝાડ. (૫) એ નામનો એક દ્વીપ અને એક સમુદ્ર. (૬) મતિજ્ઞાન આદિ પાંચ જ્ઞાન. (૭) ઇચ્છેલા અર્થની પ્રાપ્તિ. (૮) મંગલ. (૯) સમૃદ્ધિ. (૧૦) જૈન આગમ વિશેષ. (૧૧) અભિલાષ, ચાહના. (૧૨) ગાધાર ગ્રામની એક મૂર્છના (૧૩) એ નામના એક રાજકુમાર

**णंदिअ.** त्रि० ( नन्दित ) સમૃદ્ધ. (૨) પું૦ એ નામના એક જૈન મુનિ.

**णंदिआवत्त.** पु० ( नन्द्यावर्त ) નવખુણાવાળો સાથીઓ. (૨) પાંચમા દેવલોકના ઇંદ્રનું વિમાન

**णंदिकर.** } त्रि० ( नन्दिकर ) મંગલકારક.
**णंदिगर.** }

**णंदिघोस** पु० ( नन्दिघोष ) બાર પ્રકારનાં વાજીંત્રોનો અવાજ. (૨) નન્દિના જેવો અવાજ કરનાર (૩) ન૦ દેવ વિમાન વિશેષ.

**णंदिघोसा.** स्त्री० ( नन्दिघोषा ) થણિતકુમાર દેવતાની ઘંટા.

**णंदिचुण्णग.** पुं० ( नन्दिचूर्णक ) અમુક દ્રવ્યના સંયોગથી બનાવેલું ચૂર્ણ.

**णंदिज्ज.** न० ( नन्दीय ) સ્થવિર આર્ય રોહણથી નિકળેલ ઉદ્દેહગણનું પાંચમુ કુળ.

**णंदिणीपिय.** पुं० ( नन्दिनीपितृ ) સાવત્થી નગરીનો રહેવાસી એ નામનો ગાથાપતિ.

**णंदितूर.** न० ( नन्दितूर्य ) એક સાથે વાગતાં બાર પ્રકારનાં વાજિત્ર.

**णंदिपुर** न० ( नन्दिपुर ) શાણ્ડિલ દેશની રાજધાની.

**णंदिफल.** त्रि० ( नन्दिफल ) એ નામનુ વૃક્ષ. (૨) એનું પ્રતિપાદન કરનાર જ્ઞાતાસૂત્રનુ ત્રીજું અધ્યયન.

**णंदिभाण** न० ( नन्दिभाजन ) એક જાતનુ ઉપકરણ.

**णंदिमित्त.** पु० ( नन्दिमित्र ) મલ્લીનાથ સાથે દીક્ષા લેનાર નન્દિમિત્રકુમાર.

**णंदिमुइंग** न० ( नन्दिमृदङ्ग ) એક પ્રકારનુ વાજિત્ર.

**णंदिमुह** पुं० ( नन्दिमुख ) બે આગળી પ્રમાણ શરીરધારી પક્ષી વિશેષ.

**णंदिया.** स्त्री ( नन्दिका ) ગાંધાર ગ્રામની પહેલી મૂર્છના.

**णंदियावत्त** पु० ( नन्द्यावर्त्त ) નવ ખુણાવાળો સાથીઓ. (૨) બ્રહ્મદેવલોકના ઇન્દ્રનુ મુસાફરી વિમાન. (૩) બે ઇંદ્રિયવાળો જીવવિશેષ. (૪) ઘોષ અને મહાઘોષ ઇંદ્રના લોકપાળનું નામ.

**णंदिराय.** पु० ( नन्दिराज ) પાણ્ડવોના સમકાલીન એક રાજા.

**णंदिरुक्ख.** पुं० ( नन्दिवृक्ष ) પીપળો; એક જાતનુ ઝાડ.

**णंदिवद्धण.** पुं० ( नन्दिवर्द्धन ) એ નામના એક રાજકુમાર. (૨) ભગવાન મહાવીરના મોટા ભાઇ. (૩) પક્ષ વિશેષ.

**णंदिवद्धणा.** स्त्री० ( नन्दिवर्द्धना ) અંજનપર્વત ઉપરની એક વાવડી. (૨) રૂચક પર્વત ઉપરની એક દિશાકુમારી.

**णंदिसेणा.** स्त्री० ( नन्दिषेणा ) પશ્ચિમ અંજન પર્વત ઉપરની એક વાવડી.

**णंदिसेण.** पुं० ( नन्दिषेण ) મથુરા નગરીના દામરાજાના કુમારનું નામ. (૨) ગૌતમનો પુત્ર; નન્દિવર્ધનનો શિષ્ય. (૩) ઇરવત ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલ ચોથા તીર્થંકર.

**णंदिसेणा.** स्त्री० ( नन्दिषेणा ) પૂર્વ અંજન પર્વત ઉપરની એક વાવનું નામ (૨) પૂર્વ રૂચક પર્વત ઉપર રહેનારી એક દિશાકુમારી.

**णंदिसेणिया.** स्त्री० ( नन्दिषेणिका ) શ્રેણિક રાજાની રાણી

**णंदिस्सर.** पुं० ( नन्दिस्वर ) બાર પ્રકારનાં વાજીંત્રોનો અવાજ (૨) આઠમો નન્દીશ્વર નામનો દ્વીપ

**णंदिस्सरदीव.** पु० ( नन्दीश्वरद्वीप ) નન્દીશ્વર નામનો આઠમો દ્વીપ.

**णंदिस्सरा.** स्त्री० ( नन्दीश्वरा ) વાયુકુમાર દેવતાની ઘટા.

**णंदी** पु० स्त्री० ( नन्दि ) જુઓ “ णंदि ” શબ્દ.

**णंदीचुण्णग.** न० ( नन्दिचूर्णक ) જુઓ “ णंदिचुण्णग ” શબ્દ.

**णंदीमुह** पु० ( नन्दिमुख ) પક્ષી વિશેષ.

**णंदीसर.** पुं० ( नन्दीश्वर ) આઠમો નન્દીશ્વર દ્વીપ.

**णंदीसरवर.** पु० ( नन्दीश्वरवर ) એ નામનો એક દ્વીપ.

**णंदीसरवरोद** पु० ( नन्दीश्वरवरोद ) એ નામનો એક સમુદ્ર

**णंदुत्तर.** पुं० ( नन्दोत्तर ) ભવનપતિના ઇંદ્રના રથનો અધિપતિ.

**णंदुत्तरा.** स्त्री० ( नन्दोत्तरा ) રતિકર પર્વત ઉપરની ઇશાનેન્દ્રની અગ્રમહિષીની રાજધાની. (૨) પૂર્વઅંજન પર્વત ઉપરની એક વાવડીનુ નામ (૩) મન્દર પર્વતના રિષ્ટકૂટ ઉપર વસનારી દિશાકુમારીમાંની એક (૪) પૂર્વ દિશાના રૂચક પર્વત ઉપરની એક દિશાકુમારી. (૫) એ નામની

श्रेणिक महाराजानीं राणी. (६) એ નામનાં એક વાવ.

**णंदुत्तरावडिंसग.** पुं० ( नन्दोत्तरावतंसक ) સાતમા દેવલોકનું એક વિમાન.

**णंदोत्तरा.** स्त्री० ( नन्दोत्तरा ) જુઓ "ણંદુત્તરા" ३१७६.

**णकार.** पुं० ( णकार ) ' ણ ' અક્ષર.

**णक्क.** पुं० (        ) નાક; નાસિકા.

**णक्क.** पु० ( नक्र ) એક જાતનો મગર.

**णक्ख.** पु० ( नख ) નખ.

**णक्खत्त.** पु० न० ( नक्षत्र ) અભિજિત્ વગેરે २८ નક્ષત્ર.

**णक्खत्तमंडल** पु० ( नक्षत्रमण्डल ) નક્ષત્રોને આકાશમા ચાલવાનો રસ્તો. નક્ષત્રના માંડલાં.

**णक्खत्तमास.** पु० ( नक्षत्रमास ) નક્ષત્રમાસ, २८ નક્ષત્ર ચદ્રમા સાથે જોગ જોડી લ્યે તેટલો વખત.

**णक्खत्तसंवच्छर.** पु० ( नक्षत्रसंवत्सर ) ३२७ અહોરાત્ર અને એક અહોરાત્રના ६७ ભાગ કરીએ તેવા ५१ ભાગ પ્રમાણ નક્ષત્ર સંવત્સર.

**णक्खछेयण.** न० (        ) નખ છેદવાનુ અને કાંટા કાઢવાનુ ઓજાર.

**णक्खि.** त्रि० ( नखिन् ) સુદર નખવાળુ.

**णख.** पु० ( नख ) નખ

**णखछेयणग.** न० ( नखछेदनक ) નખ હરણી- નેયણી; નરેણી.

**णग.** पुं० ( नग ) પર્વત.

**णगर.** न० ( नगर ) શહેર.

**णगरगुत्तिय.** पु० ( नगरगुप्तिक ) કોટવાળ, દરોગો.

**णगरधम्म.** पु० ( नगरधर्म ) શહેરનો આચાર.

**णगरनिद्धमण.** न० ( नगरनिर्धमन ) નગર–શહેરનું પાણી નીકળવાનો માર્ગ; ખાળ.

**णगरमाण.** न० ( नगरमान ) નગર વસાવવાની વિધિ, ७२ કળામાંની ४५ મી કળા.

**णगररक्खिय.** पु० ( नगररक्षक ) નગરનું રક્ષણ કરનાર; કોટવાળ.

**णगराय.** पु० ( नगराज ) પર્વતનો રાજા; મેરૂ પર્વત.

**णगरावास.** पु ( नगरावास ) રાજધાની; પાટનગર.

**णगरी.** स्त्री० ( नगरी ) નગરી; પુરી.

**णगवर.** पु० ( नगवर ) શ્રેષ્ઠ પર્વત.

**णगिंद.** पु० ( नगेन्द्र ) મેરૂ પર્વત.

**णगिण** } त्रि० ( नग्न ) નિષ્પરિગ્રહી; નિર્ગ્રંથ.
**णग्ग.** } (२) નગ્ન, વસ્ત્ર રહિત.

**णग्गइ** पु० ( नग्नजित् ) ગધાર (કન્દહાર) દેશનો રાજા. (२) એ નામના એક ક્ષત્રિય રાજર્ષિ.

**णग्गभाव.** न० ( नग्नभाव ) નગ્નપણું; સાધુપણુ.

**णग्गोह.** पु० ( न्यग्रोध ) વડનું ઝાડ. (२) વડના આકારનું સહાણ.

**णग्गोहपरिमंडल.** न० ( न्यग्रोधपरिमण्डल ) ન્યગ્રોધપરિમડળ સહાણ. (२) त्रि० ते સહાણવાળુ.

**णच्च.** अ० ( नच ) નહિ.

**णच्च.** न० ( नृत्य ) નાચવુ તે; નાચ.

**णच्चण.** न० ( नर्तन ) નાચ; નાચવું તે.

**णच्चणसीलय.** पु० ( नृत्यशीलक ) નાચવાના સ્વભાવવાળો; મોર.

**णच्चाविय.** न० ( नर्तित ) નચાવવુ–હલાવવુ તે. (२) त्रि० નાચેલ.

**णच्चासन्न.** न० ( नात्यासन्न ) ઘણું પાસે નહિ.

**णच्चिय** त्रि० ( नर्त्तित ) નાચેલ.

**णच्चुण्ह.** त्रि० ( नात्युष्ण ) જે ઘણું ગરમ નથી તે.

**णट्ट.** पु० (नट) નાચનાર; નટ લોકોની એક જાત.

**णट्ट.** न० ( नाट्य ) નાટ્ય; નાટક. (२) નાટ્યકળા; નાટક સંબંધી વિજ્ઞાન

**णट्टग.** त्रि० ( नर्तक ) નૃત્ય કરનાર.
**णट्टमाल.** पुं० ( नर्तमाल ) વૃક્ષ વિશેષ.
**णट्टमालय.** पु० ( नृत्यमालक ) વૈતાઢ્ય પર્વતની ખંડપ્રપાત ગુફાનો સ્વામી દેવતા.
**णट्टवत्थु.** न० ( नाट्यवस्तु ) નાચ, નાટક આદિનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર; ૨૯ પાપશ્રુતમાંનું એક.
**णट्टविहि.** ( नाट्यविधि ) નાટ્ય કળા; નાટક કરવાની વિધિ-રીતિ.
**णट्ठ.** त्रि० ( नष्ट ) નાશ પામેલ, નષ્ટ થએલ. (૨) રાતદિવસનું ૧૭ મુ મુહૂર્ત.
**णट्ठवंत.** पु० ( नष्टवत ) અહોરાત્રનું ૨૬ મુ મુહૂર્ત.
**णट्ठसुइअ.** त्रि० ( नष्टश्रुतिक ) બહેરો.
**णड.** पुं० ( नट ) નાટક કરનારની એક જાત; નટ.
**णडखाइता** स्त्री० ( नटखादिता ) એક જાતની પ્રવ્રજ્યા; નાટકની માફક ધર્મશૂન્ય કથા કરીને આજીવિકા ચલાવવી તે.
**णडिय.** त्रि० (  ) પીડિત.
**णडी.** स्त्री० ( नटी ) નટની સ્ત્રી; નટડી (૨) નાચનાર સ્ત્રી. (૩) એક જાતની લિપિ.
**णणंदा.** स्त्री० ( ननान्दृ ) નણંદ; પતિની બ્હેન.
**णत** त्रि० ( नत ) નમેલ. (૨) पु० નત નામે એક વિમાન.
**णत्त.** न० ( नक्त ) રાત્રિ.
**णत्तिआ.** स्त्री० ( नप्तृका ) દીકરાની દીકરી. (૨) દીકરીની દીકરી.
**णत्तु.** पु० ( नप्तृ ) } પૌત્ર, પુત્રનો પુત્ર.
**णत्तुअ.** पु० ( नप्तृक ) } (૨) દૌહિત્ર; પુત્રીનો પુત્ર.
**णत्तुआ.** स्त्री० ( नप्तृका ) જુઓ ' ણત્તિઆ ' શબ્દ.
**णत्तुआवइ.** पुं० ( नप्तृकापति ) પૌત્રીનો વર.
**णत्तुइणी.** स्त्री० ( नप्तृकिनी ) દીકરાના દીકરા કે દીકરીના દીકરાની વહુ.
**णत्तुई** स्त्री० ( नप्तृकी ) જુઓ ' ણત્તિઆ ' શબ્દ.
**णत्तुणिअ.** पु० ( नप्तृक ) પુત્રનો પુત્ર; પૌત્ર.
**णत्तुणिया.** स्त्री० ( नप्तृका ) દીકરાની દીકરી.
**णत्थ.** त्रि० ( न्यस्त ) સાધુને વાસ્તે સ્થાપી રાખેલ. (૨) નથ; બળદની નાથ.
**णत्थि.** अ० ( नास्ति ) નથી.
**णत्थिअ.** त्रि० ( नास्तिक ) નાસ્તિક; અક્રિયાવાદી.
**णत्थित्त.** न० ( नास्तित्व ) નાસ્તિત્વ; અસ્તિત્વનો અભાવ.
**णद.** पु० ( नद ) નાદ; અવાજ.
**णदी.** स्त्री० ( नदी ) નદી. (૨) એ નામનો એક દ્વીપ અને એક સમુદ્ર.
**णदिय.** न० ( नर्दित ) બળદ વગેરેનો અવાજ.
**णद्ध.** त्रि० ( नद्ध ) બાંધેલ.
**णपुंसग.** न० ( नपुंसक ) નપુંસક; નામર્દ.
**णपुंसगपण्णवणी.** स्त्री० ( नपुंसकप्रज्ञापनी ) નપુંસકના લક્ષણ બતાવનારી ભાષા.
**णपुंसगलिंगसिद्ध.** पु० ( नपुंसकलिङ्गसिद्ध ) નપુંસકપણે સિદ્ધ થાય તે.
**णपुंसगवयण.** न० ( नपुंसकवचन ) નાન્યતર જાતિના શબ્દ.
**णपुंसगवेद.** पु० ( नपुंसकवेद ) ત્રણ વેદમાંનો એક.
**णपुंसगवेदग.** } पु० ( नपुंसकवेदक ) નપુંસક
**णपुंसगवेदय.** } વેદવાળો જીવ.
**णपुंसगवेय.** पुं० ( नपुंसकवेद ) જુઓ ' ણપુંસગવેદ '' શબ્દ.
**णपुंसगवेयग.** पु० ( नपुंसकवेदक ) જુઓ ''ણપુંસગવેદગ'' શબ્દ.
**णपुंसय.** न० (नपुंसक) જુઓ ''ણપુંસગ'' શબ્દ.
**णपुंसयवेयणिज्ज.** न० ( नपुंसकवेदनीय ) જેથી નપુંસકપણું વેદવામાં આવે તેવી એક મોહનીય કર્મની પ્રકૃતિ.
**णभ.** न० ( नभस् ) આકાશ.

**णमसूर.** पु० ( नमसूर ) રાહુ.

**णमंसण.** न० } ( नमस्यन ) નમસ્કાર
**णमंसणया** स्त्री० } કરવો તે.

**णमंसणिज्ज.** त्रि० ( नमस्यनीय ) નમસ્કાર કરવા યોગ્ય.

**णमंसिय.** त्रि० ( नमस्यित ) નમસ્કાર કરેલ, નમેલ.

**णमण** न० ( नमन ) નમન. પ્રણામ.

**णमणी.** स्त्री० ( नमनी ) બીજી ગૌણ આજ્ઞા.

**णमि** पु० ( नमि ) ચાર પ્રત્યેકબુદ્ધમાંના એક પ્રત્યેક બુદ્ધ. (૨) એકવીશમા તીર્થંકરનુ નામ. (૩) વૈતાઢ્યની ઉત્તરશ્રેણિમાના વિદ્યાધરનો રાજા (૪) અનગડદશા સૂત્રના પહેલા અધ્યયનમાં જેનો અધિકાર છે એવા એક સાધુ

**णमिपव्वज्जा.** स्त्री० ( नमिप्रव्रज्या ) એ નામનુ ઉત્તરાધ્યયનનુ ૯ મું અધ્યયન.

**णमिय.** त्रि० ( नमित ) નમ્ર

**णमिया.** स्त्री० ( नमिता ) એ નામની એક સ્ત્રી (૨) જ્ઞાનાધર્મકથા સૂત્રનુ એક અધ્યયન.

**णमुक्कार.** पु० ( नमस्कार ) નમસ્કાર.

**णमुदय.** पु० ( नमुदय ) એ નામનો ગોશાળાનો એક શ્રાવક; આજીવિક મતનો એક ઉપાસક.

**णमो.** अ० ( नमस् ) નમસ્કાર કરવો તે.

**णमोकार.** } पु० ( नमःकार ) નમસ્કાર. (૨)
**णमोक्कार.** } પંચપરમેષ્ઠિમંત્ર.

**णय.** पु० ( नद ) જુઓ " णद " શબ્દ.

**ण य** अ० ( नच ) નહિ.

**णय.** त्रि० ( नत ) નમ્ર થયેલ; નમેલ. (૨) न० દેવ વિમાન વિશેષ.

**णय.** पु० ( नय ) અનેક ધર્મવાળી વસ્તુના એક ધર્મનો બોધ કરાવનાર અભિપ્રાય; નૈગમ આદિ સાત નયમાંનો ગમે તે એક. (૨) મત; દૃષ્ટિ, અપેક્ષા. (૩) ન્યાય; નીતિ. (૪) વિધિ.

**णयगइ.** स्त्री० ( नयगति ) નૈગમ આદિ નયોએ પોતપોતાના મતનું પોષણ સ્થાપન કરવું તે, પરસ્પર સાપેક્ષ સર્વ નયોથી પ્રમાણને બાધ ન આવે તેવી રીતે વસ્તુનું વ્યવસ્થાપન કરવુ તે.

**णयण.** न० ( नयन ) આંખ; નેત્ર, ચક્ષુ. (૨) જ્ઞાન, નિશ્ચય.

**णयय** पु० ( नवत ) એક જાતનુ ઊનનુ બનાવલુ અસ્તર.

**णयर.** न० ( नगर ) નગર; જ્યા બલકી વસ્તુ ઉપર કર ન હોય તેવુ શહેર.

**णयरगुत्तिय.** पु० ( नगरगुप्तिक ) નગર રક્ષક; કોટવાળ.

**णयरी** स्त्री० ( नगरी ) નગરી; રાજધાનીનુ શહેર.

**णर.** पु० ( नर ) નર, મનુષ્ય, પુરૂષ.

**णरकंतप्पवाय.** न० ( नरकान्ताप्रपात ) જંબૂદ્વીપના મન્દર પર્વતની ઉત્તરમાં આવેલી નરકાન્તા નદીનો દરોડો.

**णरकंता.** स्त्री० ( नरकान्ता ) રૂકિમ પર્વતના મહાપુંડરીક દ્રહમાંથી દક્ષિણ તરફ નીકળેલી એક મહાનદી.

**णरकंताकूड** न० ( नरकान्ताकूट ) રૂકિમ પર્વત ઉપરનાં આઠ કૂટમાંનુ ચોથુ કૂટ–શિખર.

**णरग.** पु० ( नरक ) નરકાવાસો; નારકીના જીવોને રહેવાનું સ્થાન.

**णरगपाल.** पु० ( नरकपाल ) નરકના રક્ષક પંદર જાતના પરમાધાર્મિક.

**णरगविभत्ति** स्त्री० ( नरकविभक्ति ) નરકના વિભાગ. (૨) તેનું પ્રતિપાદન કરનાર સૂયગડાંગસૂત્રનું પાંચમું અધ્યયન.

**णरगावास.** पु० ( नरकावास ) નરકાવાસો; નારકીનું સ્થાન.

**पवक.** } પું૦ ( प्लवक ) વાનરની પેઠે કુ-
**पवग.** } દનાર. (૨) તરનાર. (૩) પું૦ પક્ષી. (૪) સુવર્ણકુમાર જાતના દેવતા.

**पवग्गपविभत्ति.** પું૦ ( पवर्गप्रविभक्ति ) ૩૨ નાટકમાંનું એક.

**पवडण.** ન૦ ( प्रपतन ) પડી જવું; અધઃપાત.

**पवडणाया.** સ્ત્રી૦ ( प्रपतना ) પડવું.

**पवड्ढण.** ન૦ ( प्रवर्धन ) વૃદ્ધિ હેતુ; વૃદ્ધિકારક.

**पवण.** ન૦ ( प्लवन ) કુદવું. (૨) તરવું.

**पवण.** પું૦ ( पवन ) પવન; વાયુ. (૨) પવનકુમાર; ભવનપતિની એક જાત.

**पवणकिच्च.** પું ( प्लवनकृत्य ) નૌકા; વહાણ.

**पवण्ण.** ત્રિ૦ ( प्रपन्न ) પામેલું.

**पवत्त.** ત્રિ૦ ( प्रवृत्त ) પ્રવૃત્ત થયેલ. (૨) બીજાઓને જ્ઞાનાદિકમાં પ્રવર્તાવનાર.

**पवत्तण.** ન૦ ( प्रवर्त्तन ) પ્રવૃત્તિ; ઉદ્યમ. (૨) ત્રિ૦ પ્રવૃત્તિવાળા.

**पवत्तय.** પું૦ ( प्रवर्त्तक ) પ્રવર્તાવનાર; પ્રવૃત્તિ કરાવનાર. (૨) દીર્ઘસ્વરથી આરંભાય તેવો એક રાગ.

**पवत्ति** સ્ત્રી૦ ( प्रवृत्ति ) વૃતાન્ત; હીલચાલ. (૨) પ્રવર્ત્તન.

**पवत्ति.** પુ૦ ( प्रवर्त्तिन् ) સાધુઓને સંયમ પ્રવૃત્તિમાં જોડનાર; પ્રવર્ત્તક.

**पवत्तिणी.** સ્ત્રી૦ ( प्रवर्तिनी ) પ્રવૃત્તિ કરાવનાર સાધ્વી.

**पवत्तिय.** ત્રિ૦ ( प्रवर्त्तित ) પ્રવૃત્ત કરેલ.

**पवत्तिवाउय.** ત્રિ૦ ( प्रवृत्तिव्यापृत ) પ્રવૃત્તિમાં લાગેલ.

**पवत्थ.** ન૦ ( प्रवस्त्र ) આસન ઉપર બિછાવેલું વસ્ત્ર; ઓછાડ; ચાદર.

**पवन.** પું૦ ( पवन ) જુઓ "પવણ" શબ્દ.

**पवन्न.** ત્રિ૦ ( प्रपन्न ) પ્રાપ્ત થયેલ; મેળવેલ.

**पवय.** ત્રિ૦ ( प्लवक ) કુદનાર.

**पवयण.** ન૦ ( प्रवचन ) આગમ; શાસ્ત્ર; સર્વજ્ઞ વચન. (આચારાંગાદિ સૂત્રો-સિદ્ધાન્ત.) (૨) જૈનસંઘ. (૩) આગમજ્ઞાન.

**पवयणदेवी.** સ્ત્રી૦ ( प्रवचनदेवी ) શ્રુતદેવી; શાસનદેવી.

**पवयणमाया.** સ્ત્રી૦ ( प्रवचनमातृ ) આચારાંગાદિ સૂત્રના આધારભૂત સંઘની માતા; આઠ પ્રવચન માતા; પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ.

**पवयणसार.** પું૦ ( प्रवचनसार ) સિદ્ધાન્તનો સાર; આગમ રહસ્ય.

**पवर.** ત્રિ૦ ( प्रवर ) શ્રેષ્ઠ; પ્રધાન.

**पवरा.** સ્ત્રી૦ ( प्रवरा ) વાસુપૂજ્ય પ્રભુની શાસન દેવીનું નામ.

**पवह.** પું૦ ( प्रवाह ) નદીનો પ્રવાહ; વહેણ.

**पवह.** ત્રિ૦ ( प्रवह ) વહેનાર. (૨) ટપકનાર; ચૂનાર.

**पवहण.** પું૦ ન૦ ( प्रवहण ) જહાજ; વહાણ. (૨) ગાડી આદિ વાહન.

**पवा.** સ્ત્રી૦ ( प्रपा ) જળાશય. (૨) પાણીનુ પર્વ. (૩) પાણીનો પીઆવો.

**पवाअ.** પુ૦ ( प्रवाद ) આચાર્ય-ગુરૂનો ઉપદેશ. (૨) છલ; મિષ. (૩) બુરાઇ.

**पवाइ** ત્રિ૦ ( प्रवादिन् ) વાદવિવાદ કરનાર. (૨) દાર્શનિક.

**पवाइअ.** ત્રિ૦ ( प्रवादित ) વગાડેલું; બજાવેલું.

**पवाइय.** પુ૦ ( प्रवादुक ) પ્રતિવાદી. (૨) પરધર્મી.

**पवात.** પું૦ ( प्रपात ) ઠેસ વાગે ને પડી જવાય તેવું સ્થાન.

**पवादि.** ત્રિ૦ ( प्रवादिन् ) અન્યતીર્થી; જૈનધર્મની સામે વાદ કરનાર.

**पवाय.** પુ૦ ( प्रवाद ) પરંપરા પ્રાપ્ત ઉપદેશ. (૨) મત; દર્શન.

**पवाय.** પું૦ ( प्रवात ) વિશેષ પવન. (૨) ત્રિ૦ પવનવાળું સ્થાન. (૩) પવન રહિત.

**पवाय.** पुं० ( प्रपात ) પાણીનો દરેડો. (૨) પતન.

**पवायअ.** पुं० ( प्रवाचक ) શાસ્ત્રનું પ્રવચન-વ્યાખ્યાન કરનાર; અધ્યાપક.

**पवायणा.** स्त्री० ( प्रवाचना ) પઠન; અધ્યયન.

**पवायद्दह.** पुं० ( प्रपातह्रद ) પર્વત ઉપરનું સરોવર જ્યાંથી નદી નીકળતી હોય તે.

**पवाल.** पुं० ( प्रवाल ) પરવાળું; એક જાતનું ઝવેરાત. (૨) કોમળ પાંદડું; પાંદડાની ટીસી. (૩) મુંગો.

**पवास.** पुं० (प्रवास ) પ્રવાસ; મુસાફરી.

**पवासिय.** त्रि० ( प्रवासित ) પરદેશ ગયેલું; પ્રવાસ કરેલ.

**पवासिय.** त्रि० ( प्रवृष्ट ) વરસેલ.

**पवाह.** पुं० ( प्रवाह ) પાણીનો પ્રવાહ.

**पविइण्ण.** त्रि० ( प्रविकीर्ण ) વ્યાપ્ત. (૨) વિક્ષિપ્ત; નિરસ્ત.

**पविइण्ण.** त्रि० ( प्रवितीर्ण ) આપેલ.

**पविचरिय.** त्रि० ( प्रविचरित ) ગતિદ્વારા સર્વત્ર વ્યાપ્ત થયેલ.

**पविज्जल.** त्रि० ( प्रविज्जल ) કીચડવાળું; રુધિરાદિથી વ્યાપ્ત. (૨) પ્રજ્વલિત.

**पविट्ठ.** त्रि० ( प्रविष्ट ) સમાઇ ગયેલ; અંતભૂર્ત; દાખલ થયેલ.

**पवितक्किय.** न० ( प्रवितर्कित ) તર્ક; વિચાર; આશંકા.

**पवित्त.** त्रि० ( पवित्र ) વિશુદ્ધ; પવિત્ર.

**पवित्त.** त्रि० ( प्रवृत्त ) કાર્ય કરવા પ્રવર્તેલું.

**पवित्तय.** न० ( पवित्रक ) ત્રાંબાની વીંટી; પવિત્રી.

**पवित्ति.** पुं० ( प्रवर्तिन् ) સાધુઓને વૈયાવચ્ચ આદિ કાર્યમાં પ્રવૃત્તિ કરાવનાર સાધુ; પ્રવર્તક પદવી ધારી મુનિ.

**पवित्ति.** स्त्री० ( प्रवृत्ति ) પ્રવૃત્તિ; હીલચાલ; સમાચાર.

**पवित्तिणी.** स्त्री० ( प्रवर्त्तिनी ) સાધ્વીઓને સંયમમાં પ્રવર્તાવનાર સાધ્વી; પ્રવર્ત્તિની સાધ્વી.

**पवित्थर.** पुं० ( प्रविस्तर ) ઘરવખરી; પરિગ્રહ. (૨) વિસ્તાર.

**पवित्थरिअ.** त्रि० ( प्रविस्तीर्ण ) ફેલાયેલું; વિસ્તાર પામેલું.

**पविद्ध.** त्रि० ( प्रविद्ध ) વ્યવસ્થા વિના વંદના કરવી તે; વંદનાના ૩૨ દોષમાંનો ત્રીજો દોષ.

**पविद्धत्थ.** त्रि० ( प्रविध्वस्त ) ધ્વસ પામેલ; નષ્ટ થયેલ.

**पविभत्त.** त्रि० ( प्रविभक्त ) મુકરર કરેલું; વહેંચેલું.

**पविभत्ति.** स्त्री० ( प्रविभक्ति ) } વિભાગ;
**पविभाग.** पुं० ( प्रविभाग ) } પૃથક્કરણ.

**पविमोयण.** न० ( प्रविमोचन ) મુકવું; રાખવું. (૨) પરિત્યાગ.

**पवियक्किय.** न० ( प्रवितर्कित ) વિકલ્પ; વિતર્ક.

**पवियक्खण.** त्रि० ( प्रविचक्षण ) પ્રવીણ; હુશીયાર.

**पवियार.** पुं० ( प्रविचार ) મૈથુન.

**पवियारणा.** न० ( प्रविचारणा ) હરવું ફરવું. (૨) પન્નવણાસૂત્રના ૩૪ મા પદનું નામ કે જેમાં પ્રવિચારણા-વિષયસેવનનું વર્ણન છે.

**पवियासिय.** त्रि० ( प्रविकाशित ) ખીલેલું.

**पविरल.** त्रि० ( प्रविरल ) થોડું (૨) સાન્તર.

**पविरल्लिय.** त्रि० ( ) વિસ્તારવાળું.

**पविलीण.** त्रि० ( प्रविलीन ) લીન થયેલું; ગળેલું.

**पविसण.** न० ( प्रवेशन ) દાખલ થવુ તે.

**पविसिट्ठ.** त्रि० ( प्रविशिष्ट ) બીજા કરતાં વધારે; વિશેષતાવાળુ.

**पविसिय.** त्रि० ( प्रवेशित ) અન્દર દાખલ કરેલું.

**पविसियंगी.** स्त्री॰ ( प्रवेशितांगी ) જેના અંગમાં દેવતાનો પ્રવેશ છે તેવી સ્ત્રી.

**पवीइय.** त्रि॰ ( प्रवीजित ) વીંજેલું; હવાને આધારે ચલાવેલ.

**पवीण.** त्रि॰ ( प्रवीण ) ચતુર; બુદ્ધિમાન્.

**पवीणया.** स्त्री॰ ( प्रवीणता ) ચતુરાઇ.

**पवूढ.** त्रि॰ ( प्रव्यूढ ) નીકળેલું.

**पवेइय.** त्रि॰ ( प्रवेदित ) જણાવેલ; નિવેદન કરેલ; દર્શાવેલ. (૨) ભેટ કરેલ.

**पवेविय.** त्रि॰ ( प्रवेपित ) કંપાયમાન થયેલ; ધ્રુજેલ.

**पवेस.** पुं॰ ( प्रवेश ) પ્રવેશ કરવો.

**पवेसग.** त्रि॰ ( प्रवेशक ) પ્રવેશ કરનાર.

**पवेसण.** पुं॰ न॰ ( प्रवेशन ) પ્રવેશ કરવો. (૨) વિજાતીય જન્માન્તરમાં ઉત્પતિ; વિજાતીય યોનિમાં પ્રવેશ.

**पवेसि.** त्रि॰ ( प्रवेशिन् ) પ્રવેશ કરનાર.

**पव्व.** पुं॰ न॰ ( पर्व ) વાંસ, શેરડી આદિની ગાંઠ. (૨) તહેવારનો દીવસ. (૩) પક્ષ; પખવાડીયું. (૪) પરબડી; પાણીનું પર્વ. (૫) પર્વતની મેખળા. (૬) કોણી, ઘુંટણ વગેરે હાડકાનો સાંધો. (૭) આંગળીનો વેઢો.

**पव्वइय.** त्रि॰ ( प्रव्रजित ) પ્રવ્રજ્યા-દીક્ષા લીધેલ.

**पव्वंग.** पुं॰ ( पर्वांग ) અઢાર છિદ્રવાળું વાદ્ય વિશેષ.

**पव्वग.** पुं॰ न॰ ( पर्वक ) ગાંઠવાળી વનસ્પતિ. (૨) વાદ્ય વિશેષ.

**पव्वज्जा.** स्त्री॰ ( प्रव्रज्या ) દીક્ષા; પ્રવ્રજ્યા. (૨) ગમન; ગતિ.

**पव्वणी.** स्त्री॰ ( पार्वणी ) પર્વતિથી.

**पव्वत.** पुं॰ ( पर्वत ) પર્વત; પહાડ.

**पव्वति.** पुं॰ ( पर्वतिन् ) કાશ્યપ ગોત્રની શાખાનો પુરૂષ.

**पव्वय.** पुं॰ न॰ ( पर्वत ) પહાડ; ડુંગર; પર્વત.

**पव्वयग.** पुं॰ ( पर्वतक ) બીજા વાસુદેવના ત્રીજા પૂર્વભવનું નામ.

**पव्वयविदुग्ग.** पुं॰ न॰ ( पर्वतविदुर्ग ) પહાડવાળો પ્રદેશ.

**पव्वराहु.** पुं॰ ( पर्वराहु ) સૂર્ય તથા ચન્દ્રનું ગ્રહણ કરનાર એક ગ્રહ.

**पव्वहण.** न॰ ( प्रव्यथन ) ભય ઉત્પન્ન કરવો; વ્યથા કરવી.

**पव्वहिय.** त्रि॰ ( प्रव्यथित ) પ્રબળ વ્યથા-પીડા પામેલ; દુઃખી થયેલ.

**पव्वा.** स्त्री॰ ( पर्वा ) સૂર્યની બાહ્ય પરિષદ્.

**पव्वाइया.** स्त्री॰ ( प्रव्राजिका ) તપસ્વિની સ્ત્રી; સંન્યાસણ.

**पव्वाण** } **पव्वात.** } **पव्वाय.** } त्रि॰ ( प्रम्लान ) કરમાએલું; જરા સુકાએલું

**पव्वावणा.** स्त्री॰ ( प्रव्राजना ) દીક્ષા આપવી તે.

**पव्वाविय.** त्रि॰ ( प्रव्राजित ) પ્રવ્રજ્યા આપેલ; દીક્ષિત કરેલ.

**पव्वीसग.** पुं॰ ( पव्वीसक ) વાદ્ય વિશેષ.

**पसइ.** स्त्री॰ ( प्रसृति ) હથેળીમાં માય તેટલું માન; પસલી.

**पसंग.** पुं॰ न॰ ( प्रसङ्ग ) અવસર; તક. (૨) સંગતિ; સંબન્ધ. (૩) મૈથુન.

**पसंत** त्रि॰ ( प्रशान्त ) શાંત; ઉપશમેલ. (૨) पुं॰ શાન્ત રસ.

**पसंधण.** न॰ ( प्रसन्धन ) સતતપણે પ્રવર્તવું.

**पसंस.** पुं॰ ( प्रशस्य ) લોભ. (૨) त्रि॰ પ્રશંસાપાત્ર.

**पसंसण** न॰ ( प्रशंसन ) પ્રશંસા કરવી તે.

**पसंसणिज्ज.** त्रि॰ ( प्रशंसनीय ) પ્રશંસા કરવા યોગ્ય.

**पसंसा.** स्त्री॰ ( प्रशंसा ) પ્રશંસા; વખાણ; શ્લાઘા.

**पसंसिय.** त्रि॰ ( प्रशंसित ) વખાણ કરેલ; સ્તુતિ કરેલ.

**पसढ.** त्रि० ( प्रशठ ) શઠ; અતિ લુચ્ચો. (૨) જોરાવરીથી મેળવેલું.

**पसण्ण.** न० ( प्रसन्न ) મદ્ય વિશેષ. (૨) ત્રિ० સુંદર; સ્વચ્છ; નિર્મળ.

**पसत्त.** त्रि० ( प्रसक्त ) પ્રસંગથી પ્રાપ્ત થયેલું. (૨) દુઃખથી પીડાયેલ.

**पसत्थ.** त्रि० ( प्रशस्त ) શ્રેષ્ઠ; પ્રશંસા કરવા યોગ્ય. (૨) વખણાયેલ; પ્રશંસા પામેલ

**पसत्थार.** त्रि० ( प्रशास्तृ ) ધર્મશાસ્ત્ર ભણનાર; પાઠ કરનાર. (૨) ગણિતના અધ્યાપક. (૩) પ્રધાન; મંત્રી.

**पसन्न.** त्रि० ( प्रसन्न ) સ્વચ્છ; નિર્મળ. (૨) હર્ષ પામેલ.

**पसन्ना.** स्त्री० ( प्रसन्ना ) એક જાતની મદિરા.

**पसप्पग** त्रि० ( प्रसर्पक ) દેશાન્તરમાં જનાર; મુસાફરી કરનાર.

**पसम.** पुं० ( प्रश्रम ) વિશેષ મહેનત; ખેદ.

**पसम** पुं० ( प्रशम ) શાંતિ.

**पसमण.** न० ( प्रशमन ) દબાવવું; શાન્તકરવું.

**पसय.** पुं० ( ) મૃગ વિશેષ. (૨) મૃગનું બચ્ચું.

**पसर.** पुं० ( प्रसर ) પ્રસર; વિસ્તાર.

**पसर.** पुं० ( प्रशर ) સફેદ ધાબાવાળું હરણ.

**पसरिय.** त्रि० ( प्रसृत ) વિસ્તાર પામેલ; પસરેલ.

**पसव.** पुं० ( प्रसव ) ઉત્પત્તિ; જન્મ.

**पसवकाल.** पुं० (प्रसवकाल) પ્રસૂતિનો સમય.

**पसवण.** न० ( प्रसवन ) પ્રસૂતિ; જન્મ.

**पसाय.** पुं० ( प्रसाद ) મહેરબાની; કૃપા.

**पसायण.** न० ( प्रसादन ) ખુશી કરવું.

**पसारण.** न० ( प्रसारण ) વિસ્તાર કરવા રૂપ ક્રિયા; ન્યાયશાસ્ત્ર સંમત પાંચ કર્મમાંનું ત્રીજું કર્મ.

**पसारिय.** त्रि० ( प्रसारित ) પસારેલ; ફેલાવેલ.

**पसाहण.** न० ( प्रसाधन ) શૃંગારનાં સાધન; આભૂષણ વગેરે.

**पसाहणघर.** न० ( प्रसाधनगृह ) અલંકાર પહેરવા ઉતારવાનું ઘર.

**पसाहा** स्त्री० ( प्रशाखा ) શાખામાંથી નીકળેલ શાખા; ડાળ.

**पसाहिय.** त्रि० ( प्रसाधित ) અલંકૃત કરેલ.

**पसाहिया.** स्त्री० ( प्रसाधिका ) શૃંગાર કરવાવાળી.

**पसिढिल.** न० ( प्रशिथिल ) પડિલેહવાના વસ્ત્રાદિક મજબૂત રીતે ન પકડવાથી લાગતો દોષ; પડિલેહણના દોષનો એક પ્રકાર. (૨) ત્રિ० શિથિલ; ઢીલું.

**पसिण.** पुं० न० ( प्रश्न ) પ્રશ્ન; સવાલ. (૨) મન્ત્રવિદ્યા વિશેષ; દર્પણ આદિમાં દેવતાનું આહ્વાન.

**पसिणापसिण.** पुं० ( प्रश्नाप्रश्न ) પૂછનારને તેમજ નહિ પૂછનારને મન્ત્રવિદ્યાનાબળથી શુભાશુભ કહેવું તે.

**पसिद्ध.** त्रि० ( प्रसिद्ध ) જાહેર; પ્રખ્યાત.

**पसिद्धि.** स्त्री० ( प्रसिद्धि ) પ્રસિદ્ધિ. (૨) શંકાનું સમાધાન.

**पसिस्स.** पुं० ( प्रशिष्य ) શિષ્યનો શિષ્ય.

**पसु.** पुं० ( पशु ) ગાય, ભેંસ વગેરે પશુ. (૨) અજ; બકરો.

**पसुजाइ.** स्त्री० ( पशुजाति ) જાનવરોની જાત.

**पसुत्त.** त्रि० ( प्रसुप्त ) સુનેલું.

**पसुभूय.** त्रि० ( पशुभूत ) પશુ તુલ્ય.

**पसुवइ.** पुं० ( पशुपति ) શિવ; મહાદેવ.

**पसूइ.** } **पसूति.** } स्त्री० ( प्रसूति ) પ્રસવ; ઉત્પત્તિ. (૨) કોઢ વિશેષ.

**पसूय.** त्रि० ( प्रसूत ) પ્રસવ પામેલ; જન્મેલ.

**पसेणइ.** पुं० ( प्रसेनजित् ) અંતગડ સૂત્રના ૧ લા વર્ગના નવમા અધ્યયનનું નામ. (૨) અંધક વૃષ્ણિના પુત્ર નવમા દશાર. (૩) બારમા કુલગરનું નામ. (૪) પ્રસેનજીત્ નામે ચાલુ અવસર્પિણીના પાંચમા કુલકર.

**पसेणि.** स्त्री० ( प्रश्रेणि ) ઉપવર્ગ; છીપા, ઘાંચી, મોચી, ગાછા, સઈ, લુહાર, ભિસાન, સરાણીયા, નાવી એ નવ જાતનો કારીગર વર્ગ. (૨) પંક્તિમાંથી નીકળેલ પંક્તિ.

**पसेवय.** पुं० ( प्रसेवक ) હજામની કોથળી.

**पस्स.** पुं० ( प्रश्न ) જુઓ "પસિણ" શબ્દ.

**पस्सास.** पुं० ( प्रश्वास ) વિચ્છેદ ગયેલ બારમા દૃષ્ટિવાદ અગના બીજા વિભાગ સૂત્રનો ૨૧ મો ભેદ.

**पस्सि.** पु० ( पदर्शिन् ) જોનાર; મતિજ્ઞાન ૧ મતિઅજ્ઞાન ૨ અચક્ષુદર્શન ૩ એ ત્રણ ઉપયોગ સિવાય બાકીના નવ ઉપયોગવાળો જીવ.

**पह.** पुं० ( पथिन् ) રસ્તો; માર્ગ.

**पहंकरा.** स्त्री० (प्रभंकरा) પ્રભંકરા નામની દેવી.

**पहंजण.** पु० ( प्रभञ्जन ) પ્રભંજન નામના એક ઇંદ્ર.

**पहकर.** पुं० ( प्रकर ) સમૂહ; જથ્થો.

**पहट्ठ.** त्रि० ( प्रहृष्ट ) આનન્દ પામેલ.

**पहणिय.** }
**पहय.** } त्रि० ( प्रहत ) મારવામાં આવેલ.

**पहर.** पुं० ( प्रहर ) પહોર.

**पहरण.** न० ( प्रहरण ) આયુધ; શસ્ત્ર.

**पहरणरयण.** न० ( प्रहरणरत्न ) શસ્ત્રરત્ન; શ્રેષ્ઠ હથીયાર.

**पहराइया.** स्त्री० ( पयराजिका ) એક તરેહની લિપિ; ૧૮ લિપિમાંની એક.

**पहराय.** पुं० ( प्रभराज ) ભરત ક્ષેત્રના છઠ્ઠા પ્રતિવાસુદેવ.

**पहव.** पु० ( प्रभव ) ઉત્પત્તિ સ્થાન.

**पह्वीकरण.** न० ( प्रह्वीकरण ) અનમ્રને નમ્ર બનાવનાર.

**पहसिय.** त्रि० ( प्रहसित ) હસેલું; ખુશી થયેલું. (૨) ન० હાસ્ય.

**पहसिर.** त्रि० ( प्रहसनशील ) હસમુખો.

**पहा.** स्त्री० ( प्रथा ) ખ્યાતિ.

**पहा.** स्त्री० ( प्रभा ) કાન્તિ; તેજ.

**पहाण** न० ( प्रहाण ) નાશ; હાનિ.

**पहाण.** त्रि० ( प्रधान ) શ્રેષ્ઠ; ઉત્તમ; મુખ્ય. (૨) સાંખ્યમતાભિમત પ્રકૃતિ; સત્ત્વ, રજસ્ અને તમસ્‌ની સામ્યાવસ્થા.

**पहाणवंत.** त्रि० ( प्रधानवत ) સંયમી; સમાધિવાળો.

**पहाणि.** स्त्री० ( प्रहाणि ) વિનાશ.

**पहाय.** न० ( प्रभात ) પ્રાતઃકાળ.

**[illegible]या.** स्त्री० ( प्रभा'ता ) વનસ્પતિ વિશેષ.

**पहार.** पु० ( प्रहार ) પ્રહાર; માર; ઘા.

**पहाराइया.** स्त्री० ( प्रभारातिका ) અઢાર લિપિમાંની સાતમી લિપિ.

**पहारेत्तार.** त्रि० ( प्रधारयितृ ) ચિન્તન કરનાર.

**पहाव.** पुं० ( प्रभाव ) પરાક્રમ; માહાત્મ્ય.

**पहाविय.** त्रि० ( प्रधावित ) દોડેલ; દોટ કાઢેલ.

**पहास.** पुं० ( प्रभास ) પ્રભાસનામના શ્રી મહાવીરસ્વામિના અગીયારમા ગણધર.

**पहिंसय.** त्रि० ( प्रहिंसक ) હિંસા કરનાર

**पहिट्ठ.** त्रि० ( प्रहृष्ट ) ખુશી થયેલ.

**पहिय.** त्रि० ( प्रथित ) વિસ્તાર પામેલ. (૨) પ્રસિદ્ધ.

**पहिय.** त्रि० ( पथिक ) મુસાફર.

**पहिय.** त्रि० ( प्रहित ) મોકલેલું.

**पहीण.** त्रि० ( प्रहीन ) નષ્ટ થયેલ; હાનિ પામેલ; રહિત.

**पहु.** त्रि० ( प्रभु ) સમર્થ; શક્તિમાન; સ્વામી.

**पहुनंद.** पु० ( प्रभुनन्द ) દશમા તીર્થંકરના ૧ લા ગણધરનું નામ.

**पहेण.** न० ( प्रहेण ) લાણું; ખાવાની વસ્તુ સંબંધીને ઘેર આપવી તે. (૨) વિવાહ પછી કન્યાના બાપને ઘેર ભોજન થાય તે; ગોરવ.

**पहेरक.** पुं० ( प्रहेरक ) આભરણ વિશેષ.

**पहेलिया.** स्त्री० ( प्रहेलिका ) ગુપ્ત આશયવાળું પદ્ય. (૨) તેવાં પદ્ય બનાવવાની કળા.

**पहोलिर** त्रि० ( प्रघूर्णक ) નિસ્સામાં ઘેરાતી આંખવાળો.

**पाइ.** त्रि० ( पातिन् ) પડનાર; ભ્રષ્ટ થનાર.

**पाइअ** त्रि० ( पायित ) પીવરાવેલું.

**पाइक्क.** पु० ( पदाति ) પેદલ.

**पाइन्न.** न० ( प्राचीन्य ) પ્રાચીન્ય નામનુ ગોત્ર.

**पाइम.** त्रि० ( पात्य ) પડવા યોગ્ય.

**पाइम.** त्रि० ( पाक्य ) પકાવવાને યોગ્ય. (૨) કાળ પ્રાપ્ત; મૃત.

**पाइया.** स्त्री० ( पादिका ) પગ.

**पाई.** स्त्री० ( पात्री ) ન્હાનું પાત્ર; પાતરી.

**पाई** स्त्री० ( प्राची ) પૂર્વદિશા

**पाईण** त्रि० ( प्राचीन ) પૂર્વ દિશા સંબંધી. (૨) न० ગોત્ર વિશેષ. (૩) पु० स्त्री० તે ગોત્રમા ઉત્પન્ન થએલ.

**पाईणा.** स्त्री० ( प्राचीना ) પૂર્વદિશા.

**पाउ.** पु० ( पायु ) ગુદા.

**पाउआ.** स्त्री० ( पादुका ) લાકડાની ચાખડી.

**पाउं** अ० ( प्रादुस् ) પ્રકાશ; પ્રગટ.

**पाउंछण.** न० ( पादप्रोञ्छन ) રજોહરણ.

**पाउकरण.** न० ( प्रादुष्करण ) પ્રગટ કરવુ તે.

**पाउकाम.** त्रि० (पातुकाम) પીવાની ઈચ્છાવાળો.

**पाउक्कर.** त्रि० ( प्रादुष्कर ) પ્રગટ કરનાર.

**पाउक्खालय.** न० ( पादक्षालक ) જ્યાં ગયા પછી પગ ધોવા પડે તે જગ્યા; પાયખાનું.

**पाउगरण.** न० ( प्रादुष्करण ) અંધારામાંથી અજવાળે લાવેલો આહાર.

**पाउग्ग.** त्रि० ( प्रायोग्य ) ગ્રહણ કરવાને યોગ્ય.

**पाउग्गहण.** न० ( पादग्रहण ) પગે લાગવુ તે; વંદન.

**पाउड.** त्रि० ( प्रावृत ) ઢાંકેલુ. (૨) न० વસ્ત્ર.

**पाउप्पभा.** स्त्री० ( प्रादुःप्रभा ) પ્રાતઃકાળની કાંતિ

**पाउप्पभाय.** त्रि० ( प्रादुःप्रभात ) જેમાં પ્રગટપણે પ્રભા દેખાય તેવો સમય; સવાર.

**पाउब्भवणा.** स्त्री० ( प्रादुर्भवन ) પ્રગટ થવું.

**पाउब्भाव.** पु० ( प्रादुर्भाव ) પ્રગટ થવુ.

**पाउब्भूय.** त्रि० ( प्रादुर्भूत ) પ્રગટ થએલ; બહાર આવેલ.

**पाउय.** त्रि० ( प्रावृत ) લપેટેલુ; ઓઢેલુ.

**पाउयर.** पु० ( प्रादुष्कर ) પ્રાદુષ્કરણ નામનો આહારનો એક દોષ; અંધારામાં પડેલ વસ્તુ દીવો પ્રગટાવી સાધુને આપવાથી સાધુને લાગતો એક દોષ.

**पाउया.** स्त्री० ( पादुका ) પાવડી; ચાખડી.

**पाउरण.** न० ( प्रावरण ) આચ્છાદન; દુપટ્ટો; વસ્ત્ર.

**पाउलु.** न० ( पादुका ) પાદુકા; ચાખડી.

**पाउव.** न० ( पाद्य ) પગ ધોવાનું પાણી.

**पाउवगम.** पु० }
**पाउवगमण.** न० } ( पादोपगमन ) વૃક્ષની શાખાની માફક નિશ્ચેષ્ટ થઇ સ્વસ્થપણે અડગ રહી સમાધિ મરણ કરવુ તે, સંથારાનો એક પ્રકાર.

**पाउवदाइया.** स्त्री० ( पादोपदायिका ) }
**पाउवदाई.** ( पादोपदात्री ) } પગ ધોવાનું પાણી આપનાર દાસી.

**पाउस.** पु० ( प्रावृष् ) ચોમાસું; વર્ષાઋતુ.

**पाउसिय** त्रि० ( प्रातिवेश्मिक ) પડોસી.

**पाउसिया.** स्त्री० ( प्राद्वेषिकी ) મત્સરથી-અદેખાઇથી લાગતી ક્રિયા.

**पाउसिया.** स्त्री० ( प्रावृष् ) જુઓ "પાઉસ" શબ્દ.

**पाए.** अ० ( प्रायस् ) ઘણુ કરીને. (૨) અહીંથી શરૂ કરીને.

**पाएण.** अ० ( प्रायेण ) ઘણુ કરીને

**पाओ.** अ० ( प्रातः ) સવારનો પહોર.

**पाओअर.** न० ( प्रादुष्कर ) દીવાનો પ્રકાશ કરીને સાધુને આહારાદિ આપવાથી

લાગનો એક દોષ; સોળ ઉદ્દગમમાંનો સાતમો દોષ.

**पाओकरण.** ન૦ ( प्रादुष्करण ) ખુલ્લું કરવું

**पाओग.** ત્રિ૦ ( प्रायोग्य ) ઉચિત; યોગ્ય.

**पाओवगमण.** ન૦ ( पादोपगमन ) જુઓ "પાઉવગમણ" શબ્દ.

**पाओवगय.** ત્રિ૦ ( पादपोपगत ) હાલ્યાચાલ્યા વિના એક આસને સ્થિર રહેવાની સ્થિતિને પ્રાપ્ત થયેલ.

**पाओसिया.** સ્ત્રી૦ ( प्राद्वेषिकी ) દ્વેષ કરવાથી લાગતી ક્રિયા.

**पांडुकिय.** ત્રિ૦ ( पाण्डुकित ) પીળા રંગનું. ફિક્કુ.

**पांडुसुय.** પું૦ ( पाण्डुसुत ) અભિનયનો એક ભેદ.

**पांसुलिया** સ્ત્રી૦ (पांसुलिका) પાંસળી; પેટની ઉપર બન્ને બાજુએ કમાન પેઠે વળેલ હાડકાની શ્રેણી.

**पाक.** પુ૦ ( पाक ) પકવવું; રાંધવું તે.

**पाकसासण.** પું૦ ( पाकशासन ) પાક નામના શત્રુને વશ કરનાર. ઇન્દ્ર.

**पाखिकायण.** પું૦ ( पक्षिकायन ) કૌશિક ગોત્રની શાખા. (૨) ત્રિ૦ તે શાખામાં ઉત્પન્ન થએલ.

**पाग.** પું૦ ( पाक ) રાંધવું; પકવવું.

**पागइअ.** ત્રિ૦ ( प्राकृतिक ) સાધારણ અજ્ઞ વર્ગનો માણસ.

**पागट्टि.** ત્રિ૦ ( प्रवर्तिन् ) પ્રવર્તક.

**पागड.** ત્રિ૦ ( प्रकट ) સ્પષ્ટ; ખુલ્લું. (૨) સ્ત્રી૦ દૂતીનો એક ભેદ કે જે જાહેર રીતે સંદેશો પહોંચાડે.

**पागडण.** ન૦ ( प्रकटन ) જાહેર કરવું તે.

**पागडिय.** ત્રિ૦ ( प्रकटित ) સ્પષ્ટ થયેલ.

**पागड्डिक.** ત્રિ૦ ( प्रकर्षिक ) આકર્ષનાર. (૨) પ્રવર્તક.

**पागब्भ.** ન૦ ( प्रागल्भ्य ) બડાઇ.

**पागब्भि.** ત્રિ૦ ( प्रगल्भिन् ) ધીઠો; બડાઇ મારનાર.

**पागय.** ત્રિ૦ ( प्राकृत ) પ્રાચીન; પુરાતની. (૨) સાધારણ; સ્વાભાવિક. (૩) આર્યાવર્તની પ્રાચીન લોકભાષા.

**पागयजण.** પું૦ ( प्राकृतजन ) સાધારણ મનુષ્ય.

**पागसासण.** પુ૦ ( पाकशासन ) ઇન્દ્ર.

**पागसासणी.** સ્ત્રી૦ ( पाकशासनी ) ઇંદ્રજાળ વિદ્યા.

**पागार.** પું૦ ( प्राकार ) કોટ; કિલ્લો.

**पागास.** પું૦ ( प्रकाश ) પ્રકાશ.

**पाजावच्च.** પું૦ ( प्राजापत्य ) વનસ્પતિના અધિષ્ઠાતા દેવ. (૨) વનસ્પતિ.

**पाढ.** પું૦ ( पाठ ) પાઠ; સૂત્રનું પર્યાય વાચક નામ; મૂળ પાઠ.

**पाढीण.** પુ૦ ( पाठीन ) એક જાતનું માછલું.

**पाडण.** ન૦ ( पातन ) વિનાશ કરવો.

**पाडय.** પુ૦ ( पाटक ) મહોલ્લો; શેરી.

**पाडल.** ત્રિ૦ ( पाटल ) લાલ; રાતું (૨) ન૦ રાતા ગુલાબનું વૃક્ષ (૩) ગુલાબનુ ફુલ (૪) બારમા તીર્થંકરનું ચૈત્યવૃક્ષ.

**पाडला.** સ્ત્રી૦ ( पाटला ) એ નામનું વૃક્ષ.

**पाडलिपुत्त.** ન૦ ( पाटलिपुत्र ) પટણા નામનુ શહેર.

**पाडलिसंड.** ન૦ ( पाटलिषंड ) પાટલીખંડ નામે એક નગર.

**पाडिअेक्क** ન૦ ( प्रत्येक ) જુદું જુદું; પ્રત્યેક; દરેક.

**पाडिक्कम** ન૦ ( प्रत्येकक ) પ્રત્યેક; દરેક.

**पाडित.** ત્રિ૦ ( पातित ) પાડી નાખેલ.

**पाडिपद.** ન૦ ( प्रतिपद ) અભિમુખ; સામુ.

**पाडिय.** ત્રિ૦ ( पातित ) પાડેલું; ખંડિત કરેલ.

**पाडियंतिय.** ન૦ ( प्रात्यन्तिक ) અભિનયના ચાર પ્રકારમાંનો બીજો પ્રકાર.

**पाडियक्क.** ન૦ ( प्रत्येक ) દરેક; એકેક.

**पाडिया.** સ્ત્રી૦ ( पाटिका ) ઉત્તરીયવસ્ત્ર; સાડી.

**पाडिवअ.** पुं० ( प्रतिपद् ) } પડવો; એકમ
**पाडिवया.** स्त्री० ( प्रतिपदा ) }

**पाडिहारिअ.** त्रि० ( प्रातिहारिक ) સાધુથી અમુક વખત રાખી પાછું ગૃહસ્થને અપાય તેવું; પાઢીયારૂ.

**पाडिहेर.** पु० न० ( प्रातिहार्य ) તીર્થંકરનો પ્રભાવ; તીર્થંકર બીરાજે ત્યાં દેવતાઓ અશોક વૃક્ષ, પુષ્પવૃષ્ટિ વગેરે ચમત્કારિક દેખાવ કરે તે.

**पाडुच्चिया.** स्त्री० ( प्रातीत्यिका ) બહારની વસ્તુનો આશ્રય કરવાથી લાગતી ક્રિયા-કર્મબંધ.

**पाढ.** पु० ( पाठ ) પાઠ. અભ્યાસ. (૨) એ નામનો એક દેશ (૩) અધ્યાપન; શિક્ષા.

**पाढग.** } त्रि० ( पाठक ) રાજાની વંશાવળી
**पाढय.** } કહેનાર (૨) અભ્યાસી. (૩) અધ્યાપક.

**पाढव** त्रि० ( पार्थिव ) પૃથ્વી સમ્બન્ધી, પૃથ્વી ઉપરનુ.

**पाढा.** स्त्री० ( पाठा ) વનસ્પતિ વિશેષ.

**पाढि.** त्रि० ( पाठिन् ) પાઠ કરનાર.

**पाण.** पुं० ( प्राणिन् ) પ્રાણી; જીવ; સત્ત્વ.

**पाण** पुं० न० ( प्राण ) શ્વાસોશ્વાસ પ્રમાણ કાળ. (૨) પાંચ ઇંદ્રિય, ત્રણ બળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય-એ દશ પ્રાણમાંનો ગમે તે એક. (૩) જન્તુ; પ્રાણી; જીવ.

**पाण.** पु० स्त्री० (        ) ચન્ડાલ.

**पाण** न० ( पान ) પાણી. (૨) પેયપદાર્થ; પીવાની વસ્તુ. (૩) એક જાતની વનસ્પતિ.

**पाणअ.** } न० ( पानक ) કાંજી વગેરે પીવાનો
**पाणग.** } પદાર્થ.

**पाणघर.** न० (पानगृह) મદ્યશાળા; દારૂનું પીઠું.

**पाणघरिणीआ.** स्त्री० ( पानगृहिणीका ) પાણીની વ્યવસ્થા કરનારી-પાણી ભરનારી દાસી.

**पाणजंभग.** पुं० ( पानजृम्भक ) જળને સારૂં નરસું બનાવનાર દેવ; જંભકાદેવની એક જાત.

**पाणत.** पुं० ( प्राणत ) દશમા દેવલોકનું પ્રાણત નામે વિમાન.

**पाणपुन्न.** न० ( पानपुण्य ) અનુકંપાથી તરસ્યાને પાણી આપવાથી થતું પુણ્ય; પુણ્યના નવ પ્રકારમાંનો એક.

**पाणप्पिअ.** पुं० ( प्राणप्रिय ) પતિ; પ્રાણથી વહાલો.

**पाणय.** पु० ( प्राणत ) પ્રાણત નામે દશમો દેવલોક. (૨) તે દેવલોકમાં રહેનાર દેવ. (૩) ૧૦ મા દેવલોકનો ઇન્દ્ર.

**पाणय.** न० ( पानक ) પીવાની વસ્તુ.

**पाणयग.** त्रि० ( प्राणतज ) પ્રાણત દેવલોક સમ્બન્ધી.

**पाणवह.** पुं० ( प्राणवध ) હિંસા.

**पाणविपरियासिया.** स्त्री० ( पानविपर्यासिका ) પાણીનો વિપર્યાસ થયો હોય તે.

**पाणविहि.** पुं० ( पानविधि ) શરીરને અનુકૂળ કે પ્રતિકૂળ, ભારે કે હલકું, પાણી જાણવાની કળા.

**पाणसाला.** स्त्री० ( पानशाला ) પાણીયારૂં.

**पाणसुहुम.** न० ( प्राणसूक्ष्म ) સૂક્ષ્મ જન્તુ.

**पाणहा** स्त्री ( उपानह् ) ખાસડુ; પગરખું.

**पाणाइवाय.** पुं० ( प्राणातिपात ) પ્રાણીનો વધ કરવો તે; જીવહિંસા.

**पाणाइवायकिरिया.** स्त्री० ( प्राणातिपातक्रिया ) પ્રાણીનો નાશ કરવાથી લાગતી ક્રિયા.

**पाणाइवायविरमण.** न० ( प्राणातिपातविरमण ) જીવહિંસાથી નિવર્તવું તે; અહિંસા નામે પ્રથમ વ્રત.

**पाणाउ.** पुं० न० ( प्राणायुष् ) પ્રાણાયુ નામે બારમો પૂર્વ, જેમાં પ્રાણી અને આયુષ્યનું વર્ણન હતું.

**पाणातिपात.** पुं० ( प्राणातिपात ) જીવહિંસા.

**पाणाम.** पुं० ( प्राण ) नीચે શ્વાસ મુકવો તે; નિઃશ્વાસ.

**पाणामा.** स्त्री० (प्राणामी) પ્રાણામિકી પ્રવ્રજ્યા કે જેમાં દરેકને પ્રણામ કરવો એ મુખ્ય ધર્મ છે.

**पाणि.** पुं० ( प्राणिन् ) પ્રાણીવર્ગ.

**पाणि.** पुं० ( पाणि ) હાથ.

**पाणि.** न० ( पानीय ) પાણી; જળ. (૨) એક જાતની પાણીમાં થતી વેલ-વનસ્પતિ વિશેષ.

**पाणिग्गहण.** न० ( पाणिग्रहण ) પાણિ ગ્રહણ કરવું; વિવાહ સંસ્કાર.

**पाणितल.** न० ( पाणितल ) હથેળી.

**पाणिपडिग्गहि.** पुं० ( पाणिप्रतिग्रहिन् ) કરપાત્રમાં ભિક્ષા લેનાર સાધુ; જિનકલ્પી.

**पाणिय.** न० ( पानीय ) જળ; પાણી.

**पाणियघरिय.** त्रि० ( पानीयगृहिक ) પાણી પાનાર; પાણીયારાની વ્યવસ્થા કરનાર.

**पाणियघरिया.** स्त्री० ( पानीयगृहिका ) પાણીયારી; પાણી ભરનારી.

**पाणी.** स्त्री० ( पानी ) એ નામની એક વેલ.

**पाणु.** पुं० न० ( प्राण ) તન્દુરસ્ત માણસના એક શ્વાસોશ્વાસ પ્રમાણનો કાળ; સંખ્યાતી આવલિકા પ્રમાણનો એક કાળ વિભાગ.

**पाणुर्लिंग.** न० ( प्राणोर्लिंग ) કીડીઆરૂ, કથવા વિગેરે સૂક્ષ્મ જીવો.

**पात.** न० ( पात्र ) પાતરૂં; ભાજન.

**पातग.** पुं० ( पातक ) પાપ.

**पातबंधण.** न० ( पात्रबंधन ) જૈન મુનિઓનું એક ઉપકરણ; પાતરાં બાંધવાનું એક વસ્ત્ર.

**पातरास.** पुं० ( प्रातराश ) સવારનું ખાણું; સીરામણ.

**पाताल.** पुं० ( पाताल ) સમુદ્ર.

**पाती.** स्त्री० ( पात्री ) ન્હાનું પાત્ર; પ્યાલી.

**पातो.** अ० ( प्रातर् ) પ્રાતઃકાળ.

**पाद.** पुं० ( पाद ) પગ.

**पादकेसरिया.** स्त्री० ( पादकेशरिका ) પુંજણી; ગુચ્છો.

**पादपीढ.** पुं० ( पादपीठ ) પગ રાખવાનો બાજોઠ.

**पादसम.** त्रि० ( पादसम ) ગેય વિશેષ.

**पादुया.** स्त्री० ( पादुका ) ચાખડી.

**पादोद्दपय.** न० ( पादोद्भव ) દષ્ટિવાદાન્તર્ગત સિદ્ધશ્રેણિ પરિકર્મનો ત્રીજો ભેદ.

**पादोसिय.** त्रि० ( प्रादोषिक ) સવારનું.

**पाभाइय.** त्रि० ( प्राभातिक ) પ્રભાતકાળનું.

**पामन्न.** न० ( प्रामाण्य ) પ્રત્યક્ષાદિ પ્રમાણમાં રહેલું પ્રમાણપણું.

**पामर.** त्रि० ( पामर ) નીચ; તુચ્છ.

**पामरजण.** पुं० ( पामरजन ) નીચ માણસ.

**पामिच्च.** न० ( प्रामित्य ) સાધુને માટે ઉછીનું લઇ વ્હોરાવવું તે; ઉદ્દગમનના ૧૬ દોષમાંનો નવમો દોષ.

**पामुक्ख.** त्रि० ( प्रमुख्य ) મુખ્ય; અગ્રણી

**पामूल.** न० ( पादमूल ) ચરણ સમીપની જગ્યા.

**पामोक्ख.** त्रि० ( प्रमुख्य ) પ્રમુખ; મુખી, અગ્રેસર.

**पाय.** पुं० ( पाद ) પગ; ચરણ (૨) શ્લોક કે ગાથાનો ચોથો ભાગ, પદ. (૩) પલંગ, પાટ વગેરેનો પાયો.

**पाय.** न० ( पात्र ) પાત્ર; પાતરાં.

**पाय.** अ० ( प्रायस् ) ઘણું કરીને.

**पाय.** पुं० ( पात ) પડવું.

**पायं.** अ० ( प्रायस् ) ઘણું કરીને.

**पाय.** अ० ( प्रातर् ) પ્રાતઃકાળ; પ્રભાત.

**पायंजलि.** पुं० ( पातञ्जलि ) પતંજલિ મુનિનું બનાવેલ પુસ્તક.

**पायकंचणिआ.** स्त्री० ( पादकांचनिका ) પગ ધોવા માટેની સોનાની પાત્રી.

**पायकंबल.** पुं० न० ( पादकम्बल ) પાથરણું; પગે પાથરવાનો કાંબળો.

**पायकेसरिया** स्त्री० ( पात्रकेसरिका ) પાત્રાને પુંજવાની પુંજણી; વસ્ત્રખંડ.

**पायखज्ज.** त्रि० ( पाकखाद्य ) રાંધીને ખાવા યોગ્ય.

**पायग्गहण.** न० ( पादग्रहण ) પાયવંદન, નમસ્કાર.

**पायचउत्थ.** त्रि० ( पात्रचतुर्थ ) ત્રણ વસ્ત્ર અને ચોથું પાત્ર ધરનાર.

**पायचार.** पु० ( पादचार ) પગે પાળાચાલવુતે.

**पायच्छिण्णग.** न० ( पादच्छिन्नक ) પગ છેદવાની સજા

**पायच्छित्त.** पु० न० ( प्रायश्चित्त ) પાપનો પશ્ચાત્તાપ, ગુન્હા-અપરાધની શુદ્ધિ માટે ઠરાવેલ તપ વગેરે

**पायजाल** न० ( पादजाल ) આભરણ વિશેષ.

**पायट्ठवण.** न० ( पात्रस्थापन ) પાત્રાની નીચે મુકવાનું એક ચોખડું કપડું

**पायड** त्रि० ( प्रकट ) પ્રગટ; ખુલ્લુ

**पायड.** त्रि० ( प्रान्त ) આચ્છાદિત

**पायण.** न० ( पायन ) પાન કરાવવુ. પાવુ

**पायणेउर.** न० ( पादनूपुर ) પગમા પહેરવાની ઝાંઝર વિગેરે.

**पायतल.** न० ( पादतल ) પગનુ તળીયું.

**पायत्त.** न० ( पादात ) પદાતિ-પાયદળ લશ્કરનો સમૂહ.

**पायत्ताणिय.** न० ( पादातानीक ) પાયદળ સૈન્ય.

**पायदद्दर.** न० (पाददर्दर ) પગે કરી જમીનને ચપેટા મારવા તે.

**पायनिज्जोग.** पु० ( पात्रनिर्योग ) પાત્રાની સામગ્રી; જૈન સાધુઓનાં ઉપકરણ જેવાં કે-પાત્ર, પાત્રબન્ધ, પાત્ર સ્થાપન, પાત્ર કેશરિકા, પટલ, રજોહરણ અને ગુચ્છો વગેરે.

**पायपडण.** न० ( पादपतन ) પગમાં પડવું; નમવું.

**पायपडिमा.** स्त्री० ( पात्रप्रतिमा ) પાત્રા સંબધે પ્રતિમા-અભિગ્રહ વિશેષ.

**पायपडिलेहणिया.** स्त्री० ( पात्रप्रतिलेखनिका ) એક વેંત અને ચાર આંગળનો પાત્રાં પુંજવાનો વસ્ત્રનો કકડો.

**पायपडिलेहणी.** स्त्री० ( पात्रप्रतिलेखिनी ) પાત્ર પુંજવાનુ એક ઉપગરણ; કેસરિઓ; પુંજણી.

**पायपालंब.** पु० ( पादप्रलम्ब ) પગ સુધી લટકતુ આભરણ વિશેષ; ઝુમણું.

**पायपीठ** न० ( पादपीठ ) બાજોઠ, પગ રાખવાનું આસન.

**पायपुंछण.** न० ( पादप्रोञ्छन ) પગની રજ લુછવાનુ રજોહરણ.

**पायबंधण.** न० ( पात्रबन्धन ) પાત્રા બાંધવાની કે રાખવાની ઝોળી.

**पायमूल.** न० ( पादमूल ) પર્વતની તળેટી. (૨) પગ પાસે; હજૂરમાં; સેવામાં.

**पायय.** त्रि० ( प्राकृत ) પ્રાકૃત; સાધારણ. (૨) સ્ત્રી૦ પ્રાકૃત ભાષા; લોક ભાષા.

**पाययजण.** पु० ( प्राकृतजन ) સામાન્ય પુરૂષ.

**पायया** स्त्री० ( प्राकृता ) પ્રાકૃત ભાષા.

**पायया.** स्त्री० ( पादुका ) ચાખડી; પાદુકા.

**पायरास.** पु० ( प्रातराश ) શીરામણી; સવારનુ જમણ.

**पायरेणु.** स्त्री० ( पादरेणु ) પગની ધુળ રજ.

**पायलेहणिया.** स्त्री० ( पादलेखनिका ) પગ સાફ કરવાનુ એક કાષ્ટમય સાધન

**पायव.** पुं० ( पादप ) વૃક્ષ, ઝાડ.

**पायवंदण.** न० ( पादवंदन ) પગે લાગવુ.

**पायवंदय** त्रि० ( पादवन्दक ) ઢીંચણ પર બેસી નીચા વળી વદન કરનાર.

**पायवडिया.** स्त्री० ( पादवृत्तिका ) પ્રણામ વિશેષ.

**पायविहार.** पु० ( पादविहार ) પગે વિહાર કરવો તે.

**पायवीढ.** न० ( पादपीठ ) જુઓ "પાયપીઢ" શબ્દ.

**पायस.** पुं० न० ( पायस ) ખીર; દુધપાક.

**पायसंजय.** पु० ( पादसंयत ) કાચબાની પેઠે પગને પાપથી ગોપવી સંયમમાં રાખનાર મુનિ.

**पायसाहम्म.** न० ( पादसाधर्म्य ) એક ભાગથી સમાનપણું; એક અંશે સમાનધર્મ.

**पायसीसग.** पुं० ( पादशीर्षक ) પલંગ, કબાટ વગેરેનો પાયાનો ઉપરનો ભાગ.

**पायसो.** अ० ( प्रायशस् ) ઘણું કરીને.

**पायहंस.** पुं० ( पादहंस ) એક જાતનો હંસ.

**पायार.** पुं० ( प्राकार ) કિલ્લો.

**पायाल.** पुं० ( पाताल ) લવણ સમુદ્રમાં આવેલ પાતાળ કળશા (૨) પાતાળલોક; અધોલોક.

**पायालकलस.** पुं० ( पातालकलश ) લવણ સમુદ્રમાંના પાતાળ કળશા.

**पायावच्च.** पुं० ( प्राजापत्य ) પ્રાજાપત્ય નામે અહોરાત્રનું ચોદમુ મુહૂર્ત.

**पायाहिणा.** स्त्री० ( प्रदक्षिणा ) પ્રદક્ષિણા કરવી; ચોતરફ ફરી વળવુ તે.

**पायु.** पुं० ( पायु ) પુંઠ; અપાનપ્રદેશ.

**पार.** पु० न० ( पार ) છેડો; અન્ત; કાંઠો. (૨) પરલોક; આગામી જન્મ. (૩) નરકાદિ જન્મ. (૪) મોક્ષ.

**पारंगम.** त्रि० ( पारंगम ) પાર પામનાર. (૨) न० પાર ગમન.

**पारंचि.** त्रि० ( पाराञ्चिन् ) સર્વોત્કૃષ્ટ દશમુ પ્રાયશ્ચિત કરનાર.

**पारंचिय.** त्रि० ( पारांचिक ) } पारंचिय. त्रि० ( पाराञ्चित ) } પારંચિય નામે દશમું પ્રાયશ્ચિત્ત; સાધુને ગૃહસ્થનો વેષ પ્હેરાવી અમુક વખત રાખવો તે. (૨) न० તપ વિશેષ; સર્વોત્કૃષ્ટ પ્રાયશ્ચિત્ત.

**पारंभ.** पुं० ( प्रारंभ ) આરંભ; શરૂઆત.

**पारग.** त्रि० ( पारग ) પાર પામનાર; છેડો લેનાર.

**पारगमन.** न० ( पारगमन ) પાર પામવું તે.

**पारगय.** त्रि० ( पारगत ) પાર પામેલ.

**पारगामि.** त्रि० ( पारगामिन् ) પાર પામનાર.

**पारण.** न० ( पारण ) ઉપવાસાદિ પૂર્ણ થયા પછી ખાવુ તે; પારણું.

**पारणा.** स्त्री० ( पारणा ) વ્રતનું પારણું કરવું તે.

**पारतंत.** न० ( पारतन्त्र्य ) પરતંત્રપણું.

**पारत्त.** त्रि० ( पारत्र ) પરલોક સમ્બન્ધિ; પારલૌકિક.

**पारदारिय.** त्रि० ( पारदारिक ) પરસ્ત્રી સેવનાર; વ્યભિચારી.

**पारद्ध.** न० ( प्रारब्ध ) ભાગ્ય; નશીબ.

**पारद्धिय.** त्रि० ( पापर्द्धिक ) પારાધી; શિકારી.

**पारलोइय.** त्रि० ( पारलौकिक ) પરલોક સંબંધી.

**पारय.** त्रि० ( पारग ) પારગામી.

**पारविउ.** त्रि० (पारविद्) આરપારને જાણનાર.

**पारस.** पुं० ( पारस ) પારસ નામનો અનાર્ય દેશ. (૨) त्रि० પારસ દેશનો રહીશ.

**पारसी.** स्त्री० ( पारसी ) પારસ નામના અનાર્ય દેશમાં જન્મેલી દાસી. (૨) લિપિ વિશેષ; ફારસી લિપિ.

**पाराभोग.** त्रि० ( पाराभोग ) સંસારનો પાર પમાડનાર.

**पारायण.** न० ( पारायण ), પાર પામવુ તે.

**पारावत** } पु० ( पारावत ) પારેવો. (૨) **पारावय.** } વૃક્ષ વિશેષ.

**परासर.** पुं० ( पाराशर ) એ નામના એક ઋષિ કે જેણે પારાશર સ્મૃતિ બનાવી છે. (૨) વનનું જાનવર. (૩) न० ગોત્ર વિશેષ, જે વશિષ્ઠ ગોત્રની એક શાખા છે. (૪) त्रि० તે ગોત્રમાં ઉત્પન્ન થયેલ.

**पारिग्गाहिया.** स्त्री० ( पारिग्रहिकी ) પરિગ્રહ-ધન, ધાન્યાદિકની મમતાથી લાગતી ક્રિયા.

**पारिच्छिज्ज** न० ( पारिच्छेद्य ) પરીક્ષાથી વેચાતી વસ્તુ-સોનું, હીરા, મણિ વગેરે.

**पारिजाणिय.** न० ( पारियानिक ) ક્રીડા નિમિત્તે વપરાતો રથ.

**पारिजाय.** पुं० ( पारिजात ) પારિજાત નામનું દેવોનું વૃક્ષ; કલ્પવૃક્ષ.

**पारिट्ठावणिया.** स्त्री० ( पारिष्ठापनिकी ) ઝાડો પેસાબ વગેરે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક પરઠવવા-નાખવા તે; પાચમી સમિતિ.

**पारिणामिअ.** पु० ( पारिणामिक ) દ્રવ્યનું પરિણમવું અથવા પરિણામથી નિષ્પન્ન પારિણામિક ભાવ; છ ભાવમાંનો એક.

**पारिणामिया** स्त्री० ( पारिणामिकी ) પાકી ઉમરે ઉત્પન્ન થતી બુદ્ધિ; બુદ્ધિનો એક પ્રકાર.

**पारितावणिया.** स्त्री० ( पारितापनिकी ) પરને દુ:ખ-પીડા ઉપજાવવાથી લાગતી ક્રિયા-કર્મબંધ.

**पारितोसिय.** न० ( पारितोषिक ) ઈનામ; બક્ષીશ.

**पारिप्पव.** पुं० ( पारिप्लव ) એક જાતનું પક્ષી.

**पारिय.** त्रि० ( पारित ) પારેલું; સમાપ્ત કરેલું.

**पारियट्टिय.** पुं० ( परिवर्तित ) પરિવર્તિત નામનો દોષ; સાધુને માટે કોઇ વસ્તુ અદલબદલ કરી, ઠીકઠાક તૈયાર રાખી હોય, તે લેવાથી સાધુને લાગતો એક આહારનો દોષ.

**पारियल्ल.** न० ( परिवर्त ) ચક્ર-પૈડાનો ઘેરાવો.

**पारियावणिया.** स्त्री० ( पारितापनिकी ) જુઓ "પારિતાવણિયા" શબ્દ.

**पारिवासण.** न० ( परिवासन ) વાસી રાખવું.

**पारिवासिय.** त्रि० ( परिवासित ) પહેલા પહોરનું. (૨) ગતદિનનું; ગઇકાલનું; વાસી.

**पारिसाडणिया.** स्त्री० ( पारिशाटनिकी ) પરિત્યાગથી થતો કર્મબન્ધ.

**पारिहत्थिय.** त्रि० ( पारिहस्तिक ) સ્વભાવમાં કુશળ.

**पारिहारिय.** त्रि० ( पारिहारिक ) જેના ઘરની ભિક્ષા સાધુએ તજવી જોઇએ તે; સેજ્જાંતરીઓ વગેરે. (૨) પ્રાયશ્ચિત્તને યોગ્ય; ગુન્હેગાર.

**पारिहासय.** न० ( पारिहासक ) કુળ વિશેષ.

**पारी.** स्त्री० (     ) ભાજન વિશેષ.

**पारेवई.** स्त्री० ( पारावती ) પારેવી; કબૂતરની માદા.

**पारेवत.** } पु० ( पारावत ) કબૂતર. પારેવો.
**पारेवय.** } (૨) પારેવાના રંગ જેવુ ખાટા રસવાળુ એક ફળ. (૩) વૃક્ષ વિશેષ.

**पाल.** त्रि० ( पाल ) પાળનાર; રક્ષણ કરનાર. (૨) न० આભૂષણ વિશેષ.

**पालंक** न० ( पालङ्क्य ) એ નામની શાક કરવાની ભાજી.

**पालंगा.** स्त्री० ( पालक्या ) એક જાતનું ફળ.

**पालंब** पु० ( प्रालम्ब ) ગળામાં પહેરવાની લાંબી માળા; ઝુમણું.

**पालक.** न० ( पालक ) પહેલા દેવલોકના ઇન્દ્રનું મુસાફરી વિમાન.

**पालक्का.** स्त्री० ( पालंक्या ) એ નામની પ્રસિદ્ધ લીલી વનસ્પતિ.

**पालणा** स्त्री० ( पालना ) રક્ષા કરવી તે; પાલના કરવી તે; પાલન.

**पालणी** स्त्री० ( पालनी ) પાલન કરનારી; રક્ષણ કરનારી; (સ્ત્રી)

**पालन.** न० ( पालन ) પાલન; રક્ષણ.

**पालय.** पुं० ( पालक ) શક્રેન્દ્રના વિમાનનો વ્યવસ્થાપક દેવ (૨) શક્રેન્દ્રનું વિમાન. (૩) त्रि० પાલન કરનાર.

**पालि.** स्त्री० ( पालि ) તળાવ આદિને ફરતી પાળ.

**पालिजातय.** पु० ( पारिजातक ) વૃક્ષ વિશેષ.

**पालित्त.** पुं० ( पादलिप्त ) એ નામના એક જૈન આચાર્ય.

**पालिय.** पु० ( पालित ) એ નામનો એક વ્યાપારી શ્રાવક. (૨) ત્રિ૦ પાળેલું, બચાવેલું.

**पालिया.** स्त्री० ( पालिका ) વનસ્પતિ વિશેષ.

**पालियाअ.** पु० ( पारिजात ) પારિજાત વૃક્ષ.

**पालियातय.** पुं० ( पारिजातक ) જુઓ "પાલિયાઅ" શબ્દ.

**पाली.** स्त्री० ( पाली ) પલ્યોપમ પ્રમાણ કાળ વિભાગ. (૨) પાણી રોકવાનો બન્ધ; પાળ.

**पालुकिमिय.** पुं० ( पालुकृमिक ) કરમીયા, જંતુ વિશેષ.

**पाव.** पुं० न० ( पाप ) અશુભ કૃત્યથી બંધાતુ અશુભ કર્મ; પાપ; નવ તત્ત્વમાંનું ચોથુ તત્ત્વ; (૨) દુષ્કૃત્ય; અશુભ કૃત્ય, જીવહિંસાદિ. (૩) ત્રિ૦ પાપી; અધર્મી. (૪) અશુભ.

**पावंस.** त्रि० ( पापीयस् ) પાપી; પાપ કરનાર.

**पावकम्म.** न० ( पापकर्मन् ) અશુભ કર્મ.

**पावकिरिया.** स्त्री० ( पापक्रिया ) પાપકારી ક્રિયા.

**पावग.** पुं० ( पावक ) અગ્નિ.

**पावजीवि.** त्रि० ( पापजीविन् ) પાપથી જીવનાર.

**पावण.** त्रि० ( पावन ) પવિત્ર.

**पावण.** न० ( प्लावन ) પરઠવવું; નાખી દેવું.

**पावण.** न० ( प्रापण ) મેળવવુ.

**पावणिय.** पुं० ( प्रावचनिक ) પ્રવચન વાંચનાર આચાર્ય.

**पावदिट्ठि.** त्रि० ( पापदृष्टि ) અશુભ દૃષ્ટિવાળો; છિદ્રગ્રાહી.

**पावधम्म.** पुं० ( पापधर्म ) સાવદ્ય કાર્ય.

**पावपयडि.** स्त्री० ( पापप्रकृति ) પાપની ૮૨ પ્રકૃતિ.

**पावफलविवाग.** पु० ( पापफलविपाक ) વિપાક સૂત્રનો દુઃખવિપાક રૂપ એક વિભાગ-પ્રથમ શ્રુતસ્કંધ (૨) પાપફળનો વિપાક.

**पावय.** त्रि० ( प्रावृत ) ઢંકાએલ; આચ્છાદિત

**पावय.** पु० ( पावक ) અગ્નિ.

**पावय.** पु० ( प्रापक ) પ્રાપ્ત કરાવનાર.

**पावयण.** न० ( प्रवचन ) આગમ; સિદ્ધાન્ત, જૈનશાસન.

**पावयणि.** त्रि० ( प्रवचनिन् ) સિદ્ધાંતનું પ્રતિપાદન કરનાર; તીર્થંકર ગણધર વગેરે.

**पावयणिय.** त्रि० ( प्रावचनिक ) આગમવેત્તા, યુગ પ્રધાન આચાર્ય.

**पावर.** न० ( प्रावर ) રોમવાળુ વસ્ત્ર. (૨) મ્હોટો કામળો.

**पावरण.** पु० ( प्रावरण ) વસ્ત્ર વિશેષ; દુપટ્ટો.

**पावलोग.** पु० ( पापलोक ) નરક આદિ દુર્ગતિ.

**पावसअ.** त्रि० ( प्रावृषज ) ચોમાસામા જન્મેલ

**पावसउण.** पुं० ( पापशकुन ) શિકારી પક્ષી: પાપી પક્ષી.

**पावसमण.** पु० ( पापश्रमण ) દોષી-પાપી સાધુ

**पावसियालग.** पु० ( पापशृगालक ) પાપ શીયાળિયા.

**पावसुमिण.** पुं० न० ( पापस्वप्न ) ખરાબ સ્વપ્નુ

**पावसुय.** न० ( पापश्रुत ) અધર્મિ-પાખંડીનું શાસ્ત્ર

**पावहियय.** न० ( पापहृदय ) પાપમય હૃદય, દુષ્ટ અન્તઃકરણ.

**पावा.** स्त्री० ( पापा ) શૂરસેન દેશમા પ્રસિદ્ધ નગરી. (૨) પાપણી સ્ત્રી.

**पावाइ.** } **पावाइय.** } त्रि० ( प्रवादिन् ) વાદ કરનાર વાદી.

**पावाइअ.** त्रि० ( प्रवादित ) વગાડેલ.

**पावाउय.** } **पावावुय** } त्रि० ( प्रावादुक ) વાદી; વાદ કરનાર; પૂર્વપક્ષી.

**पावार.** पु० ( प्रावार ) વસ્ત્ર વિશેષ; દુપટ્ટો.

**पावावली.** स्त्री० ( पापवल्ली ) એ નામની એક વેલ.

**पाविट्ठ.** त्रि० ( पापिष्ठ ) પાપી.

**पाविय.** त्रि० ( प्राप्त ) પ્રાપ્ત કરેલ; મેળવેલ.

**पाविया.** स्त्री० ( पापिका ) પાપાચરણવાળી સ્ત્રી.

**पावेस.** त्रि० ( प्रावेश्य ) રાજસભાદિમા પહેરવા યોગ્ય વસ્ત્ર.

**पावेस.** पुं० ( प्रावेश ) વસ્ત્રની બન્ને તરફ લટકતા રૂછાં.

**पास.** पुं० ( पाष ) એ નામનો દેશ. (૨) त्रि० તે દેશમાં રહેનાર.

**पास.** पु० ( पार्श्व ) ત્રેવીશમા તીર્થંકરનું નામ. (૨) न० પાસે; નજીક; પડખે. (૩) પડખુ; પાસુ.

**पास.** पु० ( पाश ) પાસલો; બન્ધન; શસ્ત્ર વિશેષ.

**पासओ.** अ० ( पार्श्वतस् ) પડખે; નજીક.

**पासंगिय.** त्रि० ( प्रासंगिक ) પ્રસંગોપાત્ત.

**पासंड.** पु० ( पाषंड ) ધર્મને નામે ચાલતો ઢોંગ; મિથ્યાદર્શન. (૨) त्रि० પાખંડી; નાસ્તિક. (૩) न० વ્રત.

**पासंडत्थ.** पु० ( पाषण्डस्थ ) પાખંડી, કુમતિ.

**पासंडि.** त्रि० ( पाषण्डिन् ) ખોટો મત ચલાવનાર.

**पासंदण.** न० ( प्रस्यन्दन ) ઝરવુ; ટપકવુ.

**पासक.** न० ( पाशक ) પાશા ઢાળવાની કળા.

**पासग.** पुं० ( पाशक ) ફાસી. (૨) પાસા, જુગાર ખેલવાનું સાધન.

**पासग.** पु० ( दर्शक ) સર્વજ્ઞ; તીર્થંકર. (૨) त्रि० દેખાડનાર.

**पासग्गाह.** पुं० ( पाशग्राह ) પાશલો લઇ ચાલનાર.

**पासण.** न० ( दर्शन ) દર્શન; દેખવુ.

**पासणया. पासणा.** } स्त्री० ( दर्शन ) દેખવું; જોવું.

**पासणिय.** त्रि० ( प्राश्निक ) શુભાશુભ પ્રશ્નોનાં ફળાફળ કહેનાર. (૨) પ્રશ્ન કરનાર.

**पासत्थ.** त्रि० ( पाशस्थ ) પાશ-કર્મબંધમાં રહેનાર સાધુ સાધુપણાથી પતિત.

**पासत्थ.** त्रि० ( पार्श्वस्थ ) પાસત્થો· આચાર ભ્રષ્ટ.

**पासत्थविहारि.** त्रि० ( पार्श्वस्थविहारिन् ) ચારિત્રથી ભ્રષ્ટ થવાય તેવું અનુષ્ઠાન કરનાર

**पासबंधण.** न० ( पाशबन्धन ) પાશલાનુ બન્ધન.

**पासवण.** न० ( प्रस्रवण ) પેશાબ.

**पासवणया.** स्त्री० (       ) જુઓ " પાસણા " શબ્દ.

**पासवणापद.** न० (       ) પન્નવણા સૂત્રના ત્રીશમા પદનુ નામ.

**पासाईय.** त्रि० ( प्रासादीय ) મનને પ્રસન્ન કરનાર.

**पासाण** पु० ( पाषाण ) પથ્થર.

**पासाणघर** न० ( पाषाणगृह ) પથ્થરનુ ઘર. (૨) વનસ્પતિ વિશેષ

**पासाद.** पु० ( प्रासाद ) હવેલી· મહેલ.

**पासादीय.** त्रि० ( प्रासादीय ) ચિત્તને પ્રસન્ન કરનાર.

**पासामिअ.** पु० ( पाशमृग ) એ નામનો એક યક્ષ.

**पासाय.** पु० ( प्रासाद ) મહેલ, ભવન· હવેલી.

**पासायवडिंसय** पु० ( प्रासादावतंसक ) દેવતાને રહેવાનો મહેલ.

**पासावच्चिज्ज.** पु० ( पार्श्वापत्यीय ) ૨૩ મા પાર્શ્વનાથ ભગવાનના અનુયાયી-શિષ્ય, પ્રશિષ્ય વગેરે.

**पासित.** त्रि० ( पाशित ) પાશ-ભયના સ્થાનો.

**पासिय.** त्रि० ( दृश्य ) દર્શનીય, જોય.

**पासिय.** त्रि० ( पाशिक ) પાશમાં ફસાવનાર.

**पासिय** पु० ( पाशित ) ફળ વિશેષ.

**पासिल्ल.** } त्रि० ( पार्श्विक ) પડખાભર
**पासिल्लय.** } સુનાર. (૨) પાસે રહેનાર.
**पासुत्त.** त्रि० ( प्रसुप्त ) સુતેલો; ઉંઘી ગયેલો.
**पाहणा.** स्त्री० ( उपानह् ) જૂતી; મોજડી.
**पाहणय.** } न० ( प्राधान्य ) મુખ્યતા; પ્રધા-
**पाहन्न.** } નપણું.
**पाहाण.** पुं० ( पाषाण ) પથ્થર.
**पाहुड.** पुं० ( प्राभृत ) અધ્યયન અને શતકની માફક પૂર્વનું એક પ્રકરણ; અધ્યાય. (૨) ઉપહાર; ભેટ. (૩) કલેશ; ક્રોધ.
**पाहुडपाहुड.** न० ( प्राभृतप्राभृत ) પ્રકરણમાં પ્રકરણ હોય તે પ્રાભૃતપ્રાભૃતનું જ્ઞાન; શ્રુતજ્ઞાનનો એક પ્રકાર.
**पाहुडपाहुडसमास.** पुं० ( प्राभृतप्राभृतसमास ) એકથી વધારે પાહુડાપાહુડાનું જ્ઞાન; શ્રુતજ્ઞાનનો એક પ્રકાર.
**पाहुडसमास.** पु० ( प्राभृतसमास ) એકથી વધારે પાહુડાનું જ્ઞાન; શ્રુતજ્ઞાનનો એક પ્રકાર.
**पाहुडिया.** स्त्री० ( प्राभृतिका ) નજરાણું; ભેટ. (૨) ન્હાનો અધ્યાય. (૩) સાધુને પ્રાહુણા તરીકે માની બક્ષીસ તરીકે આહારાદિક આપવાથી લાગતો એક દોષ.
**पाहुण.** पुं० ( प्राघूर्ण ) મેમાન; પ્રાહુણો.
**पाहुणग.** पुं० ( प्राघूर्णक ) મેમાન; અભ્યાગત, પ્રાહુણો.
**पाहुणिय.** पुं० ( प्राघूर्णिक ) છટ્ઠા ગ્રહનું નામ.
**पाहुणिज्ज.** त्रि० ( पाहणीय ) પ્રકર્ષે કરી આહ્વાન કરવા યોગ્ય.
**पाहेज्ज.** पुं० ( पाथेय ) ભાતું.
**पाहेणग.** न० ( प्रहेणक ) લાડુ વિગેરેનું લ્હાણું.
**पाहेय.** न० ( पाथेय ) મુસાફરીમાં ખાવાનું ભોજન; ભાતું.
**पि.** अ० ( अपि ) પણ; વળી. (૨) સંભાવના.
**पिअंगु.** पुं० ( प्रियंगु ) પ્રિયંગુ; ગજપીપર. (૨) સ્ત્રી. એક સ્ત્રીનું નામ.
**पिआमह.** पुं० ( पितामह ) દાદો; બાપનો બાપ.
**पिइ.** पुं० ( पितृ ) પિતા; બાપ. (૨) પિતૃ-દેવતા; અશ્લેષા નક્ષત્રનો સ્વામી.
**पिइपज्जय.** पुं० ( पितृप्रार्यक ) બાપ દાદા; વડવા; પૂર્વજો.
**पिइय.** त्रि० ( पैतृक ) પિતાનું; પિતા સંબંધી.
**पिउ.** पुं० ( पितृ ) બાપ.
**पिउच्छा.** } स्त्री० ( पितृस्वसृ ) ફોઇ; બાપની
**पिउत्था.** } બહેન.
**पिउपज्जय.** पु० ( पितृप्रार्यक ) જુઓ "પિઇ-પજ્જય" શબ્દ.
**पिउमंद.** पुं० ( पिचुमद ) લીંબડાનું ઝાડ.
**पिउवण.** न० ( पितृवन ) સ્મશાન.
**पिउसेणकण्हा.** स्त्री० ( पितृसेनकृष्णा ) અંતગડ સૂત્રના આઠમા વર્ગના નવમા અધ્યયનનું નામ. (૨) શ્રેણિક રાજાની એક રાણી.
**पिउस्सियपति.** पुं० ( पितृस्वसृपति ) ફુવો.
**पिउस्सिया.** स्त्री० ( पितृस्वसृ ) બાપની બ્હેન, ફોઇ.
**पिंकार.** पुं० ( अपिकार ) અપિકાર, અપિ શબ્દ.
**पिंग.** पुं० ( पिङ्ग ) ચાતક પક્ષી. (૨) વર્ણ-રંગ વિશેષ.
**पिंगच्छ.** त्रि० ( पिंगाक्ष ) પીળાં નેત્રવાળું.
**पिंगल.** पु० ( पिंगल ) પીળો રંગ. (૨) त्रि० કપિલ રંગનું. (૩) પિંગળ નામનો ગ્રહ. (૪) પિંગળ નામનો શ્રાવક, કે જેણે ખંધક સંન્યાસીને પ્રશ્નો પૂછ્યા હતા. (૫) જીવ વિશેષ. (૬) ચક્રવર્તીનો એક ભંડાર.
**पिंगलक्ख.** त्रि० ( पिंगलाक्ष ) માંજરી આંખવાળું. (૨) पुं० એક પક્ષી.

**पिंगलय.** પું० ( पिङ्गलक ) ચક્રવર્તીનાં નવ નિધાનમાંનું એક કે જેમાં સર્વ પ્રકારનાં આભૂષણોનો સમાવેશ થાય છે. (૨) રાહુના પુદ્‌ગળનો એક ભેદ.

**पिंगलायण.** ન० ( पिङ्गलायन ) ગોત્ર વિશેષ; કૌત્સગોત્રની એક શાખા. (૨) પું० સ્ત્રી० તે ગોત્રમાં ઉત્પન્ન થયેલ.

**पिंगायण.** પું० ( पिंगायन ) કુત્સગોત્રની શાખા. (૨) ત્રિ० તે શાખામાં જન્મેલ. (૩) ન० મઘા નક્ષત્રનું ગોત્ર.

**पिंगुल.** પુ० ( पिङ्गुल ) પક્ષી વિશેષ.

**पिंजण.** ન० ( पिञ्जन ) પીંજવું.

**पिंजर.** પુ० ( पिञ्जर ) પીતરક્તવર્ણ. (૨) તે વર્ણવાળુ.

**पिंड.** પુ० ( पिण्ड ) પિંડો. (૨) વનસ્પતિ વિશેષ; કન્દની એક જાત. (૩) સંચય; પરિગ્રહ. (૪) ખોરાક; મોદકાદિ આહાર. (૫) કોળીયો. (૬) શરીર.

**पिंडश्र.** પુ० ( पिण्डक ) પગે ચોટતાં કીચડના પિંડા વળે તેટલો કાદવ; મધ્યમ કીચડ. (૨) મોદકાદિ ખોરાકનો પિંડો. (૩) સંગ્રહ. (૪) સમુદાય.

**पिंडगुड.** પુ० } **पिंडगुला.** સ્ત્રી० } ( पिण्डगुड ) ભિલા તથા રવાનો ગોળ; કઠણ ગોળ.

**पिंडणा.** સ્ત્રી० ( पिण्डना ) ખાંડ વગેરે ખાદ્ય પદાર્થોનું સામાન્ય મિશ્રણ. (૨) સમૂહ.

**पिंडत्थ.** પું० ( पिण्डार्थ ) પદ સમુદાયનો અર્થ; વાક્યાર્થ.

**पिंडनिज्जुत्ति.** સ્ત્રી० ( पिण्डनिर्युक्ति ) જેમાં પિંડ એટલે આહારના ગુણદોષ સમ્બન્ધી વિવેચન છે તે પુસ્તક.

**पिंडनियर.** પું० ( पिण्डनिकर ) પિંડનો જથ્થો; પિતૃપિણ્ડ; શ્રાદ્ધનું ભોજન.

**पिंडपगइ.** સ્ત્રી० ( पिण्डप्रकृति ) અવાન્તર ભેદવાળી કર્મપ્રકૃતિ–જેમ નામકર્મની ગતિ જાતિ આદિ પ્રકૃતિ.

**पिंडमह.** પું० ( पिण्डमह ) પિતૃપિંડ–શ્રાદ્ધનો મહોત્સવ.

**पिंडलग.** ન० (  ) પુષ્પની છાબડી.

**पिंडवड्ढण.** પું० ( पिण्डवर्द्धन ) આહારની વૃદ્ધિ.

**पिंडवड्ढावण.** ન० ( पिण्डवर्द्धन ) બાળકના ખોરાકની વૃદ્ધિ થાય તે પ્રસગે સંસ્કાર કરવામાં આવે તે.

**पिंडवात.** } **पिंडवाय.** } પું० ( पिण्डपात ) ભિક્ષા; ગોચરી.

**पिंडसेणकराहा.** સ્ત્રી० ( पिण्डसेनकृष्णा ) રાજા શ્રેણિકની એક પત્ની.

**पिंडहलिद्दा.** સ્ત્રી० ( पिण्डहरिद्रा ) પિંડરૂપ હળદર.

**पिंडालु.** પુ० ( पिण्डालु ) કન્દ વિશેષ; પિંડાળુ.

**पिंडि** સ્ત્રી० ( पिंडि ) કકડો. (૨) ઝુમખા.

**पिंडिश्रा.** સ્ત્રી० ( पिण्डिका ) છિપ્પર.

**पिंडित.** ત્રિ० ( पिण्डित ) સંચય કરેલું.

**पिंडिम.** ત્રિ० ( पिण्डिम ) પિણ્ડ–જથ્થારૂપ.

**पिंडिय.** ત્રિ० ( पिण्डित ) ભેળું થયેલું; એકઠું કરેલું.

**पिंडी.** સ્ત્રી० ( पिण्डी ) ગુચ્છો. (૨) ગોળો; વર્તુળાકાર વસ્તુ.

**पिंडेसणा.** સ્ત્રી० ( पिण्डैषणा ) પિણ્ડૈષણા નામનું આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધનું પ્રથમ અધ્યયન. (૨) પિંડ–આહારની એષણા–દોષાદોષ નિરીક્ષણ.

**पिंडेसिय.** ત્રિ० ( पिण्डैषिक ) ભિક્ષામાટે ફરનાર.

**पिंडोलश्र.** } **पिंडोलग.** } પુ० ( पिण्डोलगक ) ભિક્ષા ઉપર નિર્વાહ ચલાવનાર; ભિક્ષુક.

**पिंसुश्र.** પુ० ( पिंशुक ) ચાંચડ.

**पिच्छ.** ન० ( पिच्छ ) પિચ્છું, પાંખ; મોર પીંછી.

**पिच्छश्र.** પું० ( पिच्छक ) પાંખ. (૨) પક્ષી.

**पिच्छणा.** ન० ( प्रेक्षण ) જોવું; દેખવું.

**पिच्छणिज्ज.** त्रि० ( प्रेक्षणीय ) જોવા યોગ્ય.
**पिच्छाघर.** न० ( प्रेक्षागृह ) પ્રેક્ષકોને બેસવાનું સ્થાન.
**पिच्छि.** पुं० ( पिच्छिन् ) મોરપીંછ ધરનાર એક પ્રાચીન અન્યતીર્થિ વર્ગ.
**पिज्ज.** पुं० न० ( प्रेमन् ) પ્રેમ, સ્નેહ.
**पिटक.** पुं० ( पिटक ) પેટી; મજૂષ.
**पिट्ट.** न० ( पेट ) પેટ.
**पिट्टण.** न० ( पिट्टन) પિટ્ટણાં પાટવાં તે. (૨) મારવુ.
**पिट्टण.** न० ( पीडन ) પીડા; ક્લેશ.
**पिट्टावण.** न० ( पिट्टन ) બીજાની પાસે પિટ્ટણાં પીટાવવા તે.
**पिट्ठ.** पुं० न० ( पिष्ट ) લોટ; પીસેલી વસ્તુ.
**पिट्ठ.** न० ( पृष्ठ ) પુઠ (૨) પૃષ્ઠ; પીઠ.
**पिट्ठओ** अ० ( पृष्ठतस् ) પછવાડેથી; પુઠે; પીઠ તરફ.
**पिट्ठंत.** न० ( पृष्ठांत ) અપાનદ્વાર
**पिट्ठकरंडय.** पुं० ( पृष्ठकरण्डक ) બરડાનું હાડકુ.
**पिट्ठनिप्फन्न.** त्रि० ( पिष्टनिष्पन्न ) ઘઉં, કોદ્રવા, ચાવલ વગેરે ધાન્ય તથા દરાખ આદિના રસથી નિષ્પન્ન-તૈયાર થયેલ; ગોળને એક પ્રકાર.
**पिट्ठचंपा** स्त्री० ( पृष्ठचंपा ) એ નામની એક નગરી.
**पिट्ठतो.** अ० ( पृष्ठतस् ) પાછળથી.
**पिट्ठि.** न० ( पृष्ठ ) વાસાનો ભાગ.
**पिट्ठिकरंडग.** पुं० ( पृष्ठकरण्डक ) પાંસળી.
**पिट्ठिमंस.** न० ( पृष्ठमांस ) પુંઠનું માંસ-વિષ્ઠા. (૨) પાછળથી કોઇની નિન્દા કરવી તે; ચાડી.
**पिट्ठिमंसि.** त्रि० ( पृष्ठमांसिन् ) પારકી નિન્દા કરી પરના મર્મ ઉઘાડા પાડનાર.
**पिट्ठिमंसिय.** त्रि० ( पृष्ठमांसिक ) અસમાધિનું દશમુ સ્થાનક સેવનાર; નિન્દા કરનાર.
**पिट्ठिमाउया.** स्त्री० ( पृष्टमातृका ) એક અનુત્તર વિમાન ગામિની સ્ત્રી.
**पिट्ठिवडिंसिया.** स्त्री० ( पृष्ठावतंसिका ) કાવડ.
**पिट्ठी.** स्त्री० ( पैष्टी ) આટાનો બનાવેલો દારૂ.
**पिड.** पु० ( पिट ) પેટી; પટારો.
**पिडअ.** न० ( पिटक ) ટોપલી. (૨) બે ચન્દ્ર તથા બે સૂર્યનું જોડલું.
**पिडग.** पु० ( पिटक ) પેટી; મજૂષા. (૨) નેતરનો કરડીયો.
**पिढर.** पु० न० ( पिठर ) પેણી; હાંલ્લી; તપેલી.
**पिणद्ध** त्रि० ( पिनद्ध ) ઢાંકેલુ (૨)પહેરેલું.
**पित.** पु० ( पितृ ) મઘા નક્ષત્રનો અધિષ્ઠાતા દેવ, (૨) પિતા.
**पितपिंड.** पु० ( पितृपिण्ड ) પિતૃને પિણ્ડ દેવાની ક્રિયા; શ્રાદ્ધ આદિ.
**पिति.** पु० ( पितृ ) પિતા, બાપ. (૨) મઘા નક્ષત્રનો અધિષ્ઠાતા દેવતા.
**पित्त.** पुं० न० ( पित्त ) એક પ્રકારની શરીરની પીળી ધાતુ· પિત્ત; પિત્તોડુ.
**पित्तज्जर** पुं० ( पित्तज्वर ) પિત્તજ્વર; પિત્તનો તાવ.
**पित्तधारिणी.** स्त्री० ( पित्तधारिणी ) પિત્તને ધારણ કરનારી નાડી-નસ.
**पित्तिज्ज.** पु० ( पितृव्य ) કાકો.
**पित्तिय.** पु० ( पैत्तिक ) પિત્તની વ્યાધિ; ગરમીનો રોગ.
**पित्तिय.** पुं० ( पितृव्य ) કાકો; બાપનો ભાઇ.
**पिधाण.** न० ( पिधान ) ઢાકણુ.
**पिन्नाअ.** } **पिन्नाग.** } पुं० ( पिण्याक ) તલ વગેરેનો ખોળ.
**पिपीलिगा** } **पिपीलिया.** } स्त्री० ( पिपीलिका ) કીડી.
**पिप्परी.** स्त्री० ( पिप्पली ) ગજપીપર. (૨) પીપરનું ઝાડ.
**पिप्पल** पुं० ( पिप्पल ) ન્હાનો અસ્તરો.

**पिप्पलग्ग.** પું० ( पिप्पलक ) કાંટો કાઢવાનો ચીપીયો. (૨) અસ્તરો.

**पिप्पलग.** न० ( पिप्पलक ) પીપળાના પાંદડાંનું પાથરણું. (૨) કાતર.

**पिप्पलि.** स्त्री० ( पिप्पलि ) પીપર; ઔષધિ વિશેષ.

**पिप्पलिया.** स्त्री० ( पिप्पलिका ) પિપર; વૃક્ષની એક જાત.

**पिप्पली.** स्त्री० ( पिप्पली ) પિપર.

**पिप्पिया.** स्त्री० ( ) દાતનો મેલ.

**पिप्पीसग.** न० ( पिप्पीसक ) એક જાતનું વાજિત્ર.

**पिम्म.** न० ( प्रेमन् ) પ્રેમ; પ્રીતિ; સ્નેહ.

**पिय.** त्रि० ( प्रिय ) હૃદયને ગમે તેવુ; પ્રિય. (૨) પુ० વલ્લભ; પતિ.

**पियअ.** पु० ( प्रियक ) અસનનું ઝાડ.

**पियंकर.** पुं० (प्रियंकर) પ્રિય કરનાર; હિતેચ્છુ.

**पियंगल.** पु० ( प्रियङ्गल ) ચાર ઇન્દ્રિયવાળો એક જીવ.

**पियंगु** पु० ( प्रियङ्गु ) એક જાતનુ ફુલવાળું વૃક્ષ કે જેની નીચે પાંચમા તીર્થંકરને કેવળજ્ઞાન ઉપજ્યું.

**पियंवाइ.** त्रि० ( प्रियवादिन् ) પ્રિય-મીઠું બોલનાર.

**पियकारिणी.** स्त्री० ( प्रियकारिणी ) ભગવાન્ મહાવીરની માતાનુ નામ; ત્રિશલાદેવી.

**पियगंथ.** पु० ( प्रियग्रन्थ ) એક પ્રાચીન જૈન મુનિ; આચાર્ય સુસ્થિતના એક શિષ્ય.

**पियण.** न० ( पान ) પીવુ; પાન કરવુ.

**पियदंसण.** त्रि० ( प्रियदर्शन ) જેનું દર્શન પ્રિય છે તે; સુન્દર દેખાવવાળું. (૨) પું० મેરૂ પર્વત. (૩) દેવ વિશેષ.

**पियदंसणा.** स्त्री० ( प्रियदर्शना ) શ્રી મહાવીર સ્વામીની પુત્રીનું નામ.

**पियदेव.** पु० ( पितृदेव ) પિતારૂપી દેવ; પિતૃદેવ.

**पियधम्म.** त्रि० ( प्रियधर्मन् ) ધર્મની શ્રદ્ધાવાળો.

**पियमित्त.** पुं० ( प्रियमित्र ) છટ્ઠા વાસુદેવના ત્રીજા પૂર્વભવનું નામ.

**पियय.** पुं० ( प्रियक ) વૃક્ષ વિશેષ; વિજયસાર નામનું ઝાડ.

**पियर.** पु० ( पितृ ) પિતા.

**पियसेण.** पु० ( प्रियसेन ) પ્રિયસેન નામનો એક રાજા.

**पिया** स्त्री० ( प्रिया ) ભાર્યા, સ્ત્રી.

**पियाउय.** त्रि० ( प्रियायुष्क ) જીવિત પ્રિય.

**पियामह.** पुं० ( पितामह ) દાદો

**पियाल.** पु० ( प्रियाल ) રાયણનું વૃક્ષ કે જેની નીચે ચોથા તીર્થંકરને કેવળજ્ઞાન થયુ. (૨) રાયણનું ફળ; રાયણ.

**पिरिपिरिया.** स्त्री० ( ) પિરિપિરિ શબ્દ કરતી વાંસની નળી; એક જાતનું વાજીંત્ર.

**पिरिली.** स्त्री० ( पिरिली ) એ નામનો વનસ્પતિનો ગુચ્છો. (૨) વાદ્ય વિશેષ.

**पिलंखु** पुं० ( प्लक्ष ) પિપળો, વૃક્ષની એક જાત.

**पिलक.** पु० ( पिलक ) કીટ વિશેષ.

**पिलक्खु.** पु० ( प्लक्ष ) પીપળો. વૃક્ષની એક જાત.

**पिलग.** पु० ( पिलक ) પક્ષી વિશેષ.

**पिलय.** पु० ( पिलक ) કીટ વિશેષ.

**पिलाग.** न० ( पिटक ) પાકેલ ગુમડું; ફોલ્લો.

**पिलिहा.** स्त्री० ( प्लीहा ) તલ્લી; શરીરની અંદરનો એક ભાગ.

**पिलुंखु.** } पु० ( प्लक्ष ) પિપરનું વૃક્ષ;
**पिलुक्ख.** } પીપળો.

**पिलण.** न० ( प्रेरण ) પ્રેરણા કરવી તે.

**पिलणा.** स्त्री० ( प्रेरणा ) પ્રેરવું; પ્રેરણાકરવી.

**पिलिअ.** त्रि० ( प्रेरित ) પ્રેરણા કરેલ.

**पिव.** अ० ( इव ) ઉપમાવાચક તરીકે વપરાતું અવ્યય.

**पिवासय.** त्रि० ( पिपासक ) પીવાની ઇચ્છાવાળા.

**पिवासा.** स्त्री० ( पिपासा ) પિપાસા; તરસ (૨) સ્નેહ; અનુકમ્પા.

**पिवासागय.** त्रि० ( पिपासागत ) પિપાસિત થયેલ.

**पिवासापरिसह.** पुं० ( पिपासापरिषह ) તૃષાનો પરિસહ.

**पिवासिश्र.** त्रि० ( पिपासित ) તરસ્યો; તૃષાતુર

**पिवीलिया.** स्त्री० ( पिपीलिका ) કીડી; મંકોડી.

**पिसाय.** पुं० ( पिशाच ) પિશાચદેવ; વાણ વ્યંતર દેવતાની એક જાત.

**पिसायकुमार.** पु० ( पिशाचकुमार ) પિશાચ કુમાર; વ્યંતર દેવતાની એક જાત.

**पिसायराय.** पु० ( पिशाचराज ) પિશાચોનો રાજા.

**पिसित.** } **पिसिय.** } न० ( पिशित ) માંસ.

**पिसुण.** त्रि० ( पिशुन ) ચાડીગો; ચુગલીખોર.

**पिसुणण.** न० ( पैशुन्य ) ચાડીયાપણું

**पिसुय.** पु० ( पिशुक ) ચાંચડ; ત્રણ ઇંદ્રિયવાળો એક જીવ.

**पिह.** त्रि० } **पिहं.** अ० } ( पृथक् ) જુદું; ભિન્ન

**पिहंजण.** पु० ( पृथग्जन ) સામાન્ય માણસ.

**पिहडग.** } **पिहडय.** } पु० ( पिठरक ) બકડીયું; રાંધવાનું મ્હોટું વાસણ.

**पिहाण.** न० ( पिधान ) ઢાંકણું; આચ્છાદન.

**पिहिय.** त्रि० ( पिहित ) ઢાંકેલું; છુપાવેલું. (૨) એષણાના દશ દોષમાંનો ચોથો દોષ.

**पिहियासव.** त्रि० ( पिहिताश्रव ) જેણે આશ્રવને રોકેલ છે તે.

**पिहीकय.** त्रि० ( पृथक्कृत ) જુદું પાડેલું.

**पिहु.** त्रि० ( पृथु ) વિસ્તારવાળું; પહોળું; મોટું.

**पिहु.** अ० ( पृथक् ) જુદું; ભિન્ન.

**पिहुंड.** न० ( पिहुण्ड ) એ નામનું એક નગર.

**पिहुजण.** पु० ( पृथग्जन ) સાધારણ માણસ.

**पिहुण.** न० (      ) મોરનું પીચ્છું.

**पिहुणहत्थ.** पुं० (      ) મોર પીચ્છાંનો પુંજો-પુંજણી.

**पिहुय.** पु० न० ( पृथुक ) પૌવાં; ચવેણું.

**पिहुल.** त्रि० ( पृथुल ) પહોળું.

**पिहो.** अ० ( पृथक् ) ભિન્ન, જુદું.

**पीश्र.** त्रि० ( प्रीत ) પ્રસન્ન; હર્ષિત.

**पीइ.** स्त्री० ( प्रीति ) પ્રેમ; પ્રીતિ; સ્નેહ. (૨) એક જાતની લતા.

**पीइगम.** न० ( प्रीतिगम ) આઠમા દેવલોકના ઇન્દ્રનું નામ.

**पीइदाण.** न० ( प्रीतिदान ) પ્રીતિદાન, પારિતોષિક, ઇનામ, બક્ષીસ.

**पीइमण.** पुं० ( प्रीतिमनस् ) સાતમા મહાશુક્ર દેવલોકના ઇન્દ્રનું મુસાફરી વિમાન. (૨) ત્રિ૦ પ્રસન્નચિત્તવાળું.

**पीइवद्धण.** पु० ( प्रीतिवर्धन ) કાર્તિકમહિનાનુ લોકોત્તર નામ.

**पीईय.** पु० (      ) વૃક્ષ વિશેષ.

**पीऊस.** न० ( पीयूष ) અમૃત; સુધા.

**पीठ.** न० ( पीठ ) આસન; બાજોઠ. (૨) ઘોડેસ્વાર.

**पीठमद्द.** पु० ( पीठमर्द ) રાજાની નજીક બેસનાર હજુરી.

**पीठय.** पुं० ( पीठक ) કાષ્ઠમય આસન; પાટ

**पीडा.** स्त्री० ( पीडा ) દુઃખ; વ્યથા.

**पीढ.** न० ( पीठ ) જુઓ " પીઠ " શબ્દ.

**पीढग.** पुं० ( पीठक ) પાટલો; બાજોઠ.

**पीढमद्द.** पु० (पीठमर्द) જુઓ "પીઠમદ્દ" શબ્દ.

**पीढय.** पु० ( पीठक ) હલેસાં. (૨) પાટલો. (૩) પીઠ રાખવાનું પાટીયું.

**पीढसप्पि.** त्रि० ( पीठसर्पिन् ) બેઠાં બેઠાં ઘસડાતાં ઘસડાતાં ચાલનાર.

**पीढाणिय.** न० ( पीठानीक ) અશ્વ સેના.
**पीण.** त्रि० ( पीन ) સ્થૂલ; પુષ્ટ.
**पीणणिज्ज.** त्रि० ( प्रीणनीय ) તૃપ્ત કરે તેવુ; શરીરની વૃદ્ધિ કરે તેવુ.
**पीणाइय.** त्रि० ( पैनायिक ) ગર્વથી નિવૃત્ત.
**पीणाया.** स्त्री० ( पीनाया ) ગર્વ; અહંકાર.
**पीणित.** त्रि० ( प्रीणित ) તૃપ્ત થયેલ; પ્રસન્ન થયેલ. (૨) વૃદ્ધિ પામેલ. (૩) પું૦ સૂર્યની સાથે ગ્રહ કે નક્ષત્રનો યોગ થાય તે.
**पीतय.** त्रि० ( पीतक ) પીળું; પીળા રંગનું. (૨) પુ૦ પીળો રંગ.
**पीति.** स्त्री० ( प्रीति ) પ્રીતિ; સ્નેહ.
**पीतिगम.** पु० ( प्रीतिगम ) સાતમા દેવલોકના ઇન્દ્રના યાન વિમાનનો વ્યવસ્થાપક દેવતા.
**पीतिदाण.** न० (प्रीतिदान) ખુશાલીની બક્ષીસ.
**पीतिवद्धण** पु० ( प्रीतिवर्द्धन ) કાર્તિક માસનુ લોકોત્તર નામ.
**पीतिय.** त्रि० ( पीतक ) પીળુ; પીળા રંગનું. (૨) પું૦ પીળો રંગ.
**पीय.** त्रि० ( पीत ) પીળાવર્ણનુ; પીળુ. (૨) પુ૦ પીળો રંગ.
**पीयवत्थ.** न० (पीतवस्त्र) પીતાંબર; પીળુવસ્ત્ર.
**पीलण.** न० ( पीडन ) પીડવુ; મર્દન કરવું; શેરડીની પેઠે પીલવુ.
**पीला.** स्त्री० ( पीडा ) પીડા; દુઃખ.
**पीलिय.** त्रि० ( पीडित ) શેરડીની પેઠે યંત્રમા પીલેલું; નીચોવેલું. (૨) પું૦ ભીનું વસ્ત્ર નીચોવતાં જે પવન નીકળે તે; અચિત્તવાયુ.
**पीलु.** पु० ( पीलु ) પીલુનું ઝાડ. (૨) ન૦ તેનું ફળ. (૩) દુધ.
**पीलुअ.** पु० ( पीलुक ) પીલુના ઝાડ ઉપરથી પાડેલું કોઇ પુરૂષનું નામ.
**पीलुक.** पु० ( पीलुक ) વૃક્ષ વિશેષ કે જેની નીચે ૧૦ મા તીર્થંકરને કેવળજ્ઞાન ઉપજ્યુ.
**पीवर.** त्रि० ( पीवर ) જાડું; પુષ્ટ.
**पीवरगब्भा.** स्त्री० ( पीवरगर्भा ) તુરતમાં જ જન્મ આપે તેવી ગર્ભવંતી સ્ત્રી.
**पीसण.** न० ( पेषण ) વાટવું, પીસવું. (૨) त्रि० દળનાર; પીસનાર.
**पीसणिया.** स्त्री० ( पेषणतिका ) દળણું દળનારી સ્ત્રી.
**पु.** स्त्री० ( पुर ) શરીર.
**पुअ.** न० ( प्लुत ) વાંકી ગતિ.
**पुअजुद्ध.** न० ( प्लुतयुद्ध ) અધમ યુદ્ધનો એક પ્રકાર.
**पुंख.** पु० ( पुङ्ख ) એ નામનુ પાંચમા દેવલોકનું એક વિમાન (૨) બાણનું પુખડું.
**पुंछण** न० ( प्रोञ्छन ) લુછવુ તે. (૨) રજોહરણ.
**पुंछणी.** स्त्री० ( प्रोञ्छनी ) સાવરણી; પુંજણી
**पुंज.** पु० ( पुञ्ज ) જથ્થો, ઢગલો.
**पुंजिय.** त्रि० ( पुजित ) ઢગલા કરેલ.
**पुंजीकड.** त्रि० ( पुञ्जीकृत ) ઉંચો ઢગલો કરેલ.
**पुंड.** पु० ( पुंड्र ) એ નામનું પાંચમા દેવલોકનુ એક વિમાન. (૨) પુણ્ડક નામનો દેવ. (૩) એ નામનો એક દેશ. (૪) ચિહ્ન; ડાઘો. (૫) त्रि० સફેદ.
**पुंडरीका.** स्त्री० ( पुण्डरीका ) ઉત્તર દિશાના રૂચક પર્વતપર વસનારી આઠ દિશા કુમારિકામાંની ત્રીજી.
**पुंडरीगिणी.** स्त्री० ( पुण्डरीकिणी ) પુષ્કલાવતી વિજયની મુખ્ય નગરી. (૨) દક્ષિણ દિશાના અંજનગિરિની ઉત્તર તરફની વાવડીનુ નામ.
**पुंडरीय.** न० ( पुण्डरीक ) શ્વેત કમળ. (૨) એ નામે આઠમા દેવલોકનું એક વિમાન. (૩) સૂયગડાંગ સૂત્રનુ ૧૭ મુ અધ્યયન. (૪) પુંડરીક રાજા; કુંડરિકનો ભાઇ. (૫) પુંડરીક નામનો ચુલહિમવંત પર્વત ઉપરનો એક દ્રહ.

**बंभचेर.** पुं० न० ( ब्रह्मचर्य ) બ્રહ્મચર્ય; વિષય ત્યાગ. (૨) સંયમ અનુષ્ઠાન. (૩) જીનેન્દ્રનું શાસન; જીન પ્રવચન.

**बंभचेरगुत्ति.** स्त्री० ( ब्रह्मचर्यगुप्ति ) બ્રહ્મચર્યના રક્ષણ માટે યોજાયલી નવ ગુપ્તિ-વાડ.

**बंभचेरवास.** पु० ( ब्रह्मचर्यवास ) બ્રહ્મચર્યમાં રહેવું તે; બ્રહ્મચર્યનું પાલન.

**बंभजोग.** पु० ( ब्रह्मयोग ) બ્રહ્મચર્ય ધારણ કરવું તે.

**बंभझय.** पु० ( ब्रह्मध्वज ) એ નામનું છઠ્ઠા દેવલોકનું એક વિમાન.

**बंभण.** पुं० ( ब्राह्मण ) બ્રાહ્મણ; ચાર વર્ણમાંનો એક વર્ણ.

**बंभणाय.** त्रि० ( ब्राह्मणयक ) બ્રાહ્મણ સંબંધી.

**बंभदत्त.** पु० ( ब्रह्मदत्त ) બ્રહ્મદત્ત નામના બારમા ચક્રવર્તી. (૨) બીજા તીર્થંકરને પ્રથમ ભિક્ષા આપનાર.

**बंभदीवग.** पु० ( ब्रह्मदीपक ) રેવતીનક્ષત્ર આચાર્યના શિષ્યનું નામ.

**बंभदीविया.** स्त्री० ( ब्रह्मदीपिका ) એ નામની એક શાખા.

**बंभप्पभ.** पु० ( ब्रह्मप्रभ ) બ્રહ્મપ્રભ નામનું છઠ્ઠા દેવલોકનું એક વિમાન.

**बंभबन्धु.** पु० ( ब्रह्मबन्धु ) ષટ્કર્મરહિત માત્ર જન્મનો બ્રાહ્મણ.

**बंभयारि.** पु० स्त्री० ( ब्रह्मचारिन् ) બ્રહ્મચર્ય પાળનાર. (૨) બ્રહ્મચારી નામના પાર્શ્વનાથના એક ગણધર.

**बंभलिज्ज.** न० ( ब्रह्मलीय ) એક જૈન મુનિ કુળ.

**बंभलेस्स.** पु० ( ब्रह्मलेश्य ) એ નામનું છઠ્ઠા દેવલોકનું એક વિમાન.

**बंभलोग.** पुं० ( ब्रह्मलोक ) પાંચમા દેવલોકનું નામ. (૨) પાંચમા દેવલોકમાં રહેનાર દેવ.

**बंभलोगवर्डिसग.** पुं० ( ब्रह्मलोकावतंसक ) બ્રહ્મલોકાવતંસક નામનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**बंभलोय.** पुं० ( ब्रह्मलोक ) બ્રહ્મલોક નામે પાંચમો દેવલોક.

**बंभलोयकप्प.** पुं० ( ब्रह्मलोककल्प ) પાંચમા દેવલોકનું નામ.

**बंभवर्डिसअ.** पुं० ( ब्रह्मावतंसक ) સકલ લોકનો મુકુટ રૂપ હોવાથી સિદ્ધ શિલાનું નામ.

**बंभवण्ण.** पु० ( ब्रह्मवर्ण ) એ નામનું છઠ્ઠા દેવલોકનું વિમાન.

**बंभवि.** त्रि० ( ब्रह्मवित् ) આત્મજ્ઞાની.

**बंभसिंग.** पु० ( ब्रह्मशृङ्ग ) એ નામનું છઠ્ઠા દેવલોકનું એક વિમાન.

**बंभसिद्ध.** पु० ( ब्रह्मसिद्ध ) એ નામનું છઠ્ઠા દેવલોકનું એક વિમાન.

**बंभसोअ.** न० ( ब्रह्मशौच ) બ્રહ્મચર્યથી થતી પવિત્રતા.

**बंभावती.** पु० ( ब्रह्मावती ) રમ્યક વિજયની મુખ્ય રાજધાની.

**बंभावत्त.** पु० ( ब्रह्मावर्त्त ) એ નામનું છઠ્ઠા દેવલોકનું એક વિમાન.

**बंभि.** } **बंभी.** } स्त्री० ( ब्राह्मी ) બ્રાહ્મી લિપિ. (૨) ઋષભદેવ પ્રભુની પુત્રી કે જેને પ્રભુએ બ્રાહ્મી લિપિ શીખવી હતી.

**बंभुत्तरवर्डिसग.** पु० ( ब्रह्मोत्तरावतंसक ) એ નામનું છઠ્ઠા દેવલોકનું એક વિમાન.

**बक.** पुं० ( बक ) બગલો.

**बकुलअ.** पुं० ( बकुलक ) બકુલ વૃક્ષના નામે કોઇ માણસનું પાડેલું નામ.

**बकुसी.** स्त्री० ( बकुशी ) બકુશ દેશની ઉત્પન્ન થયેલી દાસી.

**बग.** पुं० ( बक ) બગલો.

**बगिअ.** त्रि० ( बकीय ) બગલા સંબંધી.

**बगी.** स्त्री० ( बकी ) બગલી.

**बज्झ.** त्रि० ( बाह्य ) બાહ્યવસ્તુ; બહારની વસ્તુ. (૨) બહારનું; બીજાઓ જાણે તેવી રીતનું.

**बज्झ.** न० ( बन्ध ) બંધનું કારણ; પાશલો વાધુરાદિકનુ બંધન.

**बज्झ.** त्रि० ( बद्ध ) બંધાયેલ.

**बज्झंतय.** त्रि० ( बध्यमान ) બધ્યમાન કર્મ-પુદ્‌ગળ; વર્તમાન કાળમાં બંધાતાં કર્મ.

**बज्झियायण.** न० ( बाभ्रव्यायन ) પૂર્વાષાઢા નક્ષત્રનુ ગોત્ર.

**बडिस.** न० ( बडिश ) માછલાને વિંધવાને માટે વપરાતો લોહનો સળીઓ.

**बडुअ.** पु० ( बटुक ) નાન્હો છોકરો: બ્રહ્મચારી.

**बत्तीस.** स्त्री० न० ( द्वात्रिंशत् ) બત્રીસ.

**बत्तीसइबद्ध.** }
**बत्तीसइबद्धय.** } न० ( द्वात्रिंशद्बद्धक ) બત્રીશ પ્રકારનું; બત્રીશ પ્રકારે રચાએલ.

**बत्तीसइम.** त्रि० ( द्वात्रिंशत्तम ) બત્રીસમુ (૨) न० પંદર દિવસના લાગલાગટ ઉપવાસ.

**बत्तीसिया.** स्त्री० ( द्वात्रिंशिका ) માણીના બત્રીશમા ભાગનું એક ધાન્ય માપવાનું માપ.

**बत्थि.** पुं० ( बस्ति ) નાભિની નીચેનો એક અંદરનો શરીર અવયવ; પેડુ. (૨) છત્રનો મધ્યભાગ. (૩) પાણીની મશક.

**बत्थिकम्म.** न० ( बस्तिकर्मन् ) નખ તથા બગલના રોમ-કેશ સમારવા તે.(૨) યોગની એક શારીરિક ક્રિયા કે જેથી શરીરના અંદરના અવયવો સાફ કરાય છે.

**बदर.** न० ( बदर ) બોર.

**बद्ध.** त्रि० ( बद्ध ) બંધાયેલ. (૨) જીવ પ્રદેશની સાથે બધાયેલ કર્મ. (૩) ગદ્યપદ્ય રૂપે રચાયેલ સૂત્ર.

**बद्धफल.** त्रि० ( बद्धफल ) ફળવાળું.

**बद्धीसक.** पुं० ( बद्धीसक ) વાદ્ય વિશેષ.

**बद्धेल्लग.** }
**बद्धेल्लय.** } त्रि० ( बद्ध ) જીવની સાથે સમ્બન્ધ કરેલ. (૨) ગ્રહણ કરેલ.

**बप्प.** पुं० ( ) પિતા; બાપ.

**बप्फ.** पु० न० ( बाष्प ) વરાળ; બાફ.

**बब्बर.** पु० ( बर्बर ) બર્બર દેશ. (૨) त्रि० બર્બર દેશ નિવાસી.

**बब्बरिया.** स्त्री० ( बार्बरिका ) બર્બર દેશની દાસી.

**बब्बरी.** स्त्री० ( बार्बरी ) બર્બર દેશમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી.

**बम्ह.** पु० ( ब्रह्मन् ) ઉત્તરાષાઢા નક્ષત્રનો સ્વામી દેવતા. (૨) નવમા મુહૂર્તનું નામ.

**बम्हकूड.** पुं० ( ब्रह्मकूट ) બ્રહ્મકૂટ વખારા પર્વતનાં ચાર કૂટમાંનું બીજું કૂટ-શિખર.

**बयर.** पु० ( बदर ) બોર.

**बरग.** पुं० ( बरक ) બંટી; ધાન્ય વિશેષ.

**बरट्ट.** पु० ( बरट ) બટી; ધાન્યની એક જાત.

**बरहि.** }
**बरहिण.** } पु० ( बर्हिन् ) મોર.

**बरुड.** पु० ( ) સાદડી, સુંડલા, ઇંઢોણી, સુંથીયાં, સુપડા, ઇત્યાદિ બનાવનાર.

**बल.** न० ( बल ) શરીરની શક્તિ; તાકાત; સામર્થ્ય. (૨) સેના. (૩) માનસિક શક્તિ. (૪) એ નામનો વીતશોકા નગરીનો રાજા. (૫) હરકેશી મુનિનું અપરનામ. (૬) નન્દનવનના બળકૂટમાં વસનાર દેવ અને તેની રાજધાની. (૭) ઉપચય; વધારો. (૮) હસ્તિનાગપુરનો રાજા. (૯) બલ નામનો એક રાજર્ષિ. (૧૦) આત્મિક શક્તિ. (૧૧) न० પુષ્પિકા સૂત્રના નવમા અધ્યયનનું નામ.

**बलकूड.** न० ( बलकूट ) નન્દન વનનાં નવ કૂટમાંનું નવમુ કૂટ-શિખર.

**बलयाया.** त्रि० ( बलज्ञ ) પોતાની શક્તિ જાણનાર.

**बलदेव.** पुं० ( बलदेव ) કૃષ્ણ વાસુદેવના મ્હોટા ભાઈ. (૨) જંબુદ્વીપના ભરતખંડમાં થનાર ૧૪ મા તીર્થંકરના પૂર્વભવનું નામ.

**बलद्द.** पुं० ( बलीवर्द ) બળદ.

**बलन्न.** त्रि० ( बलज्ञ ) બલાબલ જાણનાર.

**बलभत्त.** पुं० ( बलभक्त ) દેવને માટે ભોજનનું બળિદાન.

**बलभद्द.** पुं० ( बलभद्र ) આવતી ચોવીસીના સાતમા વાસુદેવ. (૨) મહાબળ રાજાનો પુત્ર. (૩) એ નામનો રાજા.

**बलभद्दकुमार.** पुं० ( बलभद्रकुमार ) બળભદ્રકુમાર.

**बलमित्त.** पुं० ( बलमित्र ) એક કુમાર.

**बलवंत.** त्रि० ( बलवत् ) બળવાન્. (૨) સૈન્યયુકત. (૩) પુ૦ આઠમા મુહૂર્તનું નામ.

**बलवग्ग.** त्रि० ( बलवत्क ) બળવાન.

**बलवाउय.** त्रि० ( बलव्यापृत ) સૈન્યમાં લાગી ગયેલ.

**बलवीरिय.** न० ( बलवीर्य ) બળવીર્ય; પુરૂષાકાર.

**बलसिरी.** पुं० ( बलश्री ) મૃગારાણી અને બળભદ્ર રાજાનો પુત્ર કે જે મૃગાપુત્ર નામથી પ્રસિદ્ધ છે.

**बलहरण.** पुं० ( बलहरण ) મોભ.

**बला.** स्त्री० ( बला ) માણસની દશ દશાઓ પૈકી ચોથી દશા; ૩૧ થી ૪૦ વર્ષ સુધીની ભરજુવાનીની અવસ્થા કે જેમાં શરીરનું બળ ખીલી નીકળે છે.

**बला.** अ० ( बलात् ) બળાત્કારથી.

**बलाका.** स्त्री० ( बलाका ) બગલી.

**बलाग** पुं० ( बलाक ) બગલો.

**बलागा.** स्त्री० ( बलाका ) બગલી; પક્ષી વિશેષ.

**बलाय.** त्रि० ( बलवत् ) સંયમથી પતિત થતાં મરણ નિપજે તે; બાળમરણમાંનું એક.

**बलायमरण.** न० ( बलवन्मरण ) જુઓ "બલાય" શબ્દ.

**बलाया.** स्त्री० ( बलाका ) બગલી.

**बलायालोय.** पुं० ( बलाकालोक ) મ્લેચ્છ લોકોનો એક દેશ.

**बलाहक.** / **बलाहग.** / **बलाहय.** पुं० ( बलाहक ) મેઘ. (૨) બગલો.

**बलाहिका.** स्त्री० ( बलाहिका ) ઉર્ધ્વલોકવાસી આઠ દિશા કુમારીમાંની છેલ્લી. (૨) નન્દનવનના વજ્રકૂટમાં વસનારી દેવી અને તેની રાજધાની.

**बलि.** पुं० ( बलिन् ) ઉત્તર દિશાના અસુર કુમારોનો ઇન્દ્ર. (૨) દેવતાને બલિ કર્મમાં અપાતી ભેટ.

**बलि.** पुं० ( बलि ) એ નામના છટ્ઠા પ્રતિવાસુદેવ.

**बलिकम्म.** न० ( बलिकर्म्मन् ) શરીરની સ્ફૂર્તિને માટે તેલાદિથી મર્દન કરવું તે. (૨) દેવતાને નિમિત્તે અપાય તે. (૩) ગૃહદેવતાનું પૂજન.

**बलिचंचा.** स्त्री० ( बलिचंचा ) એ નામની બલીન્દ્રની રાજધાની.

**बलिपिंड.** पुं० ( बलिपिण्ड ) બલિકર્મ માટે કરેલ પિંડ-દ્રવ્ય વિશેષ

**बलिपेढ.** पुं० ( बलिपीठ ) સૂર્યાભની બલિકર્મ કરવાની બેઠક.

**बलिय.** त्रि० ( बलिक ) બળવાન્; શકિતવાળું. (૨) પ્રાણવાળું.

**बलियसरीर.** न० ( बलिकशरीर ) બલિષ્ટ શરીર.

**बलिसार.** पुं० ( बलिसार ) ઉત્તરદિશાના અસુર કુમારનો ઇંદ્ર.

**बलिस्सह.** पुं० ( बलिस्सह ) મહાગિરિના શિષ્યનું નામ.

**बलीवद्द.** पुं० ( बलीवर्द ) બળદ; બેલ.

**बव.** न० ( बव ) ૧૧ કરણમાંનું પહેલું કરણ.

**बहल.** पुं० ( बहल ) એ નામનો એક દેશ. (૨) ત્રિ૦ જાડું; ઘટ્ટ. (૩) દૃઢ; મજબૂત. (૪) સખત; કઠણ.

**बहलिक.** } **बहलिय.** } ત્રિ૦ ( बहलिक ) બહલ દેશનો વાસી.

**बहली.** स्त्री० ( बहली ) બહલદેશમાં જન્મેલ દાસી. (૨) બહલદેશની સ્ત્રી.

**बहस्सइ.** પું૦ ( बृहस्पति ) એ નામનો એક ગ્રહ; ગુરૂનામે ગ્રહ. (૨) બૃહસ્પતિ નામે દેવતા. (૩) પુનર્વસુ નક્ષત્રનો અધિપતિ દેવતા. (૪) વિપાકસૂત્રનું એક અધ્યયન.

**बहस्सइचरिया.** स्त्री० ( बृहस्पतिचर्या ) બૃહસ્પતિની ચાલ જાણવાની વિદ્યા.

**बहस्सइदत्त.** पु० ( बृहस्पतिदत्त ) એક બ્રાહ્મણ, પુરોહિત પુત્ર. (૨) વિપાક સૂત્રનું એક અધ્યયન.

**बहिं.** } **बहिआ.** } **बहिं.** } अ० ( बहिस् ) બહાર; બાહેર.

**बहिट्ठ.** न० ( बहिःस्थ ) મૈથુન સેવન; અબ્રહ્મચર્ય.

**बहिट्ठाण.** न० ( बहिःस्थान ) વિષય સેવન.

**बहिद्ध.** न० ( बहिरध्वन् ) મૈથુન; સ્ત્રી સમાગમ.

**बहिद्धा.** अ० (       ) બહાર. (૨) મૈથુન; સ્ત્રી સંભોગ.

**बहिपोग्गलपक्खेव.** पुं० ( बहिःपुद्गलप्रक्षेप ) ઉપાશ્રયની બહાર કાંકરો વગેરે પુદ્ગળ ફેંકી કંઇ લાવવાનું કહેવું તે; દશમા વ્રતનો એક અતિચાર.

**बहिया.** अ० ( बहिस् ) બાહેર; બહાર.

**बहिर.** त्रि० ( बधिर ) બહેરો; શ્રવણ શક્તિહીન.

**बहिलेस.** त्रि० ( बहिर्लेश्य ) સંયમથી બહારની લેશ્યાવાળો; અસંયમવૃત્તિવાળો.

**बहु.** त्रि० ( बहु ) ઘણું; અધિક.

**बहुई.** स्त्री० ( बह्वी ) ઘણી.

**बहुजण.** पु० ( बहुजन ) અનેક લોક. (૨) ન૦ આલોચનાનો એક પ્રકાર.

**बहुदक.** पु० ( बहूदक ) જેઓ ગામમાં એક રાત અને શહેરમાં પાંચ રાત રહે અને જે મળે તેના ઉપર સતુષ્ટ રહે એવા સન્યાસી.

**बहुदेसिय.** त्रि० ( बहुदेश्य ) થોડુ વધારે.

**बहुनड.** पु० ( बहुनट ) નટની માફક અનેક વેશ ધારણ કરનાર.

**बहुपुत्तिय.** न० ( बहुपुत्रिक ) એ નામનુ નિરયાવલિકા સૂત્રનુ એક અધ્યયન. (૨) વિશાખા નગરીની બહારનુ એક ઉદ્યાન.

**बहुपुत्तिया.** स्त्री० ( बहुपुत्रिका ) પૂર્ણભદ્ર યક્ષેન્દ્રની અગ્રમહિષી. (૨) સૌધર્મ દેવલોકની એક દેવી.

**बहुभंगिय.** पुं० ( बहुभंगिक ) વિચ્છેદ ગયેલ બારમા દૃષ્ટિવાદ અંગના બીજા વિભાગ સૂત્રનો ત્રીજો ભેદ.

**बहुमित्तपुत्त.** पुं० ( बहुमित्रपुत्र ) મથુરા નગરીના શ્રીદામરાજાના સુબંધુ નામે અમાત્યનો પુત્ર.

**बहुमोल.** त्रि० ( बहुमूल्य ) ઘણી કિમ્મતવાળુ; બહુમૂલ્યું.

**बहुरय.** न० ( बहुरत ) જમાલિનો મત. (૨) ત્રિ૦ વસ્તુ એક સમયમાં પુરી થતી નથી પણ ઘણા લાંબા કાળે થાય છે એમ માનનાર. (૩) ત્રિ૦ અત્યન્ત આસક્ત.

**बहुरय.** न० ( बहुरजस् ) એક પ્રકારનું ખાવાનુ ચવેણું.

**बहुरव.** त्रि० ( बहुरव ) યશસ્વી.

**बहुरिया.** स्त्री० (       ) ઝાડુ.

**बहुरूवा.** स्त्री० ( बहुरूपा ) ભૂતના ઈન્દ્ર સુરૂપની અગ્રમહિષી.

**बहुल.** त्रि० ( बहुल ) વધારે; ઘણુ. (૨) કૃષ્ણપક્ષ; અંધારિયું. (૩) વ્યાપ્ત. (૪)

२४ मा तीर्थंकरने प्रथम भिक्षा आपनार ગૃહસ્થ. (૫) વિચ્છેદ ગયેલ બારમા દૃષ્ટિવાદ અંગના બીજા વિભાગસૂત્રનો ૧૩ મો ભેદ.

**बहुलपक्ख.** पु० ( बहुलपक्ष ) કૃષ્ણપક્ષ; અંધારીયું.

**बहुला.** स्त्री० ( बहुला ) શ્રી મહાવીરસ્વામીના ચુલ્લશતક નામના શ્રાવકની સ્ત્રીનું નામ.

**बहुवत्तव्व.** न० ( बहुवक्तव्य ) પ્રજ્ઞાપના સૂત્રના ત્રીજા પદનું નામ કે જેમાં જીવોના અલ્પાબહુત્વનું વર્ણન છે.

**बहुवयण.** न० ( बहुवचन ) બહુવચન બોધક પ્રત્યય.

**बहुव्वीहि.** पु० ( बहुव्रीहि ) બહુવ્રીહિ સમાસ.

**बहुसच्च.** न० ( बहुसत्य ) દશમા મુહૂર્તનું નામ.

**बहुसालय.** न० ( बहुशालक ) બ્રાહ્મણકુંડ નગરની બહાર આવેલું એ નામનું એક ઉદ્યાન.

**बहुस्सुईकय.** त्रि० ( बहुश्रुतीकृत ) બહુશાસ્ત્ર ભણાવેલ; બહુશ્રુત–ગીતાર્થ બનાવેલ.

**बहुस्सुय.** त्रि० ( बहुश्रुत ) વિદ્વાન્; ઘણાં શાસ્ત્રોને જાણનાર.

**बहेलग.** पुं ( बिभीतक ) બેહડાનું વૃક્ષ.

**बाउसिय.** पुं० ( बाकुशिक ) શરીરની શોભા કરવામાં આસક્ત થઇ ચારિત્રને મલીન કરનાર બકુશ નિયંઠો. (૨) ત્રિ૦ બકુશ નિયંઠા સબધી.

**बाउसिया.** स्त्री० ( बकुशिका ) " બકુશ " ચારિત્રવાળી.

**बाढकार.** न० ( बाढाक्कार ) નિશ્ચયકારી બોલવુ તે; સ્વીકાર સૂચક વચન.

**बाण.** पुं० ( बाण ) વૃક્ષ વિશેષ. (૨) તીર; બાણ

**बाणउअ.** } स्त्री० ( द्विनवति ) બાણું; ૯૨.
**बाणउइ.** }

**बाणारसी.** स्त्री० (बाणारसी) બનારસ; કાશી.

**बादर.** त्रि० ( बादर ) સ્થૂલ; મોટું. (૨) પું૦ નામકર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવને સૂક્ષ્મ શરીરની અપેક્ષાએ મોટું શરીર મળે તે. (૩) બાદર એકેંદ્રિયાદિ જીવ. (૪) મ્હોટો દોષ; સ્થૂલ દોષ.

**बादरआउ.** स्त्री० ( बादराप् ) બાદર પાણી.

**बादरनिओद.** पु० ( बादरनिगोद ) બાદર નિગોદ–સાધારણ વનસ્પતિ.

**बादरपुढविकाय.** पु० ( बादरपृथ्वीकाय ) બાદર પૃથ્વીના જીવ.

**बादरबोंदिकलेवर.** पु० ( बादरबोन्दिकलेवर ) એ નામે ગોસાળાને અભિમત કાળ વિશેષ.

**बायर.** त्रि० ( बादर ) સ્થૂળ, દૃષ્ટિગોચર થાય તેવું; મ્હોટું.

**बायरतेउक्काइय.** पु० ( बादरतेजस्कायिक ) બાદર અગ્નિના જીવ.

**बायरनाम.** ( बादरनामन् ) બાદરનામ. નામકર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ બાદર શરીર પામે.

**बायरपवण.** पु० ( बादरपवन ) બાદર–સ્થૂળ વાયુ.

**बायरपुढवी.** स्त्री० ( बादरपृथ्वी ) બાદર પૃથ્વી.

**बायरवणस्सइकाइ.** पुं० ( बादरवनस्पतिकायिन् ) બાદર વનસ્પતિ કાયિક જીવ.

**बायरवाउकाइय.** पुं० ( बादरवायुकायिक ) બાદર વાયુકાયના જીવ.

**बायरसंपराय.** पुं० ( बादरसंपराय ) નવમા ગુણઠાણાનું નામ.

**बायाल.** } स्त्री० न० ( द्विचत्वारिंशत् ) બેતાલીસ.
**बायालीस.** }

**बार.** त्रि० ( द्वादशन् ) બારની સંખ્યા; ૧૨.

**बारगा.** स्त्री० ( द्वारका ) સોરાષ્ટ્ર દેશમાં આવેલી શ્રીકૃષ્ણની રાજધાની; દ્વારકા નગરી.

**बारवई.** } **बारवती.** } स्त्री० ( द्वारवती ) દ્વારિકાનગરી.

**बारस.** त्रि० ( द्वादशन् ) બાર.

**बारसभत्त.** पु० ( द्वादशभक्त ) અગીયાર ટંક વીતાવી બારમે ટંકે જમવું તે; પાંચ ઉપવાસ ભેગા કરવા તે.

**बारसभिक्खुपडिमा.** स्त्री० ( द्वादशभिक्षुप्रतिमा ) ભિક્ખુ-સાધુની બાર પડિમા; અભિગ્રહ વિશેષ.

**बारसम.** त्रि० ( द्वादश ) બારમું; બારમા નંબરનું. (૨) પાંચ ઉપવાસ ભેગા કરવા તે.

**बारसय.** न० ( द्वादशक ) બારનો સમૂહ.

**बारसाह.** न० ( द्वादशाह ) બારમો દિવસ. (૨) જન્મથી બારમે દિવસે થતો ઉત્સવ.

**बारसी.** स्त्री० ( द्वादशी ) બારસ.

**बाल.** पु० ( बाल ) બાળક; બચ્ચું. (૨) મિથ્યાત્વી; અજ્ઞાની. (૩) લઘુ; ન્હાનું. (૪) નવીન. (૫) કોમળ. (૬) ભગવતી-સૂત્રના પ્રથમ શતકના આઠમા ઉદ્દેશાનું નામ. (૭) અસંયત; સંયમ રહિત.

**बाल.** न० ( बाल्य ) બાળપણું; મૂર્ખતા.

**बालकाल.** पु० ( बालकाल ) બાલ્ય અવસ્થા.

**बालग.** पुं० ( व्यालक ) સર્પ.

**बालगवी.** स्त्री० ( बालगो ) વાછડી.

**बालघाय.** त्रि० ( बालघात ) બાળહત્યા કરનાર.

**बालचंद.** पु० ( बालचन्द्र ) બીજનો ચન્દ્ર.

**बालजण.** पुं० ( बालजन ) અજ્ઞાની.

**बालतव.** पुं० ( बालतपस् ) બાળ ભાવે કરાતું તપ; અજ્ઞાન કષ્ટ.

**बालतवस्सि.** त्रि० ( बालतपस्विन् ) અજ્ઞાન કષ્ટ કરનાર; બાળભાવે તપ કરનાર તાપસ વગેરે.

**बालतवोकम्म.** न० ( बालतपःकर्मन् ) અજ્ઞાન કષ્ટ; મિથ્યાત્વયુક્ત તપોનુષ્ઠાન.

**बालपंडिअ.** } **बालपंडित.** } त्रि० ( बालपंडित ) દેશવિરતિ; શ્રાવક; પાપથી કંઇક નિવર્તેલ અને કંઇક ન નિવર્તેલ; કંઇક બાળભાવ અને કંઇક પંડિતભાવ યુક્ત.

**बालपंडितमरण.** न० ( बालपण्डितमरण ) બાળ પંડિતભાવ-દેશવિરતિપણામાં થયેલું મરણ.

**बालभाव.** पुं० ( बालभाव ) બાલ્યાવસ્થા; બાળચેષ્ટા.

**बालमरण.** न० ( बालमरण ) અજ્ઞાન મરણ; બાળભાવે અજ્ઞાન દશામાં હાયવોય કરતાં મરણ પામવું તે, અવિરત દશાનું મરણ.

**बालय.** पु० ( बालक ) જુઓ "બાલ" શબ્દ.

**बालव.** न० ( बालव ) ૧૧ કરણમાંનું બીજું કરણ.

**बालवियण** पु० स्त्री० ( बालव्यजन ) ચામર.

**बालवीरिय.** न० ( बालवीर्य ) બાળભાવ સહિત વીર્ય-શક્તિ.

**बाला.** स्त्री० ( बाला ) સો વરસના માણસની દશ દશાઓમાંની પ્રથમ દશા કે જેમાં સંસારની માયા કે સંકલ્પ હોતા નથી. (૨) કુમારી.

**बालि.** त्रि० ( बालिन् ) સુંદર કેશવાળો.

**बालिय.** न० ( बाल्य ) બાળભાવ, અજ્ઞાન, મિથ્યાત્વ. (૨) બાલ્ય અવસ્થા.

**बालिया.** स्त्री० (बालता) બાળપણું (૨) મૂર્ખતા.

**बालिया.** स्त्री० ( बालिका ) કન્યા; છોડી.

**बालिस.** त्रि० ( बालिश ) મૂર્ખ; અવિવેકી.

**बावट्ठ.** } **बावट्ठि.** } स्त्री० न० ( द्वाषष्ठि ) બાસઠની સંખ્યા.

**बावण्ण.** स्त्री० न० ( द्विपञ्चाशत् ) બાવન.

**बावत्तरि.** स्त्री० ( द्वासप्तति ) બોતેર; ૭૨.

**बावत्तरिकला.** स्त्री० ( द्वासप्ततिकला ) પુરૂષોની ૭૨ કળા.

**बावन्न.** स्त्री० न० ( द्विपञ्चाशत ) બાવન.

**बावीस.** स्त्री० न० ( द्वाविंशति ) બાવીસ.

**बावीसइम.** न० ( द्वाविंशतितम ) એકવીસ ટંક ઉલ્લંઘીને બાવીસમે ટંકે આહાર લેવો તે; દશ ઉપવાસની સંજ્ઞા.

**बासट्ठि.** स्त्री० ( द्वाषष्ठि ) બાસઠ.

**बासीइ.** स्त्री० ( द्व्यशीति ) બાસી,

**बाह.** न० ( बाष्प ) આંસુ. (૨) વરાળ. (૩) હાથ; ભુજા.

**बाहणा.** न० ( बाधन ) બાધ કરવો તે; પીડા કરવી તે.

**बाहणा.** स्त्री० ( बाधना ) પીડા.

**बाहल्ल.** न० ( बाहल्य ) જાડાઈ; દળ. (૨) મોટાઈ.

**बाहा.** स्त्री० ( बाहु ) દરવાજા ઉપર વાળેલ તાક. (૨) બાહુ; ભુજા. (૩) પાસું; પાર્શ્વભાગ. (૪) ભરત આદિ ક્ષેત્રની ભુજા. (૫) બાજુ; દિશા.

**बाहा.** स्त्री० ( बाधा ) પીડા.

**बाहिं.** अ० ( बहिर् ) બહાર.

**बाहिज्ज.** न० ( बाधिर्य ) બહેરાપણું.

**बाहिया.** स्त्री० ( बाहिका ) જુઓ "બાહા" શબ્દ.

**बाहिर.** त्रि० ( बाह्य ) બહારનું; દેખીતું. (૨) બાહ્ય અવધિજ્ઞાન; અવધિજ્ઞાનનો એક પ્રકાર.

**बाहिर.** अ० ( बहिस् ) બહાર.

**बाहिरंग.** त्रि० ( बहिरंग ) બહારનું. (૨) આત્માની સાથે હમેશનો સંબંધ રાખનારનહીં.

**बाहिरपेसणकारिया.** स्त्री० ( बाह्यप्रेषणकारिका ) ઘર બહારનું કાર્ય કરનારી સ્ત્રી.

**बाहिरप्पवाही.** स्त्री० ( बाह्यप्रवाही ) બહાર વ્હેતી.

**बाहिरिंग.** } त्रि० ( बाह्यक ) બાહેરનું.
**बाहिरिय.** }

**बाहिरिया.** स्त्री० ( बाहिरिका ) બહાર. (૨) પરૂં; નગરથી જૂદો પડેલો પાસેનો વસતિવાળો પ્રદેશ. (૩) બહારનું કામ કરનારી દાસી. (૪) બહારની સભા.

**बाहिरिल्ल.** त्रि० ( बाह्य ) બહારનું.

**बाहिसंबुका.** स्त्री० ( बाह्यशम्बूका ) ગોચરીની આઠમી વીથિ; બહારના ભાગમાંથી શંખના આવર્તની પેઠે ફરતાં અંદરના ભાગમાં આવી ગોચરી કરવામાં આવે તે.

**बाहु.** पुं० स्त्री० ( बाहु ) ભુજા; હાથ.

**बाहुअ.** पुं० ( बाहुक ) એ નામના એક તપસ્વી.

**बाहुबलि.** पु० ( बाहुबलिन् ) ભરત ચક્રવર્તીના નાના ભાઈનું નામ.

**बाहुया.** स्त्री० ( बाहुजा ) ત્રણ ઇન્દ્રિયવાળા જીવની એક જાત.

**बाहुलेर.** न० ( बाहुलेय ) કાળો વાછડો.

**बाहुल्ल.** न० ( बाहुल्य ) આધિક્ય; ઘણે ભાગે; પ્રાયશઃ બહુલતા.

**बि.** त्रि० ( द्वि ) બે.

**बि** } त्रि० ( द्वितीय ) બીજું.
**बिअ.** }

**बिअ.** न० ( द्विक ) બેનો સમુદાય.

**बिआल.** स्त्री० न० ( द्विचत्वारिंशत् ) બેતાલીસ; ૪૨.

**बिइय.** त्रि० ( द्वितीय ) બીજું.

**बिंट.** न० ( वृन्त ) ફૂલની દાંડી; ડીંટડું; બિટડું.

**बिंटिया.** स्त्री० ( बिण्टिका ) પોટલી.

**बिंदिय.** त्रि० ( द्वीन्द्रिय ) ચામડી ને જીભ એ બે ઇન્દ્રિયોવાળા.

**बिंदु.** पु० न० ( बिन्दु ) બિંદુ; ટીપું; ટપકું.

**बिंदुसार.** पुं० ( बिंदुसार ) મૌર્યવંશી ચન્દ્રગુપ્તનો પુત્ર બિંદુસાર રાજા. (૨) બિંદુસાર નામે ચૌદમો પૂર્વ.

**बिंब.** न० ( बिम्ब ) પ્રતિબિંબ; પ્રતિછાયા. (૨) લાકડાનું કે લોહનું બનાવેલ બિંબું. (૩) સ્ત્રી પુરૂષના આકાર અને અવયવ શૂન્ય બાળક જન્મે તે.

**बिंबफल.** न० ( बिम्बफल ) ગોળા; શાકની એક જાત.

**बिंबोट्ठी.** स्त्री० ( बिम्बोष्ठी ) જેના હોઠ બિંબફળ–ગોળા જેવા લાલ હોય તેવી સ્ત્રી.

**बिंभल.** त्रि० ( विह्वल ) આકુળ વ્યાકુળ.

**बिंहणिज्ज.** त्रि० ( बृंहणीय ) ધાતુને પુષ્ટ કરનાર–ભોજન મર્દન વગેરે.

**बिचक्खु.** त्रि० ( द्विचक्षु ) ચક્ષુ ઇન્દ્રિય અને અવધિ જ્ઞાન એમ બે ચક્ષુ ધરનાર. ( દેવતા. )

**बिट्ठ.** त्रि० ( विष्ट ) બેઠેલું.

**बिड.** न० ( बिड ) વડાગરૂ મીઠું.

**बितिय.** त्रि० ( द्वितीय ) બીજું; બીજા નંબરનું.

**बिन्ना.** स्त्री० ( बिन्ना ) એ નામની નદી; બેના નદી.

**बिब्बोअणग.** न० ( ) ઓશીકું.

**बिब्बोइय.** न० ( बिब्बोकित ) સ્ત્રીની શૃંગાર ચેષ્ટાનો એક ભેદ.

**बिब्बोय.** पुं० ( बिब्बोक ) અભિમાન. (૨) અનાદર; તિરસ્કાર.

**बिराल.** पु० ( बिडाल ) બિલાડો; મીંદડું.

**बिरालिय.** न० ( बिरालिक ) કંદની એક જાત.

**बिरालिया.** स्त्री० ( बिडालिका )
**बिराली.** स्त्री० ( बिडाली ) } બિલાડી. (૨) ભુજપરિસર્પ વિશેષ; ભુજાથી ચાલનાર પ્રાણી.

**बिल.** न० ( बिल ) ખાણ. (૨) પર્વતની ગુફા. (૩) ગંગા અને સિન્ધુની પાસે વૈતાઢ્યને બે પડખે છત્રીસ છત્રીસ બિલ છે તે. (૪) ખાબોચીયું; પાણીનો ખાડો. (૫) રાફડો; સર્પ કે ઉંદરને રહેવાનુ દર. (૬) કૂવો.

**बिलकोलीकारक.** त्रि० ( बिलकोलीकारक ) બીજાને મોહમાં નાખવા વાસ્તે ઉલટાં વચનો બોલનાર.

**बिललोण.** न० ( बिललवण ) ખાણથી ઉત્પન્ન થયેલું મીઠું.

**बिल्ल.** पुं० ( बिल्व ) બિલ્વનું ઝાડ. (૨) न० બિલ્વનું ફળ.

**बिल्लल.** पुं० ( बिल्वल ) અનાર્યદેશ વિશેષ. (૨) તે દેશમાં રહેનાર મનુષ્ય જાતિ.

**बिल्लियालक.** पु० ( बिल्लियालक ) એક જાતનું ઘાસ; તૃણવનસ્પતિ વિશેષ.

**बिस.** न० ( बिस ) કંદમૂળ. (૨) કમળ આદિના નાળના તન્તુ; મૃણાલ.

**बिसट्ठि.** स्त्री० ( द्वाषष्टि ) બાસઠ; ૬૨.

**बिसत्तरि.** स्त्री०
**बिसयरि.** } ( द्वासप्तति ) બહોંતેર; ૭૨ ની સંખ્યા.

**बिहप्फति.** पु०
**बिहस्सति.** } ( बृहस्पति ) બૃહસ્પતિ ગ્રહ.

**बीज.** न० ( बीज ) બીજ.

**बीभच्छ.** त्रि०
**बीभत्थ.** } ( बीभत्स ) જુગુપ્સિત; ઘૃણા–સુગ ઉત્પન્ન થાય તેવું.

**बीय.** त्रि० ( द्वितीय ) બીજું.

**बीय.** न० ( बीज ) બીજ; દાણા. (૨) વીર્ય; શરીરનો એક ધાતુ. (૩) હેતુ; કારણ. (૪) ધર્મનું બીજ–મૂળ કારણ; સમકિત.

**बीयंबीयग.** पुं० ( बीजंबीजक ) પક્ષી વિશેષ.

**बीयपूर.** न० ( बीजपूर ) બીજોરાનું ફળ.

**बीयविंटिय.** पुं० ( बीजवेष्टित ) બીજમાં રહેનાર ત્રણ ઇન્દ્રિયવાળા જીવની એક જાત.

**बीयबुद्धि.** त्रि० ( बीजबुद्धि ) જેમ એક બીજમાંથી અનેક બીજ ઉત્પન્ન થઈ શકે છે તેમ એક અર્થવાળા પદથી અનેક અર્થને અનુસરનાર; અઠાવીસ લબ્ધિમાંની એક લબ્ધિવાળા.

**बीयरुइ.** स्त्री० ( बीजरुचि ) અનેક અર્થ બોધક એક પદ સાંભળીને થયેલ તત્વરૂચિ; સમકિતના દશ પ્રકારમાંનો એક. (૨) त्रि० તેવી રૂચિવાળો.

**बीयरुह.** त्रि० ( बीजरुह ) બી વાવવાથી ઉગે તેવા વૃક્ષાદિ.

**बीयरुहा.** स्त्री० ( बीजरुहा ) બીજરૂહ નામની સાધારણ વનસ્પતિ.

**बीयवावग्ग.** पुं० ( बीजव्यापक ) વિકલેન્દ્રિય જીવ વિશેષ.

**बीयसुहुम.** न० ( बीजसूक्ष्म ) છાલનો આગલો ભાગ.

**बीया.** स्त्री० ( द्वितीया ) બીજ; તિથિ વિશેષ.

**बीहण.** त्रि० ( भीषण ) ભય ઉપજાવનાર.

**बीहणाकर.** त्रि० ( भयङ्कर ) ભયકારક; ભયકર.

**बीहणग.** }
**बीहणय.** } त्रि० ( भीषणक ) ભયજનક.

**बुइय.** त्रि० ( उक्त ) કહેલું; બોલેલ.

**बुंदि.** स्त्री० (          ) શરીર; દેહ.

**बुक्कस.** न० ( बुक्कस ) અડદ મગ વિગેરે કઠોળ ધાન્યની છાલ.

**बुक्कस.** पु० (          ) નિષાદ પિતા અને અંબષ્ટી માતા, તેનાથી ઉત્પન્ન થયેલ એક જાત. (૨) એ નામનો એક અનાર્ય દેશ.

**बुक्कास.** पु० (          ) વણકર, કપડાં વણનાર.

**बुड्ड.** त्रि० ( ब्रुडित ) પાણીમાં ડુબી ગયેલ.

**बुद्ध.** त्रि० ( बुद्ध ) બોધ પામેલ; વિચારવાન્. પંડિત. (૨) પુ૦ કેવળજ્ઞાન પામેલ આત્મા. (૩) બુદ્ધમતના પ્રથમ આચાર્ય; શાક્યમુનિ. (૪) त्रि० જાગૃત; બોધ પામેલ. (૫) પુ૦ તીર્થંકર. (૬) આચાર્ય; સૂરિ.

**बुद्धपुत्त.** पु० ( बुद्धपुत्र ) આચાર્યના શિષ્ય

**बुद्धमाणि.** त्रि० ( बुद्धमानिन् ) પોતાને પંડિત માનનાર.

**बुद्धि.** स्त्री० ( बुद्धि ) બુદ્ધિ; મતિ. (૨) અવાયનું એક નામ (૩) રૂકિમ પર્વત ઉપરના મહાપુંડરીક દ્રહની અધિષ્ઠાત્રી દેવી. (૪) દેવ પ્રતિમા વિશેષ. (૫) અહિંસા; દયા.

**बुद्धिकूड.** पु० ( बुद्धिकूट ) રૂપી પર્વત ઉપરનાં આઠ કૂટમાંનું પાંચમુ કૂટ-શિખર.

**बुद्धिल.** त्रि० ( बुद्धिल ) પોતે અજ્ઞ હોઇને બીજાની બુદ્ધિએ ચાલનાર; મૂર્ખ.

**बुध.** पुं० ( बुध ) એ નામનો એક ગ્રહ.

**बुब्बुय.** पु० ( बुद्बुद ) પરપોટો. (૨) ગર્ભના બીજા અઠવાડિયાની અવસ્થા.

**बुय.** त्रि० ( ब्रु ) બોલનાર.

**बुस.** न० ( बुस ) ફોતરાં; ભુસ્સો.

**बुसि.** स्त्री० ( बृषि ) મુનિનું આસન.

**बुसिमंत.** त्रि० ( वश्यवत् ) ( बृषिमत् ) } ઇન્દ્રિય વશ કરનાર; સયમી.

**बुह.** त्रि० ( बुध ) વિદ્વાન્; પંડિત; ડાહ્યો. (૨) પું૦ બુધ નામનો ગ્રહ.

**बूर.** पु० ( बूर ) વનસ્પતિ વિશેષ. (૨) સુંવાળા દ્રવ્યની એક જાત. (૩) બુરી; જાર બાજરાનાં ફોતરાં.

**बेइंदिय.** पु० ( द्वीन्द्रिय ) જેને કાયા અને જીભ એ બે ઇન્દ્રિય હોય એવા જીવ.

**बेइंदियकाय.** पुं० ( द्वीन्द्रियकाय ) બે ઇન્દ્રિયવાળા જીવની કાય-ભવસમૂહ.

**बेंट.** न० ( वृन्त ) દીટીયું; બિટડું.

**बेदोणिय.** त्रि० ( द्विद्रोणिक ) બે દ્રોણ પ્રમાણ.

**बेन्ना.** स्त्री० ( बेन्ना ) એ નામની એક નદી.

**बेया.** स्त्री० ( बेदा ) એ નામની એક લતા-વેલ.

**बेयाहिअ.** }
**बेहिअ.** } पुं० स्त्री० ( द्व्याह्निक ) બે આંતરિયો તાવ. (૨) त्रि० બે દિવસનું.

**बेहिम.** त्रि० ( द्वैधिक ) બે ભાગ કરવા યોગ્ય.

**बोंड.** न० (          ) કપાસનાં જીંડવાં.

**बोंडियसाला.** स्त्री० ( बोंडिकशाला ) કપાસ વેંચવાની શાળા-દુકાન.

**बोंदि.** स्त्री० (          ) શરીર; દેહ.

**बोंदिधर.** त्रि० ( बोंदिधर ) શરીરધારી, દેહ ધરનાર.

**बोंदिया.** स्त्री० (          ) શાખા.

**बोक्कस.** पुं० ( बुक्कस ) વર્ણસંકર; બ્રાહ્મણથી શુદ્રીમાં ઉત્પન્ન થયેલ અથવા શુદ્રથી વૈશ્યાદિમાં ઉત્પન્ન થયેલ.

**बोक्कसालिय.** पुं० (          ) તન્તુવાય.

**बोड.** त्रि० (          ) જેનું મસ્તક મુડેલ હોય તે.

**बोडाण.** पुं० (          ) એ નામની હરિત વનસ્પતિ.

**बोडिय.** पुं० ( बोटिक ) દિગમ્બર જન સમ્પ્રદાય. (૨) ત્રિ० તે સંપ્રદાયના અનુયાયી.

**बोडिय.** त्रि० (          ) લોચ કરેલ.

**बोघण.** न० ( बोधन ) ઉપદેશ; શિક્ષાવચન.

**बोधि.** स्त्री० ( बोधि ) સમ્યગ્દર્શન. (૨) ધર્મપ્રાપ્તિ.

**बोर.** न० ( बदर ) બોર; બદરીફળ.

**बोरी.** स्त्री० ( बदरी ) બોરડી.

**बोरु.** न० ( बदर ) બદરીફળ; બોર.

**बोरुट्ठी.** स्त्री० ( बूरोष्ट्री ) રૂ વગેરે ભરવાની બોરી.

**बोल.** पु० ( बोल ) બોલચાલ; કોલાહલ; ધોંધાટ; ગડબડાટ. હલચલ.

**बोलग.** पुं० न० ( ब्रोड ) ડૂબવુ. (૨) ખેંચવું.

**बोलिंदिलिवि.** स्त्री० ( बोलन्दिलिपि ) ૧૮ લિપિમાંની એક.

**बोलित्तार.** पुं० ( ब्रुडितृ ) બૂડાડનાર.

**बोह.** पु० ( बोध ) બોધ; જાણવું; ઉપદેશ. (૨) સૂત્રનો ધર્મ-સ્વભાવ.

**बोहण.** न० } ( बोधन ) જગાડવું. (૨) જ-
**बोहणा.** स्त्री० } ણાવવું.

**बोहय.** त्रि० ( बोधक ) બોધ આપનાર; ઉપદેશ આપનાર. (૨) જગાડનાર.

**बोहि.** स्त्री० ( बोधि ) સમ્યક્ત્વ; સુદૃષ્ટિ. (૨) ધર્મપ્રાપ્તિ. (૩) અહિંસા; અનુકમ્પા; દયા.

**बोहित्थ.** न० (          ) વહાણ.

**बोहिदुल्लहा.** स्त्री० ( बोधिदुर्लभा ) બોધિ બીજના દુર્લભપણાની ભાવના.

**बोहिय.** त्रि० ( बोधित ) જણાવેલ; બોધ પમાડેલ. (૨) વિકસિત.

**भिम.** त्रि० ( भित् ) ભેદન કરનાર; નાશ કરનાર.

# भ.

**भइ.** स्त्री० ( भृति ) પગાર; આજીવિકા; વૃત્તિ.

**भइणी.** स्त्री० ( भगिनी ) બહેન.

**भइभत्त.** न० ( भृतभक्त ) ભૃતિ-રોજી-મુસારા તરીકેનું ભોજન.

**भइय.** पुं० ( भृत्य ) સેવક; નોકર.

**भइय.** त्रि० (भक्त) ભાગ કરેલ. (૨) ખંડિત.

**भइय.** त्रि० ( भाज्य ) વિકલ્પથી હોવું; અચોક્કસ હોવું.

**भइरव.** पु० ( भैरव ) દેવ વિશેષ.

**भंग.** पुं० ( भङ्ग ) વિભાગ કરી વસ્તુનો ભેદ બતાવવો તે; ભાંગો; પ્રસ્તાવ; વિકલ્પ. (૨) નાશ. (૩) ખંડ; ટુકડો; કટકો. (૪) એ નામનો એક આર્ય દેશ.

**भंग.** पुं० ( भृङ्ग ) ભ્રમર; ભમરો.

**भंगा.** स्त्री० ( भङ्गा ) વનસ્પતિ વિશેષ.

**भंगिय.** न० ( भांगिक ) શણનું લુગડું; શણીયું વસ્ત્ર. (૨) કીડાની લાળથી બનેલું વસ્ત્ર.

**भंगी.** त्रि० ( भङ्गी ) ભગજાળ; ભાંગાનો સમૂહ. (૨) એક તીખા રસવાળી વનસ્પતિ; સાધારણ વનસ્પતિની એક જાત.

**भंगुर.** त्रि० ( भङ्गुर ) ભાંગનારૂં; તુટી જનારૂં; વિનશ્વર.

**भंका**. स्त्री० ( भङ्गा ) धमण.
**भंजग**. पुं० ( भञ्जक ) એક પ્રકારનું વૃક્ષ. (૨) ત્રિ० ભાંગનાર.
**भंजण**. न० ( भञ्जन ) ભાંગવું. (૨) વિનાશ.
**भंजणा**. स्त्री० ( भञ्जना ) ભંગ; ભાંગવું તે.
**भंड**. पुं० ( भण्ड ) એ નામનો એક દેશ. (૨) ત્રિ० તે દેશમાં રહેનાર. (૩) ભાંડ; બહુરૂપી.
**भंड**. पुं० ( भाण्ड ) માટીના ઠામવાસણ. (૨) વેંચવાની ચીજો; માલ. (૩) કરિયાણું; દ્રવ્યસામગ્રી. (૪) આભરણ; અલંકાર વિશેષ. (૫) પૂજાનાં ઉપગરણ. (૬) ગૃહ; સ્થાન.
**भंडकरंडग**. पुं० ( भाण्डकरण्डक ) દાગીનાનો કરંડીઓ-ડાબલો.
**भंडकिरिया**. स्त्री० ( भाण्डक्रिया ) ભાંડચેષ્ટા કરવી તે.
**भंडग**. पुं० ( भाण्डक ) માટીના વાસણ. (૨) આભરણ; ઘરેણું. (૩) રજોહરણ આદિ સાધુની ઉપધિ. (૪) સંન્યાસીઓનું એક ઉપકરણ.
**भंडण**. न० ( भण्डन ) દણ્ડાથી યુદ્ધ કરવું. (૨) ગાળદેવી; વઢવું; ભાંડવું. (૩) ક્રોધનો પર્યાય. (૪) ડાંભવાનું શસ્ત્ર.
**भंडवाल**. त्रि० ( भाण्डपाल ) સરસામાન સાચવનાર.
**भंडवेयालिय**. पुं० ( भाण्डवैचारिक ) કરિયાણાનો વ્યાપાર કરનાર.
**भंडागार**. पुं० ( भांडागार ) ભંડાર; કોઠાર.
**भंडागारि**. पुं० स्त्री० ( भाण्डागारिन् ) ભંડારી; ભંડારનો અધ્યક્ષ.
**भंडागारिणिया**. } **भंडागारिणी**. } स्त्री० ( भाण्डागारिका ) કોઠારની રક્ષા કરનાર સ્ત્રી.
**भंडार**. पुं० ( भाण्डकार ) એક પ્રકારનો કારીગર.
**भंडार**. पुं० ( भाण्डागार ) ભંડાર; ખજાનો.
**भंडारिय**. पु० ( भाण्डागारिक ) ખજાનચી; ભંડારી.
**भंडिया**. स्त्री० ( भाण्डिका ) થાળી.
**भंडिया**. स्त्री० ( ) ગાડી.
**भंडीर**. न० ( भंडीर ) ભંડીર નામનું ઉદ્યાન.
**भंडीरवडिंसय**. न० ( भण्डीरावतंसक ) મથુરા નગરીનું એક ઉદ્યાન.
**भंत**. पुं० ( भदन्त ) પૂજ્ય; માનનીય; ભગવાન. (૨) કલ્યાણકારક. (૩) સુખકારક.
**भंत**. त्रि० ( भजत् ) સેવા કરતો.
**भंत**. त्रि० ( भात् ) ચમકતો; પ્રકાશતો.
**भंत**. त्रि० ( भवान्त ) ભવનો અંત કરનાર; મોક્ષનું કારણ.
**भंत**. त्रि० ( भयान्त ) ભયનાશક.
**भंत**. न० ( भ्रान्त ) ભ્રાંતિપૂર્વક ચેષ્ટા; ૩૨ નાટકમાંનું એક. (૨) ત્રિ० અનવસ્થિત.
**भंतिय**. पु० ( भ्रान्तिक ) વનસ્પતિ વિશેષ.
**भंभसार**. पु० ( भंभसार ) શ્રેણિક રાજાનું અપર નામ.
**भंभा**. पुं० ( भंभा ) વાદ્ય વિશેષ; ઢક્કા. (૨) ભાં ભાંનો અવાજ.
**भंभाभूय**. पु० ( भम्भाभूत ) ભાંભાં એ પ્રકારનો શબ્દ.
**भंसण** न० ( भ्रंशन ) પડવું; સરકવું.
**भंसि**. त्रि० ( भ्रंशिन् ) પડનાર; નાશ પામનાર.
**भक्ख**. त्रि० (भक्ष्य) ભક્ષણ કરવા યોગ્ય વસ્તુ.
**भक्खण**. न० } **भक्खणया**. स्त्री० } ( भक्षण ) ખાવું; ભક્ષણ કરવું.
**भक्खर**. पुं० ( भास्कर ) સૂર્ય.
**भक्खराभ**. पु० ( भास्कराभ ) ગૌતમ ગોત્રની શાખા અને તેનો પુરૂષ.
**भक्खि**. त्रि० ( भक्षिन् ) ભક્ષણ કરનાર; ખાનાર.
**भक्खिअ**. त्रि० ( भक्षित ) ખાધેલું; ભક્ષણ કરેલ.

**भग.** पुं० न० ( भग ) પૂર્વાફાલ્ગુની નક્ષત્રનો દેવતા. (૨) યોનિ; પ્રાણિનું ઉત્પત્તિ સ્થાન. (૩) ઐશ્વર્ય. (૪) રૂપ. (૫) શ્રી. (૬) યશ; કીર્તિ. (૭) ધર્મ. (૮) પ્રયત્ન. (૯) સૂર્ય. (૧૦) માહાત્મ્ય. (૧૧) વૈરાગ્ય. (૧૨) મોક્ષ. (૧૩) વીર્ય. (૧૪) ઇચ્છા. (૧૫) ગુદા અથવા અંડકોશના બીજનું સ્થાન.

**भगंदर.** પું० ( भगंदर ) ભગંદર નામનો રોગ.

**भगंदरिय.** ત્રિ० ( भगंदरिक ) ભગંદર રોગવાળો.

**भगवई.** સ્ત્રી० ( भगवती ) ઐશ્વર્યાદિ ગુણ-સમ્પન્ન સ્ત્રી વિશેષ. (૨) ભગવતી સૂત્ર; પાંચમું અંગસૂત્ર. (૩) ભગવાનની વાણી. (૪) વિદ્યા.

**भगवंत.** પું० ( भगवत् ) ઐશ્વર્યાદિ ગુણયુક્ત; ભગવાન્.

**भगवती.** સ્ત્રી० ( भगवती ) જુઓ "ભગવઈ" શબ્દ.

**भगिणी.** સ્ત્રી० ( भगिनी ) ભગિની; બહેન.

**भगिणीवइ.** પું० ( भगिनीपति ) બહેનનો પતિ; બનેવી.

**भग्ग.** ત્રિ० ( भग्न ) ભાંગેલું; તુટેલું.

**भग्गइ.** પુ० ( भर्गजित ) એ નામના એક રાજર્ષિ; ક્ષત્રિય સંન્યાસી.

**भग्गय.** ત્રિ० ( भग्नक ) પરાઙ્મુખ થયેલ; ભાગેલ.

**भग्गवेस.** પું० ( भार्गवेशमन् ) ભરણીનક્ષત્રનું ગોત્ર.

**भज्ज.** ત્રિ० ( भाज्य ) ભજનાએ-વિકલ્પે હોવા યોગ્ય.

**भज्जण.** ન० ( भ्रस्जन ) ભુંજવું; શેકવું.

**भज्जणय.** ન० ( भ्रस्जनक ) ભુંજવાનું વાસણ.

**भज्जा.** સ્ત્રી० ( भार्या ) સ્ત્રી; પત્ની.

**भज्जिम.** ત્રિ० ( भ्रज्य ) શેકવા લાયક.

**भज्जिय.** ત્રિ० ( भर्जित ) શેકેલ.

**भज्जिया.** સ્ત્રી० ( भर्जिका ) ભાજી.

**भट.** પું० ( भट ) યોદ્ધો; સુભટ.

**भट्ट.** પું० ( भट्ट ) દેશ વિશેષ પ્રસિદ્ધ પ્રશસ્ત સંબોધન.

**भट्टारग.** } **भट्टारय.** } પું० ( भट्टारक ) પૂજ્ય; પૂજનીય.

**भट्टि.** પુ० ( भर्तृ ) ભરતાર; પોષણ કરનાર. (૨) શેઠ.

**भट्ठ.** પું० ( भ्राष्ट्र ) શેકવાનું સ્થાન; ભાઠો.

**भट्ठ** ત્રિ० ( भ्रष्ट ) પડી ગયેલું; ભ્રષ્ટ થયેલું.

**भट्ठि.** સ્ત્રી० ( ) રેતી કે કચરા વિનાનો માર્ગ.

**भड.** પું० ( भट ) યોદ્ધો; લડવૈયો. (૨) ચર; જાસુસ.

**भडक्खइत्ता.** સ્ત્રી० ( भटखादिता ) સુભટની માફક બળ દેખાડી જ્યાં આહારાદિ મેળવવામાં આવે તે પ્રવ્રજ્યા.

**भडग.** પુ० ( भटक ) અનાર્ય દેશ વિશેષ. (૨) તે દેશમાં રહેનાર એક મ્લેચ્છ જાતિ.

**भणग.** ત્રિ० ( भणक ) ભણનાર; પ્રતિપાદન કરનાર.

**भणिइ.** સ્ત્રી० ( भणिति ) કથન; બોલચાલ.

**भणित.** ત્રિ० ( भणित ) કહેલ; બોલેલ. (૨) મન્મથને ઉદ્દીપિત કરનાર રતિવેળાનો શબ્દ.

**भणिय.** ત્રિ० ( भणित ) કહેલું; કથન કરેલું.

**भणिर.** ત્રિ० ( भणनशील ) બોલનાર.

**भति.** સ્ત્રી० ( भृति ) રોજી; આજીવિકા; નોકરી; મજુરી.

**भतिय.** ન० ( भृतिक ) એ નામનું પર્વગ જાતિનું વૃક્ષ.

**भत्त.** પું० ન० ( भक्त ) ભોજન; રાંધેલું અન્ન. (૨) ભક્ત; પૂજારી.

**भत्तकहा.** સ્ત્રી० ( भक्तकथा ) ભોજન સંબંધી વાત.

**भत्तघर.** ન० ( भक्तगृह ) ભોજનશાળા; રસોડું.

**भत्तपइण्णा.** स्त्री० ( भक्तप्रतिज्ञा ) ભોજનના પચ્ચખાણ; સંથારાનો એક પ્રકાર. (૨) જેમાં ભક્ત પ્રતિજ્ઞાનો અધિકાર છે એવા એક પઇન્ના-શાસ્ત્રનું નામ.

**भत्तपच्चक्खाण.** न० ( भक्तप्रत्याख्यान ) હલન ચલન ક્રિયાને ન તજતાં કેવળ ભોજનાદિનો ત્યાગ કરવો તે; સંથારાનો એક પ્રકાર.

**भत्तपच्चक्खाणमरण.** ( भक्तप्रत्याख्यानमरण ) સંથારો કરી સમાધિભાવે મરવું તે; પંડિત મરણનો એક પ્રકાર.

**भत्तपरिन्नाय.** पु० ( भक्तपरित्याग ) ભોજન-ખાનપાનનો ત્યાગ; સંથારો કરવો તે.

**भत्तपरिण्णा.** स्त्री० } ( भक्तपरिज्ञा ) ભોજનાદિની પરિજ્ઞા-
**भत्तपरिन्ना.** }
પચ્ચખાણ કરવા તે; અનશન-સથારો.

**भत्तपाण.** न० ( भक्तपान ) ભાતપાણી; અન્નજળ.

**भत्तपाणोमोयरिया.** स्त्री० ( भक्तपानावमोदरिका) આહાર ઓછો કરવો તે; હંમેશના પ્રમાણથી થોડું ખાવું તે; ઉણોદરી તપનો એક પ્રકાર.

**भत्तया.** स्त्री० ( भर्तृका ) સ્વામીવાળી; સધવા; જેનો ધણી હોય એવી સ્ત્રી.

**भत्तवेयण.** न० ( भक्तवेतन ) રોજી તરિકે અન્નપાનાદિનું વેતન અપાય તે.

**भत्तवेला.** स्त्री० ( भक्तवेला ) ભોજન સમય.

**भत्तसाला.** स्त्री० ( भक्तशाला ) રસોડું; ભોજનગૃહ.

**भत्तार.** पुं० ( भर्तृ ) પતિ; સ્વામી; નાથ.

**भत्ति.** स्त्री० ( भक्ति ) રચના. (૨) ચિત્ર વિશેષ; ભાત. (૩) ભક્તિ; પૂજ્યભાવથી સેવા સત્કાર કરવો તે. (૪) અનેક પ્રકારે વિભાગ કરવો તે. (૫) એકાગ્ર વૃત્તિ.

**भत्तिघर.** न० ( भक्तिगृह ) ઘર વિશેષ.

**भत्तिचित्त.** न० ( भक्तिचित्र ) નાના પ્રકારના ચિત્રામણની ભાતથી ચિત્રિત.

**भत्तिज्ज.** पु० ( भ्रातृव्य ) ભત્રીજો; ભાઇનો દીકરો.

**भत्तोस.** पुं० न० ( भक्तोष ) શેકેલા ઘઉં ચણા વિગેરે.

**भत्थिय.** त्रि० ( भस्त्रित ) અગ્નિથી બાળી ભડથું કરવું તે.

**भद्द.** न० ( भद्र ) કલ્યાણ; મંગલ; શ્રેય. (૨) ધૈર્યાદિ ગુણયુક્ત ભદ્ર જાતિનો ઉત્તમ હાથી. (૩) આવતી ચોવીસીના ત્રીજા બળદેવ. (૪) બીજ, સાતમ અને બારસ એ ત્રણ તિથિ; ભદ્રાતિથી. (૫) એ નામનું મહાશુક્ર દેવલોકનું એક વિમાન. (૬) વનસ્પતિ વિશેષ; કંદની એક જાત. (૭) સૂર્યભદ્ર તથા સૂર્યદ્વીપના દેવતાનું નામ. (૮) ધનુષ્ય. (૯) ભદ્ર નામનું એક તપ. (૧૦) આવતી ચોવીસીના ભરતક્ષેત્રના ચોવિશમા તીર્થંકર. (૧૧) સંભૂતિવિજયના શિષ્ય. (૧૨) ત્રિ૦ સારી જાતિનું; ઉત્તમ; સુન્દર; ભલું; સારૂં. (૧૩) સરલ સ્વભાવી; ભદ્રિક. (૧૪) ન૦ ભદ્રાસન.

**भद्दं.** अ० ( भद्र ) કલ્યાણ; આશીર્વાદરૂપ.

**भद्दंत.** पु० ( ) ભગવાન્; પૂજ્ય; શ્રીમાન્.

**भद्दग.** त्रि० ( भद्रक ) સારો; ગુણવાન્; ભદ્રિક.

**भद्दगुत्त.** पुं० ( भद्रगुप्त ) એ નામના એક જૈન આચાર્ય.

**भद्दगुत्तिय.** न० ( भद्रगुप्तिक ) એ નામનું એક જૈન મુનિકુળ.

**भद्दजस.** पु० ( भद्रयशस् ) એ નામના પાર્શ્વનાથના એક ગણધર. (૨) આર્યસુહસ્તિના શિષ્ય.

**भद्दजिण.** पुं० ( भद्रजिन ) ભરતક્ષેત્રના ભાવી ચોવીસમા તીર્થંકર.

**भद्दणंदि.** पुं० ( भद्रनंदि ) અભયપુરના ધનાવહ રાજાના એક કુમારનું નામ.

**भद्दपडिमा.** स्त्री० ( भद्रप्रतिमा ) બે દિવસના કાઉસગ્ગનું એક તપ.

**भद्दबाहु.** पुं० ( भद्रबाहु ) યશોભદ્રના શિષ્ય; કલ્પસૂત્ર તથા નિર્યુક્તિ આદિ ગ્રન્થના કર્તા; ભદ્રબાહુ સ્વામી.

**भद्दमण.** त्रि० ( भद्रमनस् ) ભદ્ર હાથીના જેવું જેનું ધૈર્યવાળુ મન હોય તે.

**भद्दमुत्था.** स्त्री० ( भद्रमुस्ता ) નાગરમોથ; સાધારણ વનસ્પતિની એક જાત.

**भद्दय.** त्रि० ( भद्रक ) ભદ્રવૃત્તિવાળો; સરળ; ભદ્રિક. (૨) ગુરૂની શિક્ષાથી ઇન્દ્રિયોને નિયમમા રાખનાર. (૩) પુ० સારો શબ્દ (૪) ભદ્રકકુમાર નામે એક યુવરાજ

**भद्दया.** स्त्री० ( भद्रता ) સરલતા.

**भद्दलपुर.** न० ( भद्दलपुर ) એ નામનુ જિતશત્રુ રાજાનું નગર.

**भद्दलय.** त्रि० ( भद्रक ) ભદ્ર પ્રકૃતિવાળો.

**भद्दवय.** पु० ( भाद्रपद ) ભાદરવો મહિનો.

**भद्दवया.** स्त्री० ( भाद्रपदा ) પૂર્વા ભાદ્રપદ અને ઉત્તરા ભાદ્રપદ એ બે નક્ષત્ર

**भद्दसाल.** न० ( भद्रशाल ) મેરૂ પર્વતની તળાટીમાં આવેલું ભદ્રશાળ વન.

**भद्दसेण.** पु० ( भद्रसेन ) અસુરકુમારના ઇન્દ્ર ધરણેન્દ્રની સેનાનો આધપતિ. (૨) એ નામના એક શેઠ.

**भद्दा.** स्त्री० ( भद्रा ) એ નામની કોશલ રાજાની પુત્રી. (૨) પ્રથમ બળદેવની માતા. (૩) દક્ષિણ દિશાના અજનક પર્વતની પૂર્વ તરફની ભદ્રા નામની વાવ. (૪) પૂર્વાદિ દિશામાં ચાર ચાર પ્રહર સુધી કાઉસગ્ગ કરવાની પ્રતિજ્ઞા લેવી તે. (૫) એ નામની એક સ્ત્રી. (૬) જંબૂ સુદર્શનાનું એક નામ. (૭) કાકંદી નગરવાસી ધન્ના અણગારની માતા. (૮) સુમતિ રાજાની ભાર્યા. (૯) ત્રીજા ચક્રવર્તીની માતા. (૧૦) ગોશાળાની માતાનું નામ. (૧૧) બીજા ચક્રવર્તીની સ્ત્રી. (૧૨) બીજ, સાતમ અને બારસ એ ત્રણ તિથિ. (૧૩) ધન્નાસાર્થવાહની સ્ત્રી. (૧૪) અંતગડ સૂત્રના સાતમા વર્ગના નવમા અધ્યયનનું નામ. (૧૫) રાજગૃહ નગરના શ્રેણિક રાજાની રાણી. (૧૬) પશ્ચિમ દિશાના રૂચક પર્વતપર વસનારી આઠ દિશાકુમારીઓમાંની સાતમી. (૧૭) કામદેવજી શ્રાવકની સ્ત્રીનું નામ. (૧૮) મહાવીર સ્વામીના ત્રીજા શ્રાવક ચુલણીપિયાની ભાર્યાનું નામ. (૧૯) કલાદ સોનીની સ્ત્રી. (૨૦) તેતલિપુત્રની માતા. (૨૧) જિનદત્તસાર્થવાહની સ્ત્રી. (૨૨) સાગરદત્તની ધર્મપત્ની. (૨૩) દરાખ; દ્રાક્ષ. (૨૪) અહિંસા; દયા. (૨૫) રાજા શ્રેણિકની એક પત્ની.

**भद्दासण.** न० ( भद्रासन ) એક પ્રકારનું આસન. (૨) આઠ મંગલિક પૈકી પાંચમુ.

**भद्दिज्जिया.** स्त्री० ( भद्रिया ) જૈન મુનિઓની એક શાખા.

**भद्दिया.** स्त्री० ( भद्रिका ) ભદ્રવાળી; કલ્યાણી. (૨) ભદ્રિકા નામની એક નગરી.

**भद्दिलपुर.** न० ( भद्दिलपुर ) મલય દેશનુ એક મુખ્ય નગર.

**भद्दुत्तरपडिमा.** स्त्री० ( भद्रोत्तरप्रतिमा ) એ નામનું એક તપ.

**भद्दुत्तरवडिंसग.** न० ( भद्रोत्तरावतंसक ) મહાશુક્ર દેવલોકનું એક વિમાન.

**भप्प.** त्रि० ( ) લેવા યોગ્ય.

**भम.** पु० ( भ्रम ) ચક્રાવો; ભમવું તે.

**भमण.** न० ( भ्रमण ) ભમવું; રખડવું.

**भमर.** पु० ( भ्रमर ) ભ્રમર, ભમરો.

**भमरटेंटा.** स्त्री० ( ) ભમરાની માફક અસ્થિર આચરણવાળી.

**भमरहुय.** पु० ( भ्रमरुत ) એ નામનો એક અનાર્ય દેશ.

**भमरिली.** स्त्री० ( भ्रमरी ) ભમરી.

**भमरी.** स्त्री० ( भ्रमरी ) વાદ્ય વિશેષ.

**भमली.** स्त्री० ( भ्रमरी ) ચકરી.

**भमाड.** पुं० ( भ्रम ) ભ્રમણ; ઘૂમવુ.

**भमास.** पु० ( भमाष ) વનસ્પતિ વિશેષ.

**भमि.** स्त्री० ( भ्रमि ) પાણીમાં ચક્રાકાર કુંડાળાં થાય તે. (૨) ચિત્તભ્રમ કરવાની શક્તિ.

**भमिर.** त्रि० ( भ्रमिर ) ફરનાર; ભ્રમણ કરનાર. (૨) ભમરો.

**भमुआ. भमुहा. भमुही.** स्त्री० ( भ्रू ) ભમ્મર; ભવાં.

**भय.** न० ( भय ) ભય; ડર; ત્રાસ; બીક. (૨) મોહનીયની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ ચારિત્રમાં ભય પામે.

**भयअ.** पुं० ( भृतक ) ચાકર; નોકર.

**भयंकर.** त्रि० (भयकर ) ભય કરનાર. (૨) पुं० પ્રાણીનો વધ; હિંસા.

**भयंत.** पुं० ( भदन्त ) મહાનુભાવ; શ્રેષ્ઠ; પૂજ્ય; ગુરૂ.

**भयंतार.** पु० ( भयत्रातृ ) ભયથી બચાવનાર; ભગવાન્.

**भयक. भयग.** पुं० ( भृतक ) પેટવડીઓ નોકર.

**भयणा.** न० ( भजन ) લોભ; આશા; તૃષ્ણા.

**भयणा.** स्त्री० ( भजना ) વિકલ્પ; કથંચિત્ હોય કથંચિત્ ન હોય તે.

**भयणिज्ज.** त्रि० ( भजनीय ) વિકલ્પે હોવા યોગ્ય.

**भयवंत.** पु० ( भगवत् ) ભગવાન્; પૂજ્ય; ઐશ્વર્યવાન્.

**भयसण्णा.** स्त्री० ( भयसंज्ञा ) ભયની સંજ્ઞા-લાગણી; ચાર સંજ્ઞામાંની એક.

**भयाणीय.** त्रि० ( भयानीत ) ભય લાવનાર; ભયાનક.

**भयालि.** पु० ( भयालि ) જમ્બૂદ્વીપના ભરતખંડમાં થનાર ૧૯ મા તીર્થંકરના પૂર્વ ભવનું નામ.

**भयावह.** त्रि० ( भयावह ) ભય દેનાર; ભયંકર.

**भर.** पुं० न० ( भर ) ભાર; બોજો; સામાન. (૨) વિનયની પ્રવૃત્તિરૂપ આચાર. (૩) સમૂહ. (૪) લાકડા વગેરેનો ભારો.

**भरय.** त्रि० ( भरक ) ભાર ભરનાર.

**भरण.** न० ( भरण ) પૂરવું; ભરવુ.

**भरणी.** स्त्री० ( भरणी ) એ નામનું નક્ષત્ર.

**भरह.** पु० ( भरत ) ભરતક્ષેત્ર; ભારતવર્ષ. (૨) ભરત નામના પ્રથમ ચક્રવર્તી; ઋષભદેવના પુત્ર. (૩) આવતી ઉત્સર્પિણીના પ્રથમ ચક્રવર્તીનું નામ.

**भरहकूड.** पु० ( भरतकूट ) ચુલ્લહિમવંત પર્વત ઉપરનાં ૧૧ કૂટમાંનું ત્રીજું કૂટ-શિખર.

**भरहराय.** पुं०( भरतराज ) ભરતક્ષેત્રનો રાજા; ચક્રવર્તી.

**भरहवास.** न० ( भारतवर्ष ) ભારતવર્ષ; ભરતક્ષેત્ર.

**भरिम.** त्रि० ( भरिम ) ભરીને બનાવેલ.

**भरिय.** त्रि० ( भृत ) ભરેલું; પૂર્ણ કરેલું.

**भरु.** पु० ( भरु ) એ નામનો એક દેશ. (૨) त्रि० તે દેશમાં રહેનાર.

**भल्ल.** पु० ( भल्ल ) ભાલું; અણીયાળું એક શસ્ત્ર.

**भल्लकी.** स्त्री० ( भल्की ) રીંછડી.

**भल्लाय.** पु० ( भल्लात ) વનસ્પતિ વિશેષ.

**भल्लिअ.** पुं० ( भल्लिक ) વિષય વધારવાની કોઇ એક દવા.

**भल्लिया.** स्त्री० ( भद्रता ) ભલાઇ; સારાપણું.

**भव.** पुं० ( भव ) સંસાર; જન્મ મરણ. (૨) પન્નવણા સૂત્રના તૃતીય પદના વીશમા

દ્વારનું નામ. (૩) સંસારનું કારણ. (૪) નરકાદિ યોનિ. (૫) ન૦ દેવવિમાન વિશેષ.

**भवंत.** પું૦ ( भवत् ) આપ; તમે.

**भवंतर.** ન૦ ( भवान्तर ) જન્માન્તર.

**भवट्ठिइ.** સ્રી૦ ( भवस्थिति ) દેવ આદિ યોનિમાં ઉત્પત્તિના કાળની મર્યાદા.

**भवण.** ન૦ ( भवन ) ઘર; મહેલ; પ્રાસાદ. (૨) ભવનપતિ દેવતાનાં નિવાસસ્થાન; ભવનપતિનાં ભવન. (૩) સત્તા.

**भवणगिह.** ન૦ ( भवनगृह ) ભોંયરૂં.

**भवणरुक्ख.** પુ૦ ( भवनवृक्ष ) ભવનરૂપે પરિણામ પામે તેવાં કલ્પવૃક્ષ.

**भवणवइ.** પું૦ (भवनपति) ભવનપતિ જાતના દેવતા.

**भवणवडिंसग.** ન૦ ( भवनावतंसक ) મુખ્ય ભવન; રાજ્યભવન.

**भवणवासि.** પુ૦ ( भवनवासिन् ) ભવનપતિ દેવતા; ભવનમાં રહેનાર દેવતા.

**भवत्थ.** ત્રિ૦ ( भवस्थ ) સંસારમાં રહેલ.

**भवधारणिज्ज.** પું૦ ( भवधारणीय ) ભવના છેડા સુધી—આયુષ્ય પૂરૂં થતાં સુધી ધારણ કરી શકાય તે શરીર; મૂળ શરીર.

**भवधारणिया.** સ્રી૦ ( भवधारणिका ) નારકી દેવતાના ભવસમ્બન્ધથી પ્રાપ્ત થયેલ વૈક્રેય શરીરની મૂળ અવગાહના.

**भवन.** ન૦ ( भवन ) થવું; બનવું.

**भवपच्चइ.** ન૦ ( भवप्रत्ययिन् ) દેવતા તથા નારકીના ભવને યોગે ઉત્પન્ન થતું અવધિજ્ઞાન; અવધિજ્ઞાનનો એક ભેદ.

**भवपच्चइय.** ન૦ ( भवप्रत्ययिक ) જુઓ ઉપલો શબ્દ.

**भवविवागा.** સ્રી૦ ( भवविपाका ) ભવને નિમિત્તે ઉદયમાં આવી વિપાક આપે તેવી કર્મપ્રકૃતિ.

**भवसिद्धिय.** ત્રિ૦ ( भव्यसिद्धिक ) સંસારથી મોક્ષ પામનાર જીવ; સિદ્ધિ પામવાને યોગ્ય જીવ.

**भविय.** પું૦ ( भव्य ) મોક્ષ જવાને યોગ્ય જીવ; ભવિ જીવ. (૨) થવાનું; ભવિષ્યમાં થવા યોગ્ય.

**भविय.** ત્રિ૦ ( भविक ) સિદ્ધ થવાને યોગ્ય.

**भवियजण.** પું૦ ( भविकजन ) ભવ્ય જન.

**भवियदव्व.** ન૦ ( भविकद्रव्य ) જીવને મરીને જે ગતિમાં જવાનું હોય તે ગતિની અપેક્ષાએ તે જીવ ભવિયદવ્વ કહેવાય.

**भवियव्वया.** સ્રી૦ ( भवितव्यता ) ભાવી; ભવિષ્ય.

**भवियसरीर.** પું૦ ( भविकशरीर ) આવશ્યક આદિ શાસ્ત્ર જાણતો નથી પણ ભવિષ્યમાં જાણશે એવા પુરૂષનું શરીર.

**भविस्स.** ત્રિ૦ ( भविष्यत् ) ભવિષ્ય કાળમાં થનાર.

**भव्व.** ત્રિ૦ ( भव्य ) યોગ્ય; ઉત્તમ. (૨) મોક્ષ પામવાને લાયક. (૩) ભાવી; થવાનું.

**भव्वा.** સ્રી૦ ( भव्या ) દ્રાક્ષ; દરાખ.

**भसेलु.** પુ૦ ( ) શાળના કણુશલાની અણી—રૂંછાલ.

**भसोल.** ન૦ ( भसोल ) નાટકની એક વિધિ.

**भाअ.** પું૦ ( भाग ) ભાગ; પ્રદેશ; હિસ્સો.

**भाइ.** પું૦ ( भ्रातृ ) ભાઇ; બન્ધુ; સહોદર.

**भाइणिज्ज.** પું૦ સ્રી૦ / **भाइणेज्ज.** ( भागिनेय ) ભાણેજ; બ્હેનનો દીકરો.

**भाइल्ल.** ત્રિ૦ (भागिक) ભાગ લેનાર; ભાગીદાર.

**भाउ.** પું૦ ( भ्रातृ ) ભાઇ; સહોદર.

**भाउज्जा.** સ્રી૦ / **भाउज्जाइया.** ( भ्रातृजाया ) ભાભી; ભાઇની વહુ.

**भाग.** પું૦ ( भाग ) ભાગ, હિસ્સો. (૨) પ્રભાવ. (૩) પૂજા; ભજન.

**भागवय.** न० ( भागवत ) એ નામનો એક પુરાણ ગ્રન્થ, ભાગવત પુરાણ.

**भाडय.** न० ( भाटक ) } ભાડું; મુસારો.
**भाडि.** स्त्री० ( भाटि ) }

**भाडीकम्म.** न० ( भाटीकर्मन् ) પશુ આદિથી ભાડાનું કામ કરવું તે; ૫૬૨ કર્માદાન-માંનું એક.

**भाण.** न० ( भाजन ) વાસણ; પાત્ર.

**भाणु.** पुं० ( भानु ) ૧૫ મા તીર્થંકરના પિતાનું નામ.

**भाणुमित्त.** पुं० ( भानुमित्र ) ભાનુમિત્ર કુમાર.

**भामंडल.** न० ( भामण्डल ) તીર્થંકરના મસ્તકમાં અંબોડાના ભાગમાં મંડકાકાર પ્રકાશ હોય તે.

**भामग.** त्रि० ( भ्रामक ) ભમાવનાર; ફેરવનાર.

**भामरी.** स्त्री० ( भ्रामरी ) વાદ્ય વિશેષ; વીણા.

**भामिय.** त्रि० ( भ्रामित ) ભમાવેલ; ફેરવેલ.

**भाय.** पुं० ( भ्रातृ ) ભાઈ; બન્ધુ.

**भाय.** पुं० ( भाग ) ભાગ; પ્રદેશ.

**भायण.** पुं० न० ( भाजन ) પાત્ર; વાસણ.

**भायर.** पुं० ( भ्रातृ ) ભાઈ.

**भार.** पु० ( भार ) ભાર; બોજો. (૨) પરિગ્રહ; ધન ધાન્યાદિનો સગ્રહ.

**भारंड.** पुं० ( भारण्ड ) ભારંડ પક્ષી.

**भारग.** पु० ( भारक ) વજન વિશેષ.

**भारदाय.** } पु० ( भारद्वाज ) ગૌતમ ગોત્રની
**भारद्दाय.** } શાખા અને તેમાં ઉત્પન્ન થયેલ પુરૂષ. (૨) એક પક્ષી. (૩) મૃગશિરનક્ષત્રનું ગોત્ર.

**भारह.** न० ( भारत ) ભારતવર્ષ; ભરતક્ષેત્ર. (૨) મહાભારત; એ નામનું એક પુસ્તક. (૩) ભરત મુનિ પ્રણીત નાટ્ય શાસ્ત્ર. (૪) त्रि० ભરતક્ષેત્રમાં જન્મેલ; ભારતવર્ષનુ.

**भारहखित्त.** } न० ( भारतक्षेत्र ) ભારતક્ષેત્ર.
**भारहखेत्त.** }

**भारहवास.** न० ( भारतवर्ष ) ભારતવર્ષ; ભરતક્ષેત્ર.

**भारहिय.** त्रि० ( भारतीय ) ભરતમાં ઉત્પન્ન થયેલ; ભરત સંબંધી.

**भारिय.** त्रि० (भारिक) ભારે; ભારવાળો; ગુરૂ.

**भारिया.** स्त्री० ( भार्या ) સ્ત્રી; નારી; વહુ.

**भारुंड.** पु० ( भारुण्ड ) ભારંડપક્ષી; બે મુખ અને એક શરીરવાળું પક્ષી.

**भाल.** न० ( भाल ) કપાળ.

**भालयल.** न० ( भालतल ) કપાળતલ; લલાટ.

**भालुंकी.** स्त्री० ( भालुकी ) શીયાળણી.

**भाव.** पु० ( भाव ) વસ્તુ; પદાર્થ. (૨) અભિપ્રાય; ચિત્તવૃત્તિ; વિચાર. (૩) જીવની દશા; અવસ્થા. (૪) સંયમ સ્થાનાદિરૂપ વિશુદ્ધ પરિણામ. (૫) ૮૭ મા ગ્રહનુ નામ. (૬) રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, આદિ ગુણ. (૭) મોહ. (૮) અનુભાગ, કર્મનો રસ. (૯) યોગનું પરિણામ. (૧૦) વસ્તુનો ગુણ; પર્યાય; વસ્તુ ધર્મ. (૧૧) અંશ; ભાગ. (૧૨) ઉદય, ઉપશમ, ક્ષયોપશમ, ક્ષાયક, પારિણામિક અને સનિપાતિક એ ૭ ભાવ. (૧૩) અંતઃકરણનો ભાવ; લાગણી; ઇચ્છા. (૧૪) ચિત્તવિકાર, માનસ વિકૃતિ. (૧૫) જન્મ; ઉત્પત્તિ. (૧૬) પારમાર્થિક પદાર્થ; વિવક્ષિત ક્રિયાનો અનુભવ કરનારી વસ્તુ. (૧૭) સ્વભાવ; સ્વરૂપ. (૧૮) ભવન; સત્તા. (૧૯) જ્ઞાન; ઉપયોગ. (૨૦) વિધિ; કર્તવ્યોપદેશ. (૨૧) આત્મા.

**भावकाल.** पु० ( भावकाल. ) ઉદયિકાદિ ૭ ભાવોની સ્થિતિ.

**भावकूड.** न० ( भावकूट ) સંયમરૂપ ભાવને બાંધવા પાશરૂપ આધાકર્મઆદિ આહારદોષ.

**भावकेउ.** पुं० ( भावकेतु ) એ નામનો મહાસામો ગ્રહ.

**भावक्खर.** न० ( भावाक्षर ) અંતઃકરણમાં રહેલ અકરાદિ અક્ષરનું જ્ઞાન.
**भावखंध.** पुं० ( भावस्कंध ) આગમથી ભાવ-સ્કંધ તે આવશ્યક શ્રુતસ્કંધરૂપ પદાર્થ અને તેના ઉપયોગરૂપ પરિણામ.
**भावजयण.** पुं० ( भावयज्ञ ) ભાવયજ્ઞ; દુષ્ટ ભાવની આહુતી આપવી તે.
**भावण.** न० ( भावन ) ભાવવું તે.
**भावणा.** स्त्री० ( भावना ) ચિત્તવૃત્તિ; પૂર્વ સંસ્કારનું સ્ફુરણ; વાસના. (૨) સંસારનું અનિત્યાદિ સ્વરૂપ ચિંતવવુ તે. (૩) પાંચ મહાવ્રતની પચીસ ભાવના.
**भावणीय.** त्रि० ( भावनीय ) ભાવના કરવા લાયક.
**भावत्थ.** पुं० ( भावार्थ ) તાત્પર્ય; મતલબ.
**भावदेव.** पुं० ( भावदेव ) ચાર પ્રકારના દેવતા; ભવનપતિ, વાણવ્યન્તર, જ્યોતિષી અને વૈમાનિક.
**भावन्न.** त्रि० ( भावज्ञ ) અભિપ્રાય જાણનાર.
**भावपाण.** पुं० ( भावप्राण ) જ્ઞાન આદિ આત્માના અન્તરંગ ગુણ.
**भावबंध.** पुं० ( भावबन्ध ) મિથ્યાત્વઆદિ ભાવ કર્મોનો બન્ધ.
**भावमण.** न० ( भावमनस् ) ચિંતન કે જ્ઞાન-રૂપ ભાવ મન.
**भावलय.** न० ( भावलय ) તીર્થંકરને અંબોડાને ઠેકાણે પ્રકાશ મંડળ હોય તે; ભામંડળ.
**भावलिंग.** न० ( भावलिंग ) ભાવસંયમ; પરિણામ સહિત લિંગ.
**भावलेस्सा.** स्त्री० ( भावलेश्या ) અધ્યવસાય કે પરિણામ રૂપ લેશ્યા.
**भावलोय.** पुं० ( भावलोक ) ભાવથી લોક; લોકના ભાવ.
**भावविउस्सग्ग.** पुं० ( भावव्युत्सर्ग ) ભાવ-કષાયાદિનો પરિત્યાગ.
**भावसंधक.** त्रि० ( भावसंधिक ) જીવને મોક્ષ સાથે સાધનાર.
**भावसंसार.** पु० ( भावसंसार ) ઉદય વગેરે ભાવરૂપે કર્મનું પરિણામ.
**भावसच्च.** न० ( भावसत्य ) શુદ્ધ અંતરાત્મા; પરમાર્થ સંબંધી વિચાર.
**भावसुत.** न० } ( भावश्रुत ) લબ્ધ્યક્ષરરૂપ
**भावसुय.** } શ્રુતજ્ઞાનનો ઉપયોગ.
**भावाभिग्गह.** पुं० ( भावाभिग्रह ) ગાન કરતો, હસતો, અમુક ચેષ્ટા કરતો માણસ આપે તોજ વ્હોરવુ એમ ભાવ સંબંધી અ-ભિગ્રહ-નિયમ ધારવો તે.
**भावि.** त्रि० ( भाविन् ) થનારૂં.
**भाविंदिय.** न० ( भावेन्द्रिय ) જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી જીવને ઉત્પન્ન થયેલ શબ્દાદિ ગ્રહણ કરવાની શક્તિ; લબ્ધિ ઉપયોગરૂપ ભાવઇન્દ્રિય.
**भाविणी.** स्त्री० ( भाविनी ) ભાવના કર-વાવાળી.
**भावितत्थी.** स्त्री० ( भावितार्थी ) એ નામની એક નદી.
**भाविय.** पु० ( भाविक ) સાતમા દેવલોકનું એક વિમાન.
**भाविय.** त्रि० ( भावित ) વિચારેલુ; ભાવના ભાવેલું. (૨) સંસ્કાર પામેલ; વાસિત થયેલ. (૩) શુદ્ધ; નિર્દોષ.
**भावियत्त.** } पुं० ( भावितात्मन् ) શુદ્ધ
**भावियप्प.** } આત્મા. (૨) એક અહોરા-ત્રના ત્રીશ મુહૂર્તમાંના તેરમા મુહૂર્તનું નામ.
**भावियप्पा.** त्रि० ( भावितात्मा ) ભગવાન્ ધર્મનાથની મુખ્ય સાધ્વી.
**भाविर.** त्रि० ( भाविन् ) થનાર; નીપજનાર.
**भावुग.** पुं० ( भावुक ) બનેવી; બેનનો વર.
**भावुग.** त्रि० ( भावुक ) બીજાનો યોગ પામી તેના ગુણમાં પરિણત થઇ જાય તે.

**भावोमोयरिया.** स्त्री० ( भावावमोदरिका ) મનના વિકારોને રોકવારૂપ ભાવની ઉણોદરી કરવી તે.

**भावोहि.** पुं० ( भावावधि ) ક્ષયોપશમ ભાવે ઉત્પન્ન થઇ ઉદયાદિ ભાવને જોનાર અવધિ જ્ઞાન.

**भास.** न० ( भाष्य ) ભાષ્ય-વિવરણ.

**भास.** पुं० ( भास ) તેજ; પ્રકાશ; ચમક; ઝળક. (૨) પક્ષી વિશેષ.

**भास.** न० ( भस्मन् ) રાખ; ભસ્મ. (૨) પું૦ ભસ્મ નામનો ૨૯ મો ગ્રહ.

**भासग** पुं० ( भाषक ) ભાષા પર્યાપ્તિ-બોલવાની શક્તિવાળો જીવ. (૨) પન્નવણાસૂત્રના ત્રીજા પદના પંદરમા દ્વારનું નામ. (૩) ત્રિ૦ વક્તા; પ્રતિપાદક.

**भासण.** न० ( भासन ) ચમક; પ્રકાશ.

**भासणया.** } स्त्री० ( भाषणा ) કથન; પ્રતિપાદન.
**भासणा.** }

**भासय.** पुं० ( भाषक ) બોલનાર; ભાષા શક્તિવાળો.

**भासरासि.** पु० ( भासराशि ) પ્રકાશનો સમૂહ; સૂર્ય.

**भासरासि.** पुं० ( भस्मराशि ) ભસ્મરાશિ નામનો ૩૦ મો ગ્રહ. (૨) રાખનો ઢગલો.

**भासवंत.** त्रि० ( भाषावत् ) ભાષાના ગુણ દોષોને જાણનાર.

**भासा.** स्त्री० ( भाषा ) ભાષા; બોલી. (૨) ભાષાયોગ્ય પુદ્ગળસ્કંધની વર્ગણા-સમુદાય. (૩) ઉપયોગ અને યતનાપૂર્વક બોલવું તે; ભાષા સમિતિ. (૪) પન્નવણા સૂત્રના ૧૧ મા પદનું નામ.

**भासाजड.** त्रि० ( भाषाजड ) બોલવાની શક્તિ રહિત; મૂંગો.

**भासापज्जत्ति.** स्त्री० ( भाषापर्याप्ति ) પુદ્ગળોને ભાષાના રૂપમાં પરિણત કરવાની શક્તિ.

**भासापय.** न० ( भाषापद ) પ્રજ્ઞાપના સૂત્રનું ૧૧ મું ભાષાપદ.

**भासाविजय.** पुं० ( भाषाविचय ) ભાષાનો નિર્ણય. (૨) દૃષ્ટિવાદ; બારમો જૈન અંગ ગ્રન્થ.

**भासासमिइ.** } स्त्री० ( भाषासमिति ) વિચારી યતનાપૂર્વક બોલવું તે.
**भासासमिति.** }

**भासासमिय.** त्रि० ( भाषासमित ) ભાષા સમિતિયુક્ત.

**भासि.** त्रि० ( भाषिन् ) બોલનાર; કહેનાર.

**भासिय.** त्रि० ( भाषित ) બોલેલું; કહેલું. (૨) ન૦ બોલવું; કહેવું તે.

**भासिल्ल.** त्रि० ( भाषावत् ) ભાષાયુક્ત; વાણીયુક્ત.

**भासुर.** त्रि० ( भासुर ) દેદીપ્યમાન; તેજસ્વી. (૨) ભાસુર નામે ત્રીજા ચોથા દેવલોકનું એક વિમાન.

**भि.** त्रि० ( भित् ) જુઓ "भिन्न" શબ્દ.

**भिउडि.** स्त्री० ( भ्रुकुटि ) ભ્રકુટિ; ભમ્મર. (૨) નમિનાથજીના યક્ષનું નામ.

**भिउर.** त्रि० ( भिदुर ) પોતાની મેળે ભેદાય તેવું; નાશવંત.

**भिउव्व.** पु० ( भार्गव ) ભૃગુઋષિના શિષ્ય.

**भिंग.** पुं० ( भृङ्ग ) ભ્રમર; ભમરો. (૨) જુગલીયાને વાસણ આપનાર કલ્પ વૃક્ષની એક જાત. (૩) પક્ષી વિશેષ. (૪) કીટ વિશેષ. (૫) કોયલા.

**भिंगणिभा.** स्त्री० ( भृङ्गनिभा ) જંબુવૃક્ષના વનખંડની એક વાવડીનું નામ.

**भिंगप्पभा.** स्त्री० ( भृङ्गप्रभा ) જંબુવૃક્ષના નૈઋત્ય ખુણાના વનખંડની એક વાવડીનું નામ.

**भिंगा.** स्त्री० ( भृङ्गा ) જમ્બુવૃક્ષના નૈઋત્ય ખુણાના વનખંડની એક વાવડીનું નામ.

**भिंगार.** पुं० ( भृङ्गार ) ઝારી; સોનાનો કળશ. (૨) પક્ષી વિશેષ.

**भिंगिरीडि.** पुं० ( भृङ्गिरीटि ) એક ચોઇન્દ્રિય જીવ; ભૃંગરીટ.

**भिंगु.** पुं० ( भृगु ) પાણી સૂકાઇ ગયા પછી તળાવમાં પોપડા બંધાય તે.

**भिंजा.** स्त्री० ( ) અભ્યંગાન; માલિશ.

**भिंडमालिया.** स्त्री० ( भिण्डमालिका ) ભીંડીની માળા.

**भिंडिमाल.** } **भिंडिवाल.** } पुं० ( भिण्डिपाल ) શસ્ત્ર વિશેષ; છરો.

**भिंभसार.** } **भिंभिसार.** } पुं० ( बिम्बिसार ) શ્રેણિક રાજાનું અપર નામ.

**भिंमी.** स्त्री० ( भिम्मी ) વાદ્ય વિશેષ; ઢોલકું.

**भिक्ख.** न० ( भैक्ष ) ભિક્ષા; ભીખ. (२) ભિક્ષા સમૂહ.

**भिक्खकाल.** पुं० ( भिक्षाकाल ) ભિક્ષાકાળ; ગોચરીનો સમય.

**भिक्खलाभिय.** पु० ( भिक्षालाभिक ) અનાદર પૂર્વક તુચ્છવસ્તુ મળે તે લેવી એવો અભિગ્રહ ધરી ગવેષણા કરનાર સાધુ.

**भिक्खविति.** स्त्री० ( भिक्षावृत्ति ) ભીખ માગીને ગુજરાન ચલાવવું તે.

**भिक्खा.** स्त्री० ( भिक्षा ) ભિક્ષા; ગોચરી.

**भिक्खाअ.** पुं० } **भिक्खाक.** } **भिक्खाग.** } ( भिक्षाक ) ભિક્ષુ; સાધુ. (२) ભિખારી.

**भिक्खायर.** त्रि० ( भिक्षाचर ) ભીખારી; માગી ખાનાર.

**भिक्खायरिया.** स्त्री० ( भिक्षाचर्या ) ભિક્ષા માગવી; ગોચરી કરવી.

**भिक्खायरी.** स्त्री० ( भिक्षाचरी ) ભિક્ષા લેવા જવું તે; ગોચરી.

**भिक्खालाभिय.** पुं० ( भिक्षालाभिक ) ભિક્ષુક વિશેષ.

**भिक्खु.** पुं० स्त्री० (भिक्षु) ભિક્ષુક; સાધુ; મુનિ.

**भिक्खुचरिया.** स्त्री० ( भिक्षुचर्या ) ભિક્ષુકની ચર્યા; સાધુ સામાચારી.

**भिक्खुणी.** स्त्री० ( भिक्षुकी ) સાધ્વી; આર્યા.

**भिक्खुधम्म.** पु० ( भिक्षुधर्म ) ક્ષમા, નિર્લોભતા, ઋજુતા, આદિ દશ પ્રકારનો યતિ ધર્મ.

**भिक्खुपडिमा.** स्त्री० ( भिक्षुप्रतिमा ) ભિક્ષુ–સાધુની બાર પડિમા–અભિગ્રહ વિશેષ.

**भिक्खुपडिया.** स्त्री० ( भिक्षुप्रतिज्ञा ) સાધુનો ઉદ્દેશ; સાધુનું નિમિત્ત

**भिक्खुय.** पुं० ( भिक्षुक ) સાધુ; ભિક્ષુક.

**भिक्खोंड.** पु० ( भिक्षोण्ड ) ભિક્ષાના આધારે રહેનાર બૌદ્ધ વગેરે અન્યદર્શની સાધુ. (२) ભિખારી.

**भिगु.** पुं० ( भृगु ) ખડકની ટોચ. (२) ફાટ; ચીરો.

**भिगुडि.** स्त्री० ( भ्रुकुटि ) ભ્રકુટિ.

**भिगुपडण.** न० ( भृगुपतन ) પર્વતની ટોચ ઉપરથી પડી મરવું તે; ભૈરવ ઝંપાપાત; બાળ મરણનો એક પ્રકાર.

**भिच्च.** पुं० ( भृत्य ) સેવક; નોકર. (२) त्रि० સારી રીતે પોષણ કરનાર. (३) પોષણીય.

**भिच्छुंड.** त्रि० ( भिक्षोण्ड ) જુઓ " ભિક્ખોંડ " શબ્દ.

**भिज्ज.** न० ( भेद्य ) કર વિશેષ; દંડ વિશેષ.

**भिज्जा.** स्त्री० ( भिध्या ) લોભ. (२) મળેલા પદાર્થોમાં અત્યન્ત આસક્તિ.

**भिज्झिय.** त्रि० ( अभिध्यित ) લોભાવે તેવું; સુંદર.

**भिणासि.** पुं० ( ) પક્ષી વિશેષ.

**भिण्ण.** न० ( भिन्न ) ભેદાયેલ; ફાટેલ.

**भिण्णा.** स्त्री० ( भिन्ना ) ખાલી મુઠી.

**भितअ.** } **भितग.** } पु० ( भृतक ) સેવક; નોકર; ચાકર.

**भिति.** स्त्री० ( भृति ) આજીવિકા; ગુજરાન.

**भित्त.** न० ( ) નદીની ભેખડ. (२) અડધીયું; ફળાદિનો અર્દ્ધ ભાગ.

**भिसग.** } न० ( ) અડધીવું; અડધું
**भिसय.** } કાપેલ. (૨) કકડો.

**भित्तार** त्रि० ( भेत्तृ ) ભેદનાર.

**भित्ति.** स्त्री० ( भित्ति ) ભીંત; દીવાલ.

**भित्तिगुलिया.** स्त्री० ( भित्तिगुलिका ) ઓટલો; ચોતરો.

**भित्तिय.** पु० ( भित्तिक ) ભિત્તિ દેશવાસી.

**भित्तिल.** न० ( भित्तिल ) એ નામનું દશમા દેવલોકનું એક વિમાન.

**भिन्न** त्रि० ( भिन्न ) ભેદાયેલ; ફાટી ગયેલ. (૨) ભિન્ન; જૂદું. (૩) અસ્ફુટિત. (૪) વિલક્ષણ. (૫) પરિત્યક્ત. (૬) ઓછું; ન્યૂન.

**भिन्नमुहुत्त.** न० ( भिन्नमुहूर्त ) અંતર્મુહૂર્ત; ન્યૂનમુહૂર્ત.

**भियग.** पुं० ( भृतक ) નોકર; ચાકર.

**भियघाय.** पुं० ( भेदघात ) સૂર્યના બે માંડલા વચ્ચેનું અંતર અર્થાત્ એક માંડલેથી બીજે માંડલે જવાનો માર્ગ.

**भिलिंग.** पु० ( भिलिङ्ग ) મસૂર, ધાન્યની એક જાત.

**भिलिज.** पु० ( ) અભ્યગન.

**भिल्लुग.** पुं० ( भिल्लक ) ભિલ્લ; આહેડી; શિકારી.

**भिलुगा** स्त्री० ( भिलुका ) જમીનની ફાટ, કાળી જમીનમાં શીયાળામા ચીરા પડે છે તે.

**भिलुय.** न० (भिलुक) જુઓ "ભિલુગા" શબ્દ.

**भिल्ल.** पु० ( भिल्ल ) એ નામનો એક અનાર્ય દેશ.

**भिल्लाय.** पु० ( भिल्लातक ) ભિલ્લામાનું વૃક્ષ.

**भिस.** न० ( बिस ) કમળતન્તુ; કમળનો કંદ. (૨) ખાવાનો એક પદાર્થ. (૩) આસન વિશેષ.

**भिसं.** अ० ( भृशम् ) અતિશય; ઘણું.

**भिसकंद.** पुं० ( बिसकन्द ) શકરપારા; મિષ્ટાન્ન વિશેષ.

**भिसरा.** स्त्री० ( ) માછલાં પકડવાની એક જાતની જાળ.

**भिसिग.** न० } ( बृंसिका ) યોગીનું એક
**भिसिया.** स्त्री० } આસન.

**भिसोल.** न० ( ) નૃત્ય વિશેષ.

**भी.** स्त्री० ( भी ) ભય. (૨) त्रि० ડરનાર; ભીરૂ; બીકણુ.

**भीम.** त्रि० ( भीम ) ભયંકર; ડરાવનાર. (૨) पुं० દક્ષિણ તરફના રાક્ષસ જાતના વ્યંતર દેવોનો ઇન્દ્ર. (૩) રૌદ્ર આચાર—[illegible]ન. (૪) ભરતખંડના ભાવી સાતમા પ્રતિવાસુદેવ. (૫) હસ્તીનાપુરના એક રાજપુરૂષ.

**भीमसेण.** पुं० ( भीमसेन ) એ નામના ગત અવસર્પિણીના છટ્ઠા કુલકર. (૨) આવતી ચોવીસીના સાતમા પ્રતિવાસુદેવ. (૩) ભીમસેન નામનો એક કુમાર.

**भीमासुर.** न० ( भीमासुर ) એ નામનુ એક શાસ્ત્ર.

**भीमासुरुक्क.** न० ( भीमासुरोक्त ) ભીમાસુરનું એક પ્રાચીન શાસ્ત્ર.

**भीय.** त्रि० ( भीत ) ભય પામેલ.

**भीरु.** त्रि० ( भीरु ) ડરપોક; બીકણુ; ભયભીત.

**भीसग.** पुं० ( भीष्मक ) ભીષ્મક નામના રાજા.

**भीसण.** त्रि० ( भीषण ) ભયંકરૂ.

**भुअगीसर.** पुं० ( भुजगेश्वर ) નાગરાજ; મોટો સર્પ.

**भुअंग.** पुं० ( भुजङ्ग ) સર્પ.

**भुअग.** त्रि० ( भोजक ) પૂજક; સેવાકારક.

**भुअग.** पुं० ( भुजग ) એક દેવ જાતિ; નાગકુમાર દેવ. (૨) ભોગી; વિલાસી.

**भुअगवइ.** पुं० ( भुजगपति ) વ્યંતરદેવની મહોરગ નામની એક જાત.

**मूलणय.** पुं० ( मूलनय ) નેગમ આદિ સાત નય.

**मूलदत्ता.** स्त्री० ( मूलदत्ता ) અંતગડ સૂત્રના પાંચમા વર્ગના દશમા અધ્યયનનું નામ. (૨) કૃષ્ણ વાસુદેવના પુત્ર સાંબકુમારની સ્ત્રી.

**मूलदेवी.** स्त्री० ( मूलदेवी ) લિપિ વિશેષ.

**मूलपगइ.** } स्त्री० ( मूलप्रकृति ) કર્મની મૂળ
**मूलपगडि.** } પ્રકૃતિ-જ્ઞાનાવરણીયાદિ આઠ.

**मूलपढमाणुओग.** } पुं० ( मूलप्रथमानुयोग )
**मूलपढमानुओग.** } દૃષ્ટિવાદ અંતર્ગત અનુયોગનો એક વિભાગ કે જેમાં તીર્થંકરનું વર્ણન હતું.

**मूलबीय.** पु० ( मूलबीज ) એક જાતની વનસ્પતિ કે જેનું મૂળ રોપવાથી ઉગે તે; જાઇ વગેરે.

**मूलय.** न० ( मूलक ) મુળા; કંદની એક જાત.

**मूलवेणी.** स्त्री० ( मूलवेणी ) ઘરના માલવરા; છાપરાનો મૂળ આધાર.

**मूलसिरी.** स्त्री० ( मूलश्री ) અંતગડ સૂત્રના પાંચમા વર્ગના નવમા અધ્યયનનું નામ. (૨) કૃષ્ણ વાસુદેવના પુત્ર સાંબકુમારની પત્ની.

**मूला.** स्त्री० ( मूल ) મૂળ નક્ષત્ર.

**मूलाहार.** पुं० ( मूलाहार ) ઝાડના મૂળીયાનો આહાર કરનાર-તાપસનો એક વર્ગ.

**मूलिय.** त्रि० ( मौलिक ) મૂળ સંબંધી; (૨) न० મૂળગી મુડી; મૂળ ધન.

**मूस.** पुं० ( मूष ) ઉંદર. (૨) અનાજની એક જાત.

**मूसग.** पु० ( मूषक ) ઉંદર.

**मूसगी.** स्त्री० ( मूषकी ) ઉંદરી વિદ્યા.

**मूसय.** पुं० ( मूषक ) ઉંદર.

**मूसा.** स्त्री० ( मूषा ) સોનું રૂપું ગાળવાની સોનીની કુલડી; મૂસ. (૨) ઉંદર.

**मूसिया.** स्त्री० ( मूषिका ) ઉંદરડી.

**मूसियार.** पुं० ( मूषीकार ) સોની.

**मूसियारि.** पुं० ( मूषकारि ) માર્જાર; બિલાડો.

**मेअज्ज.** पुं० ( मेतार्य ) મહાવીરસ્વામીના દશમા ગણધરનું નામ.

**मेइणी.** स्त्री० ( मेदिनी ) પૃથ્વી.

**मेंढ.** पु० ( मेण्ढ ) ઘેટું.

**मेंढगमुह.** पु० ( मेण्ढकमुख ) લવણ સમુદ્રમાં પાંચસો જોજન ઉપર નૈઋત્ય ખુણામાં આવેલ એ નામનો એક દ્વીપ; છપ્પન અંતરદ્વીપમાંનો એક.

**मेंढविसाणा.** स्त्री० ( मेढ्रविषाणा ) વનસ્પતિ વિશેષ; મેંઢાસિંગી.

**मेघ.** पुं० ( मेघ ) મેઘ; વાદળ.

**मेघंकरा.** स्त्री० ( मेघङ्करा ) ઉર્દ્ધલોકવાસી આઠ દિશાકુમારીમાંની પહેલી.

**मेघमालिणी.** स्त्री० ( मेघमालिनी ) ઉર્દ્ધલોકવાસી આઠ દિશાકુમારીમાંની ચોથી. (૨) નન્દનવનના હેમવય કૂટમાં વસનારી દેવી. (૩) મેઘમાલિની દેવીની રાજધાની.

**मेघमुणि.** पु० ( मेघमुनि ) એ નામના એક મુનિ; શ્રેણિક રાજાના પુત્ર મેઘકુમાર કે જેણે મહાવીર સ્વામી પાસે દીક્ષા લીધી હતી.

**मेघवई.** } स्त्री० ( मेघवती ) ઉર્દ્ધલોકવાસી
**मेघवती.** } આઠ દિશાકુમારીમાંની બીજી. (૨) નંદનવનના મંદરકૂટની અધિષ્ઠાત્રી દેવી. (૩) મેઘવતી દેવીની રાજધાની.

**मेघस्सरा.** स्त्री० ( मेघस्वरा ) ધરણેન્દ્રની સભાની ઘંટા.

**मेच्छ.** पु० ( म्लेच्छ ) યવન; અનાર્ય.

**मेच्छजाइ.** स्त्री० ( म्लेच्छजाति ) મ્લેચ્છ જાત.

**मेज्ज.** त्रि० ( मेय ) જે પદાર્થ માપવા યોગ્ય હોય તે.

**मेढक.** न० ( मेथक ) ઘોડા, બળદ, ગાય આદિને બાંધવાનું સ્થાન-ગમાણ. (૨) લાકડાનો નાનો દાંડો.

**मेढमुह.** પું० ( मेढमुख ) છપન અંતરદ્વીપમાંનો દશમો અંતરદ્વીપ. (૨) ત્રિ० તે અંતરદ્વીપનાં મનુષ્યો.

**मेढि.** પું० ( मेथि ) બળદ વગેરેને બાંધવાનો ખીલો-ખુંટો. (૨) કવચ વિશેષ. (૩) થાંભલી; સ્તંભ.

**मेत्ता.** સ્ત્રી० ( मात्रा ) પરિમાણ; મર્યાદા.

**मेत्ती.** સ્ત્રી० ( मैत्री ) મૈત્રી ભાવના; બીજાનું હિત કરવાની વિચારણા.

**मेद.** પું० ન० ( मेदस् ) ચરબી.

**मेय.** ત્રિ० ( मेय ) માપીને વેંચવા લાયક, પ્રમેય. (૨) જાણવા યોગ્ય.

**मेय.** પુ० ( मेद ) ચરબી. (૨) મેદ નામે એક દેશ. (૩) ત્રિ० મેદ દેશ નિવાસી; એક અનાર્ય મનુષ્ય જાતિ.

**मेयज्ज.** પુ० ( मेतार्य ) એ નામના એક મુનિ. (૨) વીર પ્રભુના દશમા ગણધર. (૩) ઉદકપેઢાલપુત્ર મુનિનું ગોત્ર. (૪) ત્રિ० તે ગોત્રમાં જન્મેલ.

**मेयणी.** સ્ત્રી० ( मेदिनी ) પૃથિવી.

**मेयन्न.** ત્રિ० ( मेयज्ञ ) તત્ત્વજ્ઞાની; પંડિત; જીવ વગેરે નવ તત્ત્વને જાણનાર.

**मेर.** પું० (        ) મુજ; તૃણ વિશેષ.

**मेरग.** પું० ( मेरक ) મદિરા; દારૂ. (૨) શેરડીના સાંઠાનો અગ્ર ભાગ.

**मेरय.** પું० ( मेरक ) એક જાતની મદિરા. (૨) ત્રીજા પ્રતિવાસુદેવનું નામ.

**मेरा.** સ્ત્રી० ( मेरा ) ૧૦ મા ચક્રવર્તીની માતા.

**मेरा.** સ્ત્રી० ( मर्यादा ) મર્યાદા; સરહદ; સીમા.

**मेरु.** પુ० ( मेरु ) મેરૂપર્વત.

**मेरुताल** પું० ( मेरुताल ) તાલવૃક્ષ વિશેષ.

**मेरुप्पभ.** પું० ( मेरुप्रभ ) એ નામનો એક હાથી કે જે મરીને મેઘકુમાર થયો.

**मेरुयाल.** પું० ( मेरुताल ) એ નામનું વૃક્ષ.

**मेलग.** પું० ( मेलक ) મદિરા વિશેષ.

**मेलण.** ન० ( मेलन ) મળવું, ભેગા થવુ.

**मेलय.** પું० ( मेलक ) શેખર; બળદના મસ્તકનો શેહરો.

**मेलिय.** ત્રિ० ( मिलित ) મળેલ; એકત્ર થયેલ.

**मेलिमद्द.** પુ० ( मौलिमद ) એક પ્રકારનો ફણવાળો સર્પ.

**मेल्लुय.** પુ० ( माल्यक ) શિખર.

**मेस.** પું० ( मेष ) ઘેટો.

**मेसर.** પુ० ( मेसर ) એક પ્રકારનુ રૂવાડાવાળું પક્ષી.

**मेह.** પું० ( मेघ ) મેઘ; વાદળુ. (૨) અંતગડસૂત્રના છઠ્ઠા વર્ગના ચૌદમા અધ્યયનનું નામ. (૩) રાજગૃહનિવાસી એક ગૃહસ્થ. (૪) શ્રેણિક રાજાના પુત્ર. (૫) પાંચમા તીર્થંકરના પિતા. (૬) સિંચન કરવું; ધાર કરવી. (૭) એક જૈન સાધુ.

**मेहंकरा.** સ્ત્રી० ( मेघङ्करा ) ઉર્દ્ધલોકવાસિની એક દિશાકુમારી.

**मेहकुमार.** પુ० ( मेघकुमार ) શ્રેણિક રાજાનો પુત્ર. (૨) વરસાદ વરસાવનાર દેવતા.

**मेहगणि.** પુ० ( मेघगणिन् ) મેઘગણી; આર્યસુહસ્તિના શિષ્ય.

**मेहण.** ન० ( मेहन ) ઝરવું. ટપકવુ. (૨) પ્રસ્રવણ; મૂત્ર.

**मेहणि.** ત્રિ० ( मेहनिन् ) ઝરનાર.

**मेहमालिणी.** સ્ત્રી० ( मेघमालिनी ) જુઓ "મેઘમાલિણી" શબ્દ.

**मेहमुह.** પું० ( मेघमुख ) સિંધુ નદીની અધિષ્ઠાત્રી દેવીનું નિવાસ સ્થાન. (૨) છપન અંતરદ્વીપમાંનો એક. (૩) આપાત જાતના કિરાતના કુળદેવ; નાગકુમાર દેવ વિશેષ. (૪) બાવીસમા અન્તરદ્વીપમાં રહેનાર મનુષ્ય.

**मेहरह.** પું० ( मेघरथ ) ૧૬ મા તીર્થંકરના પૂર્વભવનું નામ.

**मेहराइ.** स्त्री० ( मेघराजि ) આઠ કૃષ્ણરાજીમાની એક.

**मेहराय.** પુ० ( मेघराज ) મેઘરાજા.

**मेहला.** સ્ત્રી० ( मेखला ) કટિસૂત્ર; કંદોરો.

**मेहलादाम.** न० ( मेखलादामन् ) કટિસૂત્ર; કંદોરો.

**मेहलिज्जिया.** સ્ત્રી० ( मेखलिया ) એક જૈન મુનિની શાખા.

**मेहवई.** સ્ત્રી० ( मेघवती ) જુઓ "મેઘવતી" શબ્દ.

**मेहसिरी.** સ્ત્રી० (मेघश्री ) એ નામની એક સ્ત્રી.

**मेहा.** સ્ત્રી० ( मेघा ) મેધા; બુદ્ધિ; મતિ. (૨) ચમરેન્દ્રની મુખ્ય દેવી.

**मेहावि.** त्रि० ( मेधाविन् ) મેધાવી, પંડિત; પ્રાજ્ઞ; ધારણા શક્તિવાન્.

**मेहि.** त्रि० ( मेहिन् ) પ્રસ્રવણ કરનાર.

**मेहिय.** न० ( मेधिक ) એક જૈન મુનિ કુળ.

**मेहिल.** પુ० ( मैथिल ) એ નામના એક સ્થવિર સાધુ; પાર્શ્વનાથ ભગવાનના સંતાનીયા કે જેણે તુંગીયા નગરીના શ્રાવકોના પ્રશ્નોના જવાબ આપ્યા હતા.

**मेहुण.** न० ( मैथुन ) મિથુન કર્મ, પાપનું ચોથું સ્થાનક, અબ્રહ્મચર્ય.

**मेहुणिय.** पुं० (   ) મામાનો દીકરો.

**मोअअ.** त्रि० } ( मोचक ) કર્મથી છોડાવનાર.
**मोअग.**

**मोक्कलि.** પુ० ( मोकलि ) વનસ્પતિ વિશેષ.

**मोक्ख.** पुं० ( मोक्ष ) મોક્ષ; કર્મબંધથી છુટકારો. (૨) એક જાતનું ઘાસ.

**मोगज्ञी.** સ્ત્રી० (   ) મોગરો; મોગરાની વેલ.

**मोग्गर.** पुं० ( मुद्गर ) એક જાતનું આયુધ; કસરતનું સાધન. (૨) ગુલ્મ જાતનું એક વૃક્ષ; મોગરો.

**मोग्गरपाणि.** पुं० ( मुद्गरपाणि ) જેના હાથમાં મુદ્દગળ નામનું આયુધ છે એવો એક યક્ષ દેવતા. (૨) એક જૈન મહર્ષિ.

**मोग्गलायण.** त्रि० ( मौद्गलायन ) કુત્સગોત્રમાં જન્મેલ. (૨) न० અભિજીત્ નક્ષત્રનું ગોત્ર.

**मोच.** पुं० ( मोच ) લઘુનીત; પ્રસ્રવણ; પેશાબ.

**मोडग.** त्रि० ( मोटक ) મોડનાર.

**मोडणा.** સ્ત્રી० ( मोटना ) તોડવું; ભાંગવું.

**मोडिय** त्रि० ( मोटित ) ભાંગેલું; મોડેલું.

**मोढरि.** સ્ત્રી० ( मोढरि ) વનસ્પતિ વિશેષ.

**मोण.** न० ( मौन ) મૌનવ્રત; બોલવું નહીં તે; ચૂપ બેસવું. (૨) મુનિપણું; સંયમવ્રત.

**मोणचरअ.** त्रि० ( मौनचरक ) મૌન રાખીને આહાર વિહારાદિક ક્રિયા કરનાર; વાણીના સંયમવાળો.

**मोणपय.** न० ( मौनपद ) મુનિપદ; સંયમ; સાધુપણું.

**मोत्तिय.** न० ( मौक्तिक ) મોતી.

**मोत्तिया.** સ્ત્રી० ( मौक्तिका ) મોતીની છીપ.

**मोत्था.** સ્ત્રી० ( मुस्ता ) નાગરમોથ; સુગંધિ દ્રવ્યની એક જાત.

**मोद्दाल.** પુ० ( मोद्दाल ) વૃક્ષ વિશેષ.

**मोय.** પુ० ( मोद ) મોદ નામનો એક દેવતા.

**मोय.** પુ० ( मोक ) માતરૂં; પેશાબ; મૂત્ર.

**मोयअ.** त्रि० ( मोचक ) બીજાને કર્માદિ બંધનથી છોડાવનાર.

**मोयई.** સ્ત્રી० ( मोचकी ) એક ઠળિયાવાળા વૃક્ષની એક જાત.

**मोयक.** पुं } ( मोदक ) લાડુ; મોદક.
**मोयग.** પુ०

**मोयग.** त्रि० ( मोचक ) કર્મથી છોડાવનાર.

**मोयण.** न० ( मोचन ) મૂકવું; છોડવું. (૨) મુકાવવું; છોડાવવું. (૩) વંદનાનો ૨૬ મો દોષ; વેઠ તરીકે વંદના કરે તે.

**मोयणा.** સ્ત્રી० ( मोचना ) મુક્તિ; છૂટકારો.

**मोयपडिमा.** સ્ત્રી० ( मोकप्रतिमा ) લઘુનીત-આશ્રી અભિગ્રહ વિશેષ.

**मोयय.** पुं० ( मोदक ) લાડુ.
**मोया.** स्त्री० ( मोका ) એ નામની મહાવીર સ્વામીના સમયની એક નગરી.
**मोर.** पु० ( मयूर ) મોર.
**मोरग.** न० ( मयूरक ) મોરના પીંછાનુ પાથરણું. (२) त्रि० મોરના પીંછાવાળું.
**मोरिय.** पु० ( मौर्य ) મહાવીર સ્વામીના સાતમા ગણધર.
**मोरियपुत्त.** पुं० ( मौर्यपुत्र ) મહાવીર સ્વામીના સાતમા ગણધરનું નામ.
**मोरी.** स्त्री० ( मायूरी ) મોરની વિદ્યા.
**मोलि.** पु० ( मौलि ) મુગટ.
**मोलिकड.** पुं० ( मौलीकृत ) શ્રાવકની છઠ્ઠી પડિમા કે જેમા ७ માસસુધી ધોતીઆની કાછડી વાળવાનો પ્રતિબંધ કરવામા આવે છે.
**मोल्ल** न० ( मूल्य ) મૂલ્ય; કિમ્મત.
**मोल्लगुरुय.** त्रि० ( मूल्यगुरुक ) મૂલ્યમાં વધારે; ભારે કિમ્મતનુ.
**मोस.** पु० ( मोष ) મોષ નામનો એક દેશ. (२) त्रि० તે દેશમાં રહેનાર.
**मोस.** पु० न० ( मृषा ) અસત્ય; જૂઠું; ખોટું.
**मोसपच्चइय.** पुं० ( मृषाप्रत्ययिक ) સ્વાર્થ માટે જુઠુ બોલવાથી લાગતી ક્રિયા: ક્રિયાનુ છઠ્ઠું સ્થાનક.
**मोसलि.** स्त्री० ( मौशलि ) ખાંડતી વખતે સાંબેલું જેમ ઉંચું નીચું જાય છે, તેવી રીતે પડિલેહણ કરતાં લુગડાના છેડાને એકદમ ઉંચું નીચું કરવું તે મોશલિક્રિયા; પડિલેહણનો એક દોષ.
**मोसा.** न० ( मृषा ) અસત્ય; ખોટું. (२) અસત્ય મનોયોગને ગોપવવો તે; ગુપ્તિનો એક પ્રકાર.
**मोसावत्तिअ.** पुं० ( मृषाप्रत्ययिक ) અસત્ય બોલવાથી લાગતી ક્રિયા; છઠ્ઠું ક્રિયા-સ્થાનક.
**मोह.** त्रि० ( मोघ ) નિષ્ફળ; વ્યર્થ.
**मोह.** पुं० ( मोह ) મૂઢતા; અજ્ઞાનતા; અવિવેક; રાગાધના. (२) મોહનીયકર્મ; આઠમાંનું ચોથુ કર્મ કે જેના ઉદયથી જીવને રાગ, દ્વેષ, કષાય, વિષયવિકાર અને મિથ્યાત્વ થાય છે.
**मोहण.** त्रि० ( मोहन ) મોહ ઉપજાવનાર. (२) न० મૈથુન; રતિક્રિયા.
**मोहणकरा.** स्त्री० ( मोहनकरी ) જેથી લોકોને વ્યામોહ ઉપજે તેવી વિદ્યા; ४० વિદ્યામાંની એક.
**मोहणघर.** न० (मोहनगृह) મોહનઘર; સુંદર ઘર.
**मोहणिज्ज.** } न० ( मोहनीय ) મોહનીયકર્મ;
**मोहणीय.** } સત્નું ભાન ભૂલાવનાર આઠ કર્મોમાંનું ચોથું કર્મ. (२) त्रि० મોહજનક.
**मोहपयइ.** } स्त्री० ( मोहप्रकृति ) મોહનીય
**मोहपयडि.** } કર્મની २८ પ્રકૃતિ.
**मोहर.** त्रि० ( मौखर ) બકવાદી; વાચાળ; બહુબોલો.
**मोहर.** न० ( मौखर्य ) દાતારની કીર્તિ કરી આહાર લેવાથી લાગતો એક દોષ. (२) त्रि० વાચાળપણાથી પોતાને પુત્રવત મનાવનાર.
**मोहरिअ.** त्रि० ( मौखरिक ) અસંબદ્ધભાષી; જેમતેમ બોલનાર; બહુબોલો.
**मोहरिअ.** न० ( मौखर्य ) બકવાદ; બહુબોલાપણું.
**मोहिय.** त्रि० ( मोहित ) મોહી પડેલ; મુઝાએલ. (२) न० મૈથુન; રતિક્રિયા.

## य.

**य.** अ० ( च ) અને; વળી.

**यत.** त्रि० ( यत ) પ્રયત્નશીલ; ઉદ્યોગી.

**यत्तिय.** त्रि० ( यात्रिक ) યાત્રામાં-મુસાફરીમાં ઉપયોગી. (૨) યાત્રા કરનાર.

**यम.** पुं० ( यम ) ભરણી નક્ષત્રનો સ્વામી યમ નામે દેવતા.

**यव.** पु० ( यव ) જવ ધાન્ય.

**यस.** न० ( यशस् ) યશ; કીર્તિ. (૨) યશોભદ્ર; પાર્શ્વનાથના એક ગણધરનું નામ.

**यावइय.** त्रि० ( यावत्क ) જેટલા.

## र.

**रइ.** स्त्री० ( रति ) રતિક્રીડા; વિષયાસક્તિ; પ્રીતિ. (૨) રતિ નામની મોહનીયકર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી પાપમાં રતિ-ખુશાલી ઉત્પન્ન થાય છે. (૩) છઠ્ઠા તીર્થંકરની મુખ્ય સાધ્વીનું નામ

**रइअर.** } पुं० ( रतिकर ) રતિકર નામે એક
**रइकर.** } પર્વત.

**रइप्पभा.** स्त्री० ( रतिप्रभा ) } કિન્નરના ઇન્દ્રની
**रइप्पिया.** स्त्री० ( रतिप्रिया ) } ચોથી અગ્રમહિષી.

**रइय.** त्रि० ( रचित ) બનાવેલું; કરેલું. (૨) ચુરમુ વિગેરે છુટી વસ્તુના ખાસ સાધુ માટે લાડુ બનાવી રાખવા તે; આહારનો એક દોષ.

**रइय.** त्रि० ( रञ्जित ) રંગેલું.

**रइय.** त्रि० ( रतिद ) સુખ દેનાર· આનન્દ આપનાર.

**रइल्ल.** त्रि० ( रजोवत् ) ધૂળવાળું; મેલું.

**रइसेणा.** स्त्री० ( रतिसेना ) કિન્નરના ઇન્દ્રની ત્રીજી અગ્રમહિષી

**रउद्द.** त्रि० ( रौद्र ) ભયંકર.

**रउस्सला.** स्त्री० ( रजस्वला ) રજસ્વલા સ્ત્રી; ઋતુધર્મમાં આવેલ સ્ત્રી.

**रंग.** पु० ( रङ्ग ) રંગસ્થળ; નાટ્યભૂમિ.

**रंगट्ठाण.** न० ( रङ्गस्थान ) નાચ ઘર; નાટ્યશાળા.

**रंगण.** पु० ( रङ्गण ) રાગસહિત જીવ.

**रंजित.** त्रि० } ( रञ्जित ) રંગેલું.
**रंजिय.** त्रि० }

**रंधंतिया.** स्त्री० ( रन्धन्तिका ) રાંધનારી સ્ત્રી; રસોઇઆણી.

**रंधण.** न० ( रन्धन ) રાંધવાનું ઘર; રસોડું. (૨) રાંધવું; રસોઇ કરવી.

**रंभा.** स्त्री० ( रम्भा ) વૈરોચન ઇન્દ્રની ત્રીજી અગ્રમહિષી.

**रक्ख.** त्रि० ( रक्ष ) રક્ષણ કરનાર; રખેવાળ. (૨) पु० એક જૈન મુનિ.

**रक्ख.** पु० न० ( रक्षस् ) રાક્ષસ.

**रक्खण.** न० ( रक्षण ) સાચવવું; રક્ષણ કરવું.

**रक्खय.** त्रि० ( रक्षक ) રક્ષણ કરનાર.

**रक्खस.** पुं० ( राक्षस ) રાક્ષસ; વ્યંતર દેવતાની એક જાત. (૨) રાક્ષસ નામનું ત્રીશમુ મુહૂર્ત.

**रक्खसमंडलपविभत्ति.** स्त्री० ( राक्षसमण्डलप्रविभक्ति ) રાક્ષસ મંડળની વિશેષ રચના યુક્ત નાટક વિશેષ.

**रक्खसी.** स्त्री० ( राक्षसी ) રાક્ષસી; રાક્ષસની સ્ત્રી. (૨) એ નામની એક લિપિ.

**रक्खा.** स्त्री० ( रक्षा ) રક્ષા; રક્ષણ; બચાવ. (૨) રાખ; ભસ્મ.

**रक्खिअय.** त्रि० ( रक्षित ) રક્ષા કરેલ; બચાવેલ; સંભાળેલ. (૨) પુ૦ આર્યસુહસ્તીના શિષ્ય.

**रक्खियज्ज.** पु० ( रक्षितार्य ) આર્યરક્ષિત નામના આચાર્ય.

**रक्खियया.** स्त्री० ( रक्षिता ) રક્ષા કરનારી ધનગોપની સ્ત્રી. (૨) ૧૮ મા તીર્થંકરની મુખ્ય સાધ્વી.

**रगसग.** न० ( रगसिक ) એક પ્રકારનુ વાજિત્ર.

**रचित.** त्रि० ( रचित ) બનાવેલું; રચેલું.

**रजत.** न० ( रजत ) રૂપુ, ચાંદી.

**रजतकूड.** पु० ( रजतकूट ) નન્દનવનના નવ કૂટમાંનુ પાચમુ કૂટ-શિખર.

**रज्ज.** न० ( राज्य ) રાજ્ય; રાજતંત્ર; સામ્રાજ્ય.

**रज्जसिरी.** स्त्री० ( राज्यश्री ) રાજ્યલક્ષ્મી.

**रज्जसुक्क.** न० ( राज्यशुल्क ) રાજ્યનો કર; વેરો વિગેરે.

**रज्जु.** स्त्री० ( रज्जु ) રજ્જુ; દોરી. (૨) જેથી લોક મપાય છે તે; ક્ષેત્ર વિભાગનો એક પ્રકાર. (૩) રજ્જુગણિત; ક્ષેત્રગણિત.

**रज्जुगसभा.** स्त्री० ( रज्जुकसभा ) હસ્તિપાળ રાજાની એક જુની દાનશાળા. (૨) લેખક ગૃહ.

**रट्ठ.** पु० ( राष्ट्र ) રાષ્ટ્ર; દેશ.

**रट्ठकूड.** पुं० ( राष्ट्रकूट ) રાષ્ટ્રકૂટ-રાઠોડ; એક રાજાના વંશનું નામ.

**रट्ठधम्म.** पु० ( राष्ट्रधर्म्म ) દેશાચાર; રાષ્ટ્રધર્મ.

**रट्ठवाल.** पुं० ( राष्ट्रपाल ) ભરત ચક્રવર્તીના ચરિત્રગર્ભિત એક નાટક કે જે પ્રાચીન કાળમાં આષાઢભૂતિએ રચ્યુ અને ભજવ્યું હતું, પાછળથી તેનો નાશ કરવામાં આવ્યો હતો.

**रड्डिय.** पुं० ( राड्डिक ) સુબો.

**रडण.** न० ( रटन ) બૂમ પાડવી; બરાડવુ.

**रडिय.** न० ( रटित ) રોવ્રાનો શબ્દ; રોવુ; ચીસ.

**रण.** पुं० न० ( रण ) સંગ્રામ; લડાઇ.

**रणसीस.** न० ( रणशीर्ष ) રણનો મોખરો.

**रण्ण.** न० ( अरण्य ) અરણ્ય; જંગલ; વન.

**रति.** स्त्री० ( रति ) પ્રીતિ; આસક્તિ. (૨) મોહનીયકર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી ભોગમાં આસક્તિ થાય છે. (૩) રતિ ક્રીડા; મૈથુન.

**रतिकर.** पुं० ( रतिकर ) નંદીશ્વર દ્વીપમાંનો એક પર્વત.

**रत्त.** त्रि० ( रक्त ) રંગેલું; રંગવાળુ. (૨) પ્રેમી; અનુરાગી. (૩) ત્રિ૦ સર્વ પ્રકારથી ઢંકાયેલ. (૪) પું૦ ગાયનનો એક ગુણ. (૫) ત્રિ૦ લાલ, રાતું. (૬) પું૦ આનંદ; પ્રેમ. (૭) લાલરંગ.

**रत्त.** न० ( रात्र ) રાત્રિ; રાત.

**रत्त.** न० ( रत्न ) રત્ન.

**रत्तकंबलसिला.** स्त्री० ( रक्तकम्बलशिला ) પંડગવનને ઉત્તર છેડે અર્દ્ધ ચંદ્રાકારે પાંચસો જોજનની લાંબી અને અઢીસો યોજનની પહોળી એક અભિષેક શિલા કે જેના ઉપર ઇરવત ક્ષેત્રના તીર્થંકરોનો અભિષેક કરવામાં આવે છે.

**रत्तकंबला.** स्त्री० ( रक्तकंबला ) એ નામની મેરૂના શિખર ઉપરની એક શિલા કે જ્યાં તીર્થંકરનો જન્માભિષેક થાય છે.

**रत्तचंदण.** न० ( रक्तचन्दन ) લાલચન્દન; રત્તાંજળી.

**रत्तपड.** पुं० ( रक्तपट ) લાલ કપડુ પહેરનાર પરિવ્રાજક-સંન્યાસી.

**रत्तपाल.** पुं० ( रक्तपाल ) એ નામનો એક યક્ષ.

**रत्तप्पवाय.** पु० ( रक्तप्रपात ) દ્રહ વિશેષ.

**रत्तरयण.** न० ( रक्तरत्न ) પદ્મરાગમણિ; લાલ રત્ન.

**रत्तवई.** } स्त्री० ( रक्तवती ) એ નામની
**रत्तवती.** } એક રાણી. (૨) ઐરવત ક્ષેત્રની પશ્ચિમના સમુદ્રમાં મળતી એક નદી.

**रत्तसिला.** स्त्री० ( रक्तशिला ) મદર ચૂલિકાથી પશ્ચિમે પંડગવનને પશ્ચિમને છેડે અર્ધ ચન્દ્રાકારે પાંચસો યોજનની લાંબી અને અઢીસો યોજનની પહોળી એક અભિષેક શિલા કે જેના ઉપર પશ્ચિમ મહાવિદેહના તીર્થંકરોનો જન્માભિષેક કરવામાં આવે છે.

**रत्तसुभद्दा.** स्त्री० ( रक्तसुभद्रा ) કૃષ્ણ મહારાજની ભગિની; અર્જુનની સ્ત્રી; અભિમન્યુની માતા.

**रत्ता.** स्त्री० ( रक्ता ) શિખરી પર્વત ઉપરથી નિકળતી ઐરવત ક્ષેત્રની એક મ્હોટી નદી.

**रत्ताकूड.** પુ० ( रक्ताकूट ) શિખરી પર્વતનાં ૧૧ કૂટમાંનું છઠ્ઠું કૂટ-શિખર.

**रत्तावई.** स्त्री० ( रक्तावती ) શિખરી પર્વતમાંથી નિકળી દક્ષિણ તરફ જતી ઇરવતક્ષેત્રની એક મહા નદી.

**रत्तावईकूड.** પું० ( रक्तावतीकूट ) શિખરી પર્વતનાં ૧૧ કૂટમાંનું આઠમું કૂટ-શિખર.

**रत्तावईप्पवाय.** પું० (रक्तावतीप्रपात) દ્રહ વિશેષ.

**रत्तासोग.** પું० ( रक्ताशोक ) લાલ અશોકનું ઝાડ.

**रत्ति.** स्त्री० ( रात्रि ) રાત્રિ; રાત.

**रत्तुप्पल.** न० ( रक्तोत्पल ) લાલ કમળ.

**रत्था.** स्त्री० ( रथ्या ) ગલી; શેરી.

**रथरेणु.** પું० ( रथरेणु ) આઠ ત્રસરેણુ ભેગા થવાથી બનેલ સ્કંધ; રથ ચાલવાથી જે રજકણ ઉડે છે તે.

**रद्ध.** त्रि० ( राद्ध ) રાંધેલું.

**रन्न.** न० ( अरण्य ) વન; જંગલ.

**रप्पुअ.** પું० ( रप्पुक ) કીડીયારાનો રોગ.

**रमण.** न० ( रमण ) રમત; ક્રીડા; ગમ્મત. (૨) પુ० સ્વામી; ભર્તા; પતિ.

**रमणिज्ज.** त्रि० ( रमणीय ) રમણીય; સુન્દર; દેખાવડું. (૨) ન० રમણીય નામનું પાંચમા દેવલોકનું એક વિમાન. (૩) સાતમી વિજયનો મુખ્ય રાજા.

**रमणिज्जा.** स्त्री० ( रमणीया ) રમણીયા નામની પૂર્વ મહાવિદેહની સાતમી વિજય.

**रमणी.** स्त्री० ( रमणी ) સ્ત્રી.

**रमणीय.** त्रि० ( रमणीय ) ઘણું મનોહર.

**रमिअ.** त्रि० ( रत ) તત્પર; રમેલ; વિચરેલ. (૨) ન० રમણ; ક્રીડા.

**रम्म.** त्रि० ( रम्य ) રમ્ય; સુંદર; મનોહર. (૨) પું० રમ્યાવિજયનો મુખ્ય રાજા. (૩) ન० રમ્ય નામનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**रम्मअ.** પું० } ( रम्यक ) નીલવંત અને
**रम्मग.** न० } રૂપી પર્વત વચ્ચેનો ક્ષેત્ર વિભાગ; જુગલિયાનું એક ક્ષેત્ર. (૨) પાંચમા દેવલોકનું એક વિમાન. (૩) પૂર્વ મહાવિદેહના દક્ષિણ ખાંડવાની છઠ્ઠી વિજયનો રાજા.

**रम्मगकूड.** પું० ( रम्यककूट ) રૂપી પર્વત ઉપરનાં આઠ કૂટમાંનું ત્રીજું કૂટ. (૨) નીલવંત પર્વતનાં નવ કૂટમાંનું આઠમુ કૂટ.

**रम्मगवास.** પું० ( रम्यकवास ) એ નામનુ એક જુગલીયાનું ક્ષેત્ર. (૨) રમ્યકવાસક્ષેત્રમાં જન્મેલ જુગલીયા.

**रम्मगवासय.** त्रि० ( रम्यकवर्षज ) રમ્યકવાસ ક્ષેત્રમાં જન્મેલ.

**रम्मगा.** स्त्री० ( रम्यका ) રમ્યકા નામની પૂર્વ મહાવિદેહના દક્ષિણ ખાંડવાની છઠ્ઠી વિજય.

**रम्मय.** પું० ( रम्यक ) જુગલીયાનું એક ક્ષેત્ર.

**रम्मयवरिस.** न० ( रम्यकवर्ष ) એ નામનું એક જુગલિયાનું ક્ષેત્ર કે જે રૂકિમ અને નીલવત પર્વતની વચ્ચે આવેલું છે.

**रम्मा.** स्त्री० ( रम्या ) એ નામની પૂર્વ મહા વિદેહના દક્ષિણ ખાંડવાની પાંચમી વિજય.

**रय.** त्रि० ( रत ) પ્રીતિથી રમનાર; આસક્ત; તત્પર. (૨) ન૦ રતિકર્મ; મૈથુન.

**रय.** न० ( रजस् ) ઝીણી ધૂળ; રજ. (૨) જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મ. (૩) કર્મરૂપ રજ-મેલ

**रयउग्घाय.** पुं० ( रजउद्घात ) રજોવૃષ્ટિ, રજ ચડવાથી થતું અધકાર-અંધી; ૩૨ અસઝ્ઝાયમાંની એક.

**रयण.** पु० न० ( रत्न ) રત્ન, માણિક્ય. (૨) રત્નપ્રભા પૃથ્વીનો પ્રથમકાંડ. (૩) રત્ન નામના દ્વીપ અને સમુદ્ર. (૪) શ્રેષ્ઠ; સ્વજાતિમા ઉત્તમ. (૫) પર્વત વિશેષનું એક કૂટ.

**रयण.** न० ( रञ्जन ) વસ્ત્રાદિકને રંગવા-રંગ લગાડવો તે.

**रयणकंड.** पु० ( रत्नकाण्ड ) રત્નપ્રભા પૃથ્વીના ખરકાંડનો પ્રથમ વિભાગ.

**रयणदीव.** } **रयणद्दीव.** } पु० ( रत्नद्वीप ) લવણ સમુદ્રમાનો એ નામનો એક દ્વીપ.

**रयणनिहि.** पु० ( रत्ननिधि ) રત્નાકર, રત્નનો ખજાનો; સમુદ્ર.

**रयणपुढवी.** स्त्री० ( रत्नपृथिवी ) રત્નપ્રભા નામની પહેલી નરક ભૂમિ.

**रयणप्पभा.** } **रयणप्पहा.** } स्त्री० ( रत्नप्रभा ) રત્નપ્રભા નામે પ્રથમ નરકની પૃથ્વી. (૨) રાક્ષસના ઇન્દ્ર ભીમની ચોથી અગ્રમહિષી.

**रयणवडंसय.** न० ( रत्नावतंसक ) ઇશાન ઇન્દ્રના ત્રીજા વિમાનનું નામ.

**रयणसंचय.** स्त्री० ( रत्नसंचय ) માનુષોત્તર પર્વતના એક શિખરનું નામ.

**रयणसंचया.** स्त्री० ( रत्नसंचया ) મંગલાવતી વિજયની મુખ્ય રાજધાની. (૨) ઇશાનેન્દ્રની ચોથી અગ્રમહિષીની રાજધાની.

**रयणसिरी.** स्त्री० ( रत्नश्री ) એ નામની એક સ્ત્રી.

**रयणा.** स्त्री० ( रचना ) રચના, બનાવટ; શિલ્પ વિશેષ.

**रयणा.** स्त्री० ( रत्ना ) ઇશાનેન્દ્રની અગ્રમહિષીની એક રાજધાની (૨) પહેલી નરકનું નામ.

**रयणागर.** पुं० ( रत्नाकर ) સમુદ્ર; દરીયો.

**रयणाभा.** स्त्री० ( रत्नाभा ) રત્નપ્રભા નામે પ્રથમ નરકની પૃથ્વી.

**रयणायर.** पुं० ( रत्नाकर ) સમુદ્ર.

**रयणावली.** स्त्री० ( रत्नावली ) રત્નનો હાર. (૨) પાંચ વરસ, બે મહીના અને અઠ્ઠાવીસ દિવસોમાં થતુ એક પ્રકારનું તપ.

**रयणावलीपविभत्ति.** पु० ( रत्नावलिप्रविभक्ति ) રત્નાવલીની વિશેષ રચનાથી યુક્ત નાટ્ય વિશેષ.

**रयणि.** स्त्री० ( रत्नि ) મુઠ્ઠી હાથ.

**रयणि.** स्त्री० ( रजनि ) રાત્રિ.

**रयणिकर.** पुं० ( रजनिकर ) ચન્દ્રમા.

**रयणिक्खित्त.** न० ( रजनिक्षेत्र ) સૂર્યની ગેરહાજરીનું ક્ષેત્ર.

**रयणिगर.** पु० ( रजनिकर ) ચન્દ્રમા.

**रयणिनाह.** पु० ( रजनिनाथ ) ચન્દ્રમા.

**रयणिमुह.** न० ( रजनिमुख ) પ્રભાત; સવાર.

**रयणियर.** पु० ( रजनिकर ) ચન્દ્રમા.

**रयणी.** स्त्री० ( रत्ना ) ષડ્જ ગ્રામની ચોથી મૂર્છના. (૨) રત્નાદેવી.

**रयणी.** स्त्री० ( रजनी ) રાત્રિ. (૨) ઈશાનેંદ્રના લોકપાળ સોમની બીજી અગ્રમહિષી. (૩) ચમરેન્દ્રની મુખ્ય દેવી. (૪) પું०

એ નામનો એક ગૃહસ્થ કે જે આમલ-કપ્પા નગરીમાં રહેતો હતો. (૫) સ્ત્રી. મધ્યમગ્રામની એક મૂર્ચ્છના. (૬) ષડ્જ ગ્રામની એક મૂર્ચ્છના.

**रयणीयर.** પું० ( रजनीकर ) ચન્દ્ર.

**रयणुच्चय.** પુ० ( रत्नोच्चय ) રત્નસમૂહ રૂપ મેરૂ પર્વત. (૨) માનુષોત્તરનામા પર્વતનો એક શિખર.

**रयणोच्चया.** સ્ત્રી० ( रत्नोच्चया ) ઇશાનેન્દ્રની અગ્રમહિષીની રાજધાની.

**रयणोरुजाल.** ન० ( रत्नोरुजाल ) આભરણ વિશેષ.

**रयत** ન० ( रजत ) રત્નપ્રભા પૃથ્વીના ખર-કાંડનો બારમો ભાગ. (૨) રૂપુ; ચાંદી. (૩) રત્નની એક જાત.

**रयतगिरि.** પું० ( रजतगिरि ) પર્વત વિશેષ.

**रयतामय.** ત્રિ० ( रजतामय ) ચાંદીનું બનાવેલ.

**रयत्ताण.** ન० ( रजस्त्राण ) રજની રક્ષા કર-નાર; ઓછાડ. (૨) પાત્રનું વેષ્ઠન.

**रयय.** ન० ( रजत ) રૂપુ; ચાંદી.

**रययकूड.** પુ० ( रजतकूट ) માલવત પર્વતનાં નવ કૂટમાંનું છઠ્ઠુ કૂટ-શિખર.

**रयस्सल.** ત્રિ० ( रजस्वल ) રજવાળુ; મેલુ.

**रयस्सला.** સ્ત્રી० ( रजस्वला ) રજોવૃષ્ટિથી અધકારમય થયેલી દિશા.

**रयहरण.** પું० ( रजोहरण ) ઓઘો; રજોહરણ; જૈન મુનિઓનું પ્રસિદ્ધ ચિન્હરૂપ ઉપગરણ.

**रव.** પુ० ( रव ) શબ્દ; નાદ; અવાજ.

**रवि.** પું० ( रवि ) સૂર્ય.

**रविगय.** ન० ( रविगत ) સૂર્ય જે નક્ષત્રમાં હોય તે નક્ષત્ર.

**रविमित्त.** પુ० ( रविमित्र ) ઐરવતક્ષેત્રના ભાવી ૧૧ મા તીર્થંકર.

**रविय.** ત્રિ० (          ) ભીંનું કરેલ; ભીંજાવેલ.

**रविहोरा.** સ્ત્રી० ( रविहोरा ) રવિ લગ્ન; સૂર્ય લગ્ન.

**रस.** પું० ન० ( रस ) રસ; સ્વાદ; જીભનો વિષય; પુદ્ગળનો એક ગુણ; તિક્તાદિ પાંચ રસમાંનો ગમે તે એક. (૨) ત્રિ० રસયુક્ત પદાર્થ-ઘૃતાદિ. (૩) અંતરાત્મા-ના અનુભવથી થતો આનંદ. (૪) લેશ્યાનો રસ. (૫) રસના ઇન્દ્રિયના વિષયનો ક્ષયોપશમ. (૬) અધ્યવસાય વિશેષથી કર્મપુદ્ગળમાં પડતો અનુભાગ રૂપ રસ. (૭) રસ નામની નામકર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ પાંચ રસમાંનો ગમે તે રસ પામે છે. (૮) મદિરા; દારૂ. (૯) શૃંગાર આદિ નવ રસ. (૧૦) મદ્ય આદિ દ્રવ પદાર્થ.

**रसग.** ત્રિ० ( रसग ) પાચ પ્રકારના રસને જાણનાર પંચેન્દ્રિય જીવ વિશેષ; સંજ્ઞી-પંચેન્દ્રિય.

**रसगारव.** ન० ( रसगौरव ) મધુરાદિ રસના સ્વાદનો ગર્વ કરીને આત્માને ભારે કરવો તે; ત્રણ ગારવમાંનું એક.

**रसज.** પુ० ( रसज ) રસ બગડવાથી ઉત્પન્ન થયેલ જંતુ.

**रसण.** ન० ( रसन ) }
**रसणा.** સ્ત્રી० ( रसना ) } રસનેન્દ્રિય; જીભ.

**रसदेवी.** સ્ત્રી० ( रसदेवी ) પુષ્પચૂલા સૂત્રનાં દશ અધ્યયનમાંનું ૯ મું અધ્યયન.

**रसनाम.** ન० ( रसनामन् ) નામકર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ શુભ અ-શુભ રસ પામે છે.

**रसन्नु.** ત્રિ० ( रसज्ञ ) રસને જાણનાર.

**रसपरिच्चाय.** પું० ( रसपरित्याग ) રસનો પરિત્યાગ; દૂધ, દહીં આદિ વિગયનો ત્યાગ કરવો તે; છ બાહ્ય તપમાંનું એક.

**रसबंध.** પુ० ( रसबन्ध ) રસબંધ; કર્મનો અનુભાગરૂપે બંધ થાય તે.

**रसमाण.** न० ( रसमान ) રસ-ઘૃતાદિ માપવાનું માન; પળી, પાવળું વગેરે.

**रसमेह.** પુ० ( रसमेघ ) ભરતાદિ ક્ષેત્રમાં ઉત્સર્પિણીનો બીજો આરો બેસતાં સાત દિવસ સુધી પાંચમો વરસાદ વરસે છે તે કે જે દરેક વનસ્પતિમાં રસ ઉત્પન્ન કરે છે.

**रसय.** પું० ( रसज ) રસના વિકારથી ઉત્પન્ન થતા જંતુ; રસીયા જીવ.

**रसवई.** સ્ત્રી० ( रसवती ) રસોઈ.

**रसहरणी.** સ્ત્રી० ( रसहरणी ) જેનાથી ગર્ભમાં રસ લેવાય તે-નાભિનાળ.

**रसायण.** ન० ( रसायन ) પુષ્ટિકારક ઔષધિ. (૨) સોનું, રૂપું, પારો વગેરે ધાતુ મારવાના ઉપાય દર્શાવનાર શાસ્ત્ર; આયુર્વેદનો એક પ્રકાર.

**रसालु.** પું० ( रसालु ) એક ખાદ્ય પદાર્થ કે જે ઘી, મધ, દહીં, મરી અને ખાંડ કે ગોળ, એટલા પદાર્થો એકઠા કરવાથી બને છે.

**रसिय.** ન० ( रसित ) શબ્દ; અવાજ. (૨) મેઘ ગર્જના. (૩) આનંદ (૪) ત્રિ० રસદાર; રસવાળું; મધુર; સ્વાદિષ્ટ.

**रसिय.** ત્રિ० ( रसिक ) પિપાસાવાળો; રસિક.

**रसिया** સ્ત્રી० ( रसिका ) રસી; પરૂ.

**रसेसि.** ત્રિ० ( रसैषिन् ) રસપાન કરવાની ઇચ્છાવાળો; પિપાસુ.

**रसोदग.** ન० ( रसोदक ) જેથી સર્વ વસ્તુઓ પાકે એવું પુષ્કરવર સમુદ્રનું પાણી.

**रस्सि.** પું० સ્ત્રી० ( रश्मि ) કિરણ.

**रह.** પું० ન० ( रहस् ) એકાન્ત. (૨) ત્રિ० ગુપ્ત; છાનું.

**रह.** પુ० ન० ( रथ ) રથ; સંગ્રામ; એક પ્રકારની ગાડી; સેનાનું એક અંગ. (૨) એ નામના એક જૈન મહર્ષિ.

**रहकार.** પું० ( रथकार ) રથ બનાવનાર; સુતાર.

**रहचरिया.** સ્ત્રી० ( रथचर्या ) રથચર્યા; રથક્રીડા.

**रहनेउरचक्कवाल.** ન० ( रथनूपुरचक्रवाल ) વૈતાઢ્યની ઉત્તરશ્રેણીમાં વિદ્યાધરનું મુખ્ય નગર.

**रहनेमि.** પું० ( रथनेमि ) ભગવાન નેમીનાથના ભાઇ.

**रहनेमिज्ज.** ન० ( रथनेमीय ) ઉત્તરાધ્યયન સૂત્રનું બાવીશમું અધ્યયન.

**रहपयाय.** ત્રિ० ( रथप्रयात ) રથે ચાલતું; રથની મુસાફરી કરનાર.

**रहभूमि.** સ્ત્રી० ( रहोभूमि ) એકાન્તની ભૂમિ.

**रहमुसल.** પુ० ( रथमुसल ) ચેડારાજા ને કોણિક રાજાની લડાઇમાં કોણિકના બચાવ માટે ચમરેંદ્ર અને શક્રેન્દ્રે યોજેલ રથમુશલ નામનો સંગ્રામ કે જેમાં ૯૬ લાખ માણસોની ખુવારી થઇ હતી.

**रहरेणु.** પું० ( रथरेणु ) રથરેણુ; રથ ચાલતાં રજકણ ઉડે તે; આઠ ત્રસરેણુ પરિમિત સ્કંધ.

**रहवाअ.** પું० ( रथवात ) રથ ચાલવાથી પવન સાથે ઉડતી રજ.

**रहस.** પુ० ( रभस ) રોગ.

**रहसा.** અ० ( रभसा ) એકદમ; તુરત; વેગથી.

**रहस्स.** ત્રિ० ( ह्रस्व ) લઘુ; થોડું; ટુંકું. (૨) એક માત્રાવાળો સ્વર.

**रहस्स.** ન० ( रहस्य ) ગુપ્તવાત; છાની બાબત. (૨) તત્ત્વ; તાત્પર્ય. (૩) અપવાદ સ્થાન.

**रहस्सकड.** ત્રિ० } ( रहस्यकृत ) ગુપ્ત રીતે
**रहस्सकय.** } કરેલું.

**रहस्सदूसण.** ન० ( रहस्यदूषण ) ગુપ્ત વાત પ્રકાશવી તે; કોઇનું છિદ્ર ઉઘાડવું તે; બીજા વ્રતનો બીજો અતિચાર.

**रहस्समंत.** ત્રિ० ( ह्रस्वमत ) ઠીંગણો; વામન; કુબડો.

**रहस्ससाला.** स्त्री० ( रहस्यशाला ) છાની વાત કરવાની શાળા, એકાન્ત ઘર.

**रहस्सिय.** त्रि० ( राहसिक ) અત્યન્ત ગુપ્ત.

**रहि.** त्रि० ( रथिन् ) રથવાળો.

**रहिअ.** त्रि० ( रथिक ) રથવાળો.

**रहिय.** त्रि० ( रहित ) રહિત; વગરનું; શૂન્ય.

**रहो.** अ० ( रहस् ) એકાન્ત; નિર્જન. (૨) ગુપ્ત; છાનુ.

**रहोकम्म.** न० ( रहःकर्म्मन् ) એકાન્ત કર્મ; છાનું કામ.

**रहोपत्त.** त्रि० ( रहःप्राप्त ) એકાન્તમાં પ્રાપ્ત થયેલ.

**राइ.** स्त्री० ( राजि ) પંક્તિ; હાર. (૨) નરડ; ફાટ રેખા. (૩) રાઇ; ધાન્ય વિશેષ.

**राइ.** स्त्री० ( रात्रि ) રાત્રિ; રાત. (૨) ઈશાનેન્દ્રના લોકપાળ સોમની બીજી અગ્રમહિષી. (૩) ચમરેંદ્રની અગ્રમહિષી. (૪) આમલકપ્પા નગરીના રાજગાથાપતિની પુત્રી. (૫) એ નામનો આમલકપ્પા નગરી નિવાસી એક ગાથાપતિ

**राइअ.** त्रि० ( रात्रिक ) રાત્રિ સંબંધી.

**राइंदिय.** न० ( रात्रिंदिव )
**राइंदिय.** अ० ( रात्रिंदिव ) } રાત દિવસ.
**राइंदिवा.** अ० ( रात्रिंदिवा )

**राइणिअ.** त्रि० ( राजन्य ) રાજવંશી; રાજાનો સંબંધી. (૨) રાજાના જેવા વૈભવવાળો; શ્રીમંત.

**राइणिअ.** त्रि० ( रात्निक ) દીક્ષામાં મ્હોટા હોય તે; જ્ઞાનાદિ ગુણે કરી અધિક.

**राइण्ण.** } पुं० ( राजन्य ) ઋષભદેવ પ્રભુએ
**राइन्न** } મિત્ર સ્થાને સ્થાપેલ વંશ; ક્ષત્રિય. (૨) त्रि० તે વંશમાં ઉત્પન્ન થએલ.

**राइपत्नी.** स्त्री० ( राजपत्नी ) રાજાની સ્ત્રી; રાણી.

**राइभत्त.** न० ( रात्रिभक्त ) રાત્રિભોજન; રાત્રે ખાવું તે.

**राइभोयण.** न० ( रात्रिभोजन ) રાત્રિભોજન; રાતે ખાવુ તે.

**राइय.** न० ( रात्रिक ) રાત્રિ; રાત. (૨) त्रि० રાત્રિ સંબંધી.

**राईसर.** पुं० ( राजेश्वर ) રાજાઓના સ્વામી; સમર્થ રાજા, માંડલિક રાજા. (૨) યુવરાજ.

**राईसिरी.** स्त्री० ( राजश्री ) આમલકપ્પાના રાજગાથાપતિની ભાર્યા.

**राउल.** पु० न० ( राजकुल ) રાજાનું કુળ.

**राओ.** अ० ( रात्रौ ) રાતે, રાત્રિના ભાગમાં.

**राओवरायं.** अ० ( रात्रोपरात्रं ) અહર્નિશ; રાત દહાડો.

**राग.** पु० ( राग ) વિષયમાં આસક્તિ; સ્નેહ. અનુરાગ. (૨) રંગ, વર્ણ. (૩) રાગ, સ્વર; ગાન.

**रागद्दोस.** पुं० ( रागद्वेष ) રાગ અને દ્વેષ.

**रागबन्धण.** न० ( रागबन्धन ) રાગરૂપી બન્ધન, પ્રેમથી બંધાવુ તે.

**रागमंडल.** न० ( रागमण्डल ) સારિગમપધની આદિ સ્વર મંડળ.

**रागि.** त्रि० ( रागिन् ) રાગવાળુ; સરાગી.

**राज.** पु० ( राजन् ) રાજા; ભૂપતિ.

**राजदुवारिअ.** त्रि० ( राजदौवारिक ) રાજદ્વારે ધારણ કરવા યોગ્ય.

**राजरुक्ख.** पु० ( राजवृक्ष ) ગરમાળાનું ઝાડ.

**राडामणि.** पु० ( राडामणि ) મણિ જેવો દેખાતો કાચનો કકડો.

**राति.** स्त्री० ( रात्रि ) રાત્રિ; રાત.

**रातिणिय.** त्रि० ( रत्नाधिक ) જેણે પ્રથમ પ્રવ્રજ્યા લીધી હોય તે.

**रातिणियपरिभासि** पुं० ( रात्निकपरिभाषिन् ) આચાર્યાદિ વડીલની સ્હામે બોલનાર; અસમાધિનું પાંચમું સ્થાનક સેવનાર.

**राम.** पुं० ( राम ) બલભદ્ર; કૃષ્ણ વાસુદેવના ભાઇ. (૨) જમદગ્નિનો પુત્ર પરશુરામ. (૩) એ નામનો એક દેશ. (૪) ત્રિ૦ તે દેશમાં રહેનાર. (૫) પું૦ એ નામના એક સન્યાસી.

**रामकराह.** न० ( रामकृष्ण ) નિરયાવલિકા સૂત્રના આઠમા અધ્યયનનું નામ.

**रामकराहा.** स्त्री० ( रामकृष्णा ) અંતગડસૂત્રના આઠમા વર્ગના આઠમા અધ્યયનનું નામ. (૨) શ્રેણિક રાજાની એક રાણી.

**रामगुत्त.** पु० ( रामगुप्त ) એ નામનો એક તાપસ.

**रामपुत्त** पु० ( रामपुत्र ) અણુત્તરોવવાઇ સૂત્રના ત્રીજા વર્ગના પાંચમા અધ્યયનનું નામ (૨) કાકંદી નગરી નિવાસી ભદ્રા સાર્થવાહીનો પુત્ર.

**रामरक्खिया.** स्त्री० ( रामरक्षिता ) ઇશાનેન્દ્રની ચોથી અગ્રમહિષીનું નામ.

**रामा.** स्त्री० ( रामा ) રામાદેવી. (૨) સ્ત્રી; ભાર્યા. (૩) ૯ મા તીર્થંકરની માતા. (૪) ઇશાનેન્દ્રની ત્રીજી અગ્રમહિષીનું નામ.

**रामायण** न० ( रामायण ) રામચંદ્રજીના ચરિત્રાત્મક પ્રસિદ્ધ કાવ્ય.

**राय.** पु० न० ( रात्र ) રાત્રિ.

**राय.** पु० ( राजन् ) રાજા; ભૂપતિ.

**राय.** पु० ( राग ) સ્નેહ; પ્રેમ.

**रायंस.** पु० ( राजांस ) ક્ષયનો વ્યાધિ.

**रायंसि.** पु० ( राजांसिन् ) ક્ષયરોગી; સોળ મ્હોટા રોગમાંના એક રોગવાળો.

**रायकहा.** स्त्री० ( राजकथा ) રાજ સંબંધી કથા; ચાર વિકથામાંની એક.

**रायकुल.** न० ( राजकुल ) રાજાનું કુળ; રાજવંશ.

**रायगिह.** न० ( राजगृह ) મગધ દેશનું સુપ્રસિદ્ધ નગર.

**रायग्गल.** पुं० (राजार्गल) એ નામનો એક ગ્રહ.

**रायणिय.** पुं० ( रत्नाधिक ) જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં જે મોટો હોય તે; દીક્ષામાં જે વૃદ્ધ હોય તે.

**रायणिय.** त्रि० ( राजन्य ) રાજવંશી; રાજન્ય કુળમાં જન્મેલ.

**रायण्ण.** पु० ( राजन्य ) રાજન્યકુળ; શ્રી આદિનાથે મિત્રસ્થાને સ્થાપેલું કુળ. (૨) ત્રિ૦ તે કુળમાં જન્મેલ.

**रायधम्म.** पु० ( राजधर्म ) રાજધર્મ; રાજનીતિ.

**रायन्न.** पु० ( राजन्य ) જુઓ " રાયણ્ણ " શબ્દ.

**रायपत्ती.** स्त्री० ( राजपत्नी ) રાજાની રાણી.

**रायपरियट्ट.** पु० ( राजपरिवर्त ) રાજપરિવર્તન; રાજ્યક્રાંતિ.

**रायपह.** पुं० ( राजपथ ) રાજ રસ્તો.

**रायपिंड.** पुं० न० ( राजपिण्ड ) ખાસ રાજાને માટે તૈયાર થએલ પિંડ-આહાર.

**रायपुत्त.** पु० ( राजपुत्र ) રાજપુત્ર; રાજકુમાર.

**रायप्पसेणिअ.** } **रायप्पसेणिज्ज.** } **रायप्पसेणिय.** } न० ( राजप्रश्नीय ) ૨૯ ઉત્કાલિક સૂત્રમાંનું છઠ્ઠું સૂત્ર.

**रायमई.** स्त्री० ( राजमती ) ઉગ્રસેન રાજાની પુત્રી.

**रायमग्ग.** पु० ( राजमार्ग ) રાજમાર્ગ; સડક; ધોરી રસ્તો.

**रायमास.** पु० ( राजमाष ) એક પ્રકારના અડદ.

**रायरिसि.** पु० ( राजर्षि ) રાજ્ય છોડી દીક્ષા લીધેલ.

**रायरुक्ख.** पुं० ( राजवृक्ष ) રાયણ; રાણનું વૃક્ષ.

**रायलच्छी.** स्त्री० ( राजलक्ष्मी ) રાજલક્ષ્મી.

**रायललिअ.** पु० ( राजललित ) નવમા બળદેવના ત્રીજા પૂર્વભવનું નામ.

**रायलेहा.** स्त्री० ( राजलेखा ) શોભતી કળા.

**रायवंसिय.** त्रि० ( राजवंशिक ) રાજવંશમાં ઉત્પન્ન થયેલ; રાજવંશી.

**रायवर.** पु० ( राजवर ) પ્રધાન રાજા; શ્રેષ્ઠ રાજા; ચક્રવર્તી.

**रायवल्ली.** स्त्री० ( राजवल्ली ) સાધારણ વનસ્પતિની એક જાત.

**रायवेट्ठि.** स्त्री० ( राजवेष्टि ) રાજાની વેઠ.

**रायसद्दूल.** पुं० ( राजशार्दूल ) ચક્રવર્તી રાજા; શ્રેષ્ઠ રાજા.

**रायसिरी.** स्त्री० ( राजश्री ) રાજ લક્ષ્મી. (૨) એ નામની ચમરેંદ્રની અગ્રમહિષી: રાઇદેવીની પૂર્વભવની માતા.

**रायहंस.** पुं० ( राजहंस ) હંસ પક્ષીની એક જાત.

**रायहाणी.** स्त्री० ( राजधानी ) રાજધાની; તખ્ત શહેર; પાટનગર.

**रायाराम.** पुं० ( राजाराम ) એ નામના એક ક્ષત્રિય પરિવ્રાજક.

**रायाराय.** पु० ( राजाराज ) એ નામના એક ક્ષત્રિય પરિવ્રાજક; રાજર્ષિ.

**राल.** पु० न० ( राल ) એ નામનું એક ધાન્ય.

**रावण.** पुं० ( रावण ) ૮ મા પ્રતિવાસુદેવનુ નામ. (૨) ગુલ્મ વિશેષ.

**रासग.** त्रि० ( रासक ) રાસડા ગાનાર.

**रासि.** पुं० स्त्री० ( राशि ) સમૂહ; ઢગલો. (૨) મેષ, વૃષ આદિ ૧૨ રાશિ. (૩) કદ વિશેષ. (૪) ગણિતવિશેષ; ત્રિરાશિ, પંચરાશિ વગેરે.

**रासिकड.** त्रि० ( राशीकृत ) ઢગલો કરેલ.

**रासिबद्ध.** न० ( राशिबद्ध ) દૃષ્ટિવાદાન્તર્ગત સિદ્ધ શ્રેણી પરિકર્મનો છઠ્ઠો ભેદ.

**रासीजुम्म.** न० ( राशियुग्म ) સમરાશીવિશેષ.

**रासीजुम्मकडजुम्म.** न० ( राशियुग्मकृतयुग्म ) જે રાશિમાંથી ચાર ચાર બાદ કરતાં અંતે ચાર વધે તે સખ્યા.

**रासीजुम्मकलिओग.** पु० ( राशियुग्मकल्योज ) જે રાશિમાંથી ચાર ચારના થોક કાઢતાં અંતે એક વધે તે રાશિ-સંખ્યા.

**रासीजुम्मतेओग.** पुं० ( राशियुग्मत्र्योज ) જે રાશિમાથી ચાર ચાર કાઢતાં ત્રણ વધે તે સખ્યા.

**रासीजुम्मदावरजुम्म.** न० ( राशियुग्मद्वापरयुग्म ) જે રાશિમાથી ચાર ચાર કાઢતાં બે વધે તે સખ્યા.

**रासीजुम्मसय.** न० ( राशियुग्मशत ) ભગવતી સૂત્રના ૪૧ મા શતકનું નામ.

**राहावेह.** पुं० ( राधावेध ) ઉપર ટાંગેલી પુતળીની આંખને બાણથી વિંધવી તે.

**राहावेहग.** त्रि० ( राधावेधक ) રાધાવેધ સાધનાર; પુતળીને વિંધનાર.

**राहु.** पु० ( राहु ) રાહુ નામનો ગ્રહ.

**राहुगय.** न० ( राहुगत ) રાહુ ચંદ્ર અથવા સૂર્યને આવરે તે સમય; ગ્રહણ વેળા.

**राहुहय.** न० ( राहुहत ) જે નક્ષત્રમાં ગ્રહણ થયેલ હોય તે નક્ષત્ર.

**रिउ.** त्रि० ( ऋजु ) સરળ; સીધુ.

**रिउ.** स्त्री० ( ऋच् ) ઋચા.

**रिउ.** पु० ( रिपु ) રિપુ; શત્રુ.

**रिउ** पु० ( ऋतु ) વસંત ગ્રીષ્મ વિગેરે ઋતુ. (૨) સ્ત્રીને ઋતુધર્મ આવે તે.

**रिउकाल.** पुं० ( ऋतुकाल ) સ્ત્રીને ઋતુ આવવાનો સમય.

**रिउमइ.** स्त्री० ( ऋजुमति ) મનઃપર્યવ જ્ઞાનનો પ્રથમ ભેદ.

**रिउमास.** पुं० ( ऋतुमास ) બરાબર ત્રીશ દિવસનો માસ.

**रिउव्वेद.** पुं० } **रिउव्वेय.** } ( ऋग्वेद ) પ્રસિદ્ધ ધર્મગ્રન્થ; ચાર વેદમાંનો એક વેદ.

**रिउसुत्त.** पुं० ( ऋजुसूत्र ) નય વિશેષ.

**रिंगिय.** न० ( रिङ्गित ) ઘોળાતાં સ્વરે ગાવું તે.

**रिंछोलि.** स्त्री० ( ) પંક્તિ; હાર.

**रिक्ख.** न० ( ऋक्ष ) नक्षत्र

**रिगिसंगिगा.** स्त्री० ( रिगिसङ्गिका ) વાદ્યવિશેષ.

**रिजु.** स्त्री० ( ऋच् ) જુઓ " રિઉ " શબ્દ.

**रिजु.** त्रि० ( ऋजु ) જુઓ " રિઉ " શબ્દ.

**रिट्ठ.** त्रि० ( अरिष्ट ) રત્નવિશેષ. (૨) વનસ્પતિ વિશેષ. (૩) એક વિમાનનો પ્રસ્તર (૪) લોકાન્તિક દેવ વિશેષ; દેવતાની એક જાત. (૫) જમ્બૂદ્વીપના ભરતમાં આવતી ઉત્સર્પિણીમાં થનાર બારમા ચક્રવર્તી. (૬) કાકાદિ પક્ષી. (૭) વિલમ્બ તથા પ્રભંજન ઇન્દ્રના લોકપાળનું નામ. (૮) પુ૦ ન૦ ફળ વિશેષ; અરીઠા.

**रिट्ठकंड.** पु० ( रिष्टकाण्ड ) ખરકાણ્ડનો સોળમો વિભાગ.

**रिट्ठग.** न० ( रिष्टक ) અરીઠાનું ફૂલ. (૨) પુ૦ દ્રોણ કાગડો. (૩) ન૦ રત્ન વિશેષ.

**रिट्ठनेमि.** पुं० ( अरिष्टनेमि ) નેમિનાથજીનું અપર નામ.

**रिट्ठपुरा.** स्त्री० ( रिष्टपुरी ) કચ્છગાવતી વિજયની મુખ્ય નગરી.

**रिट्ठय.** न० ( रिष्टक ) એક જાતનું રત્ન.

**रिट्ठविमाणपत्थड.** पु० ( रिष्टकविमानप्रस्तर ) બ્રહ્મલોકના ત્રીજા પ્રસ્તરમા આવેલ કૃષ્ણરાજી વિમાનનો ત્રીજો પ્રસ્તર.

**रिट्ठा.** स्त्री० ( रिष्टा ) પાંચમી નરકનું નામ. (૨) મહાકચ્છા વિજયની મુખ્ય નગરી.

**रिट्ठाभ.** पु० न० ( रिष्टाभ ) રિષ્ટાનામક વૃક્ષની મદિરા. (૨) એ નામનું પાંચમા દેવલોકનું એક લોકાંતિક વિમાન.

**रिट्ठि.** पु० ( रिष्टि ) આઠમા દેવલોકનું એક વિમાન.

**रिण.** न० ( ऋण ) દેવું; કરજ.

**रिते.** अ० ( ऋते ) વિના; સિવાય; રહિત.

**रित्त.** त्रि० ( रिक्त ) શૂન્ય; ખાલી. (૨) ન૦ અભાવ.

**रिद्ध.** त्रि० ( ऋद्ध ) સમૃદ્ધિવાળું; ઐશ્વર્યયુક્ત.

**रिद्धि.** स्त्री० ( ऋद्धि ) સમૃદ્ધિ; ધન; પૈસો.

**रिभित.** } **रिभिय.** } न० ( रिभित ) સ્વરઘોલન; કંઠમાં સ્વરની ખરાટી પડે તે. (૨) નાટકનો એક ભેદ, ૩૨ નાટકમાંનું ૨૬ મુ નાટક.

**रिय.** न० ( ऋत ) ગમન. (૨) સત્ય.

**रिया.** स्त्री० ( ईर्या ) ઇર્યાસમિતિ; યતના પૂર્વક ચાલવુ તે.

**रिवु.** पु० ( रिपु ) શત્રુ; રિપુ.

**रिसभ.** पु० ( ऋषभ ) સાધારણ વનસ્પતિની એક જાત. (૨) સાત સ્વરમાંનો બીજો સ્વર. (૩) ૨૮ મું મુહૂર્ત.

**रिसभा.** स्त्री० ( ऋषभा ) ઋષભ નામની શાશ્વતી પ્રતિમા.

**रिसह.** पुं० ( ऋषभ ) સાત સ્વરમાંનો બીજો સ્વર. (૨) ૨૮ મુ મુહૂર્ત. (૩) ચામડાનો પાટો. (૪) શ્રી ઋષભદેવ સ્વામી; ચાલુ ચોવીસીના પ્રથમ તીર્થંકર.

**रिसहनाराय.** न० ( ऋषभनाराच ) જે હાડ બંધારણમાં મર્કટબંધ અને ઉપર પાટો હોય તે; ૭ સંઘયણમાંનું બીજું. (૨) નામકર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ ઋષભનારાચ સંઘયણ પામે.

**रिसि.** पु० ( ऋषि ) ઋષિ; મુનિ; મહાત્મા.

**रीढा.** स्त्री० ( रीढा ) હેલના; મશ્કરી.

**रीया.** स्त्री० न० ( ईर्या ) જુઓ " રિયા " શબ્દ.

**रीरिय.** न० ( रीरिक ) પિત્તળ.

**रुअ.** न० ( रुत ) કપાસ; રૂ. (૨) શબ્દ કરવો તે.

**रुअक.** पुं० ( रुचक ) દિશાકુમારીના નિવાસ સ્થાનરૂપ એક પર્વત.

**रुअग.** पु० ( रुचक ) અગીયારમા દ્વીપ અને ૧૧ મા સમુદ્રનું નામ. (૨) કાન્તિ; પ્રભા.

**रुयगकूड.** पुं० ( रुचककूट ) નન્દનવનનાં નવ કૂટમાંનું છઠ્ઠું શિખર. (૨) નિષધ પર્વતનાં નવ કૂટમાંનું નવમુ કૂટ.

**रुयगप्पभ.** न० ( रुचकप्रभ ) મહાહિમવંત પર્વતનું એક શિખર.

**रुयगवर.** पु० ( रुचकवर ) એ નામનો એક પર્વત. (૨) એ નામનો એક સમુદ્ર. (૩) રૂચકવર સમુદ્રના એક અધિષ્ઠાયક દેવ.

**रुइ.** स्त्री० ( रुचि ) લાગણી; ઇચ્છા. (૨) શ્રદ્ધા; ધર્મપ્રેમ.

**रुइय.** न० ( रुदित ) રતિક્રીડા સમયે માનિની સ્ત્રીનો રતિ કલહાદિ શબ્દ. (૨) ગીતની એક સમાન રૂપવાળી જાત.

**रुइर.** त्रि० ( रुचिर ) સુન્દર સરસ; મનગમતુ

**रुइल.** त्रि० ( रुचिर ) સુદર; મનોહર. (૨) પાંચમા દેવલોકનું એક વિમાન. (૩) દશમા દેવલોકનુ વીશ સાગરોપમની સ્થિતિવાળુ એક વિમાન.

**रुइल्ल.** न० ( रुचिर ) એક દેવવિમાન.

**रुइल्लकंत.** न० ( रुचिरकान्त ) એ નામનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**रुइल्लकूड.** न० ( रुचिरकूट ) એ નામનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**रुइल्लज्झय.** पु० ( रुचिरध्वज ) એ નામનું પાંચમા દેવલોકનુ એક વિમાન.

**रुइल्लप्पभ.** पुं० ( रुचिरप्रभ ) એ નામનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**रुइल्ललेस्स.** पुं० ( रुचिरलेश्य ) એ નામનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**रुइल्लवगण.** न० ( रुचिरवर्ण ) એ નામનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**रुइल्लसिंग.** पु० ( रुचिरशृङ्ग ) એ નામનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**रुइल्लसिद्ध.** पुं० ( रुचिरसिद्ध ) એ નામનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**रुइल्लावत्त.** पुं० ( रुचिरावर्त ) એ નામનું પાંચમા દેવલોકનું એક વિમાન.

**रुइल्लुत्तरवडिंसग.** पु० ( रुचिरोत्तरावतंसक ) એ નામનું પાચમા દેવલોકનું એક વિમાન.

**रुंटण.** स्त्री० ( रटना ) રોવાના જેવો શબ્દ. (૨) અવજ્ઞા; અપમાન.

**रुंटणिया.** स्त्री० ( रटनिका ) રોવાની ક્રિયા.

**रुंद.** त्रि० (  ) વિસ્તીર્ણ; વિશાળ.

**रुंधंतिया.** स्त्री० ( रुन्धन्तिका ) ચોખા વિગેરે ધાન્યના ફોતરાં કાઢનારી.

**रुंपण** न० ( रोपण ) રોપવુ; વાવવુ.

**रुंभण** न० ( रोधन ) રોકવુ; અટકાવવુ.

**रुक्ख.** न० ( रूक्ष ) લુકખુ; લુખેસ્વરે ગવાતું. (૨) રૂક્ષસ્પર્શનામકર્મ કે જેના ઉદયથી જીવ રાખ જેવુ લુકખુ શરીર પામે.

**रुक्ख** पु० न० ( वृक्ष ) વૃક્ષ. ઝાડ. (૨) સયમ: વિરતિ.

**रुक्खमूलिअ.** पुं० ( वृक्षमूलिक ) વૃક્ષના મૂળમાં રહેનાર તાપસનો એક વર્ગ.

**रुट्ठ.** त्रि० ( रुष्ट ) ગુસ્સે થયેલ; ક્રોધે ભરાયેલ.

**रुयण.** न० (रुदित) રૂદન કરવું; આંસુ ખેરવાં.

**रुत्त.** त्रि० ( रुष्ट ) ગુસ્સે થયેલ.

**रुद्द.** त्रि० ( रुद्र ) ભયંકર કાર્ય કરનાર. ભીષણ સ્વભાવવાળુ, (૨) पु० न० રૂદ્રધ્યાન; પરનું અનિષ્ટ ચિંતવવુ તે, ક્રૂર કાર્ય કરવુ તે. (૩) રૂદ્રની પ્રતિમા. (૪) શિવનો મહોત્સવ. (૫) પ્રથમ મુહૂર્તનું નામ. (૬) ચોથા બળદેવ તથા ચોથા વાસુદેવના પિતા. (૭) આર્દ્રા નક્ષત્રનો સ્વામી દેવતા. (૮) રૂદ્રદેવ; શંકર; મહાદેવ. (૯) પંદર પરમાધામી પૈકી પાંચમા પરમાધામી.

**रुद्दज्झाण.** न० ( रुद्रध्यान ) રૂદ્રધ્યાન; પરનું અનિષ્ટ ચિંતવવું ક્રૂરતા રાખવી તે; ચાર ધ્યાનમાંનું એક.

**रुद्ध.** त्रि० ( रुद्ध ) રોકેલ; અટકાવેલ.

**रुधिर.** न० ( रुधिर ) લોહી; રક્ત.

**रुप्प.** न० ( रूप्य ) ચાંદી; રૂપું. (૨) ૮૮ ગ્રહમાંના ૨૭ મા ગ્રહનું નામ.

**रुप्प.** त्रि० ( रौप्य ) ચાંદીનું.

**रुप्पकूलप्पवाय.** पुं० ( रूप्यकूलप्रपात ) દ્રહ વિશેષ.

**रुप्पकूला.** स्त्री० ( रूप्यकूला ) રૂકિમ પર્વતના મહાપુંડરીક દ્રહના ઉત્તર તોરણે થઇ હિરણ્યવય ક્ષેત્રમાં વહેતી એક નદી. (૨) એક દેવી. (૩) પું૦ રૂકિમ પર્વતનું એક કૂટ.

**रुप्पकूलाकूड.** पुं० ( रूप्यकूलाकूट ) રૂપી પર્વત ઉપરનાં આઠ કૂટમાંનું છઠ્ઠું કૂટ.

**रुप्पसुगंध** पुं० ( रूप्यसुगंध ) વનસ્પતિ વિશેષ.

**रुप्पाभास.** पुं० ( रूप्याभास ) રૂપાભાસ નામનો એક ગ્રહ.

**रुप्पि** पुं० ( रुक्मिन् ) મેરૂની ઉત્તરે એરણ્યવત ક્ષેત્રની મર્યાદા કરનાર રૂકિમ પર્વત. (૨) કોટીન નગરનો રાજા. (૩) કુણાલ દેશનો રાજા.(૪) એ નામનો એક ગ્રહ. (૫) ૧૭ મા તીર્થંકરના ત્રીજા પૂર્વ ભવનું નામ. (૬) દેવ વિશેષ. (૭) રૂકિમ પર્વતનું એક કૂટ.

**रुप्पिकूड.** पुं० ( रुक्मिकूट ) રૂકિમ પર્વત ઉપરનાં આઠ કૂટમાંનું બીજું કૂટ.

**रुप्पिणी.** स्त्री० ( रुक्मिणी ) અંતગડ સૂત્રના પાંચમા વર્ગના આઠમા અધ્યયનનું નામ. (૨) શ્રી કૃષ્ણ વાસુદેવની માનીતી રાણી.

**रुय** न० ( रुत ) કપાસ; રૂ. (૨) રૂનું બનાવેલ વસ્ત્ર. (૩) પક્ષીનો શબ્દ.

**रुय.** पुं० ( रूप ) એક લોકપાળ.

**रुयइंद.** पुं० ( रुचकेन्द्र ) રૂચકેન્દ્ર નામનો ઉત્પાત પર્વત; અસુરકુમાર દેવતાને વિશ્રાંતિ લેવાનો પર્વત.

**रुयकंत.** पुं० ( रुपकान्त ) પૂર્ણભદ્ર અને વિશિષ્ટ નામના ઇન્દ્રના એક લોકપાળ.

**रुयकंता.** स्त्री० ( रूपकान्ता ) ભૂતાનન્દ નામના ઇન્દ્રની એક અગ્રમહિષી.

**रुयग.** पुं० ( रुचक ) મણિ, રત્ન. (૨) ગ્રીવાનું એક સુન્દર આભૂષણ. (૩) ત્રિ૦ પ્રીતિકારક; મનોહર. (૪) રૂચક નામનો એક દ્વીપ. (૫) નિષધ પર્વતનું એક શિખર. (૬) મેરૂના મધ્ય ભાગમાં આવેલ આઠ રૂચક પ્રદેશ કે જ્યાંથી દિશાઓની શરૂઆત થાય છે.

**रुयगवडिंसग्र.** न० ( रुचकावतंसक ) એ નામનું એક ભવન.

**रुयगवर.** पुं० ( रुचकवर ) એ નામનો એક દ્વીપ તથા સમુદ્ર. (૨) રૂચકવર સમુદ્રના દેવતાનું નામ. (૩) રૂચક દ્વીપને ફરતો રૂચકવર નામનો પર્વત.

**रुयगवरदीव.** पुं० ( रुचकवरद्वीप ) ૧૩ મો રૂચકવર દ્વીપ.

**रुयगवरभद्द.** पुं० ( रुचकवरभद्र ) રૂચકવર દ્વીપના દેવતાનું નામ.

**रुयगवरमहावर.** पुं० ( रुचकवरमहावर ) રૂચકવર સમુદ્રના દેવતાનું નામ.

**रुयगवरोद.** पुं० ( रुचकवरोद ) રૂચકવરોદ નામનો સમુદ્ર.

**रुयगवरोभास.** पुं० ( रुचकवरावभास ) એ નામનો એક દ્વીપ અને એક સમુદ્ર.

**रुयगवरोभासभद्द.** पुं० ( रुचकवरावभासभद्र ) રૂચકવરાવભાસ નામા દ્વીપના અધિપતિ દેવતાનું નામ.

**रुयगवरोभासमहाभद्द.** पुं० ( रुचकवरावभासमहाभद्र ) એ નામનો રૂચકવરોભાસ દ્વીપનો દેવતા.

**रुयगवरोभासमहावर.** पुं० ( रुचकवरावभासमहावर ) રૂચકવરાવભાસ સમુદ્રના દેવતાનું નામ.

**रुयगवरोभासवर.** पुं० ( रुचकवरावभासवर ) રૂચકવરાવભાસ સમુદ્રના અધિપતિ દેવતાનું નામ,

**रुयगावई.** स्त्री० ( रुचकावती ) એક ઇન્દ્રાણી.

**रुयगिंद.** पुं० ( रुचकेन्द्र ) ચમરેન્દ્રનો રૂચકેન્દ્ર નામા ઉત્પાત પર્વત. (૨) રત્ન વિશેષ.

**रुयगोद.** पुं० ( रुचकोद ) સમુદ્ર વિશેષ.

**रुयय.** पु० ( रुचक ) મેરૂના મધ્ય ભાગમાંના આઠ રૂચક પ્રદેશ. (૨) રૂચક નામનો દ્વીપ તથા સમુદ્ર. (૩) રૂચક નામના તેરમા દ્વીપમાં પ્રાકારને આકારે ૮૫ હજાર યોજનની ઉંચાઇનો મંડળરૂપે રહેલો પર્વત.

**रुयरिभिय.** पु० ( रुतरिभित ) પક્ષીઓનો મનોહર શબ્દ.

**रुरु.** पुं० ( रुरु ) મૃગની એક જાત. (૨) વનસ્પતિ વિશેષ. (૩) અનાર્ય દેશ વિશેષ.

**रुह.** त्रि० ( रुह ) ફરી ઉત્પન્ન થનાર, પુનર્જન્મ લેનાર.

**रुहा.** स्त्री० ( रुहा ) વનસ્પતિ વિશેષ.

**रुहिर.** न० ( रुधिर ) રૂધિર; રક્ત; લોહી.

**रुहिरवुट्ठि.** स्त्री० ( रुधिरवृष्टि ) લોહીની વૃષ્ટિનું શુભાશુભ જાણવાની વિદ્યા.

**रूअगावई.** स्त्री० ( रुचकावती ) મધ્યમ રૂચક ઉપર વસનારી એક દિશાકુમારી.

**रूआदेवी.** स्त्री० ( रूपादेवी ) એ નામની એક દેવી; ભૂતાનેન્દ્રની અગ્રમહિષી.

**रूआसिआ.** स्त्री० ( रूपासिका ) મધ્યરૂચક પર્વત ઉપર વસનારી એ નામની એક દિશાકુમારી.

**रूढ.** त्रि० ( रूढ ) ઘણા કાળથી પ્રસિદ્ધ થયેલ. (૨) ઉગી નિકળેલ; અંકુર અવસ્થાને પામેલ.

**रूढा.** स्त्री० ( रूढा ) બીજના ઉત્પત્તિરૂપ અંકુરાવસ્થા.

**रूप.** पुं० न० ( रूप ) રૂપ, સૌંદર્ય.

**रूपि.** पु० ( रुक्मिन् ) રમ્યકવાસ ક્ષેત્ર અને ઐરણ્યવય ક્ષેત્રને જુદું પાડી મર્યાદા બાંધનાર વર્ષધર પર્વત.

**रूय.** पुं० ( रूप ) દ્વીપકુમારોના ઇન્દ્ર પૂર્ણ તથા વશિષ્ટના લોકપાળનું નામ.

**रूयंस.** पु० ( रूपांश ) પૂર્ણ તથા વશિષ્ટ ઇંદ્રના લોકપાળનું નામ.

**रूयंसा** स्त्री० ( रूपांशा ) ભૂતાનેન્દ્રની દ્વિતીયા અગ્રમહિષીનું નામ. (૨) એક દિશાકુમારી દેવી.

**रूयकंत.** पु० ( रूपकान्त ) પૂર્ણ તથા વશિષ્ટ ઇન્દ્રના લોકપાળનું નામ.

**रूयकंता.** स्त्री० ( रूपकान्ता ) રૂપકાન્તા દેવી. (૨) ભૂતાનેન્દ્રની પાચમી અગ્રમહિષી.

**रूयग.** पुं० ( रूपक ) એક ગૃહસ્થ. (૨) રૂપા દેવીનું સિંહાસન.

**रूयगवडिंसय.** न० ( रूपकावतंसक ) રૂપાદેવીનું ભવન.

**रूयगसिंहासण.** न० ( रूपकसिंहासन ) રૂપક નામનું સિંહાસન.

**रूयगसिरी** स्त्री० ( रूपकश्री ) રૂપકશ્રી નામની સ્ત્રી.

**रूयगावई.** स्त्री० ( रूपकावती ) ભૂતાનેન્દ્રની ત્રીજી અગ્રમહિષી.

**रूयगाहावइ.** पुं० ( रूपगाथापति ) રૂપ નામનો ગાથાપતિ-ગૃહસ્થ.

**रूयप्पभ.** पु० ( रूपप्रभ ) દ્વીપકુમારોના ઇન્દ્ર પૂર્ણ તથા વશિષ્ટના લોકપાળનું નામ.

**रूयप्पभा.** स्त्री० ( रूपप्रभा ) ભૂતાનેન્દ્રની છઠ્ઠી અગ્રમહિષીનું નામ. (૨) એક દિશાકુમારી દેવી.

**रूयवई.** स्त्री० ( रूपवती ) સુરૂપેન્દ્રની રૂપવતી નામની અગ્રમહિષી.

**रूयसीह.** पुं० ( रूपसिंह ) દ્વીપકુમારોના ઇન્દ્ર પૂર્ણ તથા વશિષ્ટના લોકપાળનું નામ.

**रूया.** स्त्री० ( रूपा ) ભૂતાનેન્દ્રની પ્રથમ અગ્રમહિષીનું નામ. (૨) રૂપ ગાથાપતિની કન્યાનું નામ.

**रूयार.** पुं० ( रूपकार ) રૂપ આલેખનાર; ચિતારો.

**रूयावई.** स्त्री० ( रूपवती ) એક દિશાકુમારી દેવી.

**रूव.** पुं० न० ( रूप ) રૂપ; વર્ણ; કાન્તિ. (૨) શરીરનો દેખાવ. (૩) મૂર્તવસ્તુ; રૂપી પદાર્થ. (૪) રૂપ પરાવર્તનની કળા. (૫) સ્વરૂપ. (૬) એક. (૭) સ્વભાવ.

**रूवंधर.** त्रि० ( रूपधर ) બાહ્યલિંગ-રજોહરણાદિરૂપ ધારણ કરનાર; વેષધારી.

**रूवंसा.** स्त्री० ( रूपांशा ) મધ્યમરૂચક પર્વત ઉપર વસનારી ચાર દિશાકુમારીમાંની બીજી.

**रूवग.** पु० न० ( रूपक ) આકૃતિ, ચિત્ર; પ્રતિબિમ્બ. (૨) સોનુંરૂપુ.

**रूवग.** पु० ( रूप्यक ) રૂપીયો; સિક્કો.

**रूवगय.** त्रि० ( रूपगत ) મૂર્તદ્રવ્ય; રૂપી પદાર્થ.

**रूवगावती.** स्त्री० ( रूपकावती ) મધ્યમરૂચક પર્વત ઉપર વસનારી ચાર દિશાકુમારીઓમાંની ચોથી.

**रूवतेण.** पु० ( रूपस्तेन ) રૂપનો ચોર; ગુણ ન હોય છતાં ગુણનો દેખાવ કરે તે.

**रूवपरियारग.** पु० ( रूपपरिचारक ) રૂપને જોવા માત્રથી વિષયતૃપ્તિ કરનાર.

**रूवपरियारणा.** स्त्री० ( रूपपरिचारणा ) રૂપ જોઇને વિષયતૃપ્તિ કરવી તે.

**रूववई.** स्त्री० ( रूपवती ) રૂપાળી સ્ત્રી. (૨) રૂપવતી દેવી. (૩) ભૂતના ઇન્દ્ર સુરૂપની અગ્રમહિષી. (૪) એક દિશાકુમારી મહત્તરિકા.

**रूवा.** स्त्री० ( रूपा ) મધ્યમરૂચક પર્વત ઉપર રહેનારી ચાર દિશાકુમારીઓમાંની પહેલી.

**रूवावई.** स्त्री० ( रूपावती ) એ નામની અર્હંત ભગવાનની નાળ કાપનારી એક દિશાકુમારી.

**रूवि.** त्रि० ( रूपिन् ) રૂપવાળું; રૂપી પદાર્થ. (૨) ગુચ્છ વિશેષ.

**रूविदव्व.** न० ( रूपिद्रव्य ) રૂપવાળું દ્રવ્ય; રૂપી પદાર્થ.

**रूवी.** स्त्री० ( रूपिणी ) રૂપવાળી સ્ત્રી. (૨) ધોળો આકડો.

**रेकार.** पुं० ( रेकार ) રે-અરે એવા તિરસ્કારનું વચન.

**रेणा.** स्त्री० ( रेणा ) સ્થૂલિભદ્રની બહેન; એક જૈન સાધ્વી.

**रेणु.** पु० स्त्री० ( रेणु ) ધૂળ; રજ; રેતી.

**रेणुया.** स्त्री० ( रेणुका ) એ નામની એક સાધારણ વનસ્પતિ. (૨) ઔષધિ વિશેષ.

**रेयग.** पु० ( रेचक ) સંગીતાનુસાર સ્વરની ગતિ વિશેષ.

**रेवइय.** न० ( रैवतिक ) એ નામનું એક ઉદ્યાન.

**रेवई.** स्त्री० ( रेवती ) બળદેવની રાણી. (૨) એક નક્ષત્રનું નામ. (૩) રેવતી ગાથાપાતણી કે જેણીએ મહાવીર સ્વામીને બીજોરાપાક ઉત્કૃષ્ટ ભાવે વ્હોરાવવાથી તીર્થંકર નામગોત્ર ઉપાર્જન કર્યું. (૪) મહાવીરસ્વામીના દશ શ્રાવકમાંના આઠમા મહાશતક શ્રાવકની સ્ત્રી.

**रेवतअ.** पुं० ( रैवतक ) ગિરનાર પર્વત.

**रेवती.** स्त्री० ( रेवती ) જુઓ "રેવઇ" શબ્દ.

**रेवतीनक्खत्त.** न० ( रेवतीनक्षत्र ) આર્યનાગહસ્તિના શિષ્યનું નામ.

**रेवय.** पु० ( रैवत ) ધૈવત નામે સાત સ્વરમાંનો છઠ્ઠો સ્વર. (૨) સોરઠમાં આવેલ ગિરનાર પર્વત.

**रेवयपव्वय.** पुं ( रैवतपर्वत ) ગિરનાર પર્વત.

**रेहा.** स्त्री० ( रेखा ) લીંટી; પંક્તિ.

**रोअणागिरिकूड.** पुं० ( रोचनगिरिकूट ) ભદ્રસાલ વનનાં આઠ દિગ્હસ્તિ કૂટમાંનું આઠમુ કૂટ.

**रोइय.** त्रि० ( रोचित ) રૂચેલું; સારૂ લાગેલું.

**रोइयावसाण.** न० ( रोचितावसान ) ગીતના ચાર પ્રકારમાંનો અંતિમ પ્રકાર.

**रोग.** पुं० ( रोग ) રોગ; વ્યાધિ. (૨) રોગનો પરિષહ.

**रोगि.** त्रि० ( रोगिन् ) રોગી; વ્યાધિપીડિત.

**रोगिणिया.** स्त्री० ( रोगिणिका ) રોગના કારણથી લીધેલી દીક્ષા.

**रोज्झ.** पुं० ( ) રોઝ નામનું જગલી પશુ.

**रोट्ट.** पु० न० ( लोष्ठ ) લોટ, ચોખા વગેરેનો આટો.

**रोद्द.** पु० ( रौद्र ) નવ રસમાંનો એક રૌદ્ર રસ; ક્રોધ પ્રકૃતિવાળો એક રસ; (૨) પ્રથમ મુહૂર્તનુ નામ. (૩) ત્રીજા બળદેવના પિતાનું નામ. (૪) त्रि० દારૂણ; ભયંકર. (૫) न० ધ્યાન વિશેષ.

**रोद्दज्झाण.** न० ( रौद्रध्यान ) અન્ય જીવોને મારવાનો વિચાર કરવો તે, રૂદ્રધ્યાન.

**रोम.** पुं० न० ( रोमन् ) રોમ; રૂવાડા, બાલ; કેશ. (૨) રોમ નામનો એક દેશ. (૩) त्रि० તે દેશમાં રહેનાર.

**रोमंच.** पु० ( रोमाञ्च ) રોમાચ; રોમરાજી.

**रोमक.** पु० ( रोमक ) ઉત્તર ભરતમાંનો એક અનાર્ય દેશ. (૨) त्रि० તે દેશમાં રહેનાર.

**रोमकूव.** पु० ( रोमकूप ) રોમરાજિ; વાળનું છિદ્ર.

**रोमराइ.** स्त्री० ( रोमराजि ) રોમની પંક્તિ.

**रोमालोण.** न० ( रुमालवण ) ખાણથી ઉત્પન્ન થતુ મીઠું.

**रोमाहार.** पुं० ( रोमाहार ) રોમરાજીથી હવા વગેરેમાંથી આહાર લેવો તે.

**रोय.** पुं० ( रोग ) જ્વરાદિ વ્યાધિ; રોગ.

**रोयग.** न० ( रोचक ) રોચક નામનું સમકિત કે જેમાં સદનુષ્ઠાન પ્રત્યે શ્રદ્ધા માત્ર રહે પણ અનુષ્ઠાન થઈ શકે નહિ.

**रोर.** पु० ( रौर ) ચોથી નરકનો એક નરકાવાસો. (૨) त्रि० દારૂણ; ભયંકર.

**रोरुअ.** पु० ( रौरुक ) સાતમી નરકનો એક નરકાવાસો. (૨) ચોથી નરકભૂમિનો એક નરકાવાસો.

**रोविंदअ.** पु० ( रोविंदक ) ગીતનો એક પ્રકાર.

**रोविय.** त्रि० ( रोपित ) રોપેલુ; વાવેલુ.

**रोस.** पु० ( रोष ) રોષ, ક્રોધ.

**रोसण.** न० ( रोषण ) રૂસણુ; ક્રોધે ભરાવુ.

**रोसि.** त्रि० ( रोषिन् ) ક્રોધી, ક્રોધ કરનાર.

**रोह.** पु० ( रोध ) ઘેરો ઘાલવો.

**रोह.** पुं० ( रोह ) એ નામના એક મુનિ. (૨) ગોશાળાનો ચોથો પ્રૌઢ પરિહાર.

**रोहगुत्त.** पुं० ( रोहगुप्त ) રોહગુપ્ત નામે શ્રી ગુપ્તાચાર્યના શિષ્ય. (૨) આર્ય સુહસ્તીના શિષ્ય. (૩) આર્ય મહાગિરિના શિષ્ય.

**रोहण.** न० ( रोहण ) ઉત્પત્તિ.

**रोहिअंसद्दीव.** पु० ( रोहितांशद्वीप ) રોહિતાંશ પ્રપાતકુંડની વચ્ચેનો દ્વીપ.

**रोहिअंसप्पवायकुंड** पुं० ( रोहितांशप्रपातकुंड ) રોહિતાંશા નદીનો જેમાં દરેડો પડે છે તે કુંડ.

**रोहिअंसा.** स्त्री० ( रोहितांशा ) ચુલ્લહિમવતના પદ્મદ્રહની ઉત્તર દિશામાંથી નીકળી હેમવય ક્ષેત્રમાં થઇ લવણ સમુદ્રને મળતી એક નદી.

**रोहिअद्दीव.** पुं० ( रोहितद्वीप ) રોહિતાપ્રપાત કુંડની વચ્ચેનો દ્વીપ.

**रोहिअप्पवायकुंड.** पुं० ( रोहिताप्रपातकुण्ड ) જેમાં રોહિતા નદીનો દરેડો પડે છે તે કુંડ.

**रोहिश्रा.** स्त्री० ( रोहिता ) રોહિતા નદી જે હેમવય ક્ષેત્રમાં પૂર્વ તરફ લવણ સમુદ્રને મળે છે તે.

**रोहिडग.** न० ( रोहितक ) રોહિતક નામનું એક નગર.

**रोहिणिदास.** पु० ( रोहिणीदास ) રોહિણીદાસ નામે કોઇ માણસ.

**रोहिणिदिन्न.** पु० ( रोहिणीदत्त ) એ નામનો એક પુરૂષ.

**रोहिणिदेव.** पु० ( रोहिणीदेव ) એ નામનો એક માણસ

**रोहिणिय.** पु० ( रौहिणेय ) રોહિણી નક્ષત્રમાં ઉત્પન્ન થયેલ. (૨) ત્રણ ઇન્દ્રિયવાળા જીવની એક જાત.

**रोहिणिया.** स्त्री० ( रोहिणिका ) ધનશેઠના ચોથા દીકરા-ધનરક્ષિતની વહુનું નામ.

**रोहिणिरक्खिश्र.** पु० ( रोहिणीरक्षित ) એ નામનો કોઇ પુરૂષ.

**रोहिणिसम्म.** पुं० ( रोहिणीशर्मन् ) એ નામનો કોઇ પુરૂષ.

**रोहिणिसेण.** पु० ( रोहिणीसेन ) એ નામનો પુરૂષ.

**रोहिणी.** स्त्री० ( रोहिणी ) કિંપુરૂષના ઇન્દ્ર-સુપુરૂષની પહેલી અગ્રમહિષી. (૨) પહેલા દેવલોકના ઇન્દ્ર શક્રના લોકપાળની પહેલી અગ્રમહિષી. (૩) સૌધર્મના ઇન્દ્રની ચોથી અગ્રમહિષી. (૪) એક દેવી. (૫) નવમા બળદેવની માતાનું નામ. (૬) એક જાતની કડવી છાલ. (૭) જંબૂદ્વીપના ભરતખંડમાં થનાર ૧૫ મા તીર્થંકરના પૂર્વ ભવનું નામ. (૮) એ નામનું નક્ષત્ર. (૯) ધનરક્ષિતની સ્ત્રીનું નામ. (૧૦) રોહિણીના દૃષ્ટાંતવાળું જ્ઞાતાસૂત્રનું સાતમુ અધ્યયન.

**रोहिय.** न० पु० ( रोहित ) તૃણ વિશેષ. (૨) એક જાતનું માછલું. (૩) એક દ્વીપ. (૪) ત્રિ० રૂઝાઇ ગયેલું. (૫) પ્રગટ થયેલ.

**रोहियंस.** न० ( रोहितांश ) એ નામની એક પર્વગ વનસ્પતિ. (૨) પું० એ નામનો એક દ્વીપ.

**रोहियंसकूड.** पु० ( रोहितांशकूट ) ચુલ્લહિમવત પર્વત ઉપરના ૧૧ કૂટમાંનું ૭ મુ કૂટ.

**रोहियंसा.** स्त्री० ( रोहितांशा ) એ નામની એક નદી.

**रोहियंसापवाय.** पुं० ( रोहितांशाप्रपात ) એ નામનો એક દ્રહ.

**रोहियकूड.** पुं० ( रोहितकूट ) મહાહિમવંત પર્વત ઉપરનાં આઠ કૂટમાંનું ચોથું કૂટ.

**रोहियग.** न० ( रोहितक ) જુઓ "રોહિડગ" શબ્દ.

**रोहियप्पवाय.** पु० ( रोहिताप्रपात ) એ નામનો એક દ્રહ.

**रोहिया.** स्त्री० ( रोहिता ) મહાહિમવત પર્વતના મહાપદ્મ દ્રહમાંથી નીકળતી એક નદી.

# ल.

**लइणी.** स्त्री० ( ) લતા; વેલ.

**लइय.** त्रि० ( लगित ) લાગેલું; ચોટેલું. (૨) પહેરેલું; ધારણ કરેલું.

**लउड.** पुं० ( लकुट ) લાકડી; લાકડું; દંડો.

**लउडया.** स्त्री० ( लकुटिका ) લાકડી.

**लउडसाइ.** त्रि० ( लकुटशायिन् ) લકુટાસને સુનાર; પગની પેની અને મસ્તક જમીનને લગાડી બાકીનું શરીર ચત્તું અધર રાખી સુનાર.

**लउय.** पुं० ( लकुच ) એ નામનુ બહુબીજવાળું એક વૃક્ષ.

**लउस.** पुं० ( लकुस ) એ નામનો એક અનાર્ય દેશ. (२) त्रि० તે દેશમા રહેનાર.

**लउसिया.** स्त्री० ( लकुशिका ) લકુશ નામના અનાર્ય દેશમાં જન્મેલ દાસી.

**लंख.** पुं० स्त्री० ( लङ्ख ) વાંસ ઉપર ચઢનાર નટલોક; વાંસ ઉપર ચઢી ખેલ કરનાર.

**लंखिया.** स्त्री० ( लङ्खिका ) વાંસ ઉપર ચઢતી વખતે નટડી ઢીંચણ સુધી લાંબી ચડ્ડી પહેરે છે તે.

**लंगलिय.** त्रि० ( लाङ्गलिक ) કઠમા સોનાનો હળ ધરનાર.

**लंगूल.** न० ( लाङ्गूल ) પુછડુ. (२) એક પ્રકારનું પુંછડાંવાળુ માછલું.

**लंघण.** } न० ( लङ्घन ) ઉલ્લંઘન કરવુ.
**लंघन.** }

**लंचन.** न० ( लाञ्चन ) } લાંચ; રૂશવત.
**लंचा.** स्त्री० ( लञ्चा ) }

**लंछ.** पुं० ( लञ्छ ) ચોરોની એક જાતિ.

**लंछण.** न० ( लाञ्छन ) નિશાની; ચિહ્ન

**लंछिय.** त्रि० ( लाञ्छित ) લાંછન લાગેલુ (२) છાણ વગેરેથી લિંપીને મોઢુ જડેલું.

**लंतक.** } पुं० ( लान्तक ) છઠ્ઠો દેવલોક.
**लंतग.** } (२) છઠ્ઠા દેવલોકના દેવતા. (३)
**लंतय.** } છઠ્ઠા દેવલોકનો ઇન્દ્ર. (४) એ નામનું એક વિમાન.

**लंद.** पुं० न० ( लन्द ) કાળ; સમય.

**लंब.** पुं० ( लम्ब ) આલંબન; ટેકો. (२) त्रि० લાંબું; દીર્ઘ.

**लंबण** न० ( लम्बन ) કવલ; કોળિયો.

**लंबिगा.** स्त्री० ( लंबिका ) પડજીભ.

**लंबिय.** त्रि० ( लंबित ) લાંબું કરેલું. (२) पुं० ઝાડની શાખામાં લટકવાનો અભિગ્રહ ધરનાર વાનપ્રસ્થનો એક વર્ગ.

**लंबुत्तर.** पुं० स्त्री० ( लंबोत्तर ) નાભિથી ઉપર અને ઘુટણથી ઉંચે ચોલપટ્ટ પહેરી કાઉસગ્ગ કરવાથી લાગતો કાઉસગ્ગનો આઠમો દોષ.

**लंबूसग.** न० ( लम्बूसक ) માળાનું ઝુમકું. (२) આભૂષણ વિશેષ.

**लंबोट्ठ.** त्रि० ( लम्बौष्ठ ) લાંબા હોઠવાળો.

**लंबोदर.** पुं० ( लम्बोदर ) જેનુ લાંબું ઉદર હોય તે; ગણેશ.

**लंभ.** पुं० ( लाभ ) લાભ; પ્રાપ્તિ.

**लक्ख.** न० ( लक्ष्य ) નિશાન; લક્ષ્ય. (२) લક્ષણ કરવા યોગ્ય, જીવાદિક. (३) મિસ; બહાનુ.

**लक्ख.** न० ( लक्ष ) લાખની સંખ્યા.

**लक्खण.** पुं० ( लक्ष्मण ) દશરથ રાજાના પુત્ર.

**लक्खण.** पुं० न० ( लक्षण ) સ્વસ્તિકાદિ શરીરના શુભાશુભ લક્ષણ. (२) ચિહ્ન; લિંગ. (३) શુભાશુભ લક્ષણ જાણવાનુ શાસ્ત્ર; અષ્ટાંગનિમિત્ત શાસ્ત્રમાંનુ એક; સામુદ્રિક શાસ્ત્ર. (४) છત્રચામરાદિના લક્ષણ. (५) ઉપયોગ. (६) શબ્દની વ્યુત્પત્તિ. (७) અસાધારણ ધર્મ; અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ, અસંભવ, એ ત્રણ દોષરહિત લક્ષણ. (८) મનુષ્ય, પશુ વગેરેનાં શુભાશુભ લક્ષણ જાણવાની કળા.

**लक्खणा.** स्त्री० ( लक्ष्मणा ) શ્રી કૃષ્ણની એક પટ્ટરાણી. (२) અંતગડસૂત્રના પાંચમા વર્ગના ચોથા અધ્યયનનું નામ. (३) ८ મા તીર્થંકરની માતા.

**लक्खपाग.** पुं० ( लक्षपाक ) લાખ રૂપીયાના ખર્ચથી થતો એક જાતનો પાક.

**सयासव.** त्रि० ( सदाश्रव ) છિદ્રવાળું.
**सय्यंभव.** पुं० ( शय्यंभव ) શય્યંભવ સ્વામી.
**सर.** पुं० ( स्वर ) કંઠ; અવાજ; ધ્વનિ. (૨) સ્વરવિદ્યા-સ્વર ઉપરથી શુભાશુભનું જ્ઞાન થાય તે. (૩) કાકસ્વરાદિ લક્ષણશાસ્ત્ર. (૪) અ આ ઇત્યાદિ સ્વરાક્ષર. (૫) સા-રિ-ગ-મ-પ-ધ-નિ, એ સાત સ્વર. (૬) સ્વર નામે નામકર્મની એક પ્રકૃતિ.
**सर.** न० ( सरस् ) સરોવર; મ્હોટું તળાવ; જળાશય.
**सर.** पुं० ( शर ) બાણ; તીર. (૨) મુંજ; વનસ્પતિની એક જાત.
**सरई.** स्त्री० ( सरकी ) મદિરા.
**सरऊ.** स्त्री० ( सरयू ) સરયૂ નદી.
**सरंब.** पुं० ( शरम्ब ) ભુજપર તિર્યંચ પચેંદ્રિયની એક જાત.
**सरक.** पुं० ( सरक ) સેરો; ખાવાની એક વસ્તુ.
**सरक्ख.** त्रि० ( सरजस्क ) સચિત્તરજ-ધૂળ સહિત. (૨) ભૂત પિશાચાદિ. (૩) શૈવ, શિવધર્મને માનનાર.
**सरग.** पुं० ( शरक ) શર જાતના ઘાસનો બનેલ સૂપડો. (૨) બાણને આકારે લાકડાનો કકડો. (૩) શરકુંડા કે જેની સાથે અરણી ઘસવાથી અગ્નિ થાય. (૪) સરાવલો; ભાજન વિશેષ.
**सरगय** न० ( स्वरगत ) સ્વર ઓળખવાની કળા; સંગીતકળા.
**सरड.** पुं० ( शरट ) કાકિડો.
**सरडी.** स्त्री० ( शरटी ) કાકિડી
**सरडु.** त्रि० ( ) કોમળ; મૃદુ.
**सरडुय.** न० ( ) કાચું કોમળ ફળ; જેમાં ઠળીયો બંધાણો ન હોય તેવું.
**सरण.** न० ( शरण ) શરણ; આધાર; આશ્રય. (૨) ઘાસનું ઝુંપડું.
**सरण.** त्रि० ( शरण्य ) શરણે આવનારનું રક્ષણ કરનાર.
**सरण.** न० ( स्मरण ) સ્મરણ; યાદદાસ્તી.
**सरण.** पुं० ( स्वरण ) અર્થનું પ્રતિપાદન.
**सरणि** स्त्री० ( सरणि ) પંક્તિ.
**सरत.** पु० ( शरद् ) શરદ ઋતુ.
**सरथंभ.** पुं० ( सरस्तंभ ) સરકડો; વનસ્પતિ વિશેષ.
**सरद.** पुं० ( शरद् ) જુઓ "સરત" શબ્દ.
**सरदय.** त्रि० (शरद्ज ) શરદ ઋતુમાં ઉત્પન્ન થયેલ.
**सरदकाल.** पुं० ( शरत्काल ) શરત્કાળ; શરદ ઋતુનો સમય.
**सरन्न.** त्रि० (शरण्य ) રક્ષક; શરણ આપનાર.
**सरपत्त.** न० ( शरपत्र ) ધનુષ.
**सरपाय.** पुं० ( शरपात ) શર-બાણ છોડવાનું સાધન; ધનુષ.
**सरप्पमाण.** न० ( सरःप्रमाण ) પરમાવતીગંગા પ્રમાણ નદીમાંથી સો સો વર્ષે વેળુનો એક એક કણ કાઢતાં વેળુ ખલાસ કરતાં જેટલો વખત લાગે તેટલો સમય; ગોશાળાભિમત કાલવિભાગ.
**सरभ.** पुं० ( शरभ ) આઠ પગવાળું જંગલનું એક પ્રાણી; અષ્ટાપદ (૨) ગેંડું.
**सरभस.** त्रि० ( सरभस ) સહર્ષ; હર્ષયુક્ત.
**सरय.** पुं० ( शरद् ) શરદ્ઋતુ.
**सरय.** पुं० ( शरक ) શણીયો. (૨) કાષ્ઠ વિશેષ કે જેની સાથે અરણીનું લાકડું ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે.
**सरया.** स्त्री० ( शरद् ) શરદઋતુ.
**सररुह.** न० ( सरोरुह ) કમળ.
**सरल.** पुं० ( सरल ) દેવદારનું વૃક્ષ. (૨) (૨) त्रि० સરલ; ઋજુ; સીધું; પાંસરૂં.
**सरव.** पुं० ( ) ભુજપરિ સર્પ વિશેષ; ભુજપર તિર્યંચપંચેંદ્રિયની એક જાત.

**सरवण.** पुं० ( शरवन ) એ નામનો એક સન્નિવેશ-ગામડું.

**सरस.** त्रि० ( सरस ) રસવાળુ; તાજું.

**सरसर.** न० ( सरःसरस् ) હારબંધ આવેલાં ઘણાં તળાવો; તળાવોની હાર.

**सरसरस्स.** अ० ( सरसरस्य ) સરસર એવો અવાજ કરીને.

**सरसव.** पुं० ( सर्षप ) સરસવ; એક જાતનું તેલવાળું ધાન્ય. (૨) સરસીયું તેલ.

**सरसी.** स्त्री० ( सरसी ) તલાવડી.

**सरस्सई.** स्त्री० ( सरस्वती ) વાણી; વચન વિલાસ. (૨) ગન્ધર્વના ઇન્દ્ર ગીતરતિની ચોથી અગ્રમહિષી. (૩) સરસ્વતી દેવી.

**सराग.** त्रि० ( सराग ) રાગ સહિત; સરાગી.

**सरागछउमत्थ.** पुं० ( सरागछद्मस्थ ) સરાગી છદ્મસ્થ; દશમા ગુણઠાણાવાળા જીવ.

**सरागसंजम.** पुं० ( सरागसंयम ) સરાગી સયમ.

**सरागसंजय.** पु० ( सरागसंयत ) સરાગી સંયત સાધુ: સરાગી સાધુ.

**सराव.** पुं० ( शराव ) કોડીયુ; રામકટોરો.

**सरासण.** न० ( शरासन ) ધનુષ્ય.

**सरासणपट्टिया.** स्त्री० ( शरासनपट्टिका ) ધનુષ્ય બાંધવાની પટ્ટી.

**सरिच्छ.** त्रि० ( सदृक्ष ) સમાન; સરખુ.

**सरित्तय.** त्रि० ( सदृक्त्वच् ) સરખી ચામડીવાળું.

**सरिय.** त्रि० ( सृत ) ગયેલું.

**सरिया.** स्त्री० ( सरित् ) નદી.

**सरिव्वय.** त्रि० ( सदृग्वयस् ) સમાનવય; સરખી ઉમ્મરવાળું.

**सरिस.** त्रि० ( सदृश ) સરખું; તુલ્ય; સમાન.

**सरिसव.** पुं० ( सर्षप ) સરસવ; એક જાતનું અનાજ. (૨) સરસવ નામની વનસ્પતિ. (૩) સરસવનું ફૂલ.

**सरिसव.** पुं० ( सदृशवयस् ) સરખી ઉમ્મરનો મિત્ર.

**सरीर.** न० ( शरीर ) ઉદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ, એ પાંચ શરીર. (૨) કાયયોગ-કાયાનો વ્યાપાર. (૩) પન્નવણાસૂત્રના બારમા પદનું નામ.

**सरीरक्खलणा.** स्त्री० ( शरीरस्खलना ) શરીરનું ચાલવું; શરીર યોગ્ય પુદ્ગળનું શરીરરૂપે પરિણમવાનો વ્યાપાર.

**सरीरचिंता.** स्त्री० ( शरीरचिन्ता ) શરીર ચિંતા; મળમૂત્રની હાજત.

**सरीरपच्चक्खाण.** पुं० ( शरीरप्रत्याख्यान ) ઉદારિક આદિ શરીરનો ત્યાગ.

**सरीरपज्जत्ति.** स्त्री० ( शरीरपर्याप्ति ) શરીર પર્યાપ્તિ; છ પર્યાપ્તિમાંની બીજી.

**सरीरपद.** न० ( शरीरपद ) પ્રજ્ઞાપના સૂત્રના બારમા પદનું નામ.

**सरीरपरिग्गह.** पुं० ( शरीरपरिग्रह ) પાંચ પ્રકારના શરીરરૂપ પરિગ્રહ.

**सरीरबंध.** पुं० ( शरीरबंध ) શરીરનું બંધાવું; સમુદ્ઘાત પછી શરીરનું સપૂર્ણપણું થવુ તે.

**सरीरबाउसिया.** स्त्री० ( शरीरबाकुशिका ) શરીરની શુશ્રુષા કરી સયમને દૂષિત કરનારી.

**सरीरभेय.** पुं० ( शरीरभेद ) શરીરનું ભેદાવું; મૃત્યુ.

**सरीरवक्कंति.** स्त्री० ( शरीरापक्रांति ) શરીરનો ત્યાગ કરવો તે.

**सरीरविउस्सग्ग.** पुं० ( शरीरव्युत्सर्ग ) શરીરનો ત્યાગ કરવો તે.

**सरीराणुगअ.** पुं० ( शरीरानुगत ) ઓડકાર ખાતાં શ્વાસ નીકળે તે; અચિત્તવાયુ.

**सरीरि.** पुं० ( शरीरिन् ) શરીરધારી જીવ; સંસારી જીવ.

**सरीरोवहि.** पुं० ( शरीरोपधि ) ઔદારિકઆદિ પાંચ શરીરરૂપી ઉપાધિ.

**सरीरोगाहणा.** स्त्री० ( शरीरावगाहना ) શરીરની અવગાહના-ઉંચાઇ.

**सरीसिव.** पुं० ( सरीसृप ) છાતીથી ચાલનાર સર્પાદિ.

**सरूव.** त्रि० ( सरूप ) રૂપ-રંગ સહિત. (૨) સમાન; સરખું; સરખા દેખાવવાળું.

**सरूव.** न० ( स्वरूप ) મૂળરૂપ; લક્ષણ.

**सरूवा.** स्त्री० ( सरूपा ) ચાલુ અવસર્પિણીના ત્રીજા કુળકરની સ્ત્રી.

**सरूवि.** त्रि० ( सरूपिन् ) વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, વગેરે પુદ્ગળગુણ સહિત; સંસારી જીવ.

**सललिय.** त्रि० ( सललित ) લીલાયુક્ત; મનને હરણ કરે એવું; મનોહર.

**सलाहणिज्ज.** त्रि० ( श्लाघनीय ) પ્રશંસાને લાયક.

**सलागा.** स्त्री० ( शलाका ) સળી. (૨) એક જાતનું રૂંવાડાની પાંખોવાળું પક્ષી. (૩) સરસવના દાણા. (૪) સંખ્યાની ગણત્રી માટે સરસવના દાણા ભરવાને કલ્પવામાં આવેલ પાલો.

**सलाहणिज्ज.** त्रि० ( श्लाघनीय ) પ્રશંસા કરવા યોગ્ય.

**सलिंग.** पुं० ( स्वलिंग ) રજોહરણ મુખ વસ્ત્રિકાદિ સાધુનુ ચિહ્ન; જૈનદર્શનના સાધુનો વેષ.

**सलिंगसिद्ध.** पु० ( स्वलिंगसिद्ध ) સ્વલિંગ-જૈનના વેષમાં સિદ્ધ થયેલ.

**सलिंगि.** पु० स्त्री० ( स्वलिंगिन् ) રજોહરણ આદિ વેષના ધારણ કરનાર જૈનદર્શનના સાધુ સાધ્વી.

**सलिट्ठ.** त्रि० ( श्लिष्ट ) મનોહર.

**सलिल.** न० ( सलिल ) જળ; પાણી.

**सलिला.** स्त्री० ( सलिला ) નદી.

**सलिलावति.** पुं० ( सलिलापति ) પશ્ચિમ મહાવિદેહમાંની સલિલાવતી વિજયનો રાજા.

**सलिलावई.** } स्त्री० ( सलिलावती ) પશ્ચિમ
**सलिलावती.** } મહાવિદેહના દક્ષિણ ખાંડવાની મેરૂ તરફથી આઠમી વિજય.

**सलेस्स.** त्रि० ( सलेश्य ) કૃષ્ણ, નીલ, આદિ લેશ્યાવાળો; લેશ્યાસહિત.

**सल्ल.** न० ( शल्य ) માયા, નિયાણુ અને મિથ્યાત્વ, એ ત્રણ શલ્ય. (૨) કાંટો. (૩) ભાલો. (૪) શંકા. (૫) ઝાડો, પેશાબ અને અધોવા, એ ત્રણ શલ્ય. (૬) કામભોગ રૂપ શલ્ય-બાણ. (૭) દુઃખદાયક અશુભ કર્મ. (૮) એક પ્રકારનો ભુજપરિસર્પ.

**सल्लइय.** त्रि० ( शल्यकित ) સુકાઇ ગયેલ પાંદડાંવાળું.

**सल्लई.** स्त्री० ( शल्लकी ) શાલેડું; ધુપેડો; એક જાતનું ઝાડ.

**सल्लगत्तण.** त्रि० ( शल्यकर्तन ) માયા, નિયાણ, મિથ્યાત્વરૂપી શલ્ય-કર્મને છેદનાર.

**सल्लहत्ता.** स्त्री० ( शल्यहत्या ) બાણ, કાંટા, વગેરે કહાડવાની ક્રિયા દર્શાવનાર શાસ્ત્ર; આયુર્વેદનો એક ભાગ.

**सल्लुद्धरण.** न० ( शल्योद्धरण ) શલ્ય કાઢવુ તે. (૨) આલોયણ; કરેલાં પાપનું પ્રાયશ્ચિત્ત.

**सवण.** न० ( श्रवण ) કાન. (૨) શ્રવણ નક્ષત્ર. (૩) શ્રવણ કરવુ; સાંભળવું તે.

**सवणया.** स्त्री० ( श्रवण ) સાંભળવુ. (૨) અર્થાવગ્રહનું એક નામ.

**सवत्त.** पु० ( सपत्न ) શત્રુ; વિરોધી.

**सवत्तिया.** स्त्री० ( सपत्निका ) } શોક્ય;
**सवत्ती.** स्त्री० ( सपत्नी ) } સપત્ની.

**सवन्न.** त्रि० ( सवर्ण ) સમાન વર્ણવાળું; એક વર્ણવાળું.

**सवह.** पुं० ( शपथ ) સોગાન; સમ.

**सवियारि.** पुं० न० ( सविचारिन् ) શબ્દથી અર્થમાં અને અર્થથી શબ્દમાં મન વગેરે યોગોને રોકવાનો વ્યાપાર જેમાં ચાલે તે; શુક્લધ્યાનનો પહેલો ભેદ.

**सविज्ज**. त्रि० ( सविद्य ) પરલોકોપકારિણી વિદ્યા સહિત.

**सविट्ठा**. स्त्री० (श्रविष्ठा ) ધનિષ્ઠા નક્ષત્રનું નામ.

**सविय**. पुं० ( सवितृ ) હસ્ત નક્ષત્રનો અધિષ્ઠાતા દેવતા.

**सवियार**. त्रि० ( सविचार ) વિચાર-મન, વચન અને કાયાના વ્યાપાર સહિત; સચેષ્ટ. (૨) વ્યભિચાર દોષયુક્ત.

**सविलिय**. त्रि० ( सव्रीड ) લજ્જા સહિત.

**सविसाण**. न० ( सविषाण ) હાથી દાતની માફક બે તરફ ઓઠિંગણવાળુ આસન વિશેષ.

**सविसेस**. त्रि० ( सविशेष ) વિશેષ-ઉત્તરોત્તર ગુણ પ્રતિપત્તિ યુક્ત. (૨) કંઇક વધારે; થોડુ અધિક.

**सवेद**. } **सवेय**. } त्रि० ( सवेद ) સ્ત્રી વેદ, પુરૂષ વેદ, નપુંસક વેદ, એ ત્રણ વેદમાંના ગમે તે એક વેદ સહિત; સવેદી; સવિકારી.

**सव्व**. पु० ( सव्य ) વૃક્ષ વિશેષ.

**सव्व**. त्रि० ( सर्व ) સર્વ; બધું; સઘળુ; સંપૂર્ણ.

**सव्वओ**. अ० ( सर्वतस् ) સર્વ પ્રકારે; (૨) ચારેતરફથી; સર્વ બાજુથી. (૩) હમેશાં; સર્વકાળ.

**सव्वओभद्द**. पु० ( सर्वतोभद्र ) એ નામે મહાશુક્ર દેવલોકનું એક વિમાન. (૨) અગીયારમા બારમા દેવલોકના ઇંદ્રનું વિમાન. (૩) ૧૧ મા ૧૨ મા દેવલોકના ઇંદ્રના યાન વિમાનનો ઉપરી દેવ. (૪) વિચ્છેદ ગયેલ બારમા દૃષ્ટિવાદ અંગના બીજા વિભાગ સૂત્રનો વીસમો ભેદ. (૫) ચાર પડિમામાંની ચોથી; તપનો એક પ્રકાર. (૬) એક નગરનું નામ. (૭) ઇશાન ઇન્દ્રના યમલોકપાલના વિમાનનું નામ.

**सव्वंग**. न० ( सर्वाङ्ग ) શરીરના સર્વે અવયવો; સંપૂર્ણ શરીર.

**सव्वंगिय**. त्रि० ( सर्वाङ्गीण ) સર્વ શરીરમાં રહેનાર.

**सव्वंगणुमा**. स्त्री० ( ) માયા; કપટ.

**सव्वंति**. अ० ( सर्वतस् ) જુઓ "सव्वओ" શબ્દ.

**सव्वकाम**. पुं० ( सर्वकाम ) સર્વકામ નામે વેશમણ અનુયાયી એક દેવવર્ગ. (૨) સર્વકામના પૂરનાર સર્વ રસયુક્ત ભોજન. (૩) સર્વ પ્રકારના કામભોગ.

**सव्वकामसमिद्ध**. पुं० ( सर्वकामसमृद्ध ) પખવાડીયાના છઠ્ઠા દિવસનું નામ

**सव्वकामिय**. त्रि० ( सर्वकामिक ) સર્વ કામના પૂરનાર; છ રસ સહિત.

**सव्वकाल**. न० ( सर्वकाल ) સર્વદા; હમેશ.

**सव्वक्खरसन्निवाइ**. त्रि० ( सर्वाक्षरसन्निपातिन् ) સર્વ અક્ષરોની સંધિ જાણનાર; શબ્દાનુશાસનવેત્તા.

**सव्वग**. त्रि० ( सर्वग ) } **सव्वगय**. त्रि० ( सर्वगत ) } સર્વત્ર વ્યાપક.

**सव्वग्ग**. न० ( सर्वाग्र ) સર્વ પરિમાણ.

**सव्वघाइ**. त्रि० ( सर्वघातिन् ) આત્માની સર્વાંશે ઘાત કરનાર. (कर्मप्रकृति)

**सव्वजस**. पु० ( सर्वयशस् ) સર્વયશ નામે એક દેવવર્ગ.

**सव्वज्जुय**. पु० ( सर्वर्जुक ) સંયમ; સત્કર્મ.

**सव्वट्ठ**. पुं० ( सर्वार्थ ) સર્વાર્થસિદ્ધ વિમાન; પાંચમુ અનુત્તરવિમાન. (૨) એક અહોરાત્રના ત્રીશ મુહૂર્તમાંના ઓગણત્રીશમા મુહૂર્તનું નામ.

**सव्वट्ठसिद्ध**. पुं० ( सर्वार्थसिद्ध ) સર્વાર્થસિદ્ધ નામે પાચમા અનુત્તર વિમાનના દેવતા. (૨) સર્વાર્થસિદ્ધ નામે પાંચમું અનુત્તર વિમાન. (૩) સર્વાર્થસિદ્ધ નામે ૨૯ મુ મુહૂર્ત. (૪) ઐરવતક્ષેત્રમાં ભાવી ૬ ઠ્ઠા તીર્થંકર.

**सव्वट्ठसिद्धगदेव.** पुं० ( सर्वार्थसिद्धकदेव ) સર્વાર્થસિદ્ધ વિમાનના દેવતા.

**सव्वट्ठसिद्धविमाण.** पुं० ( सर्वार्थसिद्धविमान ) સર્વાર્થસિદ્ધ વિમાન.

**सव्वट्ठसिद्धा.** स्त्री० ( सर्वार्थसिद्धा ) ચોથ, નોમ, અને ચૌદસ, એ ત્રણ રાત્રિ તિથિ.

**सव्वट्ठसिद्धि.** स्त्री० ( सर्वार्थसिद्धि ) સર્વાર્થસિદ્ધ નામે મહા વિમાન.

**सव्वणाणावरणिज्ज.** न० ( सर्वज्ञानावरणीय ) સર્વથા જ્ઞાનને ઢાંકી દેનાર કર્મપ્રકૃતિ; કેવળજ્ઞાનાવરણીય.

**सव्वण्णु.** त्रि० ( सर्वज्ञ ) સર્વજ્ઞ; સર્વ વસ્તુને જાણનાર.

**सव्वतो.** अ० ( सर्वतस् ) સર્વ બાજુએ; ચારે તરફ.

**सव्वतोभद्दपडिमा.** स्त्री० (सर्वतोभद्रप्रतिमा)
**सव्वतोभद्दा.** स्त्री० ( सर्वतोभद्रा ) દશ દિશામાં અનુક્રમે એકેક અહોરાત્ર કાઉસગ્ગ કરવાની પ્રતિજ્ઞા કરવી તે; ચાર પડિમામાંની એક.

**सव्वत्ता.** स्त्री० ( सर्वता ) સર્વસ્વરૂપ; પૂર્ણ સ્વરૂપ.

**सव्वत्तु.** पुं० ( सर्वर्तु ) વસંતાદિ છ ઋતુ.

**सव्वत्थ.** अ० ( सर्वत्र ) સર્વત્ર; બધે સ્થળે; દરેક જગાએ; દરેક વિષયમાં.

**सव्वत्थ.** पुं० ( सर्वार्थ ) સર્વાર્થ; રૂચકદ્વીપના દેવતાનું નામ.

**सव्वत्थोव.** त्रि० ( सर्वस्तोक ) સર્વથી થોડુ.

**सव्वदंसि.**
**सव्वदरसि.**
**सव्वदरिसि.** त्रि० ( सर्वदर्शिन् ) સર્વ પદાર્થોને કેવળ દર્શનથી જોનાર.

**सव्वद्धा.** स्त्री० ( सर्वाद्धा ) ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળ; સર્વકાળ; હમેશાં.

**सव्वन्नु.** त्रि० ( सर्वज्ञ ) સર્વવેત્તા; સર્વ પદાર્થને જાણનાર; કેવળી.

**सव्वपरिण्णाचारि.** त्रि० ( सर्वपरिज्ञाचारिन् ) ઉત્કૃષ્ટ જ્ઞાન અને સર્વ વરૂપ ચારિત્ર યુક્ત.

**सव्वपाणभूयजीवसत्तसुहावहा.** स्त्री० ( सर्वप्राणिभूतजीवसत्त्वसुखावहा ) સર્વ પ્રાણી ભૂત જીવ સત્ત્વને સુખ આપનાર; સિદ્ધશિલા.

**सव्वप्प.** पुं० न० ( सर्वात्मन् ) સંપૂર્ણ સ્વરૂપ.

**सव्वप्पग.** पु० ( सर्वात्मक ) લોભ.

**सव्वप्पगुण.** पु० ( सर्वाल्पगुण ) બીજા સર્વ પરમાણુ કરતાં અલ્પ-થોડા ગુણ-રસ વિભાગવાળા પરમાણુ.

**सव्वप्पजीविय.** न० ( सर्वाल्पजीवित ) સર્વથી થોડામાં થોડુ આયુષ્ય.

**सव्वप्पणया.** अ० ( सर्वात्मना ) આત્માના સર્વ પ્રદેશે. (૨) સર્વાશે; સંપૂર્ણપણે.

**सव्वप्पभा.** स्त्री० ( सर्वप्रभा ) ઉત્તર દિશાના રૂચક પર્વતપર વસનારી આઠ દિશા કુમારીમાંની છઠ્ઠી.

**सव्वप्पाहारय.** त्रि० ( सर्वाल्पाहारक ) બધાથી થોડા આહારવાળો.

**सव्वबंध.** पुं० ( सर्वबन्ध ) પ્રથમ સમયમાં ઔદારિક આદિ શરીરોનો બંધ થાય છે તે.

**सव्वबंधग.**
**सव्वबंधय.** त्रि० ( सर्वबन्धक ) સર્વબંધ કરનાર.

**सव्वब्भंतर.**
**सव्वब्भितर.** त्रि० ( सर्वाभ्यन्तर ) સર્વથી અંદરનું.

**सव्वभक्खि.** त्रि० ( सर्वभक्षिन् )બધું ખાનાર.

**सव्वभद्दा.** स्त्री० ( सर्वभद्रा ) ૩૯૨ ઉપવાસ અને ૪૯ પારણાવાળું એક તપ.

**सव्वमहाहारग.** त्रि० ( सर्वमहाहारक ) સર્વથી વધારે આહાર કરનાર.

**सव्वरयण.** पुं० ( सर्वरत्न ) ચક્રવર્તીનાં નવ નિધાનમાંનું એક, કે જેમાં સર્વ જાતનાં રત્નો ઉત્પન્ન થવાની હકીકત છે.

**सव्वरयणाअ.** पुं० ( सर्वरत्नक ) એ નામનું માનુષોત્તર પર્વતનું એક શિખર.

**सव्वरयणा.** स्त्री० ( सर्वरत्ना ) ઈશાનેંદ્રની ત્રીજી અગ્રમહીષીની રાજધાની.

**सव्वराइणिअ.** त्रि० ( सर्वरात्निक ) દીક્ષામાં સૌથી મ્હોટા હોય તે.

**सव्वलोग.** } **सव्वलोय.** } पुं० ( सर्वलोक ) સર્વલોક; સમસ્ત-આખો લોક.

**सव्वविरइ.** स्त्री० ( सर्वविरति ) સર્વથા પાપની નિવૃત્તિ; સર્વ વિરતિ સંયમ.

**सव्वविराहय.** त्रि० ( सर्वविराधक ) સર્વ પ્રકારે વિરાધના કરનાર.

**सव्वव्वय.** न० ( सर्वव्रत ) સર્વવ્રત નામનું સામાયિક.

**सव्वसंगाइअ.** त्रि० ( सर्वसंगातीत ) સર્વ સંગથી વિરક્ત થએલ.

**सव्वसंगावगय.** त्रि० ( सर्वसंगापगत ) દ્રવ્ય અને ભાવથી સંગ રહિત.

**सव्वसंखोभ.** पुं० ( सर्वसंक्षोभ ) ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ.

**सव्वसंजय.** त्रि० ( सर्वसंयत ) નિરંતર યત્ન કરનાર; સર્વથા સંજમી.

**सव्वसंपया.** स्त्री० ( सर्वसंपद् ) એ નામની એક દેવી.

**सव्वसाहयणाणबंध.** पुं० ( सर्वसंहननबंध ) સર્વ પ્રકારથી સંહનન-અવયવોના સંઘાતરૂપ બંધ.

**सव्वसिद्धा.** स्त्री० ( सर्वसिद्धा ) ચોથ, નોમ અને ચૌદશની રાત્રીનું નામ.

**सव्वसो.** अ० ( सर्वशस् ) સર્વથા; સર્વ પ્રકારે.

**सव्वसोक्खा.** स्त्री० ( सर्वसौख्या ) એ નામની એક દેવી.

**सव्वाण.** पुं० ( सव्यान ) એ નામનો એક દેવવર્ગ.

**सव्वाणंद.** पुं० ( सर्वानंद ) જમ્બૂદ્વીપના ઐરવત ક્ષેત્રમાં આવતી ઉત્સર્પિણીમાં થનાર સોળમા તીર્થંકર.

**सव्वाणुभूइ.** पुं० ( सर्वानुभूति ) જમ્બૂદ્વીપના ભરતખંડમાં થનાર પાંચમા તીર્થંકરનું નામ. (૨) સર્વાનુભૂતિ નામે મહાવીર સ્વામીના એક શિષ્ય.

**सव्वावंति.** अ० ( सर्वत्र ) સર્વત્ર; સર્વ ઠેકાણે; સર્વ પ્રકારે; તૃતીયા, ષષ્ઠી, સપ્તમી આદિ વિભક્તિના અર્થમાં વપરાતો અવ્યય.

**सव्वेय.** पुं० ( सर्वेज ) સર્વાંશે કંપવું તે.

**सव्वोउय.** } **सव्वोत्तुय** } पुं० ( सर्वर्तुक ) બધી ઋતુનો ગુણ આપનાર બગીચો.

**सव्वोसहि.** पुं० ( सर्वौषधि ) જેનું સર્વ (નખ, કેશ વગેરે) ઔષધરૂપ છે એવી લબ્ધિવાળા મુનિ.

**सस.** पुं० ( शश ) સસલું.

**ससंक.** पुं० ( शशाङ्क ) ચન્દ્રમા.

**ससक्ख.** त्रि० ( ससाक्ष्य ) કેવળીની સાક્ષી સહિત.

**ससण.** पुं० ( श्वसन ) હાથીની સુંઢ.

**ससत्ता.** स्त्री० ( ससत्त्वा ) સગર્ભા; ગર્ભવંતી.

**ससमय.** पुं० ( स्वसमय ) સ્વસિદ્ધાંત; જૈન દર્શન.

**ससरक्ख.** त्रि० ( सरजस्क ) રજવાળું, રજથી ખરડાયેલું.

**ससरीरि.** त्रि० ( सशरीरिन् ) શરીર સહિત; દેહધારી.

**ससहर.** पुं० ( शशधर ) ચન્દ્રમા.

**ससा.** स्त्री० ( स्वसृ ) બ્હેન; ભગિની.

**ससि.** पुं० ( शशिन् ) ચંદ્રમા. (૨) ચંદ્રપ્રભ નામે આઠમા તીર્થંકર. (૩) ચંદ્રના ચિહ્નવાળું આભરણ.

**ससिणिद्ध.** त्रि० ( सस्निग्ध ) સચિત્ત રજ કે સચિત્ત પાણીથી ખરડાયેલ.

**ससिहार.** पुं० ( शशिवार ) એ નામના એક રાજર્ષિ-ક્ષત્રિયસંન્યાસી.

**ससुर.** पुं० ( श्वशुर ) સસરો.

**सस्सुरकुल.** न० ( श्वसुरकुल ) સાસરીયા; સાસરાનો પક્ષ.

**सस्स.** न० ( शस्य ) શાલિ, વ્રીહિ, વગેરે ધાન્ય; બીયાં.

**सस्सामिवायग.** न० ( स्वस्वामिवाचक ) સ્વ-સ્વામીભાવસંબંધ; પોતાનો અને સ્વામિનો સબંધ બતાવવો તે.

**सस्सिरीय.** त्रि० ( सश्रीक ) શોભાવાળુ; શોભિતું; શોભાયમાન.

**सह.** अ० ( सह ) સાથે; સંઘાતે.

**सह.** त्रि० ( सह ) સહનશીલતાવાળો; સમર્થ.

**सह.** पुं० ( सखि ) મિત્ર; સખા.

**सह.** न० ( सहस् ) બળ.

**सहकार.** पुं० ( सहकार ) આંબાનું વૃક્ષ.

**सहकारि.** त्रि० ( सहकारिन् ) સ્હાયકર્તા; સ્હાયક.

**सहगय.** त्रि० ( सहगत ) સાથે પ્રાપ્ત થયેલ; સહચારી.

**सहज.** त्रि० ( सहज ) સ્વાભાવિક.

**सहजाय.** त्रि० ( सहजात ) સાથે ઉત્પન્ન થયેલ; એક સમયે જન્મેલ.

**सहण.** न० ( सहन ) સહન કરવું તે.

**सहत्थ.** पुं० ( स्वहस्त ) પોતાનો હાથ.

**सहत्थपाणाइवायकिरिया.** स्त्री० ( स्वहस्तप्राणातिपातक्रिया ) પોતાને હાથે પોતાની યા પરની હિંસા કરવી તે; ક્રિયાનો એક અવાન્તર પ્રકાર.

**सहत्थपारियावणिया.** स्त्री० ( स्वहस्तपरितापनिका ) પોતાના હાથથી પોતાના શરીરને અથવા પારકાના શરીરને દુઃખ દેવું તે; ક્રિયાનો એક પ્રકાર.

**सहदारदरिसि.** त्रि० ( सहदारदर्शिन् ) એકજ વખતે સાથે સાથે પરણનાર બે જણ.

**सहदेव.** पुं० ( सहदेव ) જરાસંધનો પુત્ર; રાજગૃહ નગરનો યુવરાજ—સહદેવ કુમાર.

**सहदेवी.** स्त्री० ( सहदेवी ) ૪ થા ચક્રવર્તીની માતા.

**सहपंसुकीलिय.** त्रि० ( सहपांसुक्रीडित ) સાથે સાથે ધૂળમાં રમેલ.

**सहभुज्ज.** न० ( सहभोज्य ) સાથે ભોજન કરવુ તે.

**सहमित्त.** त्रि० ( सहमित्र ) મિત્રની સાથે; મિત્ર સહિત.

**सहयरी.** स्त्री० ( सहचरी ) સખી; સાહેલી. (૨) ઢેલ; મયૂરી.

**सहल.** त्रि० ( सकल ) સફળ; ફળસહિત.

**सहवड्ढिय.** त्रि० ( सहवर्धित ) સાથે સાથે વૃદ્ધિ પામેલ

**सहवासिय.** त्रि० ( सहवासिक ) પડોશી; સાથે સાથે રહેનાર.

**सहसंबुद्ध.** त्रि० ( सहसंबुद्ध ) ગુરૂનો ઉપદેશ સાંભળ્યા વિના કે કોઇ વસ્તુ જોયા વિના પોતાની મેળે જ્ઞાન પામેલો.

**सहसंमइ.** स्त्री० ( सहसंमति ) સહજમતિ જાતિસ્મરણ આદિ જ્ઞાન.

**सहसक्कार.** पुं० ( सहसाकार ) અકસ્માત્-અચાનક ક્રિયા થાય તે; પ્રતિસેવનાના દશ પ્રકારમાંનો એક.

**सहसब्भक्खाणया.** न० ( सहसाभ्याख्यान ) વિચાર કર્યા વિના બોલવુ તે; બીજા વ્રતનો પ્રથમ અતિચાર.

**सहसा.** अ० ( सहसा ) એકદમ; વગર-વિચાર્યું; ઓચિંતું.

**सहसाकार.** त्रि० ( सहसाकार ) પૂર્વાપરનો વિચાર કર્યા વગર એકદમ કાર્ય કરનાર સાહસિક.

**सहस्स.** न० ( सहस्र ) હજાર.

**सहस्संतरिय.** त्रि० ( सहस्रान्तरित ) હજારમો ભાગ.

**सहस्संबवण.** पुं० ( सहस्राम्रवन ) પાંડુમથુરા નગરી બ્હારનું એક ઉદ્યાન. (૨) કાકંદી

નગરી બહારનું એક ઉદ્યાન. (૩) મિથિલા નગરીની બહારનો એક આંબાનો બગીચો. (૪) હસ્તિનાગપુર નગરની બહારનો આંબાનો બગીચો. (૫) ગિરનાર ઉપરનું એક વન.

**सहस्सक्ख.** પું૦ ( सहस्राक्ष ) હજાર નેત્રવાળો-પહેલા દેવલોકનો ઇન્દ્ર.

**सहस्सगुणिय.** ત્રિ૦ ( सहस्रगुणित ) હજારગણું.

**सहस्सग्गसो.** અ૦ ( सहस्राग्रशस् ) હજારોનું પરિમાણ; હજારોની સંખ્યામાં.

**सहस्सजोधि.** ત્રિ૦ ( सहस्रयोधिन् ) હજારો યોદ્ધા સાથે લડાઇ કરનાર

**सहस्सपत्त.** ન૦ ( सहस्रपत्र ) હજાર પાંખડી-વાળુ કમળ.

**सहस्सपाग.** પુ૦ ( सहस्रपाक ) હજાર ઔષધિઓથી બનાવેલું તેલ.

**सहस्सपुहत्त.** ન૦ ( सहस्रपृथक्त्व ) જુદા જુદા હજાર; બે હજારથી નવ હજાર.

**सहस्सबद्ध.** ત્રિ૦ ( सहस्रबद्ध ) હજાર હજારને થોકે બાંધેલ.

**सहस्सरस्सि.** પું૦ ( सहस्ररश्मि ) હજાર કિરણવાળો સૂર્ય.

**सहस्सलंभा.** સ્ત્રી૦ ( सहस्रलभ्या ) હજાર સોનામહોર આપવાથી મળે તેવી સ્ત્રી.

**सहस्सवत्त.** ન૦ ( सहस्रपत्र ) જુઓ "સહસ્સપત્ત" શબ્દ.

**सहस्साणीय.** પું૦ ( सहस्रानीक ) કોશામ્બી નગરીનો એ નામનો રાજા.

**सहस्सार.** પું૦ ( सहस्रार ) આઠમો દેવલોક; આઠમું સ્વર્ગ; વૈમાનિક દેવોની આઠમી ભૂમિકા. (૨) આઠમા દેવલોકમાં ઉત્પન્ન થયેલ દેવતા. (૩) આઠમા દેવલોકનો ઇન્દ્ર.

**सहस्सारकप्प.** પું૦ ( सहस्रारकल्प ) આઠમા દેવલોકનું નામ.

**सहस्सारवडिंसग.** પું૦ ( सहस्रारावतंसक ) એ નામે આઠમા દેવલોકનું એક વિમાન.

**सहस्सुद्दाह.** પું૦ ( सहस्रोद्दाह ) વિપાકસૂત્રના નવમા અધ્યયનનું સાર્થક નામ.

**सहा.** સ્ત્રી૦ ( सभा ) સભા; સમાજ.

**सहा.** પું૦ ( श्लाघा ) પ્રશંસા.

**सहाय.** પું૦ ( सहाय ) સહાય કરનાર; મિત્ર; સહચારી. (૨) સહાય; મદદ.

**सहाव.** પું૦ ( स्वभाव ) સ્વભાવ; પ્રકૃતિ; સ્વરૂપ.

**सहाविय.** ત્રિ૦ ( स्वाभाविक ) સ્વાભાવિક; કુદરતી.

**सहि.** પું૦ ( सखिन् ) સખા; મિત્ર; દોસ્ત.

**सहिण.** ન૦ ( श्लक्ष्ण ) સૂક્ષ્મ–ઝીણાં વસ્ત્ર.

**सहित.** પુ૦ ( सहित ) તેરમા ગ્રહનું નામ. (૨) ન૦ સાથેસાથે.

**सहिय.** ત્રિ૦ ( सहित ) સહિત; યુક્ત. (૨) એકઠા થએલ. (૩) સહન કરેલ. (૪) સાથે ઉત્પન્ન થયેલ. (૫) પું૦ એ નામનો એક ગ્રહ.

**सही.** સ્ત્રી૦ ( सखी ) બ્હેનપણી; સહીયર.

**सहीवाय.** પું૦ ( सखीवाद ) 'હે સખે' એવા સંબોધનથી કોઇને બોલાવવુ તે.

**सहु.** પું૦ ( सह ) સમર્થ; શક્તિવાળો.

**सहोदर. / सहोयर.** પું૦ ( सहोदर ) એક ઉદરમાંથી જન્મેલ; ભાઇ.

**साइ.** સ્ત્રી૦ ( स्वाति ) સ્વાતિ નક્ષત્ર. (૨) પુ૦ સ્વાતિ નામનો હેમવયના વૈતાઢ્ય પર્વતનો અધિષ્ઠાતા દેવતા. (૩) બલિસ્સહનો શિષ્ય.

**साइ.** પું૦ ( साति ) કપટથી સારા માલમાં હલકો માલ મેળવી દેવો તે.

**साइ.** ન૦ ( सादि ) ૭ સંઠાણમાંનું બીજું સઠાણ; નાભિ નીચેની આકૃતિ સુંદર-પ્રમાણુ સહિત હોય તે. (૨) ત્રિ૦ આદિ સહિત.; જેની કોઇ પણ કાળે શરૂઆત થઇ હોય તે.

**साइ.** त्रि० ( शायिन् ) શયન કરનાર.

**साइअ.** त्रि० ( सादिक ) જેનો પ્રારંભ છે તેવું; શરૂઆતવાળું; ઉત્પત્તિવાળું. (૨) ન૦ નાભિની નીચેના સઘળા અવયવો પ્રમાણોપેત હોય અને નાભિ ઉપરના ન્યૂનાધિક હોય તે-સાદિ સંસ્થાન.

**साइजणा.** न० ( स्वादन ) પ્રેમબંધન.

**साइणी.** स्त्री० ( शाकिनी ) માણસની ૯૧ થી ૧૦૦ વરસ સુધીની છેલ્લી અવસ્થા, કે જે શાકિનીની માફક મનુષ્ય જીવનનું ભક્ષ્ય કરી જાય છે.

**साइबुद्ध.** पु० ( स्वातिबुद्ध ) આવતી ચોવીશીના ચોવીશમા તીર્થંકરના પૂર્વભવનુ નામ.

**साइम.** त्रि० ( स्वादिम ) મુખવાસ; સોપારી, એલચી વગેરે.

**साइय.** त्रि० ( सादिक ) આદિસહિત; (૨) ન૦ આદિ સહિત શ્રુતજ્ઞાન; શ્રુતજ્ઞાનનો એક ભેદ.

**साइयंकार.** पुं० ( सत्यकार ) ખાત્રી; પુરાવો.

**साइयार.** पु० ( सातिचार ) છેદોપસ્થાપનીય ચારિત્રનો પ્રથમભેદ, જેમા અતિચારો લાગતાં દીક્ષાપર્યાયનો છેદ થાય છે.

**साइरेग.** त्रि० ( सातिरेक ) કંઇક વિશેષ; થોડુ વધારે.

**साउ.** त्रि० ( स्वादु ) સ્વાદિષ્ટ; સ્વાદવાળુ.

**साउग.** त्रि० ( स्वादुक ) જ્યાથી સ્વાદિષ્ટ ભોજન મળે તેવુ કુળ.

**साउणिय.** त्रि० ( शाकुनिक ) પક્ષીનો શિકારી.

**साउय.** त्रि० ( सायुष्क ) આયુષ્ય-આવરદા સહિત; સંસારસ્થ જીવ.

**साएयग.** न० ( साकेतन ) કૈલાસમુનિ વગેરે અંતગડ કેવળીની જન્મભૂમીનું નગર.

**साएय.** न० ( साकेत ) કોશલ દેશનું પ્રસિદ્ધ નગર; વિનીતા-અયોધ્યાનું અપરનામ. (૨) એ નામની હરિત વનસ્પતિ.

**साकारोवउत्त.** त्रि० ( साकारोपयुक्त ) જ્ઞાનના ઉપયોગવાળો.

**साकेतपुर** न० ( साकेतपुर ) સાકેતપુર નામનું નગર.

**साखा.** पु० ( शाखा ) ઝાડની ડાળ.

**साग.** पु० ( शाक ) સાગનું લાકડુ. (૨) તરકારી; શાક.

**सागड.** न० ( शाकट ) ગાડાંનો સમૂહ.

**सागडवूह.** पुं० ( शाकटव्यूह ) ગાડાને આકારે લશ્કરની ગોઠવણી; વ્યૂહરચનાવિશેષ.

**सागडिय.** त्रि० ( शाकटिक ) ગાડી હાંકનાર; ગાડાખેડુ.

**सागणिय.** त्रि० ( साग्निक ) અગ્નિવાળું; અગ્નિ સહિત.

**सागय.** न० ( स्वागत ) આવનારને આવકાર દેવો તે; સન્માન.

**सागर.** पु० ( सागर ) સમુદ્ર; દરીયો. (૨) સાતમા બળદેવ તથા વાસુદેવના પૂર્વભવના ધર્માચાર્ય. (૩) દશ કોડાકોડી પલ્યોપમ પ્રમાણનો કાળવિભાગ કે જેને સાગરોપમ-દરીયાની ઉપમા આપવામાં આવે છે. (૪) એ નામનું બીજા દેવલોકનું એક વિમાન. (૫) અંતગડ સૂત્રના ૧ લા વર્ગના ત્રીજા અધ્યયનનું નામ. (૬) અંધકવૃષ્ણિના પુત્ર ત્રીજા-દશાર. (૭) અતગડ સૂત્રના બીજા વર્ગના બીજા અધ્યયનનું નામ. (૮) અંધક વૃષ્ણિની રાણી ધારણીનો પુત્ર. (૯) સાગરદત્ત નામે જિનદત્તનો પુત્ર. (૧૦) એક જાતનો મચ્છ. (૧૧) સાગરનું સ્વપ્ન; ૧૪ સ્વપ્નમાંનું એક.

**सागरंगमा.** स्त्री० ( सागरंगमा ) સમુદ્રને મળનારી (નદી.)

**सागरकंत.** पु० ( सागरकान्त ) એ નામનું બીજા દેવલોકનું એક વિમાન.

**सागरकूड.** पुं० ( सागरकूट ) માલવંત પર્વતનાં નવ કૂટમાંનું પાંચમું કૂટ.

**सागरचित्तकूड.** पुं० ( सागरचित्तकूट ) નંદન વનનાં નવ કૂટમાંનું સાતમુ કૂટ.

**सागरदत्त.** पुं० ( सागरदत्त ) ચંપા નગરીનો એ નામનો સાર્થવાહ. (૨) ત્રીજા બળદેવના ત્રીજા પૂર્વભવનું નામ.

**सागरदत्ता.** स्त्री० ( सागरदत्ता ) ૧૫ મા તીર્થંકરની પ્રવ્રજ્યા પાલખીનું નામ.

**सागरनागरपविभत्ति.** पुं० ( सागरनागरप्रविभक्ति ) સાગર તથા નગર સંબંધી વિશિષ્ટ રચનાવાળું નાટક; ૩૨ પ્રકારનાં નાટકમાંનું એક.

**सागरपविभत्ति.** पुं० ( सागरप्रविभक्ति ) સમુદ્રના આકાર વગેરે વાળું નાટક; ૩૨ પ્રકારના નાટકમાનુ એક.

**सागरवर.** पुं० ( सागरवर ) મહાસમુદ્ર.

**सागरोवम.** न० ( सागरोपम ) દશ કોડાકોડી પલ્યોપમ પ્રમાણે કાળનો એક વિભાગ.

**सागार.** त्रि० ( सागार ) આગાર-મોકળ સહિત; છુટછાટવાળું

**सागार.** न० ( साकार ) વસ્તુનુ વિશેષ રૂપથી ગ્રહણ કરનાર જ્ઞાન; વિકલ્પ સહિત જાણવું તે. (૨) त्रि० આગાર-છુટછાટ સહિત તપ-પચ્ચક્ખાણ વગેરે. (૩) આચાર્ય વગેરેની નિશ્રા

**सागारकड.** त्रि० ( साकारकृत ) આચાર્યની નેશ્રાએ કરેલું. (૨) ગૃહસ્થ થકું કરી રાખેલ.

**सागारभत्त.** पुं० ( साकारभक्त ) આગારી સંથારો.

**सागारि.** त्रि० ( सागारिन् ) ગૃહસ્થ.

**सागारिगा.** स्त्री० ( सागारिका ) શેજાંતરી; સાધુને ઉપાશ્રયની આજ્ઞા આપનારી સ્ત્રી.

**सागारिय.** पुं० ( सागारिक ) ગૃહસ્થ; ઘરધણી; શ્રાવક. (૨) સાધુને રહેવાને સ્થાનની અનુજ્ઞા આપનાર ગૃહસ્થ; શેજાંતરીઓ. (૩) મૈથુન; સ્ત્રીસંભોગ.

**सागेय.** पुं० ( साकेत ) અયોધ્યા નગરીનું નામ.

**सागेयणगर.** न० ( साकेतनगर ) સાકેતપુર; અયોધ્યા.

**साड.** पुं० ( शाट ) નાશ. (૨) વસ્ત્ર; દુપટ્ટો.

**साडग्र.** } न० ( शाटक ) સાડલો; ઉત્તરીય
**साडग.** } વસ્ત્ર.

**साडिया.** स्त्री० ( शाटिका ) સાડી; ઉત્તરીય વસ્ત્ર; કેડ ઉપર પહેરવાનુ વસ્ત્ર.

**साडिल्ल.** पुं० ( शाटक ) સાડી; રેશમી ધોતી.

**साडी.** स्त्री० ( शाटी ) સાડલો; પછેડી.

**साडीकम्म.** न० ( शाटिकर्मन् ) વસ્તુનો સોડ કરી વ્યાપાર કરવો તે; ૧૫ કર્માદાનમાંનું એક.

**साडोल्लय.** न० ( शाटक ) ઉત્તરીય વસ્ત્ર; સાડલો, સાડી.

**साण.** पुं० ( श्वन् ) કુતરો; શ્વાન.

**साण.** पुं० ( शान ) શાનનામના એક સાધુ.

**साण.** न० ( श्मशान ) શ્મશાન; મસાણ.

**साण.** न० ( श्वान ) કુતરાઓનું ટોળું.

**साणग्र.** न० ( शानक ) } શણનું બનેલું વસ્ત્ર.
**साणिग्र.** न० ( शानिक ) }

**साणी.** स्त्री० ( शुनी ) કુતરી.

**साणुपाय.** पुं० ( सानुपाद ) દિવસની છેલ્લી બે ઘડી; સંધ્યાવેળા.

**साणुवीय.** न० ( सानुबीज ) જે બીજમાં ઉત્પાદક શક્તિ (યોનિ) નો નાશ થયો નથી તે બી.

**साणुवाय.** पुं० ( सानुवाद ) જ્યાં બોલનારના શબ્દોનો પડછંદો પડે તેવુ સ્થળ.

**सातसोक्ख.** न० ( सातसौख्य ) સુખશાંતિ.

**साता.** स्त्री० ( साता ) સુખરૂપ વેદના.

**सातागोरव.** न० ( सातागौरव ) સુખનો ગૌરવ-અહંકાર.

**सातावेयग.** त्रि० (शातावेदक) सुખ ભોગવનાર; પ્રત્યેક શરીરી જીવ.

**साति.** स्त्री० ( स्वाति ) સ્વાતી નામનું નક્ષત્ર.

**सातल.** पुं० (      ) અવિશ્વાસ.

**सातिजोग.** पुं० ( सातियोग ) માયાનું પર્યાય-નામ; સારી વસ્તુમાં નબળી વસ્તુ મેળવીને ગ્રાહકને છેતરવુ તે.

**सातिज्जणया.** स्त्री० ( स्वादन ) ભોગવટો; ભોગવવું.

**सातिरेग.** त्रि० ( सातिरेक ) જુઓ "સાઇરેગ" શબ્દ.

**सातुंडी.** स्त्री० ( सातुंडी ) કન્દ વિશેષ.

**सादि.** स्त्री० ( स्वाति ) સ્વાતિ નક્ષત્ર.

**सादि.** त्रि० ( सादि ) આદિ સહિત; પ્રારંભ-વાળું. (૨) જેનો નાભિ નીચેનો ભાગ પ્રમાણોપેત તથા સુન્દર અને ઉપરનો બેડોળ હોય એહવું શરીરનું સંઠાણ; ૭ સંઠાણમાંનું ત્રીજું સંઠાણ.

**सादीयागंगा.** स्त्री० ( सादीयागङ्गा ) સાત મહા ગંગા પરિમિત ગોશાલા મતાનુસાર કાળ વિભાગ.

**सादु.** त्रि० ( स्वादु ) સ્વાદિષ્ટ.

**सादेव्व.** न० ( सादेव्य ) સાનિધ્યતા; સાહાય્ય. (૨) દેવતાપ્રાતિહાર્ય-દેવતાકૃત દિવ્ય દેખાવ.

**साधारण.** न० ( साधारण ) સાધારણ શરીર; અનંત આત્માઓના નિવાસવાળું નિગોદનું શરીર;-સાધારણ-અનંતકાય વનસ્પતિ.

**साधारणसरीर.** न० ( साधारणशरीर ) નિગોદનું શરીર.

**साधु.** पुं० ( साधु ) મોક્ષમાર્ગસાધક; સાધુ.

**सामग.** पुं० ( सामक ) એક જાતનું ચલણ; સિક્કો.

**साभाविय.** त्रि० ( स्वाभाविक ) સ્વભાવથી થનારૂં.

**साभास** त्रि० ( साभास ) આભાસ સહિત; વસ્તુત; અસત્ય છતાં સત્ય જેવુ દેખાય તે.

**साम.** पुं० ( श्याम ) નારકીના હાથ પગ બાંધી નીચે નાખનાર શ્યામ રંગનો પરમાધામી; પંદર જાતના પરમાધામીમાંના ત્રીજી જાતના પરમાધામી. (૨) न० આકાશ. (૩) त्रि० શ્યામ-કાળા રંગવાળું; કાળું. (૪) સામ દેશમાં ઉત્પન્ન થયેલ વસ્ત્ર.

**साम.** न० ( सामन् ) રાજનીતિનો એક પ્રકાર.

**साम.** न० ( साम ) ગુચ્છ જાતની વનસ્પતિ.

**सामइय.** त्रि० ( सामयिक ) સમય-સાખ્યા દિકના સિદ્ધાન્ત સંબંધી; સમયને લગતુ. (૨) न० અતીન્દ્રિય જીવનો પર્યાય; અવધિજ્ઞાનનો વિષય. (૩) पुं० સંકેતથી વ્યવહાર કરનાર વિદ્વાનો-શાસ્ત્રવેત્તા.

**सामंत.** पुं० ( समन्त ) પાસે; નજીક.

**सामंतोवणिवाइया.** स्त्री० ( सामन्तोपनिपातिका ) પાપના કાર્યને જોવા મળેલા ઘણા લોકોના પાપમય પરિણામથી એકી સાથે થતી કર્મબંધક્રિયા; ક્રિયાનો એક પ્રકાર.

**सामंतोवणिवायय.** न० ( सामन्तोपनिपातक ) અભિનંયના ચાર પ્રકારમાંનો ત્રીજો પ્રકાર.

**सामकोट्ठ.** पुं० ( श्यामकोष्ट ) જમ્બૂદ્વીપના એરવત ક્ષેત્રમાં ચાલુ અવસર્પિણીમાં થયેલ ૨૧ મા તીર્થંકર.

**सामग.** न० ( श्यामाक ) જેમાં સામા નામનું ધાન્ય થાય છે તે; એક જાતનું ઘાસ.

**सामग्गिय.** न० ( सामग्र्य ) સામગ્રી; સાહિત્ય.

**सामज्ज.** पुं० ( श्यामार्य ) સ્વાતિસ્વામીના શિષ્ય.

**सामणिय.** न० ( श्रामण्य ) શ્રમણપણું; સાધુતા.

**सामणेर.** पुं० ( श्रामणि ) શ્રમણ-સાધુના શિષ્ય; નવ દીક્ષિત સાધુ.

**सामण्णा.** न० ( श्रामण्य ) શ્રમણપણું; સાધુતા; ચારિત્ર.

**सामण्णा.** न० ( सामान्य ) વસ્તુનો સામાન્ય અંશ. (૨) ત્રિ० સાધારણ.

**सामत्थ.** न० ( सामर्थ्य ) શક્તિ; સામર્થ્ય.

**सामत्थण.** न० ( समर्थन ) વિચાર કરવો; સમર્થન કરવું.

**सामन्न.** न० ( श्रामण्य ) જુઓ "સામણ્ણ" શબ્દ.

**सामन्न.** न० ( सामान्य ) જુઓ "સામણ્ણ" શબ્દ.

**सामन्नदिट्ठ.** न० ( सामान्यदृष्ट ) સામાન્યથી પૂર્વે દીઠેલ વસ્તુ ઉપરથી અનુમાન કરવું તે; અનુમાનનો એક પ્રકાર.

**सामल.** त्रि० ( श्यामल ) કાળું.

**सामलपक्ख.** पु० ( श्यामलपक्ष ) અંધારીયું; કૃષ્ણપક્ષ.

**सामलया.** स्त्री० ( श्यामलता ) એ નામની કોઈ લતા-વેલ.

**सामलि.** पुं० ( शाल्मलि ) શેમલા-મોચરસનું ઝાડ. (૨) દેવકુરૂ ક્ષેત્રમાંનું સુવર્ણ કુમાર દેવતાને ક્રીડા કરવાનું વૃક્ષ. (૩) વત્સ ગોત્રની શાખા અને તેનો પુરૂષ.

**सामलेर.** पु० (शावलेय) કાબરચીતરો વાછરડો.

**सामवेय.** पुं० ( सामवेद ) ચાર વેદમાંનો એક.

**सामहत्थि.** पुं० ( श्यामहस्तिन् ) ભગવાન મહાવીર સ્વામીના એક શિષ્યનું નામ.

**सामा.** स्त्री० ( श्यामा ) શ્યામ વર્ણની સ્ત્રી. (૨) સોળ વર્ષની સ્ત્રી. (૩) રાત્રી. (૪) પ્રિયંગુ; સામો; એક જાતનું અનાજ. (૫) ૧૩ મા તીર્થંકરની માતા. (૬) ત્રીજા તીર્થંકરની મુખ્ય સાધ્વી. (૭) પહેલા દેવલોકના ઈંદ્ર-શક્રના લોકપાળ સોમની અગ્રમહીષી.

**सामाअ.** पुं० ( सामाय ) સામાયિક; શ્રાવકનું નવમું વ્રત.

**सामाअ.** पुं० ( श्यामाक ) ધાન્ય વિશેષ.

**सामाइय.** त्रि० ( सामाजिक ) જનસમૂહ સંબંધી.

**सामाइय.** न० ( सामायिक) સામાયક ચારિત્ર; ચારિત્રના પાંચ પ્રકારમાંનો પ્રથમ પ્રકાર; સર્વ સાવદ્યયોગની નિવૃત્તિ કરવી તે. (૨) શ્રાવકનું નવમું વ્રત; દેશવિરતિરૂપ સામાયિક ચારિત્ર. (૩) સામાયિકશ્રુત-આચારાંગાદિ. (૪) આવશ્યક સૂત્રનું પ્રથમ અધ્યયન. (૫) દ્રવ્યલેશ્યાવડે ઉત્પન્ન થયેલ પરિણામ-અધ્યવસાય.

**सामाइयकड.** त्रि० ( सामायिककृत ) શ્રાવકની ત્રીજી પડિમા આદરનાર શ્રાવક કે જે ત્રણ મહિના સુધી દરરોજ બે વખત નિરતિચાર સામાયિક કરે.

**सामाइयचरित्त.** न० ( सामायिकचरित्र ) સામાયિક ચારિત્ર; પાંચ પ્રકારનાં ચારિત્રમાંનું પ્રથમ ચારિત્ર.

**सामाइयसंजम.** पु० ( सामायिकसंयम ) સામાયિક ચારિત્ર; સંયમયુક્ત આચાર.

**सामाइयसंजय.** त्रि० ( सामायिकसंयत ) સામાયક ચારિત્રવાળો.

**सामाग.** पु० ( श्यामाक ) એ નામનો એક ગાથાપતિ.

**सामाण** पु० ( सामान ) સાતમા દેવલોકનું એક વિમાન.

**सामाणिय.** त्रि० ( सामानिक ) સામાનિક દેવતા; ઇન્દ્રના સમાન દરજ્જાવાળા દેવતા.

**सामाय.** पु० ( श्यामाक) સામો; ધાન્ય વિશેષ.

**सामायारी.** स्त्री० ( सामाचारी ) સાધુનું કર્તવ્ય; મુનિનો આચાર. (૨) પરસ્પર મેળાપ.

**सामास.** पु० ( श्यामाश ) સાંજનું ભોજન; વાળુ.

**सामासिअ.** त्रि० ( सामासिक ) સમાસથી બનેલું.

**सामि.** पुं० ( स्वामिन् ) ) સ્વામી; અધિપતિ; રાજા; ધણી; ગુરૂ; નાયક. (૨) ભગવાન્ મહાવીરસ્વામી

**सामिजिण.** पुं० ( स्वामिजिन ) ગઇ ચોવી-શીના ૧૧ મા તીર્થંકર.

**सामुच्छेअ.** पुं० ( सामुच्छेद ) ક્ષણિકવાદી અશ્વમિત્રનો મત; વસ્તુ ઉત્પન્ન થયા પછી સર્વથા નાશ પામે છે, અર્થાત્ ક્ષણેક્ષણે વસ્તુ નાશ પામે છે, એવી માન્યતા.

**सामुच्छेइय.** त्रि० ( सामुच्छेदिक ) દરેક પદાર્થનો ક્ષણે ક્ષણે ઉચ્છેદ માનનાર-અશ્વમિત્રના મતનો અનુયાયી.

**सामुदाणिय.** त्रि० ( सामुदानिक ) મધુકરી વૃત્તિથી થોડુ થોડુ લીધેલું; ઘરના સમુ-દાયથી પ્રાપ્ત થયેલ.

**सामुद्द.** न० ( सामुद्र ) સમુદ્રમાં થનારૂ લવણ; મીઠું. (૨) त्रि० સમુદ્ર સંબંધી.

**सामुद्दिय.** त्रि० ( सामुद्रिक ) સમુદ્ર સંબંધી.

**साय.** न० ( सात ) વેદનીય કર્મની શુભ પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ શાતા-સુખ પામે. (૨) સુખશાંતિ. (૩) દશમા દેવલોકનું એ નામનું એક વિમાન.

**साय.** पुं० ( शाक ) શાક; તરકારી.

**साय.** अ० ( सायम् ) સાંજ; સૂર્યાસ્તકાળ.

**सायंकार.** पु० ( सत्यङ्कार ) પુરાવો.

**सायर.** पुं० ( सागर ) સમુદ્ર. (૨) ભાવી ત્રીજા તીર્થંકરનું નામ.

**सायवादि.** त्रि० ( शातवादिन् ) સુખ ભોગવીએ તો સુખ મળે એવા મતવાળો.

**सायवेयणिज्ज.** न० ( शातवेदनीय ) શાતા વેદનીય; વેદનીય કર્મની શુભ પ્રકૃતિ.

**साया.** स्त्री० ( शाता ) સુખશાંતિ; સ્વાસ્થ્ય. (૨) વેદનીય કર્મની શુભ પ્રકૃતિ.

**सायाणुग.** त्रि० ( शातानुग ) સાતાસીળીયો; સુખાર્થી.

**सायावेदग.** त्रि० (शातावेदक) સુખ ભોગવનાર.

**सार.** पुं० ( सार ) પ્રધાન-શ્રેષ્ઠ-ઉત્તમ વસ્તુ. (૨) તત્ત્વ; સારાંશ. (૩) લાકડાનો ગર્ભ. (૪) રસ.

**सारअ.** त्रि० ( स्वारत ) સંયમાદિ અનુષ્ઠાનમાં પ્રીતિ રાખનાર.

**सारअ.** त्रि० ( स्मारक ) સંભારી આપનાર.

**सारअ.** त्रि० ( शारद ) } શરદ ઋતુમાં
**सारइय.** त्रि० ( शारदिक ) } ઉત્પન્ન થયેલું.

**सारंग.** पु० ( सारङ्ग ) ચાર ઇંદ્રિયવાળા જીવની એક જાત.

**सारंगी.** स्त्री० ( सारङ्गी ) સારંગી નામનું વાજીંત્ર.

**सारंभ.** पुं० ( संरम्भ ) આરંભ-પાપ વ્યાપાર-હિંસાનો સંકલ્પ.

**सारकंता.** स्त्री० ( सारकान्ता ) ષડ્જ ગ્રામની પાંચમી મૂર્છના.

**सारकल्लाण.** न० ( सारकल्याण ) એ નામનું વલય જાતિનું વૃક્ષ.

**सारक्खण.** न० ( संरक्षण ) રક્ષણ; બચાવ. (૨) રાખવું. (૩) પુરવું; બંદીખાનામાં નાખવું.

**सारक्खणाणुबंधि.** त्रि० ( संरक्षणानुबन्धिन् ) વિષયાદિનું વા ધન વગેરેનું રક્ષણ કરવામાં વ્યાકુળ રહેનાર.

**सारक्खित्तार.** त्रि० ( संरक्षितृ ) રક્ષણ કરનાર.

**सारखाअ.** त्रि० ( सारखाद ) લાકડાનો અંદરનો ભાગ કોતરી ખાનાર એક જાતનો કીડો.

**सारग.** त्रि० ( स्मारक ) સ્મરણ કરનાર; સ્વાધ્યાય કરનાર.

**सारगल्ल.** पुं० ( सारगल्ल ) એક જાતનું ઝાડ.

**सारज्ज.** न० ( स्वाराज्य ) સ્વર્ગનું રાજ્ય.

**सारज्जूय.** न० ( शारद्यूत ) પાસાથી જુગાર રમે તે.

**सिंदूर.** न० ( सिन्दूर ) સિન્દૂર.

**सिंधव.** न० ( सैन्धव ) સિધાલુણ; મીઠું.

**सिंधु.** स्त्री० ( सिन्धु ) પશ્ચિમ તરફ લવણ સમુદ્રમાં મળતી ભરત ક્ષેત્રની એક મ્હોટી નદી. (૨) એક જાતની મદિરા. (૩) પું૦ આર્ય દેશમાંનો વીશમો દેશ. (૪) સિન્ધુ દેશનું વસ્ત્ર.

**सिंधुआवत्तणकूड.** પુ૦ ( सिन्ध्वावर्त्तनकूट ) ચૂલહિમવત પર્વતના પદ્મદ્રહની પશ્ચિમે ૫૦૦ જોજનની ઉપરે જ્યાં સિંધુ નદી આવર્તન પામે છે તે કૂટ-શિખર.

**सिंधुकुंड.** પું૦ ( सिन्धुकुण्ड ) સિંધુ નદીનો દરેડો પડે છે તે કુંડ.

**सिंधुकूड.** પુ૦ ( सिन्धुकूट ) ચૂલહિમવંત પર્વત ઉપરનાં ૧૧ કૂટમાંનું આઠમુ કૂટ.

**सिंधुदेवी.** स्त्री० ( सिन्धुदेवी ) સિંધુ નદીની અધિષ્ઠાત્રી દેવી.

**सिंधुद्दीव.** પુ૦ ( सिन्धुद्वीप ) સિંધુપ્રપાત કુંડની વચ્ચેનો સિંધુ દેવીનો દ્વીપો.

**सिंधुप्पवायकुंड.** પું૦ ( सिन्धुप्रपातकुण्ड ) જેમાં ચૂલહિમવંત પર્વતમાંથી નીકળતી સિંધુ નદીનો દરેડો પડે છે તે કુંડ.

**सिंधुसोवीर.** પુ૦ (सिन्धुसौवीर) એ નામના બે પાસે પાસેના દેશ કે જે હાલમાં સિંધ કહેવાય છે.

**सिंबली.** स्त्री० ( शिम्बली ) શીંગ; ફળી; ડોડો. (૨) તલવારની ધાર જેવા પાંદડાવાળું શાલ્મલિ નામનું નરકનું એક જાતનું ઝાડ. (૩) न० શાલ્મલિ વૃક્ષનું ફળ.

**सिंभ.** न० ( ) હલકી જાતનો એક પ્રકારનો કુષ્ઠરોગ; કોઢ.

**सिंभ.** પું૦ ( श्लेष्मन् ) કફ; શ્લેષમ.

**सिंभधरणी.** स्त्री० ( श्लेष्मधारिणी ) શ્લેષ્મને ધારણ કરનારી શરીરમાં ૨૫ નસો છે તે.

**सिंभिय.** પું૦ ( श्लेष्मन् ) જુઓ " સિંભ " શબ્દ.

**सिकया.** स्त्री० ( सिकता ) રેતી; રજકણ.

**सिक्कग.** न० } ( शिक्यक ) શિકું.
**सिक्कय.** }

**सिक्खग.** પુ૦ ( शिक्षक ) શિખવનાર; ગુરૂ.

**सिक्खग.** પું૦ ( शिक्ष्यक ) નવદીક્ષિત મુનિ; શિષ્ય.

**सिक्खा.** स्त्री० ( शिक्षा ) સ્વર વ્યંજનના સ્વરૂપનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર; પાણિનીય શિક્ષા વગેરે. (૨) શિક્ષણ; કેળવણી; અભ્યાસ. (૩) શ્રાવકનાં બારવ્રત પૈકી નવમુ, દશમુ, અગીયારમુ અને બારમું એ ચારવ્રત.

**सिक्खाविय.** त्रि० ( शिक्षित ) શિક્ષણ આપેલુ.

**सिक्खाव्वय.** न० ( शिक्षाव्रत ) શ્રાવકનાં બાર વ્રતો પૈકી નવમાથી બારમા સુધીનાં ચાર વ્રત.

**सिक्खित.** } त्रि० ( शिक्षित ) શીખેલું; અભ્યાસ કરેલું.
**सिक्खिय** }

**सिखंडि.** त्रि० ( शिखण्डिन् ) શિખાધારી; ચોટલી રાખનાર.

**सिखि.** પું૦ ( शिखिन् ) મયૂર; મોર.

**सिगाल.** પુ૦ ( शृगाल ) શિયાળિયો.

**सिग्ग.** त्रि० ( ) થાકેલ.

**सिग्घ.** त्रि० ( शीघ्र ) શીઘ્ર; જલદી; ઉતાવળું

**सिग्घं.** अ० ( शीघ्रम् ) ઉતાવળથી; જલ્દીથી.

**सिग्घगमण.** न० ( शीघ्रगमन ) શીઘ્રગમન નામનું વેગવાળું વિમાન.

**सिग्घा.** स्त्री० ( श्लाघा ) વખાણ; પ્રશંસા.

**सिग्घा.** स्त्री० ( शीघ्रा ) દેવતાની ગતિ વિશેષ.

**सिज्जंभव.** પું૦ ( शय्यम्भव ) પ્રભવસ્વામીના શિષ્ય.

**सिज्जंस.** પું૦ ( श्रेयस् ) ભગવાન મહાવીર સ્વામીના પિતાનું નામ. (૨) પહેલા

તીર્થંકરને પારણું કરાવનાર શ્રેયાંસકુમાર. (૩) ૧૧ મા તીર્થંકરનું નામ.

**सिज्जा.** स्त्री० ( शय्या ) પથારી; સેજ. (૨) વસતિ; મકાન; ઉતરવાની જગ્યા. (૩) સુવું; આડે પડખે પડવું તે.

**सिज्जातरी.** स्त्री० ( शय्यातरी ) સાધુ સાધ્વીને જગ્યામાં ઉતરવાની રજા આપનાર સ્ત્રી.

**सिज्जापरिसह.** पुं० ( शय्यापरिषह ) સાધુને ઉતરવાની જગ્યા ન મળે તેનો પરિષહ.

**सिज्जायर.** पुं० ( शय्यातर ) સાધુને રહેવાની જગ્યા આપનાર.

**सिज्जायरपिंड.** पुं० ( शय्यातरपिंड ) સાધુ સાધ્વીને ઉતરવાની આજ્ઞા આપનારના ઘરનો આહાર.

**सिज्जासंथारग.** पुं० ( शय्यासंस्तारक ) સેજ સથારો; પથારી તથા તેનાં ઉપકરણ.

**सिट्ठ.** त्रि० ( शिष्ट ) કહેલું; સૂચવેલું. (૨) શિક્ષા આપેલ. (૩) ઉત્તમ; શ્રેષ્ઠ.

**सिट्ठि.** पुं० ( श्रेष्ठिन् ) શેઠ.

**सिढिल.** त्रि० ( शिथिल ) શક્તિહીન, મન્દ વીર્યવાળુ; ઢીલું.

**सिढिलिय.** त्रि० ( शिथिल ) શિથિલ; પ્રમાદી.

**सिढिलीकय.** त्रि० (शिथिलीकृत) શિથિલ કરેલું.

**सिणाण.** न० ( स्नान ) ન્હાવું; સ્નાન કરવું.

**सिणाय.** पुं० ( स्नात ) ઘાતિકર્મરૂપમલ ધોવાથી શુદ્ધ થયેલ; અરિહંત ભગવાન.

**सिणायग.** पुं० ( स्नातक ) બુદ્ધના શિષ્ય; બોધિસત્વ. (૨) ષટ્કર્મપરાયણ બ્રાહ્મણ.

**सिणिद्ध.** त्रि० (स्निग्ध) ચીકાણું. (૨) न० લાપસી વગેરે ચીકાસવાળી વસ્તુ.

**सिणेह.** पुं० (स्नेह) પૃથ્વીમાંથી ઝાડ જે રસ ખેંચે તે રસ. (૨) હીમ, ઝાકળ વગેરે. (૩) આસક્તિ; સ્નેહ; રાગ; પ્રેમ.

**सिणेहक.** पुं० ( स्नेहक ) સ્નિગ્ધભાવ.

**सिणेहकर.** त्रि० ( स्नेहकर ) સ્નેહીજન; પુત્ર કલત્રાદિ.

**सिणेहकाय.** पुं० (स्नेहकाय) આકાશમાંથી હમેશા પડતુ અદૃશ્ય પાણી, બાદર અપકાયની એક જાત.

**सिणहा.** स्त्री० (        ) ઝાકળ.

**सिणहालअ.** न० ( सिन्हालक ) સંફાલું; ફળ વિશેષ.

**सित.** त्रि० ( सित ) સફેદ; ધોળું.

**सित्त.** त्रि० ( सिक्त ) સિંચેલું; છાંટેલું.

**सित्थ.** पुं० ( सिक्थ ) શીથ; કણ.

**सिद्ध.** पुं० ( सिद्ध ) સિદ્ધ ભગવાન્; મુક્તાત્મા. (૨) તૈયાર થયેલ; નિષ્પન્ન. (૩) સિદ્ધ થયેલું; સિદ્ધ એવું નામ. (૪) કચ્છવિજયના વૈતાઢ્ય પર્વત ઉપરના નવ કૂટમાંનું પહેલું કૂટ.

**सिद्धंत.** पुं० ( सिद्धान्त ) આગમ; શાસ્ત્ર. (૨) નિર્ણિત અર્થ. ચોક્કસ વાત.

**सिद्धकूड.** पुं० ( सिद्धकूट ) રૂપી પર્વત ઉપરનાં આઠ કૂટમાંનું પહેલું કૂટ-શિખર. (૨) નીલવંત પર્વતના નવ કૂટમાંનું પહેલું કૂટ-શિખર. (૩) સોમનસ વખારા પર્વતના સાત કૂટમાંનું પહેલું કૂટ-શિખર.

**सिद्धगंडिया.** स्त्री० ( सिद्धगण्डिका ) જેમા સિદ્ધ ભગવાનનું વિવેચન હોય તે પુસ્તક.

**सिद्धगति.** स्त्री० ( सिद्धगति ) મોક્ષગતિ.

**सिद्धत्थ.** पुं० ( सिद्धार्थ ) સરસવ. (૨) ૨૪ મા તીર્થંકરના પિતાનું નામ. (૩) જમ્બૂદ્વીપના ઐરવત ક્ષેત્રમાં આવતી ઉત્સર્પિણીમાં થનાર દશમા તીર્થંકર. (૪) સિદ્ધાર્થ નામે એક ગામ. (૫) એ નામે દશમા દેવલોકનું એક વિમાન. (૬) સિદ્ધાર્થ નામના આચાર્ય. (૭) ઐરવત ક્ષેત્રમાં ભાવી ૧ લા તીર્થંકર. (૮) સિદ્ધાર્થ નામનું ઉદ્યાન. (૯) મોક્ષ.

**सिद्धत्थग.** } पुं० ( सिद्धार्थक ) સરસવનું ફૂલ.
**सिद्धत्थय.** } (૨) આભરણ વિશેષ.

**सिद्धत्थवण.** न० (सिद्धार्थवन) જ્યાં ઋષભદેવ સ્વામીએ દીક્ષા લીધી તે ઉદ્યાનનું નામ. (૨) સરસવનું વન.

**सिद्धत्था.** स्त्री० ( सिद्धार्था ) ત્રીજા તીર્થંકરની પ્રવ્રજ્યા પાલખીનું નામ. (૨) ચોથા તીર્થંકરની માતા.

**सिद्धत्थिया.** स्त्री० ( सिद्धार्थिका ) લાપસી; એક જાતનુ મિષ્ટાન્ન.

**सिद्धमणोरम.** पु० ( सिद्धमनोरम ) પખવાડી આના બીજા દિવસનુ નામ.

**सिद्धसेण.** पु० ( सिद्धसेन ) ઐરવત ક્ષેત્રમા ભાવી ૯ મા તીર્થંકર.

**सिद्धसेणिया.** स्त्री० ( सिद्धश्रेणिका ) દૃષ્ટિવાદ અન્તર્ગત સિદ્ધશ્રેણીપરિકર્મ

**सिद्धसेणियापरिकम्म.** न० ( सिद्धश्रेणिकापरिकर्मन् ) દૃષ્ટિવાદના પરિકર્મનો પ્રથમ ભેદ.

**सिद्धा.** स्त्री० ( सिद्धा ) મહાવીરપ્રભુની શાસનદેવીનુ નામ.

**सिद्धायतण.** न० ( सिद्धायतन ) શાશ્વત દેવાલય.

**सिद्धायतणकूड** पु० ( सिद्धायतनकूट ) વૈતાઢ્ય પર્વત ઉપરના નવ કૂટમાનુ એક. (૨) નિષધ પર્વતના નવકૂટમાંનુ પહેલુ કૂટ-શિખર. (૩) ચુલહિમવંત પર્વત ઉપરનાં ૧૧ કૂટમાનું પહેલુ કૂટ-શિખર. (૪) શિખરી પર્વતના ૧૧ કૂટમાંનુ પહેલુ કૂટ. (૫) ગંધમાદન પર્વતના ૭ કૂટમાનું ૧ લું. (૬) મહાહિમવંત પર્વતના ૮ કૂટમાંનું ૧ લું કૂટ. (૭) ચિત્રકૂટ વખારા પર્વત ઉપરનાં ૪ કૂટમાનું ૧ લુ કૂટ. (૮) બ્રહ્મકૂટ વખારા પર્વતનાં ચાર કૂટમાંનું ૧ લું કૂટ. (૯) એકશૈલ વખારા પર્વતનાં ૪ કૂટમાંનું ૧ લું. (૧૦) નલિનકૂટ વખારા પર્વતનાં ૪ કૂટમાંનું ૧ લું. (૧૧) વિદ્યુત્પ્રભ વખારા પર્વત ઉપરનાં ૯ કૂટમાંનું ૧ લુ કૂટ. (૧૨) માલવંત પર્વતનાં નવ કૂટમાંનું પહેલુ કૂટ-શિખર.

**सिद्धाययण.** न० ( सिद्धायतन ) શાશ્વત દેવળ-દેવાલય.

**सिद्धालय.** न० ( सिद्धालय ) સિદ્ધશિલાનું એક નામ.

**सिद्धावत्त.** न० ( सिद्धावर्त्त ) સિદ્ધસેણિયા પરિકર્મનો ૧૪ મા પ્રકાર.

**सिद्धि.** स्त्री० ( सिद्धि ) સિદ્ધશિલા; લોકને અગ્રભાગ રહેલ આઠમી પૃથ્વી. (૨) મુક્તિ; મોક્ષ; સકલકર્મક્ષયથી પ્રાપ્ત થતી આત્માની સ્વરૂપ સ્થિતિ.

**सिद्धिगइ.** स्त्री० ( सिद्धिगति ) સિદ્ધની ગતિ; મોક્ષ ગતિ.

**सिद्धिगंडिया.** स्त्री० ( सिद्धिगण्डिका ) સિદ્ધિના સ્વરૂપનું જેમાં વર્ણન છે એવુ એક પ્રકરણ.

**सिद्धिपह.** पु० ( सिद्धिपथ ) } મોક્ષનો માર્ગ.
**सिद्धिमग्ग.** पुं० ( सिद्धिमार्ग ) }

**सिद्धिसंगइ.** स्त्री० ( सिद्धिसद्गति ) સિદ્ધિરૂપ સદ્ગતિ.

**सिधु.** न० ( सिधु ) મદિરા વિશેષ.

**सिन्न.** त्रि० ( शीर्ण ) જુનું થયેલુ.

**सिन्न.** न० ( सैन्य ) સેના; લશ્કર.

**सिप्प.** न० ( शिल्प ) કળા; હુનર; કારીગરી.

**सिप्प.** पु० ( ) મોતીની છીપ.

**सिप्पकम्म.** न० ( शिल्पकर्मन् ) શિલ્પકર્મ; કારીગરી

**सिप्पय.** पु० ( सिप्पय ) એ નામનું વૃક્ષ.

**सिप्पाजीव.** त्रि० ( शिल्पाजीवक ) કળા-કારીગરીથી જીવન નિર્વાહ કરનાર.

**सिप्पायरिय.** पुं० ( शिल्पाचार्य ) શિલ્પ-કારીગરી શિખવનાર.

**सिप्पि.** त्रि० ( शिल्पिन् ) કારીગર; ચિત્રકાર વગેરે.

**सिप्पि.** पुं० (  ) છીપ; બેઇંદ્રિય-વાળા જીવની એક જાત. (૨) ભાજન-પાત્ર વિશેષ.

**सिप्पिय.** पुं० ( शिल्पिक ) કારીગર. (૨) તૃણ વિશેષ.

**सिप्पिसंपुड.** पुं० ( शुक्तिसम्पुट ) છીપનું જોડું.

**सिबिया.** स्त्री० ( शिबिका ) માણસ બેસી શકે તેવડી ઢાંકણવાળી પાલખી. (૨) શિબિક દેવની રાજધાનીનું નામ.

**सिम्ह.** न० ( सिध्म ) કોઢનો એક પ્રકાર; એક જાતનો રોગ.

**सिय.** त्रि० ( सित ) સ્ત્રી, પુત્ર, વગેરેથી જકડાયેલ-બંધાએલ. (૨) સફેદ; ધોળું.

**सिय.** त्रि० ( श्रित ) આશ્રિત; સમ્બદ્ધ.

**सिय.** त्रि० ( स्वित ) સારી રીતે પ્રાપ્ત થયેલું.

**सिय.** अ० ( स्यात् ) કદાચિત્; કોઇ પણ એક અપેક્ષાએ.

**सियवालुकी.** स्त्री० ( सितवालुकी ) એ નામની એક સાધારણ વનસ્પતિ.

**सिया.** अ० ( स्यात् ) કદાચિત્; કોઇપણ એક અપેક્ષાએ.

**सियाल.** पुं० ( शृगाल ) શિયાળિઓ.

**सियालक्खाइत्ता.** स्त्री० ( शृगालखादिता ) જેમાં શીયાળની માફક ગરીબ થઇ દીનતાથી ભોજન મેળવવામાં આવે તેવી પ્રવ્રજ્યા.

**सिर.** न० ( शिरस् ) મસ્તક; માથું. (૨) ખુણો.

**सिरअ.** पुं० ( शिरोज ) વાળ; માથાના કેશ.

**सिरवत्थि.** स्त्री० ( शिरोबस्ति ) માથામાં રેડવાનુ તેલ રાખવાનું પાત્ર વિશેષ.

**सिरसावत्त.** पुं० ( शिरसावर्त ) મસ્તકે આવર્તન દેવું તે.

**सिरा.** स्त्री० ( शिरा ) નસ.

**सिरि.** स्त्री० ( श्री ) લક્ષ્મી; સંપત્તિ. (૨) શોભા. (૩) છઠ્ઠા ચક્રવર્તીની માતા. (૪) ચુલહિમવંત પર્વતના પદ્મદ્રહની અધિષ્ઠાત્રી દેવી.

**सिरिउत्त.** पुं० ( श्रीपुत्र ) જમ્બૂદ્વીપના ભરતમાં આવતી ઉત્સર્પિણીમાં થનાર પાંચમા ચક્રવર્તી.

**सिरिकंत.** पुं० ( श्रीकान्त ) એ નામે છઠ્ઠા દેવલોકનું એક વિમાન.

**सिरिकंता.** स्त्री० ( श्रीकान्ता ) ચાલુ અવસર્પિણીના છઠ્ઠા કુલકરની સ્ત્રી. (૨) જંબૂવૃક્ષના વાયવ્ય ખુણાના વનખંડની એક વાવડીનું નામ.

**सिरिकंदलग.** पु० ( श्रीकन्दलक ) એક ખરીવાળું પશુ.

**सिरिकूड.** पु० ( श्रीकूट ) ચુલહિમવંત પર્વત ઉપરનાં ૧૧ કૂટમાંનું છઠ્ઠું કૂટ.

**सिरिगुत्त.** पुं० ( श्रीगुप्त ) આર્યસુહસ્તિના શિષ્ય; શ્રીગુપ્ત નામના આચાર્ય.

**सिरिघर.** न० ( श्रीगृह ) ખજાનો; ભંડાર.

**सिरिघरिअ.** त्रि० ( श्रीगृहिक ) ભંડારી.

**सिरिचंद.** पुं० ( श्रीचन्द्र ) જંબૂદ્વીપના એરવત ક્ષેત્રમાં આવતી ઉત્સર્પિણીમાં થનાર છઠ્ઠા તીર્થંકર. (૨) એ નામના એક મુનિ.

**सिरिचंदा.** स्त्री० ( श्रीचन्द्रा ) જમ્બૂવૃક્ષના વાયવ્ય ખુણાના વનખંડની એક વાવડીનું નામ.

**सिरिड्ढ.** पु० ( श्रियाढ्य ) આર્યમહાગિરિના શિષ્યનું નામ.

**सिरिणिलया.** स्त्री० ( श्रीनिलया ) એક વાવડીનુ નામ.

**सिरिदाम.** पुं० ( श्रीदामन् ) એ નામે અગીયારમા દેવલોકનું એક વિમાન. (૨) એક રાજાનું નામ. (૩) એક જાતનું ફૂલ.

**सिरिधर.** पुं० ( श्रीधर ) શ્રીધર નામે પાર્શ્વનાથ ભગવાનના એક ગણધર.

**सारण.** पुं० ( सारण ) અતગડ સૂત્રના ત્રીજા વર્ગના સાતમા અધ્યયનનું નામ. (૨) વસુદેવ રાજાની ધારણી દેવીનો પુત્ર. (૩) યથોચિત કાર્યમાં પ્રવર્તવું તે. (૪) સારણ નામે જાદવકુમાર.

**सारण.** न० स्मारण ) સંભારી આપવું; કોઇની ભૂલ સુધારવી.

**सारणा.** स्त्री० ( सारणा ) હિતની પ્રવૃત્તિ કરાવવી તે.

**सारथि.** पुं० ( सारथि ) રથ હાંકનાર.

**सारत्थ.** न० ( सारथ्य ) સારથિનું કામ; રથ હાંકવાનું કાર્ય.

**सारद.** त्रि० ( शारद ) શરદઋતુનું.

**सारभंड.** न० ( सारभाण्ड ) કીમતી વસ્તુ; સારભૂત ચીજ.

**सारय.** त्रि० ( शारद ) શરદઋતુનું; શીયાળાની મોસમનું.

**सारय.** त्रि० ( स्मारक ) સ્મરણ કરાવી શિખવનાર.

**सारवण.** न० ( सम्मार्जन ) વાળી સાફ કરવું; વાળવું.

**सारविअ.** त्रि० ( सम्मार्जित ) સ્વચ્છ કરેલું.

**सारस.** पुं० ( सारस ) સારસપક્ષી.

**सारसार.** त्रि० ( सारसार ) સારામા સારૂં; અત્યુત્તમ.

**सारस्सय.** पु० ( सारस्वत ) સારસ્વત નામે લોકાંતિક દેવતાની એક જાત.

**सारहि.** पुं० ( सारथि ) રથ હાંકનાર; કોચ. મેન. (૨) આચાર્ય.

**सारा.** स्त्री० ( सारा ) એક પ્રકારનો ભુજપરિ સર્પ.

**सारिक्ख.** न० ( सादृश्य ) સાદૃશ્ય અનુમાન; સરખે સરખી જોડીમાંના એકને જોવાથી બીજાનું જ્ઞાન થાય તે. (૨) त्रि० સરખું; સમાન.

**सारीर.** त्रि० ( शारीर ) શારીરિક; શરીરમાં ઉત્પન્ન થયેલું.

**सारीरिय.** त्रि० ( शारीरिक ) શરીરનું, શરીરને લગતું. (૨) શરીરવાળો; દેહી.

**सारूविय.** पुं० ( सारूपिक ) જૈનના સાધુનો વેષ; કચ્છ ન બાંધવો; શ્વેતવસ્ત્ર ધારણ કરવાં, મસ્તકે મુંડ થવું વગેરે. (૨) त्रि० સજાતીય; પોતાના સરખુ.

**सारूवियकड.** त्रि० ( सारूपिककृत ) જીવે અસમાન પુદ્‌ગલને પોતાના શરીર રૂપે પરિણમાવી પોતા સરખું બનાવેલું.

**साल.** पु० ( शाल ) જેની નીચે ત્રીજા તીર્થંકરને કેવળજ્ઞાન થયું તે વૃક્ષ. (૨) જેની હેઠે ૨૪ મા તીર્થંકરને કેવળજ્ઞાન થયુ તે. (૩) સરસડાનું ઝાડ (૪) સાગનું ઝાડ. (૫) સાલ-ફળ. (૬) શાખા; ડાળી. (૭) સાલ નામનો ૭૭ મો ગ્રહ. (૮) આઠમા દેવલોકનું સાલ નામનું એક વિમાન કે જેની સ્થિતિ અઢાર સાગરોપમની છે. (૯) ગઢ; કોટ.

**साल.** पुं० ( श्याल ) સાળો; પત્નીનો ભાઇ.

**सालइय.** त्रि० ( शारदिक ) શરદઋતુમાં થયેલું.

**सालइय.** न० ( ) શાક; તરકારી. (૨) त्रि० રસયુક્ત.

**सालंकायण.** पुं० ( सालंकायन ) કૌશિક ગોત્રની શાખા. (૨) त्रि० તે શાખામાં જન્મેલ.

**सालंबण** त्रि० ( सालम्बन ) પુષ્ટ કારણવાળું. (૨) આલંબન-ટેકા સહિત.

**सालकोट्ठय.** पु० ( शालकोष्ठक ) મેંઢિક ગામ બહારનો એ નામનો એક બગીચો.

**सालग.** पुं० ( सारक ) કેરી વગેરેનો રસ.

**सालग.** पुं० ( शालाक ) લાંબી શાખા

**सालणय.** पुं० ( ) તરકારી; શાક.

**सालभंजिया.** स्त्री० ( शालभंजिका ) પુતળી; લાકડામાં કે પાષાણમાં આળેખેલી મૂર્તિ.

**सालस.** त्रि० ( सालस्य ) આલસ્ય સહિત; આળસુ.

**साला.** स्त्री० ( शाला ) સભા; બેઠક.

**साला.** स्त्री० ( शाखा ) ડાળી, શાખા. (२) એક પક્ષીનું નામ.

**सालाग.** पुं० ( शालाक्य ) શળીયે કરી ઉપચાર કરવાનું શાસ્ત્ર; આયુર્વેદનો એક ભાગ.

**सालाटवी.** स्त्री० ( शालाटवी ) શાલાટવી નામે ચોરપલ્લી.

**सालि.** पु ( शालि ) ભાત; ડાંગર; કમોદ. (२) એક જાતનો મચ્છ.

**सालिंगण.** ( सालिङ्गन ) આલિંગન-શરીર સંઘટ્ટન સહિત; શરીરનો પૂર્ણ સ્પર્શ થઈ શકે તેટલું લાંબુ.

**सालिभद्द.** पु० ( शालिभद्र ) શાલિભદ્ર દેવતા.

**सालिम.** त्रि० ( शालिमत् ) જેમાં ભાત મુખ્ય ખોરાક છે તેવું ભોજન.

**सालिय.** पु० ( शालिक ) વસ્ત્ર વણનાર, તુરીયો.

**सालिया.** स्त्री० ( सालिका ) વલય જાતનું એક વૃક્ષ.

**सालिस.** त्रि०( सदृश ) સમાન; તુલ્ય સરખું.

**सालिहीपिय.** पु० ( सालिहीपितृ ) શ્રીમહાવીર સ્વામીના દશ શ્રાવકમાંના દશમા શ્રાવકનું નામ.

**सालुय** न० ( सालुक ) પાણીમાં થતો કંદ; જલજકંદ.

**सालूर.** पु० ( ) ઘેટો; મેંડક.

**साव.** पु० ( शाप ) શ્રાપ; અપકાર.

**साव.** पुं० ( स्वाप ) નિદ્રા કરવી; સુઈ જવું તે.

**सावइज्ज.** न० } ( स्वापतेय ) ઉત્તમ દ્રવ્ય;
**सावएज्ज.** न० } ધન-દોલત.

**सावक.** } पुं० ( श्रावक ) ધર્મશાસ્ત્રનું શ્રવણ
**सावग.** } કરનાર; આગાર ધર્મ પાળનાર. (२) બ્રાહ્મણ.

**सावगधम्म** पु० ( श्रावकधर्म ) બારવ્રતરૂપ શ્રાવકધર્મ.

**सावज्ज.** त्रि० ( सावद्य ) અવદ્ય-પાપ સહિત; દોષવાળું.

**सावज्जभासा.** स्त्री० ( सावद्यभाषा ) હિંસાકારી ભાષા.

**सावज्जाणुमोयणी.** स्त्री० ( सावद्यानुमोदिनी ) પાપનું અનુમોદન કરનારી ભાષા.

**सावण.** पुं० ( श्रावण ) શ્રાવણ મહીનો.

**सावतिज्ज.** } न० ( स्वापतेय ) ધન; મીલકત.
**सावतेय.** }

**सावत्थी** स्त्री० ( श्रावस्ती ) એ નામની કુણાલા દેશની એક નગરી.

**सावय.** पु० ( श्रावक ) શ્રાવક.

**सावय.** पु० ( श्वापद ) હિંસકપ્રાણી; જંગલી પશુ.

**सावयित्तार.** त्रि० ( श्रावयितृ ) સંભળાવનાર.

**साविगा.** स्त्री० ( श्राविका ) આગારધર્મ-શ્રાવકધર્મ પાળનાર સ્ત્રી; શ્રાવિકા.

**साविट्ठी.** स्त्री० ( श्राविष्ठा ) શ્રાવણી પુનેમ.

**साविय.** त्रि० ( शापित ) શાપેલું; સોગન આપેલું.

**साविय.** त्रि० ( श्रावित ) સંભળાવેલું.

**साविया.** स्त्री० ( श्राविका ) જુઓ "साविगा" શબ્દ.

**सावियाबुद्ध** पु० ( श्राविकाबुद्ध ) સુલસા શ્રાવિકા પાસેથી બોધ પામેલ અમ્મડ પરિવ્રાજક.

**सास.** पु० ( श्वास ) શ્વાસનું દર્દ.

**सासग.** न० ( सीसक ) સીસું; ધાતુ વિશેષ.

**सासग.** पु० ( सासक ) પારો; સચિત્તખર-કઠિન પૃથ્વીનો એક પ્રકાર. (२) વૃક્ષ વિશેષ.

**सासग.** न० ( शस्यक ) રત્નની એક જાત.

**सासण.** न० ( शासन ) શાસ્ત્ર; આગમ. (२) આજ્ઞા; હુકમ. (३) જૈનશાસન; જૈનદર્શન. (४) એક જાતનું ધાન્ય.

**सासण.** पुं० न० ( सास्वादन ) સાસ્વાદન નામનું બીજું ગુણસ્થાનક.

**सासन.** પુ૦ न० ( शासन ) જુઓ "સાસણ" શબ્દ.

**सासय.** त्रि० ( शाश्वत ) શાશ્વતુ; નિત્ય, સ્થાયી.

**सासय.** પુ૦ ( स्वाश्रय ) પોતાનું જન્મ સ્થાન-ઉત્પતિનું સ્થળ.

**सासयवाइय.** त्रि० ( शाश्वतवादिक ) પોતાને શાશ્વત-અમર માનનાર.

**सासयसोक्ख.** न० ( शाश्वतसौख्य ) નિત્ય સુખ; મોક્ષસુખ.

**सासव.** પુ૦ ( सर्षप ) સરસવ.

**सासाण.** न० ( सास्वादन ) સમકિતના અલ્પ રસના આસ્વાદ સહિત જીવની સ્થિતિ; પાંચ સમકિતમાંનું પ્રથમ સાસ્વાદન સમકિત. (૨) બીજા ગુણસ્થાનકનું નામ.

**सासाणसम्मदिट्ठि.** पुं० ( सास्वादनसम्यग्दृष्टि ) સમકિતના જરાક આસ્વાદનવાળો બીજે ગુણઠાણે વર્તતો જીવ.

**सासिया.** स्त्री० ( स्वाश्रिता ) અવિનષ્ટ યોનિ.

**सासिल्ल.** त्रि० ( श्वासवत् ) શ્વાસવાળો; દમીયલ.

**सासू.** स्त्री० ( श्वश्रू ) સાસુ.

**साहंजणी.** स्त्री० ( साहञ्जनी ) એ નામની એક નગરી.

**साहग.** त्रि० ( साधक ) સાધક. ઉપકારક: મળવી આપનાર.

**साहज्ज.** પુ૦ न० ( साहाय्य ) સાહાય્ય, મદદ.

**साहण.** न० ( साधन ) સાધવું; સાધન કરવું તે. (૨) કહેવું. (૩) કારણ; હેતુ, ઉપાય.

**साहणणा.** न० ( संहनन ) સંઘાત; એકઠુ થવું.

**साहणणाबंध.** पु० ( संहननबन्ध ) સંઘાતરૂપે બંધ; એકત્ર થવા રૂપી બંધ.

**साहणाय.** त्रि० ( साधनक ) સાધન પુરૂં પાડનાર.

**साहणिय.** त्रि० ( संहृत ) એકઠું કરેલું.

**साहत्थ. / साहत्थि.** पुं० ( स्वहस्त ) પોતાનો હાથ.

**साहत्थिया.** स्त्री० ( स्वाहस्तिकी ) પોતાના હાથથી લાગતી પાપક્રિયા.

**साहम्म.** न० ( साधर्म्य ) સમાનધર્મ; સમાનતા.

**साहम्मि.** त्रि० ( साधर्मिन् ) સમાન ધર્મવાળું; સાધર્મી.

**साहम्मिणी.** स्त्री० ( साधर्मिणी ) સમાન ધર્મ-વાળી સ્ત્રી.

**साहय.** त्रि० ( संहृत ) જેનો મધ્યભાગ સંક્ષિપ્ત-સંકોચાયલો હોય તેવું; સંકુચિત.

**साहय.** त्रि० ( साधक ) કાર્યસિદ્ધિ કરનાર.

**साहरण.** न० ( संहरण ) હરી જવું; લઇ જવું.

**साहरिज्जमाणचरअ.** त्रि० ( संह्रियमाणचरक ) પસારેલી વસ્તુ ફરી સંકેલવામાં આવે તેજ લેવી એવા અભિગ્રહથી ગવેષણા કર-નાર (મુનિ.)

**साहरिय.** त्रि० ( संहृत ) લઇ જવામાં આ-વેલું: હરાયેલું. (૨) એકત્ર કરેલ. (૩) વહોરવાનાં પાત્રમાં કાંઇ ન દેવા યોગ્ય વસ્તુ પડી હોય તેને અન્યત્ર ફેંકીને આપવાથી સાધુને લાગતો એષણાનો પાચમો દોષ.

**साहल्ल.** न० ( साफल्य ) સફળપણું.

**साहस.** न० ( साहस ) વિચાર કર્યા વિના એકદમ કંઇક કાર્ય કરવુ તે.

**साहसिक.** त्रि० ( साहसिक ) વગર વિચાર્યું બોલનાર: સાહસિક.

**साहसिक्क.** न० ( साहसिक्य ) સાહસપણું.

**साहसिय.** त्रि० ( साहसिक ) સાહસિક; સાહસ ખેડનાર; વગર વિચાર્યું કામ કરનાર.

**साहस्सिय.** न० ( सहस्र ) સહસ્ર; હજાર.

**साहस्सी.** स्त्री० ( सहस्र ) એક હજાર.

**साहा.** अ० ( स्वाहा ) સ્વાહા; સમર્પણ.

**साहा.** स्त्री० ( शाखा ) શાખા; ડાળી.

**साहाभंग.** पु० ( शाखाभङ्ग ) પલ્લવ; નવું પાંદડું. (૨) ઝાડની શાખાનો કકડો.

**साहामिग.** पुं० ( शाखामृग ) વાનર.

